श्रीश्रेयःसाधकअधिकारिवर्गग्रंथावलि—

ग्रन्थांक ५.

# श्रीभामिनीभूषण.

## तृतीय अलंकार.

( तृतीयावृत्ति. )

रचनार

श्रीमन्नृसिंहाचार्यजी.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

સાચે જો ભગિની ભવાબ્ધિ તરવા, ઇચ્છા ઉરે આદરો,
સો આ પુસ્તક હસ્તમાં, હૃદયમાં,—તાત્પર્યને તો ધરો;
જો સંસારવિષે મહા ભટકવા, મિથ્યા દુરાશા કરો,
તો બીજા ભ્રમના પ્રધાન ઘરમાં, સ્નેહે ભલે સંચરો.

દોહરો.

ભોગમોક્ષ એ ઉભયનો, દાતા છે શુભ પંથ?
છે, સો આ સત સિદ્ધિદા, ભામિનીભૂષણ ગ્રંથ.

श्रेयःसाधकअधिकारिवर्गतरफथी

प्रसिद्ध करनार

पुंजालाल मोहनलाल.

वडोदरा.



अमदावाद.

धी "डायमंड ज्युबिली" प्रिन्टिंग प्रेसमां

परीख देवीदास छगनलाले छाप्युं.

प्रत १०००. संवत् १९७१. सन १९१५.

मूल्य रु. १—०—०

श्रीश्रेयःसाधकअधिकारिवर्गग्रंथावलि

ग्रन्थांक ५.

# श्रीभामिनीभूषण.

## तृतीय अलंकार.

( तृतीयावृत्ति. )

रचनार

श्रीमन्नृसिंहाचार्यजी.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

સાચે જો ભગિની ભવાબ્ધિ તરવા, ઇચ્છા ઉરે આદરો,
લો આ પુસ્તક હસ્તમાં, હૃદયમાં,–તાત્પર્યને તો ધરો;
જો સંસારવિષે સદા ભટકવા, મિથ્યા દુરાશા કરો,
તો બીજા ભ્રમના પ્રધાન ઘરમાં, સ્નેહે ભલે સંચરો.

દોહરો.

ભોગમોક્ષ એ ઉભયનો, દાતા છે શુભ પંથ?
છે, લો આ સદ્ સિદ્ધિદા, ભામિનીભૂષણ ગ્રંથ.

श्रेयःसाधकअधिकारिवर्गतरफथी

प्रसिद्ध करनार

पुंजालाल मोहनलाल.

वडोदरा.



अमदावाद.

धी " डायमंड ज्युबिली " प्रिन्टिग प्रेसमां

परीख देवीदास छगनलाले छाप्युं.

प्रत १०००. संवत् १९७१. सन् १९१५.

मूल्य रु. १—०—०

### ગીતિ વૃત્ત.

ક્લેશવૃદ્ધિકર ગ્રંથો, ને વળિ પંથોતણો નથી તોટો,
ભામિનીભૂષણસમ કો, ક્લેશનિવારક થયો નથી મોટો.

### શાર્દૂલવિક્રીડિત છંદ.

રે રે ભામિનિઓ કુલીન કુલની, ક્લેશે સદા શું વસો ?
ઇચ્છો જો ઉર, ટાળવા કલહને, તો તો કટિને કસો;
વાંચો પ્રેમવડે, વળિ સમજિને, દોષો દહીને હસો,
આ તો ગ્રંથ સુપંથમાં જ ધરતો, ના ના ખુણે નાંખશો.

### દોહરો.

ભૂષણ આ છે ભામિની, દૂષણ કરશે દૂર,
સુખ ઇચ્છો તો ઉર ધરો, ન તો વહો ભવપૂર.

## ग्रंथमाहात्म्य.

### મંદાક્રાંતા વૃત્ત.

આ સંસારે, શરિર ધરિને, જીવનુ કામ જે છે,
જેથી અંતે, પરમ સુખ છે, ગ્રંથમા સર્વ તે છે,
માટે વાચો, તનમનવડે,—પ્રેમથી, સાર એ છે,
ના કો ગ્રંથે, સરસ રસ તે, ભામિનીભૂષણે છે. ૧
સારી સારી, વિવિધ રસની, સત્કથાઓ વદે છે,
બાળે પાપો, સબળ બળથી, જે ન ગંગા નદે છે,
ક્લેશો ટાળી, સુજન ઉરમા, જે સદા જ્ઞાન દે છે,
એવા ઝાઝા, અકથ ગુણ તે, ભામિનીભૂષણે છે. ૨
સાદી ભાષા, સરલ વચને, સ્ત્રીતણા ચિત્ત ચિત્રે,
દેશે શોભા સુગુણ વચનો, જે વધા સુજ્ઞ મિત્રે,
જે જે પામી, જગતજન આ, તૃપ્તિથી નિત્ય વે'છે,
તે તે સાચું, સુખદ બળ આ,—ભામિનીભૂષણે છે. ૩
ઝાઝા લોકો, શરણ હરિનું, પામવા તીર્થ સેવે,
દેશે દેશે, ભ્રમણ કરીને, રાખતા ભક્તિ દેવે,
ના જે તેથી, સુખદ ફળને, શાંતિસાથે રળે છે,
તેવાઓને, પણ સુફળ આ,—ગ્રંથથી તો મળે છે. ૪
કામી ક્રોધી, કુમતિ જનના, ક્રોધ ને કામ ટાળે,
લોભીઓ ને, અધમ સઉના, દોષને સઘ બાળે,
મોટા મોટા, સુગુણ હૃદયે, સ્થાપિને કીર્તિ આપે,
ઉંડા મૂળો, અનિતિતરુના, ગ્રંથ આ નિત્ય કાપે. ૫
રે શામાટે, કરચરણ આ, બાંધીને દુઃખ પામો ?
ધાટે ધાટે, સુગમ કળથી, કષ્ટને કા ન વામો ?
ના'વે છેડો, રુદન કરતા—દુઃખનો સઘ જાણો,
આણે છેડો, સકળ સુખ દે,—વાચી આ ગ્રંથ માણો. ૬
ગ્રંથો બીજા—સકળ, જળ આ,-ગ્રંથ આગે ભરે છે,
વાતો મોટી, વદન વદતા, કાર્ય ના તે કરે છે,
આ તો સાચે, યુવતિ નરને, ભુક્તિ ને મુક્તિદાતા,
તેથી મોટા, દશ દિશવિષે, ગ્રંથની કીર્તિ ગાતા ૭
સાચા સ્વામિ, જગતજનનાં, કષ્ટ ને ક્લેશ કાપે,
માગે એવાં, સકળ સુખ કે, સિદ્ધિઓ અષ્ટ આપે,
ગ્રંથી છોડે, હૃદયમળને, ત્રોડિને મોહ મોડે,
એવો છે આ, અમરકુર જો,—વાચકો ચિત્ત ચોંડે. ૮

श्रेयःसाधकअधिकारिवर्ग.

॥ ॐ ॥

# ॥ अथ प्रसिद्धिकर्तृकृत मंगलम् ॥

ब्रह्मादीशगणः सर्वे सर्गादिकारकोऽपियम् ।
वर्ततेऽभिनिजात्मानं तं नृसिंह नुमो मुदा ॥ १ ॥
अनाधारश्च नाधारोऽप्याधारो जगतः श्रुतः ।
तं परेशं नृसिंहेति नाम्ना सर्वे स्तुमोऽनिशम् ॥ २ ॥
यस्योपासनया मोक्षमेति सुज्ञोऽनहंकृतिः ।
यद्विमुखो गति घोरां राजयीनो गुरुः सदा ॥ ३ ॥
अवतारयन् स्मृतिपथं प्रिय प्रतिज्ञां जनार्दनेन धृतां ।
अविरलतमसि निमग्नान् स्वरोचिषा धवलयन् जनान् सर्वान् ॥४॥
आनंदयन्नुदितोऽवसीदतो योगिलोकसंदोहान् ।
आश्चर्यदृशा दृष्टो जयतितमां श्रीनृसिंहमुखचंद्रः ॥ ५ ॥
पुण्योदयात्प्रेम परं दधाति रागाद्यपृक्ते सुकृतीहि यस्मिन ।
द्वेष दुरात्मा निरयोऽचल स आनंदरूपो विजयी नृसिंहः ॥ ६ ॥
निदानं जन्मादरेखिल जगतश्छेदरहितो
निराकारोऽनामा तदपि विपरीतस्तनुधियाम् ।
नृसिंहेति ख्यातो विमल हृदयाना प्रियतमः
स एवोपास्यो नोऽद्वयविभु महेशोऽति सुखद ॥ ७ ॥
अंशैः शुभ्रैर्जगति सततैः सर्वतो दृष्टपातै-
र्दग्ध क्षिप्रं खलजनकुलं लीलया येन सर्वम् ।
मुक्तैर्देवैः सुरभिकुसुमैर्दर्शनीयाकृतिः सः
प्रीतः पायात् सकलसुजनान् श्रीनृसिंहो दयालुः ॥ ८ ॥

અર્થ:—૧. શ્રી બ્રહ્મા વગેરે જગતના ઈશ્વિરો, સૃષ્ટિ આદિના કરનાર પણ, પોતાના આત્મારૂપ ગણીને જેમના અભિમુખ રહે છે, તે **શ્રીનૃસિંહ** ભગવાનને અમે ભક્તિપૂર્વક નમસ્કાર કરીએ છીએ

૨. જેનો કોઈ પણ પદાર્થ આધાર નથી, અર્થાત્ જે આધેય

નથી તેમ જ જે આધારરૂપ પણ નથી, છતા જે વિશ્વના આધારરૂપ શ્રુતિથી મનાયા છે, તે શ્રેષ્ઠ ઈશ્વરનુ અમે સર્વ **નૃસિંહ** નામના આરોપપૂર્વક નિરંતર સ્તવન કરીએ છીએ.

૩. જેમની ઉપાસનાવડે પોતાના અભિમાનની નિવૃત્તિ કરીને સુજ્ઞ પુરુષો મોક્ષને પામે છે, તથા જેમનાથી વિમુખ ઘોર ગતિને અર્થાત્ અધોગતિને પામે છે, તે અમારા **શ્રીસદ્‌ગુરુ** સદા વિજયી છે.

૪—૫. શ્રીકૃષ્ણે કરેલી પ્રિય પ્રતિજ્ઞાનુ સ્મરણ કરાવતા, તથા ગાઢ તમસ્‌મા નિમગ્ન થયેલા સર્વ લોકોને પોતાના પ્રકાશદ્વારા ધવલ કરતા, તથા ઉદાસ થઈ ગયેલા યોગિલોકોના સમૂહને આનંદ આપતા ઉદય થયેલા તથા લોકોની આશ્ચર્યદષ્ટિના વિષય થયેલા **શ્રીનૃસિંહ ભગવાનના** મુખરૂપ ચંદ્રમા અતિ વિજયી છે.

૬ જે રાગદ્વેષાદિના સ્પર્શથી રહિત **પરમાત્માને** વિષે પુણ્યવાન્ પુરુષો પુણ્યના ઉદયથી અપાર પ્રેમ ધરે છે, તથા જેમને વિષે નરકરૂપ દુરાત્મા અચલ દ્વેષને ધારે છે તે પરમાનંદરૂપ **શ્રીનૃસિંહ ભગવાન્** વિજયી છે.

૭. જે સમગ્ર જગત્‌ના, જન્મ જેનો આદિ છે એવા જન્મ, સ્થિતિ અને લયના મૂળ કારણરૂપ છે, જે ત્રણે પ્રકારના પરિચ્છેદથી રહિત છે, અર્થાત્ જે સર્વ કાલે હોવાથી કાલકૃતપરિચ્છેદથી રહિત છે, એટલે નિત્ય છે, સર્વ વસ્તુમા હોવાથી વસ્તુકૃત પરિચ્છેદથી રહિત છે, એટલે સર્વરૂપ છે, અને સર્વ સ્થળે હોવાથી દેશકૃત પરિચ્છેદથી રહિત છે, એટલે સર્વવ્યાપક છે, જે નિરાકાર છે, જે નામાતીત છે, જે એમ છતા મંદબુદ્ધિ જનોની દૃષ્ટિમા વિપરીતરૂપે ભાસે છે એટલે અનુક્રમે અલ્પશક્તિસરખા, એકદેશાવચ્છિન્ન, એકકાલાવચ્છિન્ન, અને એક વસ્તુથી અવચ્છિન્નસરખા સાકાર તથા નામવાળા ભાસે છે, જે **નૃસિંહ** એ નામથી જગત્‌મા પ્રસિદ્ધ છે, જે વિમળ હૃદયવાળા પુરુષોના પરમપ્રેમના સ્થાનરૂપ છે, તે જ અદ્વય, વિભુ, અને પરમ સુખ વા મોક્ષ આપનાર **મહેશ્વર** અમારા ઉપાસ્ય દેવતાછે.

૮. જગત્‌મા દશ દિશામા પ્રસરેલા પોતાના અખંડિત શુભ્ર કિરણોવડે સંપૂર્ણ ખળોને જેમણે લીલાવડે તત્કાળ દગ્ધ કર્યા છે, તથા તેથી દેવતાઓથી કરાયેલી સુગંધિ દિવ્ય પુષ્પની વૃષ્ટિવડે વિશેષત રમણીય કાન્તિથી શોભતા દયાલુ **શ્રીનૃસિંહ ભગવાન્** પ્રસન્ન થઈ સર્વ સુજનોનુ રક્ષણ કરો.

**શ્રેયઃસાધકઅધિકારીવર્ગ.**

---

द्वितीयावृत्तिविषे.

## प्रसिद्धिकर्तृकृत सूचना.

આ પરમકલ્યાણકર ગ્રંથની દ્વિતીયાવૃત્તિ મુદ્રિત કરાવવાનો પ્રસંગ ઇષ્ટાનુગ્રહથી પ્રાપ્ત થયો છે. આ વર્ગથી પ્રકટતા શ્રેયસ્કર ગ્રંથનો સર્વત્ર પ્રચાર કરવા આગ્રહપૂર્વક પ્રયાસ ન થતો હોવા છતાં, આ ગ્રંથ સ્વસામર્થ્યથી જ સર્વત્ર અધિકાધિક પ્રચારને પામતો રહે છે, તેથી સુજ્ઞ આબાલવૃદ્ધ પ્રજાને અધિક પ્રીતિપાત્ર થઈ રહ્યો છે, એમ કહેવું એ અતિશયોક્તિ નથી.

આ ગ્રંથના પ્રકટ થયેલા પાંચ અલંકારો સદ્વિવેકી પ્રજામાં અત્યંત પ્રીતિપૂર્વક વંચાય છે, તથા અવશિષ્ટ ઉત્તર અલંકારોને સત્વર પ્રકટાવવા અનેક સજ્જનોથી પુનઃ પુનઃ વિજ્ઞપ્તિ કરાય છે; જેથી આ ગ્રંથને પ્રસિદ્ધ કરનાર વર્ગનો પરિશ્રમ સાર્થક થયો છે, એમાં લેશ પણ સંશયસરખું નથી.

વીરક્ષેત્ર (વડોદરા)
સંવત્ ૧૯૫૩ આશ્વિન
કૃષ્ણપક્ષ ૬ રવિવાસર. } श्रेयःसाधकअधिकारिवर्ग.

## પ્રથમાવૃત્તિવિષે.

## પ્રસિદ્ધિકર્તૃકૃત સૂચના.

આ **શ્રીભામિનીભૂષણ** ગ્રંથનો તૃતીય અલંકાર પ્રસિદ્ધિમા મૂકીએ છીએ. અધિક હર્ષપ્રદ વાર્તા એ છે કે સુજ્ઞ વાચકવર્ગવડે અધિકપ્રેમપૂર્વક આગ્રહ કરાયાથી આ અલંકારને પ્રકટ કરવાનો રુડો અવસર આવ્યો છે. જનરુચિનો અવર્ણનીય બોધ આવવાથી જે ગ્રંથનું ઉત્તરોત્તર સ્વરૂપે પ્રકટવું થાય છે તે જ ગ્રંથ થયો સાર્થક ગણાય છે.

પ્રથમ તથા દ્વિતીય અલકારમા રાખેલો દિવસનો જ અનુક્રમ આ તૃતીય અલકારમાં પણ છે. આ ગ્રથ કલ્યાણની ઇચ્છાવાળા ગૃહસ્થ મનુષ્યને જાણવાયોગ્ય સર્વ વાર્તાનો જણાવનાર છે તેથી જેવો પ્રધાનપણે સ્ત્રિયોને ઉપયોગી છે, તેવો જ પુરુષવર્ગને પણ ઉપયોગી છે. ઉત્તરોત્તર ભાષામા તથા વિષયમાં કોઈ કોઈ સ્થળે કઠિનતા જણાય તો ગ્રથાનુક્રમે ઘટિત ગણી રાખી છે, એમ જાણવુ.

પ્રથમના બે અલકારો પ્રસિદ્ધ થઈ ચુક્યાથી આ ગ્રથ સર્વ પ્રકારે સુપ્રસિદ્ધ છે એટલે અધિક અત્ર લખવા હવે પ્રયોજન રહ્યુ નથી.

| વીરક્ષેત્ર ( વડોદરા )<br>સવત્ ૧૯૪૭ ફાલ્ગુન<br>શુક્લપક્ષ ૧૧ | **श्रेयः साधकअधिकारिवर्ग.** |
|---|---|

## શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

રે રે દીનદયાળ આ જગતમા, શાંતિ સદા સ્થાપજો,<br>
ક્લેશો આ સઉ જીવના હૃદયના, આણી દયા કાપજો;<br>
દોષો ટાળિ, સુધર્મ ધારિ, રળવા, સારી મતિ આપજો,<br>
જે વાચે જન તે તણા હૃદયમા, આ ગ્રથને છાપજો.

॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्रीसद्गुरवे परमात्मने नमः ॥

# ॥ श्रीभामिनीभूषण ॥

## ॥ तृतीयालंकार ॥

### ॥ अथ मंगलम् ॥



સર્વ અર્થની સિદ્ધિ જેના નિરતર સ્મરણથી થાય છે એવા, અને જેના વડે આ દ્રવ્ય, ક્રિયા તથા જ્ઞાન વિદ્યમાન રહી જગદાકાર પરિણામને પામ્યા પ્રતીત થાય છે એવા **સર્વેશ્વરશ્રીને** પુનઃ પુન નમસ્કાર કર છુ શુભાશુભ કર્મના સાક્ષી, પ્રાણીપદાર્થના અતર્, મધ્ય, તથા બહિર્ સદા રહેલા છતા નહિવત્ પ્રતીત થતા કેવળ નિર્ગુણ, ચેતનસ્વરૂપ, **વિશ્વેશ્વરશ્રીને** અનિવાર્ય પ્રેમવડે આ કાર્યના આરભમા વળી વળીને નમસ્કાર કરુ છુ. જેની સત્તાના પ્રાદુર્ભાવથી પદાર્થમાત્રની ઉત્પત્તિ, સ્થિતિ, તથા લયની પ્રતીતિ થાય છે, અને જેની તે સત્તાના તિરોધાનથી આ નામરૂપ જગતનો લય થાય છે, એવા **મહેશ્વરશ્રીને** દીન વૃત્તિથી દડવત્ નમસ્કારપૂર્વક યજુ છુ. જે **સર્વેશ્વર, વિશ્વેશ્વર** તથા **મહેશ્વરાદિ** અસખ્ય સજ્ઞાઓવડે ઓળખાએલા છે, તથા સ્મરણ કરનાર ભક્તને નિષ્પાપ કરી નિઃશ્રેયસને[1] પ્રાપ્ત કરે છે, એવા **દેવાધિદેવશ્રીને** 'આ કાર્યને નિર્વિઘ્ન કરવા પ્રસન્ન થાઓ' એમ મુખથી માગ્યાવિના જ સ્મરુ છુ.

## दिवस १५.

**મનોહર**—( સવારમા ઉઠીને ).

**શાર્દૂલવિક્રીડિત છંદ.**

આ સસાર અસારમા ઉપજિને, જેણે ધણી ના લહ્યા,
જીવ્યા વર્ષ સહસ્ર તોય ગણિએ, મૃત્યુમુખે તે વહ્યા,
જાણીને પદ જેહના તનુ ગયા, તે તો વહ્યા ના રહ્યા,
માટે લે સમજી હવે **મનહરા**, જે નિત્ય વેદે કહ્યા.

---

૧ મોક્ષને.

## શિખરિણી વૃત્ત.

સદા શાંતિ દેજે, જગત્પતિ દોષો દૂર કરી,
ભવાબ્ધિથી લેજે, શરણુ હરી, ના દે તનુ ફરી,
દિયો તો તો રે'જે, હૃદય, નવ જાઉં હું વિસરી,
રખે મૂકો વે'તો, મનહર હુ માગું ભય ધરી.

**વિઠ્ઠલજી**—( સામી બારીએ બેશી પ્રભાત ગાય છે. )

### પ્રભાત.

જ્યા લગી જગત્‌ના નાથ ના નિરખિયા, ત્યાં લગી જન્મીને વ્યર્થ મરવુ,
વિષયના ભોગમા રોગવશ મૂઢ જે, ક્યા થકી તેહને હોય તરવુ.
શબ્દ ને સ્પર્શ રસ રૂપ ને ગધમાં, મગ્ન જે પ્રાણિઓ તે ન સુખિયાં,
અવર જે રાજસી તામસી જીવ તે, નિજ સ્વભાવે રહે નીચ દુખિયા.
સાધકો વિષયમા દોષ દેખી હકે, તે દુઃખી તદપિ સુખકાજ જાણો,
અનુભવી સ્વરૂપને ભોગી સુખના થશે, વસ્તુત દુખિ તેને ન નાણો.
મુક્ત સાચા સુખી સફળ તે જન્મિયા, અવર વસુધાવિષે ભારકર્તા,
એક **મનહર પ્રભુ**પદવિના વિશ્વમા, કો નથી જીવના દુખહર્તા.

**કાવેરી**—( પોતાના ઘરમા પ્રભાત ગાય છે )

### પ્રભાત. રાગ વેળાવળ.

હે મન ત્યજીને મદતા, ભજ હરિહર નિત્યે,
ભવભ્રમણભય ભાગવા, ત્યજ દુર્ગુણ પ્રીતે.
જે જે વિષયમા તું રમે, તે તે અચળ ન રહેતા,
નામરૂપ જેનુ જાણીયુ, તે તે જાણ્યા વહેતા.
દુખદાતા તે વિનાશિને, વળી વળી તું ઇચ્છે,
પણ ન વિવેક ધરી તુ કા, દુઃખરૂપતા પ્રીછે?
જાય વિષય દુખ દેઇને, સહુને અનુભવ આવે,
તોપણ નિત્યસમા લહે, કા ન લજ્જા લાવે?
સમજી સવેળા આ જગે, પ્રભુપદ ધર પ્રીતિ,
મનહર જે **જગદીશની**, સુખરૂપ નિત્ય નીતિ.

**ચંચળા**—( પોતાના ઘરમા ગાય છે )

### પ્રભાત.

દાસતણી દયા રે, જાણે જે સાચા ધણી રે,
અવર હરામી ન જાણે કોય,

માટે જીવ તું કરજે રે, સેવા સાચા શેઠની રે,
શાખ જેની જગમા સર્વત્ર હોય, દાસ૦
વ્યાપાર તો ચાલે રે, જેનો દશ દિશવિષે રે,
જેને ઘેર કદી ન મળે અન્યાય,
ધણીપણું કોનું રે, જેને શિર ના મળે રે,
જે સુખસ્વરૂપ સ્વતંત્ર ગણાય, દાસ૦
થાપણ મૂકેલી રે, કોની નવ ઓળવે રે,
જ્યારે માગે ત્યારે દે શતપટ દામ,
અધિક પટ આપે રે, વસ્તુકેરા નિયમથી રે,
સખ્યા જેની કહી ન શકાય તમામ, દાસ૦
ખોટ નવ આવે રે, કદી જેના કામમા રે,
એવા જે છે સાવધ ધણી જગદીશ,
મનહર તે પ્રભુને રે, સાચે દિલે સેવજે રે,
સોપી સુત, વિત્ત, સ્ત્રી, તનુસહ શિશ, દાસ૦

**બાળ૦**—(દાતણ કરી મો ધોઈને હાથ જોડી આખો મીંચીને.)

**રાગ આશાવરી.**

જે જે સીગોવડહનદાડી, ડેજો ભક્ટિ નિટચ ટમાડી,
જેમ નાદ ગોકુલમા બિડાજી, માડયા ઝાઝા દૈટ્ય પાજી
ટેમ આ ટનુગોકુલમા બેસી, દુસ્ટ ડિપુને માડો ડેસી,
જે જે જસોદાનદન કાન, ડેજો અટે મુક્ટિડાન.
સકટ પુટના ટડુનાવટ, અઘ બગ વસ્છનો આન્યો અટ,
વૃસભ વ્યોમ ને કેસી હન્યા, ટેના ભાડ ટમે ના ગન્યા.
નાગ નાઠી દાવાનલ ગલ્યો, ગોપ ગાયનો ભય સઉ ટલ્યો,
ટેમ ડાસપડ કડુના કડી, ભય ડુખ સઘલાં લેજો હડી
માડી કસને નિડભય કડ્યા, માટપિટાના ડુંખ સઉ હડ્યા,
ભક્ટટની લીઢી સભાલ, એવા છો પ્રભુ ડીનડયાલ.
અટડમા નિટ બેસી નાઠ, મુજ મસ્ટક ડેજો નિજ હાઠ,
કામ કડોઢ ભય લોભ જ હની, ડેજો સાટિ જગટના ઢની.
બાલમુકુડ હુ ચડને નમુ, ડેજો મટિ જે ટમને ગમુ,
આ સંસાડે સુખહી રમુ, અટે આપ સડુપમા સમુ.

**ત્રિભુવન૦**—( બારીઆગળ પથારીમા બેશીને ).

## પ્રભાત.

જાગીએ ગિરિધારીલાલ, નંદકુંવર કાળા,
દર્શનને કાજ આવી, ઉભી ગોપબાળા; જાગીએ૦
સૂર્યઉદય થશે હવે, ત્રોડે વચ્છ ગાળા,
પક્ષીઓ કલ્લોલ કરે, છાડીને નિજ માળા, જાગીએ૦
ઉઠો કુંવર યશોદાના, ધરો ગુંજમાળા,
મર્કટ ને બાળ મળી, રમે કરી ચાળા, જાગીએ૦
વૃષભ ઘુઘરમાળવાળા, જોતરી છોગાળા,
દ્વારથકી વહે શકટ, ગાય ગાડીવાળા, જાગીએ૦
મંદિરમાં ઘંટ વાગે, કરે આરતિ પાળા,
કીજીએ પયપાન પ્રીતે, કહેલા ગોપાળા, જાગીએ૦
ત્રિભુવનના નાથ રસિક, જાગીએ રીસાળા,
ભાનુકિરણસંગ ભળે, મુખકિરણ પ્રભાળા, જાગીએ૦

**દાસ**—[ બારીએથી **વિઠ્ઠલજીને** ] કેમ **વિથ્થલજી**! અસ્નાન કર્યા કે હવે?

**વિઠ્ઠલજી**—હવે તૈયારી છે દાસ! તમે સ્નાન કર્યા કે નહિ?

**દાસ**—ના'વાની ટો ટૈયાડી છે હેથલ, પન જડા બેથો, એટલામાં ટો ચોગડડમઠી કિડટનનો નાડ આવ્યો, ટેના સ્વાડમાં વિચાડ કડટો બેથો કે આહા! આ આપના ભતજી મ્હાડાજના પુનપડટાપ જેજેકાડ કૈ ડહ્યો છે! બાકી આ સૂરજનાડનના ઉગટા પહેલાં ટો ગાલાગાલીના મંગલ ઘેડેઘેડ ગવાટા જ હોટ! કેમ ખોટું કહું છું **વિથ્થલજી**?

**વિઠ્ઠલજી**—ના ખરૂ કહો છો. **ભટ**જીની દયાથી તો આ મહોલ્લો કૈલાસપુરીસરખો દીસે છે, અને હજી થોડા દિવસપછી સાક્ષાત્ કૈલાસ જ બની રહેશે. ચાલો હવે નહાવા જઈએ (જાય છે)

**દાસ**—( **ત્રિભુવનને** ) કેમ **ટીભુ** કાકા! આજ ટો ટમે પન અઢાડના પો'ડમાં **ભગવાનને** જગાડટા બેથા છો!

**ત્રિભુવન૦**—હા **બાલુભાઈ**! મારે તો રોજ વહેલા ઉઠવાની ટેવ ખરી, પણ હવે અવસ્થાનું કામ એટલે ઘણું વહેલું નવાતું નથી બાકી તો રોજ ચાર વાગતામાં નાહીને ઠાકોરસેવામાં પેસતો.

**દાસ**—હસે, ટેની સી ચંટા છે. ઘડ્ડા માનસને સઘલી બાબટની છૂટ છે ( નાહાવા જાય છે. )

**વિજળી—** **પ્રભાત.**

દર્શન દો ઘટ ઘટના વાસી, નિત્ય નિત્ય નમી હું યાચુ રે,
વિષયતણા સુખ ખોટા તોપણ, ઇચ્છે આ મન કાચુ રે, દર્શન૦
ઉપજે ને ખપી જાય વિષય તે, નથી કો સુખના દાતા રે,
માટે આપ સ્વરૂપ અવિનાશી, ઇચ્છુછુ હુ ત્રાતા રે, દર્શન૦
મારુ મારુ કરી કરી જગમા, દિન દિન દુઃખ બહુ ભોગુ રે,
જગપતિ તે હુમારુ ટાળી, દેજો સુખ હુ જોગુ રે, દર્શન૦
મિથ્યા મમતા ધરી મરવાથી, જન્મમરણદુઃખ આવે રે,
માટે **મનહર** પ્રભુપદ સ્થાપી, દેજો જે સુખ ભાવે રે, દર્શન૦

**પ્રાણકોર**—અલી **વિજળી**! આ પરભાતીયુ વળી ક્યારે શીખી આવી! એ તો નવુ જણાય છે!

**વિજળી**—તે નો'તું સાભળ્યુ એટલે નવુ! બાકી એ તો બહુ દહાડાથી મને આવડે છે. વળી નવુ સાભળવુ હોય તો સાભળ, આ કમળા પાડોશણ ગરબો ગાય છે તે.

**કમળા—** **ગરબો.**

સખી **સદ્ગુરુ**ની શીખ શ્રવણે ધરો જો,
નીતિભક્તિ ધારી જન્મ આ સફળ કરો જો, સખી૦
ત્યજી વેર જગે હળી મળી ચાલીએ જો,
આપ આપણા સુખોમા સહુ મ્હાલીએ જો,
સાચો ભક્તિકેરો માર્ગ સુખદ ઝાલીએ જો, સખી૦
અમૃત વેણ નવ મુખથકી ઉચ્ચારીએ જો,
મનને પાપથકી રાત્રિદિવસ વારીએ જો,
સકળ સદ્ગુણોને હૃદયવિષે ધારીએ જો, સખી૦
સખી કોઈ ઉપર ક્રોધ નવ કીજીએ જો,
ભૂલ કરે તેને શીખક્ષમા દીજીએ જો,
ત્યજી લોભ, મોહ, શાતિરસ પીજીએ જો, સખી૦
જેમ માર્જનીથી ઘરને નિત્ય વાળીએ જો,
જેમ ચાળણીથી લોટ સદા ચાળીએ જો,
તેમ **હરિભજન**થી હૃદયમળ ટાળીએ જો, સખી૦
જેમ દિવસપ્રતિ જળને આપણુ ગાળીએ જો,
દુરાચરણથી પ્રજાને જેમ ખાળીએ જો,
તેમ કોપ ટાળી **મનહર** મતિને પાળીએ જો, સખી૦

**વિજળી**—અલી **કમળા**! તારા જેવી પાકી તો મે કોઈએ ના દીઠી! આવા કેટલાએક નવા શીખી છે જે?

**કમળા**—તું બહુ કાચી છે તે હું કે દહાડે નથી જાણતી ! તારા જેટલા મને ક્યારે આવડે છે જે ?

**વિજળી**—એ હશે, હવે એક દહાડો આપણે જેને જેટલા આવડે એટલા બધાએ ગાઈ સંભળાવવાં, એટલે પછી કોઈ કોઈને નવાઝૂની રહે નહિ. ચાલ બહેન ! હુ તો સેવાથી પરવારીને રાંધવા પેસુ. મારે તો દાળ દાઝી જશે.

**કમળા**—મારે પણ આજે તો ઉતાવળા રાંધી પરવારવાનુ છે. ( સઉસઉને કામે લાગે છે. )

**વિજયા**—( મનોહરને સેવામાથી પરવાર્યા પછી ) કેમ હવે કંઈ અગત્યના કામમા છો કે ? મારે કાંઈ પૂછવુ છે તે પૂછુ ?

**મનોહર**—ના, હમણા તેવુ કાંઈ ખરુ કામ નથી, તારે પૂછવુ હોય તે સુખેથી પૂછ. ( એમ કહી બેસે છે )

**વિજયા**—આ આખુ જગત્ જે ઇચ્છા કરે એવી વસ્તુ તે શી હશે ?

**મનોહર**—આ આખુ જગત્ જે ઇચ્છે છે, તે તો એક સુખ છે. આ પ્રશ્ન તો ઘણો સહેલો છે કારણ કે જગત્મા આપણે જોઈએ છીએ કે દુખ કોઈને ગમતું નથી, અને દુખ આપે એવી વસ્તુને કોઈ ચહાતુ નથી. જ્યા ત્યાથી સુખને મેળવવા સઉ ફરે છે, અને જેમા જેમા સુખ દેખાય છે, તેને જગત્ સધરે છે, અને જેમા દુખ દેખાય તેને છોડે છે તેથી એ તો સહજ જણાય છે કે સઉ સુખને જ ઇચ્છે છે. કોઈને પણ આપણે પૃછીશુ તો તે દુખ લેવાને રાજી નહિ થાય.

**વિજયા**—હા, એ વાત તો સાચી છે, પણ આખુ જગત્ જ્યારે સુખને જ ઇચ્છે છે, ને સુખને જ સધરે છે, ત્યારે આ ઘણા લોકો દુઃખી દેખાય છે એ શુ ?

**મનોહર**—સુખને ઇચ્છે છે સઘળા, પણ સૌને મળે છે ક્યા ? અને ખરા સુખને જીવ ઓળખે છે પણ ક્યા ? જીવ તો માયાવશ વર્તે છે, એટલે ઉલટી રીતે વર્તે છે. સુખને ઇચ્છે છે, પણ તેના ખરા ઉપાયને જાણતા નથી, એટલે દુઃખને આપનાર ઉપાયો કરે છે, ને પછી સુખ નહિ મળતા જ્યારે દુઃખ દેખાય છે, ત્યારે પછી પસ્તાય છે. એમને એમ આ આખો સંસાર દુખમા જ ડૂબી ગયો જણાય છે

**વિજયા**—સાચા સુખના ઉપાય જીવ જાણતા નથી, ત્યારે એમને સુખ તે શી રીતે મળશે ?

**મનોહર**—સુખ તો સુખના અનુભવનારા સત્પુરુષોવડે સમજીને મેળવે ત્યારે.

**વિજયા**—આજે એવા સત્પુરુષો કોણ જાણે કયા હશે ? અને તેમને ઓળખીએ પણ શી રીતે ? તે પણ જોતા તો માણસજેવા જ દેખાતા હશે કેની ?

**મનોહર**—દેખાય તો માણસ જેવા ખરા, પણ તેમના મનની તથા શરીરની સ્થિતિની, તથા તેમના અંતરબહિરના સઘળા વ્યાપારની સમીપ રહીને ધીરે ધીરે ચોકસી કરવાથી જણાય ખરુ કે આ જગતના બીજા માણસજેવા એ દેખાય છે ખરા, પણ તે માણસોથી આ કઈ જૂદા છે, એટલુ સમજાય ખરુ. બાકી એ તો ખરુ જ છે કે સત્પુરુષને જેમ છે એમ તો તેવા બીજા પુરુષ હોય તે જાણે, અથવા વિવેકી પુરુષ હોય તે જાણે

**વિજયા**—તો એવા પુરુષ સૌને ક્યાથી મળે, ને ન મળે ત્યારે સુખ મેળવવાના ખરા રસ્તા કઈ સૌને જાણવામા આવે એવા નહિ જ હોય ?

**મનોહર**—નહિ કેમ હોય ? આપણા પૂર્વજોથી ચાલતી આવેલી એ સુખ મેળવવાની સઘળી કળા આપણા વડિલો લખી ગયા છે, પણ તેને જેમ છે એમ સમજવી જોઈએ કેની ? તે સમજનારા આજે છે ખરા, પણ થોડા છે, માટે તેવા તે સુખના ઉપાયને જાણી પોતે સુખને મેળવતા જાય છે, અને જે પૂછે છે તેને તે રસ્તા દેખાડતા જાય છે તેવા પુરુષોનો સમાગમ કરી તેઓ સમજી લે ને તે માર્ગે ચઢે તો પછી ધીરે ધીરે તેમને સુખ મેળવવાનો સમય આવે.

**વિજયા**—( કોઈને ઘરમા આવતું જોઈને ) જુઓને આ પેલુ કોણ આવ્યુ ? કોઈ તમને પૂછે છે કે શુ ?

**મનોહર**—( તે તરફ જોઈને ) હા એ તો મને મળવા જ આવ્યા જણાય છે ( એમ કહી ઉઠીને તે તરફ જાય છે, અને વિજયા પોતાના રસોઈના કામમા લાગે છે. )

**મનોહર**—આવો ભૂધરભાઈ ! તમે ક્યાંથી આવ્યા ? કોઈ દિવસ નહિ ને !

**ભૂધર**—મહારાજ ! અમારા ભાયગમા હોય ત્યારે તમારે ઘેર અવાય કેની ? એવાં અમારા પુન ક્યાથી હોય કે તમારે ઘેર ચાલીને આવીએ ! ને તમારા દર્શન કરીએ ! આજ વળી કંઈ દિવસ ફર્યો હશે, ત્યારે સવારના પહોરમા એ જ વિચાર આવ્યો કે આજે

તો ગમે તેમ કરીને પણ **ભટ્ટજી** મહારાજના દર્શન કરુ.

**મનોહર**—ભલે પધાર્યા. તમે તો આપણા મહોલ્લાના રહ્યા એટલે લોકરીતિએ ભાંડુસરખા થયા. કહો શી ઇચ્છા છે? શે કામે આવવુ થયુ છે? સજ્જનોનો એવો ધર્મ શાસ્ત્રમા કહ્યો છે કે આપણે ઘેર કોઈ પણ આવે તો તેને પ્રથમ આવકાર દેઈને પછી તરત સુખસમાચાર પૂછીને આવવાનું કારણ પૂછવુ કેમકે આવેલા માણસનો સ્વભાવ શરમાળ હોય તો તેનાથી કહેવાની વસ્તુ કહી શકાતી નથી. માટે પુછુ છુ કે કહો ખુલાસાથી, જે કામે આવવુ થયુ હોય તે.

**ભૂધર**—**ભટ્ટજી** મહારાજ! આ જગતમા તમારા જેવા મોટા પુરુષ થોડા હોય છે. હુ આજ કેટલા દિવસથી સાભળુ છુ કે તમે આ મો'લ્લાના લોકોને સુધારવા સારુ ઘણી મહેનત લો છો ને રોજ રાત્રે કથા કરો છો, પણ મારે મારા ઘરના સતાપમાથી છુટા થઈને આવવાનુ બનતુ નથી. જાણો જ છો કેની, સસાર નર્યો દુખનો ભરેલો છે. આ અમારા સામા રહે છે, તે **વિજળી, પ્રાણકોર, કમળા** એ મહા નજીસ બૈરા હતા, પણ હુ જોઉ છુ તો આ આજ દસ દિવસમા એમના સ્વભાવ જ બદલાઈ ગયા છે એ સૌ આપના પરતાપ. એ જોઈને મારા મનમા પણ ખરુ પૂછો તો એમ આવ્યુ જે આપના પરતાપથી આ અમારા ઘરનો ક્લેશ મટે તો ઘણુ સારૂ, તેથી કહ્યુ લાવ, એકવાર એકાતમા જઈને **ભટ્ટજીને** મળી આવુ. અમારા ભાઈઓ છે, તેમને ને અમારે તો હળીમળીને ચાલતુ હતું. પણ બૈરાની મરજીથી સૌએ જૂદા રહેવુ ઠેરવીને આજ આઠેક દિવસથી સૌનુ ખાવાપીવાનુ જૂદુ કર્યુ છે, પણ હજી વેપારરોજગાર એકઠા છે, અને હજી રોજ ઘરમા ટટાના કારણ મટતા નથી હુ મોટો રહ્યો એટલે મારે સઘળુ વિચારવાનુ રહ્યુ આ દુખે ઘરમા રોજ કકાસથી હારેલો હવે એ સૌને આપના સમાગમમા લાવવા ધારુ છુ, માટે આ એકાતમા મળીને કહેવાનુ તો એટલુ જ છે કે દયા કરીને સઉને એવો બોધ આપો જે અમારા ઘરમાથી કકાસનુ મૂળ જાય.

**મનોહર**—ઠીક છે, પરમેશ્વરની મરજી હશે તો બધો ક્લેશ મટશે, ધીરે ધીરે. જુઓ **ભૂધરભાઈ**! કકાસ બધો અજ્ઞાનનો છે. ઘટે એવી સમજણ ન હોય, ને બુદ્ધિ ઓછી હોય, એટલે કોઈનુ કહ્યુ એકદમ મનમા ઉતરે નહિ, તેથી હળવે હળવે સારુ થશે. સસારમા સારી સગતિવિના સ્વભાવ ફરતો નથી, માટે મારી સલા હતો એ જ છે કે ઘરના સઘળા માણસે સારી શીખામણ આપનાર સજ્જનનો રોજ સગ કરવો જ જોઈએ, જેથી બોધ સાભળીને મનનો

સુધારો થાય; અને આ જૂદા રહેવા વિષેનો બંદોબસ્ત તમે કર્યો છે, એ તો ઘણું જ સારુ કર્યું છે. ઈશ્વર કરશે તો થોડે દહાડે સઉનો સુધારો થશે, એટલે આ એકબીજાસાથેનો વિનાકારણનો કલેશ સઘળો છૂટી જશે, અને તમને સુખ થશે. માટે ઇચ્છામા આવે તે પ્રમાણે સારી સંગતિમા જોડાવુ જોઈએ. અહિ આવવાની તો કોઈને જ મના નથી, તો તમને કે તમારા ઘરનાને તો ના કહેવાય જ કેમ ? આ તો તમારુ ઘર જ છે, એમ જાણજો હાલ તો મારે જમવાની તૈયારી છે, અને વળી બહાર જવાની જરૂર છે.

**ભૂધર**—બહુ સારુ, ત્યારે હુ નિરાતે આવીશ. માફ કરજો તમને ખોટી કર્યા તે. ( એમ કહી નમીને જાય છે )

**મનોહર**—(ઘરમા જઈને **વિજયાને**) કેમ વારુ, કેટલી વાર છે ?

**વિજયા**—મારે તો કઈ વાર નથી. આપ પધારો એટલી જ વાર છે. (**મનોહર** જમવા બેસે છે, ને જમી પરવારી બહાર જાય છે.)

**કમળા**—( પોતાના પતિ ગોકળને જમતા જમતાં ) કેમ વારુ, હવે તમારુ મન આનદમા રહે છે કે નહિ ? પહેલા તો તમારુ મન ઉતરેલુ, જાણે સતાપમા હોય તેવુ દેખાતું.

**ગોકળ**—હા, હવે મને સુખ રહે છે. પહેલા તો તારો સ્વભાવ જોઈને રાતદહાડો મને બહુ બળાપો થતો, અને હવે તો તુ આનદમા રહે છે, એટલે તને ખુશી દેખીને હુ પણ ખુશીમા રહુ છુ ભલુ થજો એ **ભટજી** મહારાજનુ કે આ આપણને બોધ આપીને સુધારે છે. અરેરે ! આટલા દહાડા તો ફોકટ આવગ્દામાથી ઓછા કર્યા. બુદ્ધિ સુધર્યાવિના સુખ થતુ નથી એ વાત સાભળતા તે સાચી ખરી, અને સારા માણસની સોબતવગર બુદ્ધિ સુધરતી નથી, એ વાત પણ બરોબર છે

**કમળા**—ખરુ પૂછો તો હવે તો મને આ ઘરેણા ને સારા સારા લૂગડા પહેરવા, ને બહાર દેવદર્શન કરવાને બહાને ફરવાનુ મન બુદ્દલ થતુ નથી. હવે તો એવુ સમજાય છે કે આ પહેરવુ, ઓઢવુ, ખાવુ પીવુ, નકામુ ફરવુ, હરવુ એમા શુ સુખ છે ? કઈ જ નહિ. સાચામા સાચી તો એક **ભ**ગવાનની ભક્તિ છે કે જેનાથી જન્મોજનમ આપણને સુખ મળે હવે તો સાચુ પૂછો તો મને તો આ બીજા બૈરાઓની પેઠે નકામુ બોલબોલ કરવુ પણ ગમતું નથી. કેમકે બોલવામા અમથી લોકની નિદા થાય ને આપણો સવારથ બગડે. કેમ ખરુ કેની ?

**ગોકળ**—એ તો ખરુ જ છે; ને જો ! હવે તને સંતોષ વળ્યો ત્યારે હવે જે જોઈએ તે મળવાનુ પણ ખરુ. આ દસ દહાડામા પરમેશ્વરની દયાથી સો રુપીયા ખરચ કાઢતા કમાણી થઈ છે, તેમાથી તારે સારું કાઈ કરાવીશુ. તારા કલ્લાના રુપીયા પણ એ ચાર દહાડામા આપી દેવાશે એવો જોગ આવ્યો છે. આ બધુ સતોષનુ ફળ છે. જે ઈશ્વર આપે તેમા સતોષ માનીએ તો તે આપણું કઈ અડચુ રાખતા નથી. માટે સબુરીમા સુખ છે, ને હવે તને સબુરી આવી છે, એટલે બધુ સુખ થશે

**કમળા**—મને તો હવે કઈ મન થતું નથી વખતે ઉલટો એવો વિચાર આવે છે કે આ સસારમા જે જે થાય છે તે સઘળુ જવાનું છે, ને ગયા પછી પણ તેમા જો આપણી પ્રીતિ હોય તો તે દુ:ખ દીધા જ કરે છે. ત્યારે એવી ચીજો હેત કરીને મેળવીને તેને સાચવીએ, અને અતે તે જાય તોએ દુ:ખ, અને આપણે મરીએ તોએ દુ:ખ. કેમકે આપણુ મન તેમા ને તેમા રહે. તેથી હવે તો ખપજોગી જ જજાળ માડવી, એમ થાય છે. પછી તો ભગવાનની મરજી. કથામા આવ્યું'તુ કેની કે આ ભટકતા મનનો કોઈએ ભરોસો રાખવો નહિ

**ગોકળ**—આજે આ તારી વાત સાભળીને મારો આત્મા પ્રસન્ન થયો છે. હવે મને તારો ધાક મટયો છે, એટલે મને લાગે છે કે હવે આપણા દિવસ ફર્યા છે. ( આ પ્રમાણે વાત કરતા જમી રહે છે, ને પાન ખાઈને બહાર જાય છે )

**કમળા**—( વિજળીને ) અલી વિજળી ! પરવારી કે ? આજે તો વહેલા જવાનુ છે.

**વિજળી**—એ હુ તો જમવા બેઠી છુ જમીને એઠાઅબોટ કરીને પછી એ જ વિચાર

**કમળા**—પેલા પ્રાણકોર પાડોસણ પરવાર્યા છે કે વાર છે ? તેની પણ તપાસ લેજે.

**વિજળી**—(પ્રાણકોરને બૂમ પાડીને) અલી પ્રાણકોર ! જમી પરવારી કે શુ ? ક્યારની કઈ બોલતી સભળાઈ નથી તે !

**પ્રાણકોર**— આ હમણા જ જમી ઉઠી છુ, ને પાન ખાઉ છુ. એઠાઅબોટ કરું એટલી મારે તો વાર છે.

**ચંચળા**—( વિજયાને ઘેર પરવારીને આવે છે, અને ) કેમ વિજયાલક્ષ્મિ બહેન ! માગ સરખુ કઈ કામકાજ છે, બતાવશો ?

**વિજયા**—આવો ચંચળ બહેન ! બેસો. કામકાજ તો હું કરી

પરવારી છું. હમણા મારા મનમાં તમે સાભર્યાં'તાં, એટલામા તો તમે આવ્યાં.

**ચંચળા**—બહેન ! તમે તો બહુ જ ચોખ્ખો વહેવાર રાખો છો. કોઈ દહાડો મને નથી સાભરતું જે તમે મને કંઈ કામ સોપ્યું હોય કે લો ને આટલું કરવા લાગો. ના ના એમા તે શો પાડ ચઢવાનો છે જે ! જુઓ અમે તો હવે તમારા જ છીએ, એમ જાણજો.

**વિજયા**—આવુ બોલો છો બા ! હુ ક્યારે તમને જૂદા ગણું છુ જે ! તમારી તો અમને મોટી ઓથ છે. હરી ફરીને અમે બે જણ, તેમા તે શુ એવુ વધારે કામ હોય જે હું તમને સોપુ ! બાકી હોય ત્યારે તો હજાર વાર કેમ ન સોપુ ? લો ચાલો બેસીએ. હુ તો પરવારી જ હતી, પણ જરા ઢાંકોઢુમો કરી લીધો, કેમકે આ બાજુ હવે સાજસુધી આવવાનુ નહિ, અને મરી, મીઠુ, મસાલા ઉઘાડા રહે ને વળી આ અથાણુાના ને અનાજના વાસણ ઉઘાડા રહે તો વળી કંઈ પડે આખડે. ચાલો હવે આપણે બેસીએ. (બને જણ આગલા ખડમા આવી બેસે છે. થોડી વાર થાય છે, એટલે વિજળી, પ્રાણકોર, કમળા, તથા ભાગીરથી, કાવેરી, પારવતી, વગેરે સઉ આવે છે, અને પરસ્પર સુખસમાચાર પૂછતા બેસે છે.)

**ચંચળા**—કેમ ભાગીરથી બહેન ! આજે આપણે સઉ વહેલા આવ્યા છીએ ખરુ, ત્યારે હવે શુ કરીએ ? અત્યારથી જ વિજયાલક્ષ્મીને મહેનત આપીએ એ કંઈ ઠીક ? માટે મને લાગે છે કે તે દહાડાની પેઠે આ મારાં કાકીજીપાસે કંઈ ચુટકો કહેવડાવીએ. આ બચારા વિજયાલક્ષ્મી પણ સાભળે તે દહાડે તો એ કામમા હતા, એટલે એમને સાભળવા વારો આવ્યો નહોતો.

**ભાગીરથી**—હા, એ તો ઘણુ સારુ. એમની વાતમાં પણ આપણને તો ઘણુ સમજવા જેવુ આવે છે.

**પારવતી**—ના રે બાપા ! હુ તે શુ સમજુ છું જે કહુ. તમે તમારી મેળે સઉ મળીને કંઈ કરો એટલે હુ સાભળુ. તમે બધા આવા ખબરદાર થઈને મને શુ આગળ હોળીના નાળિએરની પેઠે કરો છો !

**વિજયા**—ના ના એમ તો કેમ કહેવાય ! તમને આટલા વરસમા જેટલો અનુભવ થયો હશે તેટલો કંઈ અમને છે ? અમે તો હજી ઉગતા આવીએ છીએ. ભલા અમારે તો આડુઅવળુ તમારાં સરખાનુ સાભળેલુ કહેવાનું. અને તમારે તો સઘળું અનુભવનુ કહેવાનુ.

**ચંચળા**—ના ના કાકીજી ! કંઈ નાનુસરખુ બોલો. અમને તો તમારી વાતમાએ ઘણો રસ પડે છે. જુઓ, ખરું પૂછો તો

મારુ નામ ચંચળ, એટલે મારો સભાવ પણ ચચળ. મારાથી છાનુમાનું બેસી રહેવાય નહિ. મારામા વળવળાટ ઘણો છે, તેથી બહુ બોલબોલ કરુ છું.

**ભાગીરથી**—ના ચંચળ બહેન ! તમે કંઈ એમ છેક ગેર-વાજબી ગડબડ કરો એવા તો નથી. તમારો મારી પેઠે ખરો સ્વભાવ છે, એટલે હરઘડી બોલ્યાવિના રહેવાતુ નથી, બાકી તમે કંઈ મુદ્દો છોડીને કોઈ વાત કરતા નથી. લ્યો ત્યારે હવે કંઈ ચાલતુ કરાવો, એટલે તમારું ચચળ, નામનુ ને બોલ્યાનુ એ સાર્થક થાય.

**પારવતી**—લો બાઈ ! તમે સઉ મળીને જ્યારે એમ જ કહો છો ત્યારે મને જેવુ આવડે તેવુ કંઈ કહુ છુ આ નામની વાત ચાલી ત્યારે એની નામ બાબતની જ એક ચાર બોલની વાત છે તે કહુ છુ, સાભળો સઉ

એક મોટુ કસ્બા જેવુ ગામ હતુ તેને ચાર તો દરવાજા હતા જાતજાતના લોકો તેમા રહેતા હતા. એ ગામમા એક નાતરીઆ નાતની બાળ રાડ વીસેક વરસની હતી તેને આગળપાછળ માબાપ કે ભાઈઓ કોઈ નહોતા. પણ તેના પાસેના સર્વ સગામા એક માસી હતી તેણે કહ્યુ, જો બહેન ! આપણી નાતમા થતુ આવ્યુ છે તેની કંઈ ચિતા નથી, માટે આ એક સારુ ઠેકાણુ તને ઠામ બેસાડવા શોધી કાઢ્યુ છે, તે તારી મરજી હોય તો નક્કી કરીએ. પેલી રાડેલી બાઈએ આજુબાજુના બૈરાથી સાભળ્યુ કે એનુ નામ તો ઠંઠણ-પાળ છે, બીજા બૈરા તેને લગાર હસવા લાગ્યા, તેથી તેણે પોતાની માસીને કહેવડાવ્યુ કે મારે તો એ જગાએ ઠામ બેસવુ નથી. તેની માસીએ કહ્યુ, શુ છે જે ના કહે છે ? વાહવા જેવુ ઘર છે, ઘરમા પાચ હજારનુ ઘરેણુ છે, પાચ દસ હજાર વ્યાજે ફરે છે. ઉમરે પણ તારાથી દસ વરસે મોટી છે રૂપે, રગે ને ગુણે સારો છે. પછી શુ છે જે ના કહે છે ? પેલી ભાણેજી બોલી, બીજુ તો કંઈ નહિ. પણ એનુ નામ નઠારુ છે તે આ લોકો મને અત્યારથી હસે છે, ને આગળ મને હસશે, માટે મારે તો એ ઘર કામનુ નથી. માસી બોલી, મેર રાડ ગાડી ! નામને શુ રડવુ છે ? નામ તો ગમે તેવુ હોય. આપણે નામને શુ મધ મૂકીને ચાટવુ છે ? નામ તો ઘણાએ રૂપાળા હોય છે, ને ઘરમા ખાધાનુએ ઠેકાણું હોતું નથી, તે આપણે શા કામનુ ? પછી બે ચાર ડાહ્યા મોટાં બૈરાએ મળીને તેના મનનુ સમાધાન કર-વાને કહ્યુ કે લે મારી બાઈ ! તારા જેવી અણસમજણી તો અમે કોઈ દીઠી નહિ. આવડી મોટી થઈ પણ હજી તને દુનિયાનુ કંઈ

ભાન નથી. તારે નામસાથે શી મતલબ છે? ઘણું કહ્યું પણ પેલી કંઈ માને નહિ. પછી એક શાણી બાઈએ કહ્યું કે તને ગમે તેવું નામ એનું પાડીએ, પછી કંઈ હરકત છે? માટે ચાલ, મારી સાથે, ને ગામમા હું તને જૂદાં જૂદાં નામ સંભળાવું. પછી તુ કહીશ તેવુ નામ એનુ પાડીશુ. પછી તે બને જણીઓ દહાડો ઉગતા ગામબહાર દરવાજાઆગળ ઉભાં રહ્યાં. એટલામા એક માણસને લાકડાનો ભારો માથે લઈને દોડતો આવતો દીઠો. પાસે આવ્યો તો કાળો ને કદરૂપો, તનઉપર સાબિત લૂગડુ પણ નહોતું. તેને ઉભો રાખીને પૂછ્યુ, અલ્યા ભાઈ! તારુ નામ શુ? તેણે કહ્યુ, મારુ નામ તો **લાખો.** પેલી બાઈએ કહ્યુ, અરે! આનુ નામ **લાખો,** ને આ તો લાકડા વેચીને દુખે પેટ ભરે છે. હશે, પાછાં ચાલો. તે પાછાં વળીને ઘરતરફ જાય છે એટલામા એક માણસ ખાધે ઝોળી ને હાથમાં માટીનું ઠીબકુ લઈને ભીખ માગતો હતો. તેને પૂછ્યુ, અલ્યા ભાઈ! તારુ નામ શુ? તેણે કહ્યુ, મારુ નામ તો **ધનપાળ** છે. પેલી બાઈ બોલી અરેરે! નામ **ધનપાળ,** ને ભીખ માગતો ફરે છે! ત્યાથી આગળ આવ્યા તો કોઈ માણસ મરી ગયેલુ, તેને રામ બોલતા લેઈ જતા હતા, તેમાથી એકને પૂછ્યુ, ભાઈ! આ કોણ મરી ગયુ? તે બોલ્યો, એ તો પેલો **અમરચંદ.** આ સાભળીને પેલી બાઈએ મનમા વિચાર કરીને કહ્યુ, ચાલો હવે ઘેર આપણે. મારા મનનુ સમાધાન થયુ છે. પછી ઘેર આવીને તેણે સઉના દેખતાં એવું જોડીને કહ્યુ કે '**લાખો** વેચતો લાકડા, માગતો **ધનપાળ,** આ **અમર** મરતો મેં સુણ્યો, તો ભલો એ ઠંઠણપાળ,' એમ કહીને પોતાની માસીને કહ્યુ કે સુખેથી નકી કરો હવે મારા મનનો મેલ મટ્યો છે. મે નક્કી કરીને જાણ્યું છે કે આ સસારમાં નામનો કંઈ મેળ નથી. પછી સઉએ મળીને તે બાઈને પેલા ઠંઠણપાળજોડે નાતરૂ કરાવ્યુ. આમ છે, સાભળ્યુ **ચંચળ** વહુ! માટે તમારું નામ ગમે એવું છે, પણ બાઈ! તમારુ નશીબ કંઈ નબળુ છે? લો હવે તમારુ ચાલવા દો. **વિજયાલક્ષ્મિ** બહેન! આ મારા અક્કલવગરના લખારા સાભળવામાં તમને શો સાર? તમારી વાતમા તો શીખામણ આવે છે, ને વળી ઘડી ઘડી **ભ**ગવાનનુ નામ આવે છે. તેથી કહેનારનુ ને સાભળનારનુ બનેનુ કલ્યાણ થાય, ને આ તે ધૂળ!

**ચંચળા**—વાહ કાકીજી! એવુ બોલો છો? આમાએ મને તો મઝા પડે છે.

**વિજયા**—મઝા પડે, ને વળી શીખામણ પણ લઈએ તો ઘણી છે. આપણા લોકમા જેને છોકરા નથી જીવતા તે **નાથીયો,** કચરો,

પુંજો, અમથો, મફતીયો, જૂઠો એવા નામ પાડે છે, તેને ઘણા લોકો મોટપણે હસે છે, ને તેમના મનથી પણ ખોટું લાગે છે એવાને આવી વાતથી મનનુ સમાધાન રહે. અને વળી ગમે એવા સારા નામ પાડો, તોપણ સુખ તો નશીબપ્રમાણે જ મળે છે. માટે સારા નઠારા નામનો વહેમ છૂટવામાં પણ આવા દાખલા ઠીક છે.

**ભાગીરથી**—લો બોલો હવે સઉ 'જય જય **શ્રીસ**દ્ગુરુદેવ.' (સઉ બોલે છે.)

**વિજયા**—કહો બહેન ! કાલે આપણે કયાથી રહ્યુ છે ? જેને યાદ હોય તે બોલો.

**વિજળી**—પેલો બચારો થાળીના કાનાનો કટકો લેઇને ધનના ભોયરામાથી બહાર નીકળ્યો, ને તેનુ સઘળુ ધન જતું રહ્યુ તેથી તે જે વિચાર કરીને ઘર છોડી નીકળ્યો, તે વિચારની વાતથી બાકી રહ્યું હતું. કેમ **ભા**ગીરથી બહેન ! એમ જ કેની ?

**ભાગીરથી**—તમારી સરત કઈ મારા કરતા ઓછી નથી મારા કરતા પણ સારી રીતે સાર કાઢીને તમે કહ્યુ છે. કેમ **વિજયાલક્ષ્મિ** ! ખરુ કે ખોટુ ?

**વિજયા**—ના બરાબર છેવટની મતલબ એમણે સારી યાદ ગણી છે હવે સાભળો પ્રથમ તો **ચ**ચળ બહેનની ઉત્રગણી મટાડીએ, ને પછી વાર્તાનો આરભ કરીએ

### ગરબી.

પ્રથમ પ્રણામ કરી **પ્ર**ભુ પ્રીતે, આપતણા ગુણ ગાઉ જી,
વિઘ્ન શમે વળી સુખ બહુ ઉપજે, મનથી નિર્મળ થાઉ, સુમતિ દેજો જી
આ ખોટા સસારતણી જે, ઇચ્છા મનમા આવે જી,
તે ટાળી સઉ વાસના બાળી, સુખ દો જે મન ભાવે, હૃદયે રહેજો જી
જ્યા જ્યા મન જાતુ દેખુ ત્યા, દુખતણો નહિ પાર જી,
એ મનને સ્થિર કરી સ્થાપો **પ્ર**ભુ, જેથી ઉતરે ભાર, સુમતિ દેજો જી
**સ**ર્વેશ્વર સઉ સત્તાપતિ છો, પાલક સઉના તાત જી,
નવ સભાળ લીયો બાળકની, કયા જઈ કહીએ વાત, હૃદયે રહેજો જી
આપની ભક્તિ ભાવે મનમા, સત્પંગત નિત્ય સેવુ જી,
કર્મ કરુ શુભ પ્રતિદિન જેથી, નવ રહે કોનુ દેવુ, સુમતિ દેજો જી
પાપ પ્રજાળી પ્રેમે પાળો, ટાળો અતર તાપ જી,
મનહર **હ**રિ હરવડી કરી રહુ છુ, આપતણો શુભ જાપ, હૃદયે રહેજો જી.

**ચંચળા**—'જય જય **શ્રીસ**દ્ગુરુ દેવ ' ( સર્વ બોલે છે. )

**વિજયા**—પછી તે ધન જતું રહેવાથી ઉદાસ થઈ ગયેલો તે શેઠનો પુત્ર એકાંતમા બેશીને વિચાર કરવા લાગ્યો કે 'અરેરે' હવે આ શહેરમા રહેવાથી મારો આબરૂસર નિર્વાહ શી રીતે થશે ? કાલ સવારથી લોકોની સખ્ત ઉઘરાણી ચાલશે, અને હવે જ્યારે વાયદો કરીશ, ત્યારે કોઈ સાભળવાનુ નથી. સામે મોઢે જે લોકો આટલા દિવસ ઉચે શબ્દે એક પણ અક્ષર બોલતા ન હતા, તે લોકો હવે મને તિરસ્કારભરેલા કઠોર વચનો બોલશે. આખા નગરમા મને દેવાળીયો છે એમ કહેશે લોકોના ઉપર આગળ કરેલા અસખ્ય ઉપકારોનો ગુણ માનવાને બદલે તેઓ મારી નિદા કરશે, પણ કોઈ મને સાહાય્ય કરવાના નથી. આ સસાર કેવળ સ્વાર્થી છે, તેથી પૈસો અથવા પદાર્થ મેળવવાની આશાએ જ માણસો એક બીજાથી સબધ રાખે છે કોઈ કોઈ સજ્જન પુરુષ જ સ્વાર્થવિના દયાથી દુખીના સગી થતા હશે. આ પ્રમાણે હોવાથી નિર્ધન થઈ ગયેલો હુ કોઈને વિનયવડે મારા કરી લેવાને ચાહીશ તોપણ કોઈ મારા થનાર નથી, માટે હવે પ્રતિષ્ઠા ખોઈને આગળી દેખડામણી અવસ્થામા મારે આ નગરમા ન જ રહેવુ જોઈએ જે સ્થળે આગળપાછળ પચીસ માણસોસહિત મોટા વૈભવથી હુ ફરેલો, તે જ સ્થળે હુ એકલો વાહનવસ્ત્રઅલકારવગેરે વૈભવથી રહિત દુર્બળસરખો થઈને કેમ ફરી શકીશ ? વળી મારા સબધમા રહેનાર અનેક સારા નઠારા માણસોને મારે હા ના કહેવી, અથવા દીન મુખથી તેમને મારે જોવા તથા મારુ દીન મુખ તેમને દેખાડવુ, તે કરતા તે સર્વથી મારે આ સમયે દૂર થઈ જવુ સારુ છે.

અહોહો ! ઈશ્વરની કળા કેવી ન્યારી છે ! રાજાને રક અને રકને રાજા ક્ષણમા કરી નાખે છે ! આ કાળની પણ કેવી અકળ કળા છે કે આ મારા જોતા જોતામા હતું તે ન હતુ થઈ ગયુ છે ! આ મારા ગગનમા ગાજી રહેલા દિવ્ય ભુવનો, તે આજે મને ખડેરસરખા અને કેવળ નિસ્તેજ દેખાય છે ! આ પ્રથમના જેટલા જ આકારના દીવા છતા પણ આજે મને હીન પ્રકાશવાળા જણાય છે ! આ આખુ નગર વસતિવાળુ છતા ઉજડ જગલજેવુ આજે મને ભાન કરાવે છે ! આથી એમ જ જણાય છે કે આ મન તથા ઇદ્રિયો એક સરખી વસ્તુને પણ સુખમા અને દુઃખમા જૂદા રૂપ તથા આકારમા જાણે છે તથા જુએ છે અરે ! ખરું જોતા આ મારા શરીરમાથી કઈ ગયુ નથી, તેમ કઈ આવ્યુ નથી, તેમ છતા પણ આ એક પ્રહરમા જાણે દશ વર્ષના મદવાડથી થયેલી અશક્તિ

કરતાં પણ વધારે અશક્તિ જણાય છે, માટે આ ધનાદિ ઇષ્ટ પદાર્થો એ જ જગત્‌માં પુરુષાદિનુ બળ છે, એમ કહીએ તો ચાલે. ખરે ! આ ધન ગયુ તે જાણે મારી યુવાવસ્થાને પણ સાથે લેતું ગયુ હોય, અને મને સઘળા પ્રકારના બળવિનાની વૃદ્ધાવસ્થા આપતું ગયુ હોય એમ સ્પષ્ટ જણાય છે. હવે મારાં આ અંગોમા પણ જાણે ઘણા જ થોડા વખતમાં જીર્ણતા આવી હોય એમ જણાય છે, એટલુ જ નહિ, પણ મારા આ અત કરણને પણ બળવિનાનુ કર્યુ હોય એમ જણાય છે. કોઈ પણ ઉત્તમ વિચાર વેગથી પ્રકટતા જણાતા નથી. બુદ્ધિ શૂન્ય થઈ ગઈ હોય એમ ભાસે છે. અરેરે ! સર્વ રોગથી રહિત છતા પણ જાણે હું મોટા રોગનો ભોગ થઈ પડયો હોઉ એમ જણાય છે. રે દૈવ ! તારી ગતિ ન જાણી શકાય એવી હુ આજસુધી સાભળતો તે હવે મને સાક્ષાત્ અનુભવસિદ્ધ થઈ છે

મોટું આશ્ચર્ય છે કે જેમને હુ મારા પ્રાણકરતા પણ વધારે પ્રિય માનતો હતો, એવાં આ સ્ત્રી તથા પુત્રને હવે હુ પ્રીતિના પાત્રરૂપે કેમ દેખતો નથી ? એમનાથી હુ અનુપમ સુખને અનુભવતો, તે આજે કિંચિત્ પણ સુખનાં જનક એમને હુ અનુભવતો નથી. આ મોટું માહાત્મ્ય પણ એ ધનના વિનાશનુ છે, એમા કાંઈ શકા નથી.

અહો ભાગ્ય ! હું તને શુ ઠપકો આપુ ? હુ મોટા ભાગ્યવાન્‌ને પણ આ ક્ષણે તુ કેવળ ભાગ્યહીન કરી રહ્યુ છે. પ્રારબ્ધ ફળ આપે છે, તે ભોગવ્યાવિના છૂટકો થતો જ નથી એવુ સાભળ્યુ છે, તે જો સાચું હશે તો હવે મારે આ દુ:ખને ભોગવવાના સમયમાં શુ કરવુ યોગ્ય છે, તેનો ખરેખરો વિચાર પણ મને સૂઝતો નથી. હવે તો ‘પરમેશ્વરવિના કોઈ પણ દુ:ખનો બેલી નથી’ એ જનમાત્રમા ચાલતા નિશ્ચયને મારે પદરે બાધ્યાવિના, બીજો કોઈ સાચો ઉપાય જણાતો નથી માટે છૂટકો નથી.

હે પરમેશ્વર ! હુ પ્રારબ્ધને કે કોઈ અદૃષ્ટને ખરે રૂપે જાણી શકતો નથી, તેમ જ તમને પણ હુ દેખી શકતો નથી, તોપણ આ મોટો સંસાર જે નિત્યસરખો અયથાર્થ મતિથી ભાસે છે તે કોઈપણ ધણીવિનાનો છે એમ ધારી શકાતું નથી. તેમ જ એ સસારને હુ ચલાવનાર ધણી છુ, એમ મારી ખાતરી થતી નથી. તે જ પ્રમાણે મારા સરખા આ અસખ્ય જીવ જે કાળના કોળીયા ગણાય છે, અને કોઈની સત્તાવડે બધાએલા બિચારા કીટાદિકની પેઠે જન્મ તથા મરણરૂપ પ્રવાહમાં નિરુપાયસરખા થઈને વીલે મુખે ઘસડાયા જાય

છે, એવા સર્વને અથવા તે સર્વમાંના એકને આ જગતના ચલાવ-નારરૂપે માનું તો મારા સરખો કોઈ મૂર્ખ નથી, અર્થાત્ આ જગતમાંના અસંખ્ય પ્રાણીમાંનું કોઈ પણ આ જગતના ધણીપણાવાળુ હોય એમ તો અવશ્ય નથી જ, અને એમ છે ત્યારે આ પરતંત્ર જીવમાત્ર જે અલ્પજ્ઞ તથા અલ્પશક્તિવાળા છે, તે પ્રત્યેક પોતપોતાની સ્વતંત્ર સત્તાથી રહ્યા હોય એમ પણ તેમની વિકારી દુ:ખરૂપ સ્થિતિથી અનુમાન કરી શકાતું નથી.

આ વગેરે અનેક કારણોનો વિચાર કરતાં આ વિશ્વપ્રપંચના ધણી તમે સર્વના જાણનારા, સર્વ શક્તિવાળા, તથા સુખસ્વરૂપ છો, એમ માનવામાં લગાર પણ સંશય રહેતો નથી. હે સર્વના સ્વામિન્! આ તમારી જ સત્તા મારા સરખા અભિમાનવાળાને મદરહિત દીન સુખવાળો કરી મૂકનાર છે. તમારી જ સત્તા આ સંપૂર્ણ પ્રાણીને ઇચ્છેલુ શુભ ન આપીને, તથા ન ઇચ્છેલુ અશુભ આપીને વિના અગ્નિએ અગ્નિકરતા પણ અધિક સામર્થ્યથી તપાવી તાવે છે. એ જ તમારી સત્તા ક્ષણમા માણસને ઉચ્ચમા ઉચ્ચ સ્થાને ચઢાવી પ્રમન્નતા દેખાડે છે, અને તેને અયોગ્ય ગણે છે ત્યારે અત્યંત નીચામા નીચા સ્થાનમા વેગથી ફેંકી દે છે, અને દુસ્તર શોકમા ડૂબકા ખવડાવે છે. હે વિશ્વના પાલક! આ પ્રાણીમાત્રને ક્ષણે ક્ષણે તમારી જ શક્તિ સુખનુ ભાન કરાવી ક્રિયામા જોડે છે, અને અન્ય ક્ષણે તેમા જ પુન: દુ:ખનું ભાન કરાવીને તેને ક્રિયારહિતસરખુ કરી મૂકે છે. હે ન્યાયી ઇશ! આ જગતમા અન્યાયરૂપ જણાતી સંપૂર્ણ વ્યવસ્થાને આ તમારી નથી જાણી જતી એવી સત્તા કયા યોગ્ય કારણોને વશ વર્તીને કરે છે એ મારાથી અનુમાન કરી શકાતું નથી. તોપણ તમને ન્યાયસ્વરૂપને અધીન વર્તનાર એ સત્તા કોઈ કાળે કિંચિત્ પણ અન્યાયને કરે એમ હું કહી શકતો નથી. હે વિશ્વેશ્વર! આ ઉત્તમ, મધ્યમ, તથા અધમ સ્થિતિમાં નિરંતર અસંતોષને પામતા તરફડતા પ્રાણિઓને જોઈને મને એમ તો જણાય છે કે સર્વનુ કોઈ અદૃષ્ટ અનિષ્ટનુ આપનાર છે, અને તેને તમારી સત્તા વેગ આપનાર છે. તે વેગને તે ન આપે એવી અયોગ્ય માગણીને માગવા આ ક્ષણે હું ઇચ્છતો નથી, તો પણ હે દયાળુ દાતા! આ મારા અનિષ્ટને ઉતાવળે એ સત્તા શમાવે એવી ઇચ્છા તો મારા મનમાં સ્ફુરે છે. જેથી તે ઇચ્છાને વશ થયેલો હું બે હાથ જોડી વિનયસહિત વારંવાર નમસ્કાર કરીને કહું છુ કે હવે મને દુ:ખથી સત્વર છોડાવજો. તમારી સત્તા સદા સમર્થ છે. તથાપિ મને આ

ક્ષણે દુઃખમાંથી કોઈ વિલક્ષણ કારણના બળે કેવળ મુક્ત ન જ કરી શકે એમ હોય તો હે સર્વત્ર વ્યાપી રહેલા ! તે સત્તા મને અનુકૂળ વિચાર તથા બળ આપે એવી કૃપા કરો. નિરાધારના આધાર તમે જ છો એવું સર્વેનું નિશ્ચયપૂર્વક માનવું આ જીવોના હિતઅર્થ વ્યર્થ–સરખુ કરાવશો નહિ. હે શાંતિના આપનાર ! આવા સમયમાં આપ મને શાંતિ નહિ આપો તો વળતા ક્યારે આપશો ?

આ વગેરે અનેક પ્રકારના વચનો દીનપણે બોલતો તે થોડી વાર સ્તબ્ધમરખો થઈ રહીને પાછો વિચાર કરવા લાગ્યો કે અરે ! સવાર થવામાં કાંઈ રોકાણ થવાનું નથી. માટે મારે જે કરવુ ઘટે છે તેનો લાગ હવે નક્કી વિચાર કરુ. એમ કહીને પ્રથમ તો પોતાની સ્ત્રીને એકાંતમા બોલાવીને આ પ્રકારના વિવેકવચનો કહેવા લાગ્યો.

હે કુલવતી ! આ સમયમા આપણે જે કરવુ યોગ્ય છે તે વિચાર કરવા તને બોલાવી છે, માટે તું પણ તારા ધર્મને જાણનારી છે તેથી મને મદદ આપ. એ તો તું જાણે જ છે કે આ જગતમા જેમ સૂર્ય ઉગે છે, તથા આથમે છે, તથા જેમ એ સૂર્યચંદ્ર તથા અન્ય ગ્રહો મહાન્ છતા પણ પ્રસંગે કોઇવિડે ગ્રસ્ત[1] થયેલા આપણને દેખાય છે, એ જ પ્રમાણે પ્રાણીપદાર્થમાત્રને ઉદય તથા અસ્તની અથવા તો અન્યવડે ગ્રસ્ત થવાની વેળા આવે છે આટલો કાળ આપણે ઘણુ સુખ ભોગવ્યુ છે, તોપણ તે સુખની તૃપ્તિ આજે આપણને લગાર પણ જણાતી નથી. એ સુખ આ આખો સંસાર ચળ હોવાથી કદાચિત્ પણ નિર્વિકારપણે સ્થિર રહેતું નથી કારણ તે સંપૂર્ણ નાશવાન્ વિકારી પદાર્થોવડે પ્રકટ થઈ ભાસતું હતુ એ સુખ ગયુ, અને આ દુઃખ આવ્યુ છે, એ બંનેને આપણે દેખતા નથી, તોપણ અનુભવથી જાણીએ છીએ. આપણે જેના વડે પ્રસન્ન થઈએ છીએ, અને જેની આપણે વારવાર ઇચ્છા કરીએ છીએ તે સુખ છે; અને આપણે જેના દર્શનથી અથવા જેની પ્રાપ્તિથી અપ્રસન્ન થઇએ છીએ, અને જેની આપણે કદાચિત્ પણ ઇચ્છા કરતાં નથી પણ જેના મળવાથી આ આપણને ન જ મળે તો સારુ એવી ઇચ્છા કરીએ છીએ તે દુઃખ છે. તો આવા લક્ષણવાળા સુખને આપણે ભોગવી રહ્યા છીએ, અને આ બીજા લક્ષણવાળા દુઃખનુ હવે ભાન થવા માંડ્યુ છે. માટે હે સદ્વિચારવાળી ! આ સમયે આપણે ઘટે તેમ કર્યાવિના છૂટકો નથી એમ જાણું. આપત્તિ કોઇને

૧ ઘેરાયેલા.

પ્રિય નથી, પણ જેને જઈ મળે છે, તેને ભોગવ્યાવિના છોડતી નથી. માટે હાલ તરત આ મટે તો સારું એવી આપણી ઇચ્છા ઘણી યોગ્ય નથી, કેમકે એનું ટળવું ન ટળવુ ઈશ્વરસત્તામાં છે. હે સ્ત્રી ! ખરી રીતે જોતાં તો જેમ સૂર્યાદિને ઉદય, અસ્ત, અથવા ગ્રસ્ત થવું દેખવામાત્ર છે, તેમ આપણને પણ સુખદુઃખ દેખવા માત્ર છે. કારણ કે આપણે ખરે સ્વરૂપે સુખી તથા દુ:ખી થતાં નથી, પણ માત્ર ઉપાધિસયોગથી સુખીદુ:ખીસરખા થઇ રહીએ છીએ. ક્ષણે ક્ષણે જેમની સ્થિતિમાં ફેરફાર થાય છે, એવા પદાર્થવડે આપણે અચળ સુખની આશા બાધવી એ જ આપણો મોટો દોષ છે, અને તે દોપથી જ આશાના ભગવડે આપણે આપણને દુ:ખી લેખીએ છીએ. જો ! આપણે જન્મ્યા હોઈશુ તે વખતે એક સૂત્રનો તાતણો પણ સાથે લાવ્યા નથી, અને ત્યારપછી આજે આપણે જોઈએ છીએ તો આ વસ્ત્રસહિત છીએ, તો એટલા પણ લાભમા છીએ. છતા આપણે અજ્ઞાનથી મધ્યે આવી ગયેલા પદાર્થમા બાધેલી પ્રીતિના ભાનવડે કહીએ છીએ કે 'અરેરે ! આપણુ સર્વ જતુ રહ્યુ' એ કેટલી મૂર્ખતા છે ! હશે, એ સર્વ વાર્તાનો વિચાર કરવાનો આ સમય નથી, તેથી માત્ર એટલુજ કહુ છુ કે જેમ આવેલા સુખને આપણે અનુકૂળ ગણી પ્રીતિથી ભોગવી લીધુ છે, તેમ સદાકાળ નહિ રહેનાર આ દુ:ખને પણ આપણે પ્રસન્નતાપૂર્વક ભોગવી લેવું. આપણે વૈશ્યજાતિ છીએ, તેથી દેશવિદેશ વિચરવાનો તથા જૂદા જૂદા વ્યાપારને કરવાનો આપણો ધર્મ છે. તેમા મોટો લાભ તથા મોટી હાનિ અચાનક થવાનો આપણા પ્રારબ્ધમા સભવ હોય છે. માટે આ અચાનક આવેલી હાનિને નિવારણ કરવા તથા આપત્તિનો સમય, સપત્તિને ભોગવેલે સ્થાને કાઢવો કઠિન પડે છે, માટે હાલ તત્કાળ પ્રદેશ નીકળવાનો મારો નિશ્ચય થયો છે તેથી આશા છે કે તું પણ એ જ વિચારને યોગ્ય ગણીશ. આ સસારમા દરેક માણસે એટલું તો જાણેલુ જ હોવુ ઘટે છે કે આ પ્રાણીપદાર્થનો સયોગ તથા વિયોગ કાળે કાળે થયા જ કરે છે, અને તેથી તે સયોગ તથા વિયોગકાળે હર્ષ તથા શોક જે થવાનો સભવ હોય છે તેને વિવેકવડે ખાળવો, અને સમયાનુસાર સદ્વિચાર કરી સતોષમા રહેવુ જોઈએ. આ વાર્તાને તુ તો જાણનારી જ છે, અને આપણામા તો જાતિસ્વભાવ પણ એવો વિયોગ સહન કરવાને હોવો જ ઘટે છે, તેથી તારા ખેદવિષે મારે અધિક કાળજી કરવાનું પ્રયોજન નથી. તુ થોડો કાળ ઇષ્ટસ્મરણ કરી તારા મહીયરમા રહેજે, એટલે વર્ષ છ માસમા હું પરદેશથી પાછો

વળી આવીશ. સહજ પ્રસગે પણ છ છ માસથી વધારે તારે મહી-
યરમાં રહેવાનો ઘણી વાર પ્રસંગ આવ્યો છે, એટલે આ કાળે વધારે
શોકજનક વિયોગ ગણાશે નહિ. તુ સતોષમા રહીને સંતાપમા સુખ-
નુ ભાન કરાવનાર પરમેશ્વરનુ નિરતર સ્મરણ કરતી રહેજે, અને
બાળકની રુડે પ્રકારે સભાળ રાખી આનંદમા દિવસ કાઢજે. હું
પ્રસગોપાત થોડે દિવસને અતરે તને પત્રથી સુખસમાચાર જણાવીશ,
અને તું પણ સુખદ પત્રદ્વારા મને સમાચાર મોકલતી રહેજે. યાત્રા
વગેરેમા સુખપૂર્વક પ્રવાસ થાય છે, તેમા આપણે સાથે જવામા સુખ
દેખાય છે, પણ આ પ્રસગ જૂદો છે. એટલે સાથે રહેવાની અયોગ્ય
ઇચ્છાનો તારા મનમા પણ ઉદય નહિ જ થવા દેઈશ, એ મારી
આજ્ઞા છે. આ સ્થળથી તને હુ તારે પીયર પહોચાડવા યોગ્ય બદો-
બસ્ત કરુ છુ, અને માત્ર એક જ દિવસનો માર્ગ છે, એટલે ચિતા
નથી, અને હુ પણ વેળાસર પ્રયાણને કરીશ. માટે તુ પ્રસન્ન થઇને
સઘળી યોગ્ય વ્યવસ્થા કરી લે આ પ્રકારના પતિના વચનને શ્રવણ
કરીને નેત્રમા આસુ આણતી તે સ્ત્રી આ પ્રમાણે બોલી હે પતિ !
આ ટાણે મારે બોલવાનુ તો ઘણુ છે, પણ આપની આજ્ઞાને પાળ-
વા રૂપ મારા ધર્મના વિચાર કરીને, તેમ જ સમય વિચારીને આપને
અધિક ખેદ ન ઉપજાવતા હુ આપની આજ્ઞાપ્રમાણે વર્તવા કબુલ
કરુ છુ, પણ જેમ બને તેમ જલદી ઘેર પધારવાની ઇચ્છા કરજો.
આપણે આપણો સઘળો પદાર્થ આપીને લેણદારને સતોષ પમાડીશુ,
માટે કાળજી લઈને એક બે માસમા વહેલા પધારવા ધારજો. આ
પ્રમાણે વિવેકવડે પરસ્પર સમાધાનથી વિચાર કરીને ધાર્યા પ્રમાણે
સઘળી તૈયારી કરી લીધી, અને સકેતપ્રમાણે તે શેઠ પોતાને માર્ગે
ગયો, અને સ્ત્રીને સુખપૂર્વક પોતાના માતાપિતાને ત્યાં વિદાય કરી.
પોતાની સઘળી મિલકતની યોગ્ય વ્યવસ્થા કરી હતી, અને ઘટતા
સેવકને સાચવવાને પણ રાખી લીધા હતા, અને પોતાના દ્વારઉપર
એક પ્રસિદ્ધિપત્ર ચોટચુ હતુ, તેમા આ પ્રમાણે લખ્યુ હતું કે આ
મારી મિલકત તમને માગનારાઓને લગાર કસરથી પૂરી પડી
રહે એટલી છે, તો પણ મારા મોટા ભડારનો દૈવયોગથી દુરુપયોગ
થયો છે, માટે હાલ તરત તમારા ઋણથી હું મુક્ત થયો નથી. તે
સમગ્ર ધનની, અથવા અન્ય યોગ્ય ઉપાયથી મતલબ જેટલા ધનની
પ્રાપ્તિઅર્થે મેં આ ઘર હાલ છોડચુ છે. માટે જો તમને મારા પ્ર
માણિકપણાનો ભરોસો હોય તો મારી મિલકતની ગેરવ્યવસ્થા તગા-
દા કરીને કરશો નહિ, અને એક વર્ષમાત્ર વાટ જોજો. પછી હું ન

આવું તો તમે આ મારી સર્વ મિલકતથી ઘટતા નાણા વસુલ કરી લેજો. આવુ પત્ર દ્વારે ચોઢાવી સેવકોને ઘટતી શિક્ષા આપી પોતે માર્ગે પડ્યો. ફરતાં ફરતાં ઘણાં સ્થાને પોતાના પ્રારબ્ધના વેગને તપાસતો એક મોટા નગરમા આવી પહોચ્યો.

વિષ્ણુશર્મા કહે છે, હે ધ્વજપાળ શેઠ ! હવે સાભળજો, શુ થાય છે તે. એ નગરમા મોટા મોટા શ્રીમંત શેઠાને ઘેર ફરતાં એક મોટા શ્રેષ્ઠ ધનવાન્માં ગણાતા પુરુષપાસે તેણે એકાતમાં જઈને આ પ્રમાણે કહ્યુ. 'હું નિત્ય શેર અન્ન મેળવવાની આશાથી તમારે ત્યા આવ્યો છું. જો તમને યોગ્ય લાગે તો મને પેટબદલે નોકર રાખો. જે મારા લાયક સોપશો ને બની શકે એવું કામ હુ કરીશ.' પેલા શેઠે મનમા વિચાર કરી જોયુ કે આ પુરુષ ચાકર રહેનારની પંક્તિનો નથી, પણ કોઈ દૈવી છે, અને પ્રારબ્ધવાન્ છે, પણ દુખનો માર્યો આવ્યો જણાય છે. આમ વિચારી બોલ્યા, ભાઈ ! સુખેથી રહો. મારી સાથે નિત્ય જમજો, આ મારા સ્થાનમા રહેજો. હુ સોપુ તે કામ માત્ર કરજો, અને મારી પાસે બેઠા રહેજો. આ પ્રમાણે કહેલા વચન સાભળીને તથા તે પુરુષનો પ્રેમ જોઈને તે શેઠ ત્યા જ રહ્યો. તેને ત્યા દિનપ્રતિદિન સુખ મળતુ ગયુ, અને કંઈક સમાધાનસરખુ લાગવા માડ્યુ. એમ કરતાં કેટલાક દિવસ ગયા ત્યારે એક દિવસ પેલા મોટા શેઠને ઘેર બીજા સ્થાનના સારા માણસો પરોણા આવ્યા. ત્યારે તે શેઠે પોતાના ઘરના કારભારીને આજ્ઞા કરી કે આજ પેલા સોનાના થાળ જમવા કાઢજો, કેમકે આ પરોણા મોટા ઘરના છે. આ પ્રકારનાં શેઠના વચન સાભળીને તેણે ચોકસ ગણીને સોનાના થાળ કાઢ્યા. જ્યારે જમવાની વેળા થઈ, અને સર્વ પરોણાને સોનાના થાળ મૂકયા, ત્યારે શેઠની પાસે બેઠલા પેલા નવા ગુમાસ્તાને શુ મૂકવુ એ વિચારમાં પેલો કારભારી પડયો. એટલામા તો શેઠે કહ્યુ કે અરે ! આ ભાઈને સારુ એક સોનાનો થાળ લાવો પેલા કારભારીએ પાસે જઈને કહ્યુ કે પેલો ભાગેલો થાળ હવે બાકી રહ્યો છે. જો આજ્ઞા હોય તો લાવુ. શેઠ કારભારીની વાત સાભળીને પેલો શેઠ બોલ્યો, મને ભાગેલો મૂકશો તો ચિંતા નથી. હુ તો તમારા ઘરનો માણસ છુ. પછી તે મોટો શેઠ બોલ્યો, હશે આણ, એની કંઈ ચિંતા નથી. પછી પેલા કારભારીએ તે ભાંગેલો થાળ, આ શેઠ જે ગુમાસ્તો થઈ રહ્યો છે તેને મૂક્યો. તે થાળતરફ દૃષ્ટિ જતા જ તે આશ્ચર્ય પામીને વિચાર કરવા લાગ્યો કે અરે ! આ ઘેર જ મારુ સઘળું ધન આવ્યું છે કે શુ ?

આ સઘળા સોનાના થાળ મારા ઘરના જ હોય એમ જણાય છે. આ મારે નસીએ આવેલી ભાગલી થાળી છે. મારા હાથમા ભાગી રહેલો તે એનો જ કાનો હશે આહા ! શી ઈશ્વરની લીલા છે ! પણ અરે ! એ કટકો મારી પોટલીમાં જ છે. લાવને સરખાવી જોઉં તો આ મનમા આવેલો સશય મટે અને ખાતરી થાય. પછી લગાર મિષ કરીને તે આસનઉપરથી ઉઠીને પોતાની પોટલીમાથી કોઈ ન જાણે એમ ઓટીમા દાબીને પેલો કટકો લાવી બેઠા. પછી સઘળુ પીરસાઇ રહ્યું, એટલે સર્વ જમવા લાગ્યા. તે સર્વને જમવામા લક્ષવાળા જોઈને, પોતાતરફ કોઇનો લક્ષ ન હોય એવી તક સાધીને પોતાના પગઆગળ તે ભાગેલી બાજુ આણીને ધીરેથી પેલો કટકો તેની સાથે સરખાવી જોવા લાગ્યો. જેવો તે કટકો થાળીના કાના સાથે ધરે છે તેવો જ તે લોહચુબકપતિ લોહની પેઠે વેગ કરીને તે થાળી સાથે તત્કાળ ચોટી ગયો, અને થાળી આખી થઈ ગઈ. આ જોઈને પેલો બિચારો તો પરમ આશ્ચર્યને પામીને તત્કાળ તો સ્તબ્ધ જ થઈ ગયો, પણ પાછો વિચાર કરીને મનમા હસ્યો, અને વિચારવા લાગ્યો કે અરે ! આ કટકો મે બળાત્કારે રાખ્યો, તે મને અહિ સુધી ખેચી લાવ્યો, અને એના પ્રારબ્ધનો હશે તે મને આ બુદ્ધિ ઉપજાવીને પોતે સુખપૂર્વક પોતાને સ્થળે બેઠો. ખરે, જડને પણ પ્રારબ્ધાનુસાર વેગ આવે છે, એમા કાઈ શકા નથી હશે હવે એનાથી હુ છૂટયો, એમ વિચારી સર્વે સાથે એ પણ જમી રહેવા આવ્યો. પેલા મોટા શેઠ આટલી વાર આવેલા પરોણાને આગ્રહથી જમાડવામા લક્ષ આપ્યો હતો, તેથી આ ભાઈતરફ લક્ષ આપ્યો નહતો, પણ હવે એના તરફ લક્ષ કરતા જ થાળીને પ્રર્વે ભાગેલી જોયેલી અને હવે આખી થયેલી જોઈને આશ્ચર્ય પામતો મનમા સમજી રહ્યો, પણ તરત કઈજ બોલ્યો નહિ, અને તેને જમવાના પદાર્થો આગ્રહવડે મૂકાવવા લાગ્યો. પછી સર્વ રુચિપ્રમાણે જમી રહ્યા, એટલે ઉઠીને સર્વ પોતપોતાને સ્થળે ગયા. પાનસોપારી વગેરે મુખશુદ્ધિના પદાર્થો ખાતા હાસ્યવિનોદ કરતા બેઠા પેલો મોટો શેઠ તો અનેક વાર્તામા લક્ષ આપતો જણાતો, પણ મનમા એ જ વિચાર કરતો કે અરે ! એ તે શુ થયુ હશે ? એને એકાતમા આ વાર્તા મારે પૂછવાની છે પછી થોડી વારે સર્વ થાળીઓને સાફ કરાવી ગણી લેવા કારીભારી બેઠો, ત્યારે પેલી ભાગેલી થાળી કયા ગઈ એમ એકદમ બોલી ઉઠયો. માણસોને ફાળ પડી. ઘણી ચોકસીથી આ વાસણો સાફ કરી આણ્યા છે, છતા થાળીની ભૂલ પડે છે, તો હવે કયાથી

લાવીશું ? અરે ભગવાન્ ! તમે સાચાની લાજ રાખનારા છો. આ પ્રમાણે વિચાર કરી તે માણુસો બોલ્યા, અમે ઘણી સભાળથી સાફ કરી આણી છે. તેમા તો આટલી જ હતી. માટે બીજે જ્યા ઘટે ત્યા તમે તપાસ કરો. પછી પેલો કરભારી શેઠપાસે આવીને કાનમાં કહેવા લાગ્યો કે પેલા નવા ગુમાસ્તાને મૂકેલી ભાગલી થાળી જડતી નથી, તેનુ કેમ કરવું ? શેઠે ઉત્તર આપ્યુ કે જાઓ, તમે તમારાં નંગ મેળવો. આખી ભાગીની વાત જવા દો પછી નગ ઘટે તો મને ખબર આપો. પેલાએ જઈને કાઢેલા નગના આકડાપ્રમાણે નગ મેળવી જોયા તો બરાબર થયા. આશ્ચર્ય પામીને પાછો આવી બોલ્યો, નગ ગણુતા તો બરાબર થાય છે. પણુ ભાગેલી થાળી આખી થાય કેમ ? માટે કદાચ ભૂલ તો નહિ થઈ હોય ? શેઠ બોલ્યા, ભૂલ થઈ નથી, માટે હવે એ વિષેની ચર્ચા ન કરતાં તમે તમારુ કામ કરો, પછી બીજા સઘળા કામથી પરવારીને પેલા શેઠ એ નવા ગુમાસ્તાનો હાથ ઝાલીને તેને પોતાના ખાનગી એકાત-સ્થાનમા તેડી ગયા, અને વિવેકથી બેસાડી બોલ્યા, કહો ભાઈ ! તમને જમવા આપેલી ભાગવી થાળીનુ શુ થયુ ? પેલો બોલ્યો, જે થવાનુ હતું તે થયુ. તમને નુકસાન થયુ હોય તો મારા પાસે લેજો. શેઠ બોલ્યો, ભાગલી તો જડતી જ નથી. પેલે ઉત્તર આપ્યુ, નગ મેળવતા ખુટે છે કે મળી રહે છે ? શેઠ બોલ્યા, એટલે શુ ? તેને તમે આખી કરી છે ? પેલે કહ્યું, એની મેળે આખી થઈ છે. શેઠ કહ્યું, હવે ખરેખરુ કહો કે એ શુ થયુ ? તમે કોઈ દેવ છો કે મનુષ્ય છો ? સોનાની થાળી સધાઈને પોતાની મેળે આખી થાય એ સભવસરખી વાર્તા જણાતી નથી ! માટે પ્રથમ તો તમે કોણુ છો તે ખરેખરુ મને કહો, અને આ થાળીનુ શી રીતે થયુ તે મને જેમ હોય તેમ જણાવો. આ વચન સાભળીને લગાર હસીને પેલો બોલ્યો, સાભળજો, સત્ય વાર્તા કહુ છુ. હુ વૈસ્ય છુ મારા પિતા નગરશેઠ ગણાતા. અપારસરખુ ધન મારા ઘરમા હતુ. તેમા માગ હાયે બહાગ્નુ ધન પાર મૂકાયુ, ત્યારે પૃથ્વીમાનુ ધન હુ કાઢવા ગયો, કારણુ કે થાપણુ મૂકનારની ઉત્રરાણી ચાલતી થયેલી હતી. ધન લેવા જતા તો તે ધન પોતાની મેળે પૃથ્વીમા ચાલતું થયુ. વેગ વડે જતા ધનને જોઈ હુ વિકળ તો થયો તોપણુ છેવટ એક સોનાના થાળનો મોટો ચોડો ઘસડાતો જોઈને મે દોડીને તેને કાનાઆગળથી દાબ્યો. તે કાનાનો દાબેલો ચાર આગળનો કડકો માત્ર મારા હાથમા રહ્યો, અને સઘળુ તણાઈ ગયુ. આમ થવાથી

મારી ધારેલી કોઈ વ્યવસ્થા ઘટતી રીતે થઈ શકવાનો સંભવ ન જણાયાથી એ કડકો મારી પાસે રાખીને માત્ર વાટખરચી તથા પહેરેલા વસ્ત્રથી ઘર છોડી બહાર નીકળ્યો. ફરતાં ફરતાં અત્ર આવી ચઢ્યો. જમવાની થાળી જોઈને મને આશ્ચર્ય થયુ કે આ થાળી મારા હાથથી ભાગીને આવેલી તો નથી? એ વાતની ખાતરી કરવા માટે હું તરત ઉઠીને મારી પોટલીમાંથી એ કડકો લઈ આવ્યો અને સર્વેનો મારા તરફ અલક્ષ જોઈને મેં ગુપચુપ એ કડકો ભાગલા કાનાને સરખાવી જોયો, તો તરત જ વેગવડે થાળીસાથે જેમનો તેમ જોડાઈ ગયો. સાંધોસરખો પણ દેખાયો નહિ. ત્યારે મેં મારા ભાગ્યની સ્તુતિ કરી વિચાર્યું કે આ કડકો ગયો તો ગયો, પણ ચૌરમા ઉપવાસસરખુ થયુ છે. હશે, પરમેશ્વરની મરજી, અતિ દુઃખીયાને દુઃખ શુ અને અતિ ઋણીયાને ઋણ શુ? એ કહેવતને સંભારી સંતોષથી બેઠો. આ મારી હકીકત કહી. હવે તમે જે જાણતા હો તે ખરું. આ સાભળી પેલા શેઠના નેત્રમાં જળ ભરાઈ આવ્યા. હૃદય ધડકી ઉઠ્યુ, અને રુંવાડા ઉભા થઈ ગયા. ગદ્ગદ્ કંઠથી બોલી શક્યો નહિ, પણ એકદમ ઉઠીને તે ગુમાસ્તાને પોતાની છાતીસાથે દાબી ભેટ્યો અને ગળગળો થઈ બોલ્યો, અરેરે! મે તમને મારે ત્યા આવેલા ધનના ધણી જાણ્યા નહિ. મે મૂર્ખે તમને ગુમાસ્તાની પેઠે આટલા દિવસ કેળવ્યા. ધિક્કાર છે મને કે મે તમારી પ્રથમથી યોગ્ય તપાસ કરી નહિ. હુ યોગ્યની અયોગ્ય રીતે સેવા ઉઠાવનાર હોવાથી મોટો પાતકી થયો છુ. તમે મને ક્ષમા આપી ઈશ્વરને ત્યાની શિક્ષાથી મુક્ત કરજો. હે ભાઈ! આ નગરમા સર્વેથી મોટો લક્ષ્મીવાન્ હુ તમારા ધનવડે જ ગણાયો છુ, મારા ભોયરામા અચાનક મોટો ખણખણાટ સભળાવાથી તેના ઉપર સૂતેલો હુ એકદમ ઉઠીને તપાસ કરવા ગયો તો પૃથ્વીની બાજુમાથી આ સર્વે ધનને મે આવતું જોયુ. પરમેશ્વરની તથા શ્રીલક્ષ્મીની મારા ઉપર કૃપા થઈ છે, એમ સમજીને હુ ભોયરૂ બધ કરીને બેઠો. મારા વડિલોનુ કરાવેલુ એ ભોંયરૂ ખાલી થવાસરખું થયુ હતું, તે આ તમારા ધનથી હાલ ભરાયુ છે. આ જગત્ના ધણીની અકળ કળાને આ મારા સરખો મૂઢ શુ જાણી શકે? હશે, જે થનાર હશે તે થયુ. પણ મે તમારી અયોગ્ય રીતે સંભાળ લીધી છે, તેની ક્ષમા આપો.

આ વચન તથા પ્રેમથી ભીંજેલુ તેનુ હૃદય જોઇ પેલો બોલ્યો, અરે! તમે તો મારી અયોગ્યની ઘણી રુડી રીતે સભાળ લીધી છે.

તેનો બદલો ઇશ્વર જ વાળી વળાવી શકે એમ છે. હું તો કેવળ અસમર્થ છું. આ ધન મારું છે એમ હું ઘણા દિવસથી માનતો હતો, તથા એ ધનની હિંમતથી હું મને પોતાને શ્રેષ્ઠ માનતો, તથા આ દૈવની પ્રબળ સત્તા જેણે આ ક્ષણે મને ધનહીન દીન કરી મૂક્યો છે, તેને જાણતો ન હતો, તથા આ પ્રકારની આગળ મારી સ્થિતિ થશે, એવું અનુમાન પણ કરી શક્યો ન હતો. તોપણ પદાર્થમાત્રને રૂપાંતર તથા સ્થાનાતર કરી સ્થાપનાર પરમાત્માની મોટી સત્તા જે જે કરે તે સર્વને સહ્યા વિના છૂટકો જ નથી, એ નિશ્ચયને જાણીને હું આ સમયમાં વિકળ થતો નથી. હવે તો મારુ મન એ પદાર્થોનો કદાચિત્ પણ વિશ્વાસ કરતું નથી. આ મારું મનાયેલું ધન આજે વિના આયાસે તમારું થઈ બેઠું છે, અને કોણ જાણે અતઃપર એ ધન એ જ પ્રમાણે કેટલાનું થયેલું કહેવાશે, એ કંઈ કળી શકાતું નથી. માટે મારો તો એ દૃઢ સંકલ્પ થઈ ગયો છે કે કોઈ પણ પ્રાપ્ત કરેલા અથવા પ્રાપ્ત થયેલા પદાર્થમા દૃઢ મમત્વવડે કદાચિત્ પણ બંધાવું નહિ. પણ એ નિશ્ચયને નીભાવવો એ કેવળ ઇષ્ટને જ અધીન છે. આ અનેક સદ્વિચાર જે આપત્તિના સ્પર્શ પછી જ મને વારંવાર સ્ફુરે છે તે સર્વને વિનાપ્રયોજન આપના સમીપ કથન કરવા આ ક્ષણે કંઈ સબળ પ્રયોજન નથી. માટે માત્ર એટલુ જ કહુ છુ કે આપે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. મને દીનસરખી અવસ્થાને પ્રાપ્ત જાણ્યા છતાં પણ પોતાના ભાઈ, પુત્ર કે મિત્રની પેઠે મારા પ્રતિ સ્નેહ રાખ્યો છે. મારા મનમાં ઓછુ આવે એવુ મદવડે આપે મારા સામુ કંઈ પણ ચલણુ ચલાવ્યુ નથી. હું મારા પોતાના અનુભવથી કહું છુ કે અંતમાં દુઃખ આપીને નાશી જનાર આ ધનને પામેલો કોઈક જ પુરુષ નિરભિમાનપણે દીન જનોની દયાવડે સંભાળ રાખતો હશે, બાકી સર્વ દુર્મતિવાળા થઈને અનેક રંક પ્રાણિઓને નિરંતર દુઃખ જ ઉપજાવતા હશે. હે સુભાગ્યવાન્ ! હવે એ વિષે સઘળા આવતા ખેદજનક વિચારનો ત્યાગ કરો અને પ્રસન્ન રહો. મેં તો એ ધનમાંથી મમત્વ ઉઠાવ્યુ છે. માટે કાળજીરહિત થઈને તમે હવે મને રજા આપો, એટલે હુ પણ માર્ગે પડુ. કારણ કે મારા અત્ર રહેવાથી વારંવાર તમને દુઃખ ઉત્પન્ન થશે. હું મારા પ્રારબ્ધને અનુભવતો જ્યાં ત્યાં રહીશ.

આ પ્રકારનાં એનાં વચનો સાંભળીને પેલા શેઠ બોલ્યા, ભલે તમારે જવાની ઇચ્છા છે, તો હું તમને રજા આપુ છું, પણ એક હું માગું તે મને આપો. પેલો બોલ્યો, મારી શક્તિ જોઈને માગજો.

શેઠ બોલ્યા, પ્રથમ તો આ મારા મુખ્ય કારભારીને તમારા સાથે મોકલું છું, તે ત્યાં આવીને અત્રથી જોઈતું ધન મંગાવીને તમારી દુકાનનું તમામ દેવું ચુકવી આપે. એમાં તમારે લગાર પણ આના-કાની કરવી નહિ, અને પછી તમારે વ્યાપારમા જોઈતાં નાણાંનો અત્રથી ઉપાડ કરવો. મળે તો આપવાં, નહિ તો ઋણ સમજવું નહિ. એ મારા કારભારીને થોડી મુદત તમારે ત્યાં તમારા સેવકપ્રમાણે ગણીને રાખજો, અને જે સમયે જે જે વસ્તુ જોઈએ તે પોતાનુ ઘર જાણીને મગાવજો. આ પ્રમાણેનુ મારુ માગણું તમે કબુલ નહિ કરો તો આ તમારું સર્વ ધન તમારે ત્યા લઈ જાઓ. બેમાથી એક કબુલ કરીને આ ક્ષણે મને સંતોષ આપો, અને જો એ બંને વાર્તાનો અનાદર કરશો તો હુ અપ્રસન્ન થઈને પણ મારુ ધાર્યું કરીશ.

વિષ્ણુશર્મા કહે છે, હે ધ્વજપાળ શેઠ ! આ પ્રકારનાં તે શે-ઠના આગ્રહવાળા વચનો સાભળીને નિરુપાય થઈ પેલો બોલ્યો કે આ બને વચનમાથી એક પણ વચન પાળવુ મને તો અત્યત અ-નુચિત લાગે છે, તો પણ તમારી પ્રસન્નતા જાળવવા માટે તમારુ પ્રથમનું વચન જ હુ અગીકાર કરુ છુ, પણ તે બદલ મારું એટલુ માગણું તમારે કબુલ રાખવું પડશે કે અત્રથી ઉપાડેલા તમામ નાણા પાછા વાળવા ઈશ્વર અનુકૂળતા આપે ત્યારે તમારે તે પાછા લેવા બદલ ના પાડવી નહિ. આ વાર્તા તે શાણા શેઠે પણ કબુલ કરી. પછી તત્કાળ તે શેઠે પોતાના મોટા મુનીમને સઘળી સમજણ આપીને ઘણા સારા બંદોબસ્તથી તેમને પોતાને ઘેર વિદાય કર્યા. જતી વખત ઘણા હેતથી એક બીજાને ભેટયા. આ અંતરની વાર્તા એ બે વિના કોઈના જાણવામાં આવી નહિ. પછી તે મુનીમસહિત પેલો શેઠ પાછો પોતાને ઘેર આવ્યો. સેવકોને આજ્ઞા કરીને સ્ત્રી-પુત્રને પાછા બોલાવી લીધા, અને નગરમાં પ્રસિદ્ધિપત્રો ચોટાડ્યા કે જેનુ મારી દુકાનમા થાપણાદિ નિમિત્તથી આજપર્યંત નાણું રહ્યું હોય, તેમણે પોતાની મેળે આવીને લેઈ જવુ. આથી સર્વના જાણવામા આવ્યુ કે એમનુ ધન ઘટ્યું નથી, તેથી લોકોએ તગાદો કરવાનો છોડી દીધો, એટલુ જ નહિ, પણ તે જબરાઈથી આપતા પણ કેટલાક લોકો તો હમણાં અમારે લેવું નથી એમ બોલતા સંતોષને માનવા લાગ્યા. પછી ક્રમે કરીને તે પોતાનો વ્યાપાર પાછો ચલાવવા લાગ્યો. થોડા સમયમાં તેનો દિવસ ફર્યો, અને પાછો મોટો શ્રીમાન્ થઈને બેઠો, અને પછી ધનમાંથી પોતાની આસક્તિ ઓછી રાખીને ઘણાં પુણ્યદાન કરીને અખંડ કીર્તિને મેળવી રહ્યો.

હે ધ્વજપાળ શેઠ ! આ પ્રમાણે તેને સંતોષથી સર્વ સુખ મળ્યું. હવે પૂર્વે તમને એવો સંદેહ પડ્યો હતો કે આ પાયા ખોદવાની જગાએથી ધન હઠી ગયું, એ બને જ કેમ ? ધન તો જડ છે. એને ચાલવાનો સ્વભાવ નથી અને જ્ઞાન પણ નથી તો એ ધન શી રીતે હઠી ગયું હશે ? એ સદેહનું સમાધાન કહુ છુ તે સાંભળો. આ જગત્માં દરેક પદાર્થને કોઈ પણ નામ, રૂપ તથા આકારમાં સ્વભાવ તથા કર્મ રચે છે, તેની સ્થિતિ કરે છે, અને અંતે તેનો વિનાશ કરે છે, અને તે નામ, રૂપ તથા આકારવાળા પદાર્થને તેમા રહેલા સ્વભાવ તથા કર્મના સસ્કાર જ જાગ્રત્ થઈને રૂપાંતર તથા સ્થાનાતરને પમાડે છે. ત્યાં આ દૃષ્ટાંતમાં કહેલા શેઠના ધનને ગતિ આપી લેઈ જનાર પેલા નવા શેઠના અનુકૂળ પ્રારબ્ધકર્મસસ્કાર, અને આ મૂળ ધણીના પ્રતિકૂળ પ્રારબ્ધકર્મસસ્કાર છે. તે કર્મસસ્કાર સુષુપ્તની પેઠે પોતાને ફળ આપવાના સમયસુધી જાગ્રત્ થતા નથી, અને ફળ આપવાના થાય છે ત્યારે જાગ્રત્ થઈને જે પદાર્થને આશ્રયે તે સંસ્કારના અશ રહ્યા છે, તે પદાર્થને તે પ્રમાણે વેગ આપે છે, અને જે પુરુષ તે પદાર્થદ્વારા પોતાના કર્મફળને ભોગવનારો છે, તે પુરુષમાં રહેલા સસ્કારના અંશ પણ જાગ્રત્ થઈને પેલા પદાર્થમા રહેલા પોતાના જાગ્રત્ થયેલા સસ્કારઅશને બળ આપી પોતાતરફ ખેચે છે. આ નિયમને અનુસરી સમજો કે તે ધનમાં એકના અનિષ્ટ સસ્કાર રહ્યા છે, અને એકના ઇષ્ટસસ્કાર પણ રહ્યા છે. તે સંસ્કાર ફળ આપવાને જાગ્રત્ થયા ત્યારે તે બને પુરુષને ઇષ્ટઅનિષ્ટ ફળ આપવાને તે પદાર્થની પ્રવૃત્તિ કરતા હવા. જેથી ઉભય પક્ષમા રહેલા સસ્કારઅશની ઉત્થાનાવસ્થા[1] જ આ ધનને ચલાવનાર છે, એમ નિશ્ચય જાણો. આ જ પ્રમાણે આ હરદત્તના અનુકૂલ પુણ્યસંસ્કાર જે આ ધનમા રહ્યા છે, તે આ ફળ આપવાના સમયમા જાગ્રત્ થઈને તે ધનને ખસી જવારૂપ ગતિ આપતા હવા. હે શેઠ ! આ વિષય સમજવો લગાર કઠિન છે, તોપણ સુગમ સમજાય એમ આ ક્ષણે સંક્ષેપમાં કહ્યો છે. વળી અન્ય પ્રસગે વિસ્તારથી એનુ વર્ણન કરીશુ.

ધ્વજપાળ શેઠ કહે છે, હવે મારું સમાધાન થયુ કે સઉને પોતપોતાનુ કર્મ ફળ આપવાને તૈયાર થાય છે, ત્યારે તે ચેતનતાવાળા તથા જડતાવાળા દેખાતા પદાર્થને ગમે તેમ ગતિ આપી હાલચાલ કરાવી શકે છે, અને સ્વભાવથી, પણ તમારા કહેવા પ્રમાણે

૧ જાગ્રત્ અવસ્થા.

સમજાય છે કે પદાર્થને ગતિ મળી શકે છે, જેમ આ લોહચુંબકના સંબંધથી લોહને ગતિ આવે છે તેમ. હવે આપણી મૂળ વાર્તાને પાછા ચલાવો. ક્ષમા કરજો, મેં આ વચ્ચે વિઘ્ન નાંખ્યું તે. પણ આથી મારું ઘણું સમાધાન થયું છે, તથા મારે ગ્રહણ કરવા યોગ્ય બોધ પણ આ દૃષ્ટાંતમાં ઘણો આવી ગયો છે, એટલે આપનો આ શ્રમ વ્યર્થ ગયો નથી.

**વિષ્ણુશર્મા** કહે છે, હા શેઠ ! હવે સાભળો. પાછો આપણા પૂર્વ પ્રસંગને જોડું છુ. તે ધનવાળી સઘળી પૃથ્વી પોતાને કબજે કરી લીધા પછી, તથા ઘટતી આશ્રમની સર્વ વ્યવસ્થા કરી રહ્યા પછી તે **હરદત્ત** એક દિવસ પોતાની ઇચ્છા તે મહાત્માને નિવેદન કરવાના વિચારથી **શ્રીગોકર્ણ** ઋષિના સન્મુખ બે હાથ જોડીને જઈ ઉભો છે, અને તેના પાછળ તેની સ્ત્રી **ગિરિજા** પણ બે હાથ જોડીને ઉભી છે, ત્યાથી રહ્યુ છે. હવે આગળ કહુ છું તે ઉપર લક્ષ રાખજો.

**વિજયા**—બોલો 'જય જય **શ્રીસદ્‌ગુરુદેવ**' કેમ હવે અટકાવું કેની ?

**ભાગીરથી**—( સઉના જય બોલ્યા પછી ) હા, હવે તો અટકાવવુ જ જોઈએ. વખત પણ છેક પૂરો થયો છે.

**ચંચળા**—હા, હજી છેલ્લું લગાર બોલાશે એટલે પછી મુદ્દલ વખત નથી.

**વિજયા**—હા, ચંચળ બહેનની મરજી કંઈ તોડાવાની નથી, માટે તેમ જ કરું છુ. ( ગાય છે. )

### ગરબી.

નમુ છુ નાથ, ઉભય કર જોડી રે, મનની મસ્તી સઉ મોડી રે,<br>
મિથ્યા વાત વિષયની છોડી, નમુ છુ૦<br>
મુજ મતિને **મહેશ** સુધારો રે, સઉ ટાળી હૃદયના વિકારો રે,<br>
આણો ભવસાગરનો આરો, નમુ છુ૦<br>
છે આ માયાનો દુઃસહ મારો રે, મારી માર ગુંદાવે છે ગારો રે,<br>
હવે આપ કૃપા કરી ઠારો, નમુ છુ૦<br>
રાગદ્વેષનું બળ છે ભારી રે, ખાળ્યુ ખળતું નથી રહું હારી રે,<br>
આપો સાહ્ય છે આશ તમારી, નમુ છુ૦<br>
વહાલી વસ્તુ જતાં શોક પીડે રે, સારું દેખી મોહ પણ ભીડે રે,<br>
વિણ આપ કો સુખ એનુ સીડે, નમુ છું૦<br>
ભય મૃત્યુનો રહેછે મનમા રે, ઘણી પ્રીતિ રહે સુતધનમાં રે,

ચાચું મુખ કરી ઉંચુ ગગનમાં, નમુ છું૦
છો સઘળે પ્રભુ હું જાણું રે, તોએ અનુભવસુખ ના માણું રે,
આપો મનહર પ્રભુ એ સુટાણું, નમુ છું૦

**ભાગીરથી**—બોલો 'જય જય શ્રીસદ્‌ગુરુદેવ' ( સહુ બોલે છે ને પછી વરાફરતી ઉઠી ઘેર જાય છે. પછી વિજયા પોતાના કામમાં લાગે છે. મનોહર થોડી વારે ઘેર આવે છે, અને વાળુ કરવાની તૈયારી થવાથી વાળુ કરી પરવારી લે છે. વિજયા પણ પોતાના કામથી પરવારીને બેસે છે. )

**વિજયા**—આજે હજુ કોઈ આવ્યુ નથી. બાકી રોજ તો આપણને વાળુ કર્યા પછી આટલો અવકાશ મળતો નથી. કોઈ કોઈ પણ આવેલું જ હોય છે.

**મનોહર**—હા, પણ તને તે સારું લાગે છે કે આ તે કહે.

**વિજયા**—માણસ આવે તેનુ તો મને દુઃખ નહિ, પણ આખા દિવસનાં છૂટા પડેલાં અત્યારે જરા નવરાશે બેશી શકીએ, તેથી કથાના વખત પહેલાં જ આવીને અમથાં બેશી રહે, તે મને લગાર ઓછું સારું લાગે છે. અને ખરું પૂછો તો કોઈ વખત તો તે પણ સારું લાગે છે.

**મનોહર**—મનમા કંઈ પણ સારું લાગવું અથવા નઠારું લાગવું, એ શાથી થાય છે, એને હજુ તું બરાબર જાણે છે કે નહિ એ મારે જાણવું છે.

**વિજયા**—મને તો એમ સમજાય છે કે આપણું મન સારી સ્થિતિમાં એટલે પ્રસન્નતામાં હોય ત્યારે તો બધુએ સારું સારું લાગે છે, અને જ્યારે આપણુ મન કચવાએલુ હોય છે, અથવા કોઈ કારણથી નારાજી થયા જેવું હોય છે, ત્યારે તો કંઈ પણ સારું લાગતું નથી.

**મનોહર**—કચવાએલુ એટલે જ નારાજી સમજવું, સમજી કે નહિ? જ્યારે મન કચવાએલુ હોય ત્યારે કંઈ પણ સારુ લાગતું નથી, એ વાર્તા ખરી પણ મન શાથી કચવાય છે, તેના કારણને જાણવુ જોઈએ.

**વિજયા**—તેનું કારણ મને તો એટલું જ જણાય છે કે આપણી મરજી પ્રમાણે સઘળું ન થાય ત્યારે મન કચવાએલું રહે છે.

**મનોહર**—આપણી ઇચ્છાપ્રમાણે સઘળું નહિ થાય, એનું શુ કારણ હશે, તે કંઈ તને સમજાય છે?

**વિજયા**—તેમાં તો મને એમ જણાય છે કે એક તો આપણે

અજ્ઞાન રહ્યાં, એટલે સારું નઠારું શું, થવાનું અથવા ન થવાનું શું, વગેરે કશું જાણીએ નહિ, અને સારું શી રીતે થાય એ પણ જાણીએ નહિ, ને પછી ગમે તેમ કરીને કરવા જઈએ, તેનુ ગમે તે ફળ મળે છે, ને તેથી મન કચવાય છે, ને એમ થવામાં આપણાં પાપકર્મ પણ કારણ હશે એમ લાગે છે.

**મનોહર**—( લગાર હસીને ) હું તને પૂછું છુ ત્યારે તું મને પણ અજ્ઞાન કરીને મૂકે છે. તું તારું અજ્ઞાન કહેતી નથી, ને મહીં મને ભેળીને બોલે છે કે 'આપણે અજ્ઞાન રહ્યાં'! માટે લગાર બોલનુ તોલ કરતી જતી હોય તો સારું. કેમ ઠીક કે નહિ?

**વિજયા**—ક્ષમા કરજો, મને બોલવામા હજુ અવિવેક આવી જાય છે. પણ મેં તો સાધારણ આપણે એટલે આ બધા મારા સરખાં માણસોને માટે કહ્યું. તોપણ હવે વળી વિચારીને બોલીશ.

**મનોહર**—ના ના, હુ તો હસવાને કહું છુ. માટે આ પ્રમંગની હરકત નથી પણ પ્રસગે એવી ભૂલ બોલવામા થાય છે કે સામા માણસને દુઃખ લાગવાનો સભવ આવે.

**દાસ**—(દાદરે ચઢતા) જે **સીગોપીજનવલ્લભ**, ગોવિન્ડ ગોવિન્ડ. (ઉપર આવીને) પાયે લાગુ છુ ભતજી મ્હાડાજ! આજે પન હુ જ પેહેલ કડીને આવ્યો છુ.

**મનોહર**—પધારો, તેમાં શી ચિંતા છે? તમે તો આ ઘરના જ ગણાઓ, એટલે ગમે ત્યારે આવો જાઓ, એ વિષે **દાસ**! તમારે કશુ મનમા લાવવુ નહિ, તમને કહી મૂકું છું ને તમે તો વળી આ મંડળમાં નિશાનના હસ્તિરૂપ છો, એટલે તે તો સ્વારીમા સઉથી આગળ જ હોય. ( એટલામા **ચંચળા** વગેરે બીજી સ્ત્રિયો તથા પુરુષો પણ આવે છે. )

**દાસ**—( વિઠ્ઠલજીને આવતા જોઈ) આવો **વિથ્થલજી**! પધાડો. આપના આ આસનપડ બિડાજો. ભાઇ ટમાડો ટો કહાના આડંભમાં જ ખપ છે કેહેવટ છે કેની કે 'ડીવા પાઠીનું સઘલુ અઢાડુ.'

**વિઠ્ઠલજી**—શેઠ! તમે પણ કઈ જેવી તેવી બુદ્ધિના ધણી નથી. મને તો કાલથી ખાતરી થઇ કે તમે તો એક છુપુ રત્ન છો. આ બાર તેર દિવસમાં તો તમે હતા તે શેઠ જ નહિ ને!

**દાસ**—એ સઉ ટમાડા ને આપના **ભ**તજી મ્હાડાજના પુનપડટાપ. હું ટો સઉના ચડનની ડજ છુ.

**વિઠ્ઠલજી**—સઉ આવી રહ્યા સરખું હોય તો હવે **ભટ**જી મહારાજ! શી આજ્ઞા છે?

**મનોહર**—હા કાલે ક્યાં સૂધી થયુ છે તે કહો એટલે આરંભ કરીએ.

**હાસ**—( ભુધરને દાદરે ચદતો જોઈને ) ઓહો ભુઢડભાઈ' આજ ટો કંઈ આમના સુરજ આમ ઉગ્યા ! ટમાડા પગલાં અહિ કાંહી ? આવો આવો બેસો. આ ટમારા ભાઈઓને પન ટેરી લાવ્યા ટે ઘનું સારું ઠયુ. ઘડમાઠી પન કહીએ કેની કે આવટ ટો કંઈ ટેમના પન ભાયગ ખુલે. જુવો ઘડમા બેથાં બેથાં સાડી સંગટવિના બુદ્ધિ ખડાબ ઠઈ જાય છે. મને ટો અનુભવ ઠયો છે કે અહિ આવમે ટો ઢોડનુ પન માનસ ઠસે.

**ભૂધર**—મેઠ ' તમે ખરું કહો છો, પણ **ભગવાનની** દયા પાખી કઈ બને છે ? આજે તેમની દયા થઈ એટલે અવાયુ. ઘરમાથી પણ બધા આવ્યા છે.

**હાસ**—બહુ સારુ. એમા નિડાટે. બોલો **સીકુંજવિહાડીલાલકી** જે. બોલો **વિથ્થલજી** ' ટકસીડ માપ કડજો. આતલુ વચમા બોલ્યો ટે.

**વિઠ્ઠલજી**—કંઈ ચિતા નહિ. પ્રસગ આવે ત્યારે બોલવુ પણ પડે. સાભળો હવે. કાલે તો કથાની સમાપ્તિમાં એ વાર્તા આવી હતી કે ભૂભાસ્કર તથા કૌશિકીને ઘેર આવેલા પેલા વૃદ્ધ અતિથિ બ્રાહ્મણે ઘણી સુબોધકારક પોતાની સઘળી કથા કહી સભળાવી, ને પછી રાત્રિ વિશેષ જવાથી સઉ સૂઈ ગયા, અને એ કહીને પછી લક્ષ્મી માતાએ **સરસ્વતીને** કહ્યું કે ઘણું કરીને આજે સાજના આણે નીકળેલા માણુસો અત્રે આવી પહોચશે. તેમની આપણે પણ રુડે પ્રકારે પરોણાગત કરવાની છે, એમ કહીને સઉ ઉઠી ગયાં.

**મનોહર**—( ' જય જય **શ્રીસદ્દગુરુદેવ** ' બોલીને ) પછી બીજે દિવસે પાછા અવકાશની વેળાએ લક્ષ્મીમાતા પોતાની છોકરીઓને બેસાડીને બોલ્યા, હે **સરસ્વતિ** ' પછી બીજે દિવસે સવારમા પોતપોતાના નિયમપ્રમાણે તે ભૂભાસ્કર અને કૌશિકી તથા પેલો વૃદ્ધ બ્રાહ્મણ સર્વે ઉઠીને પોતપોતાના સ્નાન વગેરે કર્મમા લાગ્યાં. પેલા વૃદ્ધ અતિથિને તો એ સ્થાનના વૃદ્ધ બ્રાહ્મણો ઓળખતા હતા, તથા થોડા સબધવાળા પણ હતા, તેથી તેમને આવ્યા જાણીને તે સંબંધી આવીને ઘણા આગ્રહથી પોતાના આશ્રમે જમવા તેડી ગયા, અને ભૂભાસ્કર તથા કૌશિકી પોતાના આશ્રમમાં જમ્યા. પછી ત્રીજે પ્રહરે તો તે વૃદ્ધ પુરુષ ત્યાંથી આગલા ક્ષેત્રમા જવાને નીકળનાર હતા, તે બીજાને ત્યા જમીને પાછા ભૂભાસ્કરના આશ્રમમા આવ્યા, અને પોતાનાં વસ્ત્ર, પુસ્તક, પાત્ર વગેરે સંભાળીને પછી ભૂભાસ્કર

તથા કૌશિકીને નિકટ બોલાવીને આ પ્રકારનાં પ્રિય વચન બોલવા લાગ્યાઃ હે ભાઈ ભૂભાસ્કર ! હે સુલક્ષણી બ્હેન કૌશિકિ ! હું આ ક્ષણે તમારા આશ્રમથી ચાલવા માંડું છું. એટલે ધીરે ધીરે સાંજ-સુધીમાં એક બે કોસ જઇને વળી પવિત્ર ક્ષેત્રમાં વિશ્રામ કરીશ. મે તમારે ત્યાં એક રાત્રિ રહીને તમને ઘણો શ્રમ આપ્યો છે, પણ તમે સ્નેહવડે તથા તમારા સ્વધર્મની રક્ષા કરવાના નિયમવડે તે શ્રમને ગણ્યો નથી. હવે મારા ઉપર કરુણા રાખજો, અને પરમેશ્વરનું સ્મરણ તથા યજન કરીને ધર્મનું પાલન કરતાં નિત્ય સુખને પામજો. આ સંસાર મોહ કરવા સરખો જણાય છે ખરો, પણ અંતે કાળને વશ થઈ એને અવશ્ય ત્યજવો પડે છે, માટે એ સાર નથી સુખ-રહિત જ છે, એમ જાણીને એ સંસારના મોહથી ધીરે ધીરે છૂટતાં રહેજો. દિનરાત્રિમા જેમ બને તેમ ચિત્તની પ્રસન્નતાવડે સદ્‌ગુણને આદર કરતાં રહેજો, અને દુર્ગુણમાત્રને ઓળખીને તેનાથી ધીરે ધીરે દૂર ખસતા જજો. આ યુવાવસ્થા, બળ, તથા શરીર હવે પોતાની મેળે પ્રતિદિવસે ક્ષીણ થતું જણાય તેથી વિકળ ન થતાં આપણા નિત્ય, અજર, અમર સ્વરૂપનો વિચાર કરી શોકમુક્ત રહેજો. આ જગત્‌મા પરસ્પરનો સંબંધ દેખવા માત્ર સુખનો હેતુ છે, પણ પરિ-ણામે વિયોગજન્ય દુઃખથી શોકે છે, માટે ઘટતો સંબંધ રાખી પર-સ્પરના વધેલા સ્નેહને શિથિલ કરી રાખજો. નિરંતર તેલ તથા ઔષધિના સિંચનવડે રક્ષાયેલા પણ આ કેશ દુર્બળ તથા શ્વેત થઈ જાય છે, અને અંતે ખરી જાય છે, તેમ જ ઉત્તમ ઔષધિવડે મંજન કરાયેલા તથા પ્રીતિવડે રક્ષણ કરાયેલા છતા આ દાંત પણ ક્રમે કરીને નિર્બળ થઈ દુઃખ આપતા પડી જાય છે. તેથી એવો સ્પષ્ટ નિશ્ચય થાય છે કે અનેક યત્નવડે રક્ષણ કરાયા છતા પણ આ આ-પણા શરીર રહેવાના નથી, તો એના પડવાના સમય પહેલા જ એ અંતે પડનાર જ છે એવા નિશ્ચયથી, એના પ્રતિનો જે ગાઢ સ્નેહ છે, તેને નરમ પાડી દેજો, અને વારંવાર એવા દુઃખરૂપ શરીરને આપનાર જન્મમરણના કારણરૂપ મનાયેલાં કર્મ તથા વાસનાનો ક્ષય કરવાને રુડે પ્રકારે યત્ન કરતા રહેજો, કારણ કે જન્મ ધર્યો તેથી જ સાર્થક થાય છે.

વળી હે મારી મતિવાળાં ! એકબીજાનાં ઐહિક સુખના સાધ-નરૂપ પરસ્પરને જાણીને તથા પરમાર્થસાધનના અનુષ્ઠાનમા એક-બીજાથી સાહાય્ય મળે છે માટે પરસ્પરમાં મિથ્યા ક્લેશને નજીવા કારણથી ઉત્પન્ન કરી રાખશો નહિ. અંતમા એ જ કહું છુ કે આવીને પ્રાપ્ત થતાં સુખદુઃખને શાંત ચિત્તવડે ભોગવી અંત આણજો, અને

સુખમય થઈ રહેજો. તમે પણ સદ્વિચારવાળાં છો એટલે તમને હું શું વધારે કહી શકીશ.

ભૂભાસ્કર સાષ્ટાંગ પ્રણામ કરીને હાથ જોડી સન્મુખ ઉભો રહીને બોલે છે, હે પિતા ! અમને આ લોકમાં પિતા તથા સદ્ગુરુવડે કહેવાવા યોગ્ય પ્રિય તથા હિતકર વચનોને આપવિના કોણ આવડી પ્રીતિવડે સંભળાવી જાગ્રત્ કરત ? આપનો કોઈ કાળે પણ ન વાળી શકાય એવો આ અનુગ્રહરૂપ ઉપકાર થયો છે. હું રંક એનો કાંઈ પણ બદલો આપવા સમર્થ નથી. આપ કૃપા કરીને અહિં થોડા દિવસ રહો તો અમને કૃતાર્થ કર્યા જાણીશું. આપ તો કૃતકૃત્ય થયા છો એટલે સઘળે સરખું જ છે.

કૌશિકી વિનયથી હાથ જોડીને કહે છે, હે ગુરો ! આપ કૃપા કરીને થોડા દિવસ રહો, અને અમને બોધ આપી આ સંસારથી પાર ઉતારો.

વૃદ્ધ કહે છે, હે શુદ્ધ સ્નેહવાળ ! તમારો પ્રેમ મને આગળ પગલુ ભરવા દે એમ તો નથી જ, પણ હું કે જેણે, પોતાનાં મનાએલાં ઘર તથા સ્ત્રીપુત્રને, સ્નેહસબંધ દૃઢ થઈ રહેવાના ભયથી ત્યજી દીધાં છે, તથા સાચો સ્નેહ કરવાયોગ્ય તો એક પરમેશ્વર જ છે એવો નિશ્ચય ધારચો છે, તેણે હવે આ વિચિત્ર સ્વભાવવાળી છળ કરનારી માયાનો ભરોંસો કરવો ઘટતો નથી. જેથી કોઈ પણ સ્થાનમાં રહીને સ્નેહસબંધમાં પચવુ એ અયોગ્ય જણાવાથી હું યોગ્ય વિચારથી ઇચ્છાપ્રમાણે ફરુ છું. માટે મને રાખવાનો આગ્રહ દયા કરીને કરશો નહિ. તમારુ નિરંતર શુભ થશે. આ જગત્મા મારા સરખા સઘળી રીતે પરવારેલા પુરુષે તો બનતા સુધી સ્વતંત્રપણે ફરવું જોઈએ. હે બાઈ ! હું જે જે સ્થળે એક રાત્રિ રહ્યો છું તે તે સ્થળે મને ઘણા આગ્રહથી વધારે રાખવા સજ્જનો યત્ન કરતા, પણ હુ ઇચ્છાઉપરાંત વિના કારણ રહેતો નહિ. તમે વિચાર કરો કે મને એકલાને શેર અન્નથી કોઈ પણ પોષી શકે, અને કહે કે તમારે હવે આ સ્થળે જ રહેવું, પણ જો એ પ્રમાણે જ મારે રહેવુ યોગ્ય હોય તો મારા સંપાદન કરેલા સઘળા પદાર્થ તૈયાર છે, ત્યા જ રહેવું ઘટે. પરંતુ આ બહાર નીકળવાનું મુખ્ય કારણ જીવન્મુક્તિનું વિલક્ષણ સુખ લેવું એ છે, તો તે વિવિધ સ્થળે સ્વતંત્ર વિચારવામાં જ વિશેષે કરીને મને દેખાય છે. વળી એક જ સ્થળે બેઠા રહેવાથી આ શરીર પણ વિકારવાળું થાય છે, માટે અનેક કારણોથી ફરનાર મને તમે કૃપા કરીને રોકશો નહિ.

આ પ્રકારનાં તે વૃદ્ધનાં વચન સાંભળીને અંતરમાં ખેદને પામતો ભૂભાસ્કર બોલ્યો, એમ જ છે તો આપની ઇચ્છાપ્રમાણે કરો અને

અમારા ઉપર નિરંતર કૃપા રાખજો. પછી તે વૃદ્ધને થોડે સુધી વિદાય કરીને ભૂભાસ્કર પાછો પોતાને આશ્રમે આવી પોતાના કામમાં બેઠો.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી સરસ્વતિ ! આ પ્રમાણે વળી કેટલાએક દિવસ તે ભૂભાસ્કર તથા કૌશિકી સાધારણ રીતે એક-બીજાથી હળીમળીને રહેતાં. પછી એક દિવસ તે ભૂભાસ્કર જમીને પોતાને વાચવાના પુસ્તકને વાંચવા બેઠો હતો, એટલામાં તે કૌશિકી પોતાના કામથી પરવારીને પોતાના પુત્રને તેડીને ત્યા સમીપમાં આ-વીને બેઠી. લગાર વાર બેસીને પછી પોતાના ભૂભાસ્કર પતિને આ પ્રકારના વચન કહેવા લાગી:

કૌશિકી કહે છે, લગાર વાંચવાનુ બધ રાખો, ને આ ભા-ઈને બોલાવો. એ બિચારો તમારા સામુ જોઈ રહ્યો છે, પણ શર-માઈને બોલતો નથી. જુઓ, બાળક તો હેત દેખે તેની પાસે જાય, તમે કોઈ દિવસ ખરા મનથી એને બોલાવતા નથી, માટે એ ધાઈને તમારી પાસે આવતો નથી. જુઓ, ઈશ્વરે જેને પ્રજા આપી નથી, તે બિચારા રાત્રિદિવસ પોતાના મનમા બળ્યા કરે છે, ને હજારો ઉપાય કરે છે, તોપણ તેના નસીબમા નહિ તે કઈ થતું નથી, ને તમને પરમેશ્વરની ઇચ્છાથી છે, ત્યારે તેને હેત કરીને બોલાવવાનુ મન થતું નથી. આ લખવા વાચવાનુ તો રોજનુ લાગ્યુ જ છે. તમને એમ નથી લાગતું કે લાવ એને લઈને બે ઘડી આ કિનારાઉપર ફરું કે આપણા ક્ષેત્રોમા એને ફેરવુ, કે એને કંઇ ફળફળાદિ ખાવાનુ આપુ ! પણ શેનું લાગે ? સસારમા સઉને પોતાનો જીવ જેટલો વહાલો છે, એટલું વહાલુ બીજુ કોઈ નથી. તમે જાણો છો, પુત્રની માતાને કેટલું માન ઘટે છે તે ? પુત્રી તો પારકા કુળને વધારનારી છે, તેથી તેને જન્મ આપનાર માતાને તો માત્ર વધ્યાદોષ મટયો ગણાય, પણ તે કાંઈ માનવતી ગણાય નહિ, અને પુત્ર તો પોતાના પિતાના કુળની વૃદ્ધિ કરનાર હોય છે, તેથી તે પુત્રને જન્મ આપનારી માતા તો ઘણા માનને પાત્ર ગણાય છે. તેના સાસુસસરાએ તથા પતિએ પણ તેની સઘળે પ્રકારે મરજી સભાળીને ઘટિત સુખ આ-પવુ જોઈએ. આ મારે તો સાસુસસરો નથી, એટલે તે સઘળાને બદલે તમારે જ મારી મરજી સાચવવી જોઇએ, પણ એ સબધીનો તમને તો કશો વિવેકવિચાર છે જ નહિ. હુ મારી મેળે ગરીબ થ-ઇને ચાલું છું, એટલે તમને સઘળી વાતે સારુ ફાવતુ આવ્યુ છે ! તમે તો તમારી મતલબના સગા છો, તે જમવાની વખતે તૈયાર જ-મીને ખસી જાઓ છો, પણ છોકરાની સભાળ રાખવી, અને ઘરનુ

સઘળું કામ કરવું, એ કેટલું કઠિન છે, એમ તમને સ્વપ્નમાં પણ વિચાર આવતો નહિ હોય. પણ હા, એ વિચાર તમને શેનો આવે? તમે પોતાની મેજ માની બેઠા છો કે પુરુષ મોટા, ને બૈરાંનો દરજ્જો નાનો, એટલે સ્ત્રીયોએ તો ચાકરની પેઠે મજુરી કરીને પેટ ભરવું; પણ એ વિચાર હવે છોડી દેજો. કાલથી જો તમે આ છોકરાને સંભાળવાનું કામ કરશો તો જ હું રસોઈ વગેરે કામ કરીશ, ને તમે તમારું કામ કરતા બેસશો, તો હું મારું મુખ્ય કામ છોકરાને સંભાળવાનું છે તે કરતી બેસી રહીશ. કંઈ તમે જ સમજો છો, ને હું નથી સમજતી એમ ધારશો નહિ !

ભૂભાસ્કર આ દુઃખને લગાડનાર કઠિન વચનોને સાંભળતા પોથી બાંધીને ઉંચી મૂકીને કહે છે, લાવ એને સંભાળવાની હું કંઈ ના કહું છું ? તું અસત્ય બોલે તો ભલે, બાકી હરેક સમયે જ્યારે તું કામમાં હોય છે ત્યારે સઘળો વખત હું જ એની સંભાળ રાખુ છું. સાચું પૂછે તો હું તો રાત્ર ને દિવસ તારી તથા આ પુત્રની મરજી સાચવવામાં જ ગુંથાયેલો રહુ છુ. તું પુત્રની માતા થઈ તેથી માન-વાળી ગણાય, તો તે પ્રમાણે જોતાં તો હુ પુત્રનો પિતા છુ, માટે વિશેષ પૂજ્ય ગણાવાયોગ્ય છુ. આ લોકમા એવો નિયમ પણ જણાય છે કે જે સ્ત્રિયોને પ્રજા હોતી નથી, તે સ્ત્રિયો પોતાના પતિને પણ મનથી ઓછુ માન આપે છે. જો કે પ્રજા ન થવામાં ઘણે સ્થળે તો પુરુષ તથા સ્ત્રી બંનેના દોષ કારણરૂપ હોય છે, તોપણ તે પુરુષ, સ્ત્રીને દોષરૂપ ગણે છે, ને તે સ્ત્રી પુરુષને દોષરૂપ ગણે છે. ક્વચિત્ સ્થળે એકલા પુરુષના અથવા એકલા સ્ત્રીના દોષ જ પ્રજા ન થવામાં કારણ-રૂપ હોય છે, તથાપિ ત્યા પણ તે જ પ્રમાણે પરસ્પરને મિથ્યા દોષના કારણરૂપ ગણી એક બીજાસાથે ઉંચા મન રાખી સ્નેહમા ઘટાડો કરે છે. જ્યારે પ્રજા ન થવામા તે સ્ત્રિયો પુરુષને પ્રધાનપણે દોષના કાર-ણરૂપ માને ત્યારે પ્રજા થાય, તેમા પણ તે સ્ત્રિયોએ પ્રધાનપણે પુરુષને કારણરૂપ કેમ ન માનવા ઘટે ? આવો વિચાર કરીને તો કોઈ કુળવતી, વિચારવતી, તથા નીતિધર્મવાળી સ્ત્રી જ પોતાને પ્રજા થવાથી પતિને એ સુખનું પ્રધાન કારણ માનીને તેને અધિક માન આપે છે, તથા દિનપ્રતિદિન તે પતિની અધિક સેવા કરવામા તત્પર થાય છે. વળી સ્ત્રિયોને મોટી માનનારી તું તો તારા નિયમપ્રમાણે પુત્રની માતા થઈને ઓછા માનવાળી થઈ છે. અને જો પુત્રીની માતા હોત તો જ તારા વિચારપ્રમાણે તું શ્રેષ્ઠ ગણાત. આમ છતાં પણ તું ઘણી વાર મને ન ઘટે એવી રીતે તિરસ્કાર ભરેલાં વચનો

સંભળાવે છે, એ કંઈ તારા પિતાના કુળને શોભા આપનાર નીતિ નથી. ઘણા કાળથી તારા આવા દુઃખ આપનાર સ્વભાવથી ત્રાસ પામતો હું વિશેષ ક્લેશ થવાના ભયથી લગાર પણ ન બોલીને તારા કઠોર વચનના ઘાવ સહન કરું છું, પણ તેમ કરવાથી ઉત્તરોત્તર તું વધારે ઉન્મત્ત થતી જણાય છે. માટે આજે ન ચાલતાં હું તને કહેવાયોગ્ય કહું છું, તે સાંભળ, અને વિવેક વિચારવાળી થા તો સુખી થઈશ. ખરું જોતાં તો તું પુત્રને તેડીને મારી પાસે આવી, તે મને પ્રસન્નતા ઉપજાવવા આવી એમ ગણાય, અને તે પ્રમાણે જો આ તારા બોલવાનો ભાવ વિવેકથી બોલવામાં આણ્યો હોત તો આણી શકાત, અને મારી પ્રસન્નતા પણ જળવાત. પરંતુ તેં તારા મૂળ સ્વભાવને વશ થઈને કઠોર શબ્દોવડે મારા અંતઃકરણને ખેદવાન્ કર્યું છે. એનો પરિણામ સારો આવવાનો નથી. તારી ખોટી તકરારને પણ હું ખરી ખરી કહીને નીભાવતો આવ્યો તેનું ફળ એ નીપજ્યું કે તું મોટી સિદ્ધસરખી થઈને બેઠી, અને મને તૃણની પેઠે લેખવા લાગી. પણ એ તારા કુળને લાંછન લગાડનાર નીતિ છે એમ જાણજે. હું આશ્રમનો નીભાવ કરવાના હેતુથી તને વારંવાર ખેદ ઉપજાવનાર ખરાં વચન પણ કહેતો નથી. સ્ત્રીજાતિ પુરુષના સુખનું સાધન મનાયુ છે, તોપણ તે મને તો આ તારા નઠારા સ્વભાવથી દુઃખનું જ કારણ હોય એવો અનુભવ થયો છે. આજ કેટલો કાળ થયાં હું જોઉ છુ કે જ્યારે જ્યારે તું મારી પાસે આવે છે, અથવા તો હું તારી પાસે આવીને બેસુ છું, ત્યારે ત્યારે એવું જ થાય છે કે આખરે મારે મારી વૃત્તિને ક્લેશ ઉપજાવી ઉઠી જવુ પડે છે. તારામાં મીઠું બોલવાનો સ્વભાવ તો બિલકુલ નાશ જ થઈ ગયો છે. આનંદવાર્તા-વડે ચિત્તની પ્રસન્નતા કેમ કરવી, એનુ તો તું ભાન જ ભૂલી ગઈ છે. આ કેવળ દુઃખરૂપ ગૃહસ્થાશ્રમને આ પ્રકારે સેવવામાં તને તથા મને શો લાભ છે એ વિષેનો વિચાર તો તને સ્વપ્ને પણ આવતો હોય એમ જણાતું નથી. આ વાણી કેવા પ્રકારે બોલીએ તો જ તે વાણીરૂપે સાર્થક ગણાય, તેનુ તો તને જ્ઞાન જ નથી. તું કેવળ મિથ્યાભિમાનને વશ થએલી યોગ્યાયોગ્ય વિચારને કરવા યોગ્ય મતિ-વાળી છતા પણ તે વિચારને વિવેકથી કરતી નથી. હવે મારે શો ઉપાય કરવો તે પણ મને સૂઝતું નથી. હું તને પંડિત કરવા જતો હતો એટલામાં તો તેં મને કેવળ મૂઢસરખો કરી મૂક્યો છે. હું સર્વ પ્રકારે વિદ્યાઅવિદ્યાના સ્વરૂપને વિશેષે કરીને સમજું છું, પણ તને કેવે પ્રકારે પ્રસન્ન કરવી એ હું જાણતો નથી. ઈશ્વરને અનુકૂળ વર્તી તેની કૃપા

મેળવવાની, યુક્તિ મને સમજાય છે, પણ તને અનુકૂળ સ્વભાવ કયો છે, તથા કયી યુક્તિવડે તારી કૃપા મેળવી શકાય એ હું સમજી શકતો નથી. આ તારું અસ્થિર અંતઃકરણ એક વેળા એક પ્રકારની વર્તણૂકને અનુકૂળ ગણે છે, અને બીજી વેળા તેને જ પ્રતિકૂળ ગણી વળી બીજા પ્રકારની જ પ્રવૃત્તિને અનુકૂળ ગણે છે, તો એ ભ્રમિત ચિત્તને કેવે પ્રયોગે શાંત કરવું એ હું નિશ્ચય કરી શકતો નથી. જેમ પરમેશ્વરને અધીન વર્તનારી પ્રકૃતિ વિચિત્ર સ્વભાવવાળી હોવાથી દુર્જય ગણાય છે, તેમ તું પણ અવિદ્યા માયાની પ્રતિમારૂપ ન જય કરી શકાય એવી હવે મને લાગે છે. તારા આ દુષ્ટ સ્વભાવનો તને લગાર પણ ત્રાસ આવતો નથી એ કેવું આશ્ચર્યજનક છે ? આખા આશ્રમનો ભાર જાણે તું જ ઉપાડીને થાકતી હોય તેમ જણાવીને મને સતાપે છે. હું રાત્રિદિવસ તારી મરજી સાચવવામાં મારા સઘળા સુખનો નાશ કરી ચુકયો છુ, એ વાર્તા તો તારા લક્ષમાં પણ નથી. હે સ્ત્રિ ! આ જેટલો કાળ થયા અત્યત ભયયુક્ત સ્થિતિથી, તથા મારી સઘળી વૃત્તિઓના સંકોચને સહન કરી દીનતાવડે તારી ઉપાસના કરું છુ, એટલો જ કાળ એ પ્રકારે જો પરમેશ્વરની ઉપાસના કરી હોત તો આજે મને સિદ્ધિઓનું ઐશ્વર્ય મળવાનો સંભવ આવ્યો હોત પણ મેં મૂર્ખતાને વશ રહી તેમ ન કરતાં આ કેવળ અનિષ્ટ ફળને આપનારી તથા સદ્વિવેકી પુરુષોએ નિરતર નિંદેલી તારી ઉપાસનાને સ્વીકારી. ધિક્કાર છે મને ! ખરું જોતા તને ઠપકો આપવો એ મને ઘટતો નથી, પણ મારે મને પોતાને જ ઠપકો આપવો યોગ્ય છે. હું ઘણા દિવસથી તને આવા સ્પષ્ટ વચનો કહેવાને આતુર હતો, પણ અનેક વિચાર કરીને હુ આવતા વેગને આજપર્યંત અટકાવતો, તે નિરુપાય થઈ આજે બોલ્યો છુ. આ હિતકર વચનોને દુઃખરૂપ ગણીશ તો તારી મરજી.

કૌશિકી કહે છે, આ સઘળું બોલીને મને આટલા દિવસના કરેલા શ્રમનુ ફળ તમે સારું આપ્યું છે કે મારા મનમાં દુઃખ માનું નહિ. તમને આવા શબ્દો બોલતાં લગાર આચકો પણ આવતો નથી ! તમારા આશ્રમમાં આવીને મેં મારી જાતને રોળી નાંખી છે, તેનો લગાર પણ તમને વિચાર નથી ! યશનો બદલો ઉપાનથી વાળવાનો ઉત્તમ ધર્મ તમારા જેવા વિદ્વાન્ ન વાળે તો શું મારા જેવી મૂર્ખ વાળનાર હતી ? મારાં માબાપના ઉપકારનો બદલો વાળવા તેમની સેવામાં ન રહી ને તમારી સેવામાં રહી, તેનો આ બદલો મને સારો મળ્યો છે ! હું તમને કઠોર વચનથી જ્યારે ત્યારે દુઃખ દઉં છુ, ને

તમે તો કોમળ વચનથી મને સજ્જન છો એટલે ઠારો છો! આવું તમારું બોલવું સાંભળીને મારા ચિત્તને શાંતિ થયાવિના કેમ જ રહે?

જ્યારે જ્યારે હું તમારા પાસે આવું છુ ત્યારે ત્યારે હું ક્લેશ કરાવું છું, અને તમે તો મને દરેક સમયે આનંદ અથવા સુખ જ ઉપજાવો છો, એટલે હું જ તમને કેવળ દુઃખનું કારણ થઈ પડી છું. ત્યારે મારા સરખી દુઃખ આપનારીને તમે શુ કરવા જીવાડો છો? હુ તો પરમેશ્વર પાસે માગું છુ કે મને મોત આપીને તમને સુખી કરે; પણ પરમેશ્વર કંઈ કોઈને માગ્યુ મોત આપતા નથી, એટલે મારે શો ઉપાય કરવો? તમને મારા જવાથી સુખ થતુ હોય તો મને મારાં માતાપિતાને ત્યાં મોકલી દો. મારી તો એ જ ઇચ્છા છે કે તમને જેમ સુખ થાય તેમ કરો. તમે અવિદ્યા માયાની પેઠે મને દુર્જય કહો છો, તો ભલે. મારા જયથી તમને વધારે શું ફળ મળનાર છે કે તેને માટે મોટો પ્રયોગ શોધો છો? એ અવિદ્યાનો જય તો મુક્તિસુખ આપનાર કહ્યો છે, માટે તેનો જય કરવા પ્રયોગ કરો, તો તે લેખે પણ લાગે. વળી તમે મારી ઉપાસના કરી કહો છો, એ પણ ઘણું અણઘટતું વચન તમે બોલ્યા છો. મેં તમને પરમેશ્વરની ઉપાસના કરવાનું ક્યારે ના કહ્યું છે, અને તમને સિદ્ધિઓનુ ધણીપણું મળે તેવી ઉપાસના છોડાવીને આ દુઃખ માત્રને જ આપનાર મારી ઉપાસના કરવાનુ પણ મે તમને ક્યારે કહ્યું છે? તમે મારાથી ભય પામતા રહો છો, એમ કહીને મને લજ્જા ઉપજાવો છો, પણ તે જ પ્રમાણે હું તમારુ ભય ધરુ છુ તે વાર્તા મારે કોના આગળ કહેવાની છે? આ પુત્રને સભાળવામા તથા ઘરના કામ કરવામાં જે કષ્ટ છે, તે કષ્ટને તમે જાણતા છતા ન જાણનારની પેઠે કરી કેવળ મારા દોષને જ આગળ મૂકી મને ત્રાસ આપો છો, એ ન સહન કરી શકાય એવુ દુઃખ પણ હવે મારે બીજા કોના આગળ કહેવા જેવું છે? વળી તમે પરમેશ્વરની ઉપાસના કરી ફળ મેળવત, તો તે જ પ્રમાણે ઉપાસના કરીને ફળ મેળવવાનો મને પણ ક્યારે અધિકાર નથી? માટે હજી હુ તો કહુ છુ કે જેથી તમને સુખ થાય એ કરો. મારા વડે દુ.ખ વેઠશો નહિ.

ભૂભાસ્કર કહે છે, હું તારો દોષ કાઢુ છુ એમ નથી, પણ હુ તો મારો જ દોષ માનું છું. તું દુઃખને સહન નથી કરતી એમ પણ હું કહેતો નથી. તું રાત્રદિવસ કાળજીથી તારાં કામ કરે છે, તે હું જાણું છુ, જેથી તે બદલ પણ તને ઠપકો આપવા સરખું હુ સમજતો નથી. ટુંકામાં કહુ તો તારામાં સઘળા જ ગુણ છે, પણ

તારામાં એક બે દોષ એવા છે કે તે તારામાં રહેલા સઘળા ગુણોને ઢાંકીને ઉપરના ઉપર જ રહે છે. એ દોષો તને તથા મને બંનેને આ ન સહન થાય એવું દુઃખ નિરંતર આપ્યા જ કરે છે, પણ તું તે દોષોને જાણતાં છતાં દોષરૂપ માનતી નથી, તથા તેમને ત્યજવાને તું ધારે તો શક્તિમાન્ છતાં પણ ત્યજવાને યત્ન કરતી નથી, એ જ માત્ર મોટા શોચનુ કારણુ છે. હે સ્ત્રિ ! હું મારા ધર્મને જાણીને જ આજપર્યંત આ કષ્ટને સહન કરતો આશ્રમને સેવું છું, પણ તે મારું સેવવુ ઉત્તમ પ્રકારે ફલદ ન નીવડયું, એ જ મને સંતાપ આપનાર થઈ પડયું છે. તારો તથા મારો બંનેનો એમાં દોષ કાઢવો મને ઉચિત લાગતો નથી, તોપણુ જ્યારે તું મને બોલ્યાવિના ન ચાલે એવી વાણીથી જાગ્રત્ કરે છે, ત્યારે જ હું નિરુપાય થઈને બોલું છું. પ્રારબ્ધને જ પ્રધાન માનનાર પુરુષોના વિચારને ઘણી વાર હું લક્ષમાં લઈને મારા મનને સમાધાન આપુ છું, તોપણુ તારું ઉત્તરોત્તર હિત થાય તો સારું એવી મારામાં રહેલી ઇચ્છાને વશ થઈને, તેમ જ મારો ધર્મ તને સુખ પ્રાપ્ત કરવાનો જાણીને દિનપ્રતિદિન તને સુખ જ મળતું જાય, અને ક્લેશ શમતો જાય, એવા હિતકર વચન યોગ્ય વિચાર કરી કહું છું, તેમ છતાં મારા વિરોધી પ્રારબ્ધના બળથી તે યોગ્ય વચન પણ તને અયોગ્ય લાગે છે, એટલે હવે નિરુપાય થયો છું. આજથી હવે વળી તારી ઇચ્છા પ્રમાણે ચાલવા હાલ તો નિશ્ચય કરું છું, પણ સ્વતંત્રપણે ચાલનારી સ્ત્રી જે ઘરમા હોય છે, તે આશ્રમ યોગ્ય રીતે ચાલતો નથી. માટે તારા મનથી સમજીશ તો સુખ થશે, નહિ તો પછી ઈશ્વરની ઇચ્છા બળવાન્ ગણી મારે સંતોષ માનવો પડશે.

કૌશિકી છોકરાઉપર ક્રોધ કરી તેને પોતાની પાસેથી આઘો ઠેલી કાઢે છે, તથા મોટા રોષથી કહે છે કે તમને મારાથી સુખ નથી થયુ, તો હવે મારું આ ઘરમા રહેવું પણ ઘટારત જણાતું નથી. તમે મને હાથ ઝાલીને આણી છે, તે પ્રમાણે હવે તમારી નજરમાં આવે તેમ કરીને મારો અંત આણી નાખો. ઘટે તો વિષ-પાન કરાવો, કે પછી રુચે તેમ કરો. મારા કુળની મર્યાદાનો લોપ કરવા હું સમર્થ નથી, નહિ તો હું મારી મેજે ગમે તેમ કરત. મારાં માતાપિતાએ તમને આપી છે ત્યારથી આજ સુધી મારાથી જે બની તે તમારી મરજી સાચવી. હવે તમને અરુચિ થઈ, માટે ફાવે તે કરો. આટલું અધીનપણું રાખતાં પણ તમે મને સ્વતંત્ર કહો છો તો ભલે. તમે મને સુખં કરવા મહેનત કરો છો, પણ મારા પાપથી

મને સુખ પામવા જેવી બુદ્ધિ થતી નથી તેમા હું શુ કરું ? હું તો જે ખરું જાણું છુ તે બોલુ છું તથા તે જ પ્રમાણે ચાલું છુ. આ તમારો પુત્ર અને તમે સુખથી રહો અને મને ઘટે તે રીતે આ સંસારથી છોડવો. આજથી મને આશ્રમની ઇચ્છા નથી. આ પ્રકારે બોલતી ઉઠીને નેત્રમાં જળ લાવીને ક્રોધથી એક બાજુ જઈને બેસે છે.

ભૂભાસ્કર ભારે સતાપને પામતો, રુદન કરતા ઉભેલા પુત્રનું આશ્વાસન કરતો પોતાના મનમા આ પ્રકારનો વિચાર કરવા લાગ્યોઃ અરેરે ! આ સહજમાં ઉપજેલા મોટા વિરોધની હવે શી રીતે શાંતિ કરવી ? જો એ સ્ત્રીની પેઠે હુ પણ ક્રોધ કરીને આ આશ્રમ છોડીને ચાલતો થાઉં, તો એ સાહસ કરવાના સ્વભાવવાળી આત્મઘાત પણ પ્રસગે કરે. તેમ જ આ પુત્ર જે આ ક્ષણે અનાથસરખો છે, એને વિનાઅપરાધ નિરાધાર છોડવો, એ પણ મોટો અધર્મ ગણાય. ઘણા મૂર્ખ અને રાજસ તામસ ક્રોધને વશ વર્તનાર અધર્માચરણી પુરુષો તો આવા અથવા આથી પણ ઓછા ક્લેશથી અસાવધ ચિત્તવાળા હોવાથી, એકદમ આશ્રમ છોડી નીકળી જાય છે, અને પછી મોટા સિદ્ધની પેઠે સંન્યાસી, બ્રહ્મચારી અથવા ઇતર કોઈ સાધ્વી દીક્ષાનુ ડોળ કરીને મંદમતિ લોકોને બોધ કરતા ફરે છે. તેમ જ તે ધર્મભ્રષ્ટ, અજ્ઞાન, તથા વિષયવાસનાની નિવૃત્તિવાળા ન હોવાથી પારકા વિત્તદારાદિ પદાર્થને મેળવવા અથવા તેવડે સુખ લેવા નિરંતર આતુર રહે છે, અને અ તે કોઈ પણ યુક્તિવડે પોતાની ઇચ્છાને પૂર્ણ કરતા, પાખડધર્મને પાલન કરતા તથા પોતાને ધર્માત્મારૂપે જણાવતા લોકસમૂહમા વિચરે છે, તથા રહે છે. આમ થવાથી તે આશ્રમભ્રષ્ટ ધર્મભ્રષ્ટ થએલા હોય છે, અને બીજાં વિવેકને પામવાની ઇચ્છાવાળા સમાગમી મનુષ્યોને પ્રતિકૂળ બોધવડે ધર્મભ્રષ્ટ કરે છે. આ પ્રકારનો અનાચાર પૂર્વે થતો હશે, એમ કેટલાંક દૃષ્ટાન્તોથી જાણ્યામા આવે છે, અને હાલ પણ સ્થળે સ્થળે જણાય છે, અને ભવિષ્યમાં પણ થશે એમ અનુમાન થાય છે, તોપણ યથાર્થ ધર્મના સ્વરૂપને જાણનાર હું તેવા અધમ મનુષ્યોની પેઠે કરું એ અત્યંત અયોગ્ય છે. વળી આ સસારના સ્વરૂપનો વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે કે આ સ્ત્રી એટલી અધમમા ગણાવા યોગ્ય નથી. ખરુ જોતાં તો એનામાં અધર્માચરણ જે દોષરૂપ ગણવુ ઘટે તેવું અન્ય તો એકે નથી. માત્ર પ્રસગઉપર મારા વચનનુ ખંડન કરી પોતાનુ સત્ય કરવા મથે છે, એટલો જ દોષ છે. તેમા પણ એવી અજ્ઞાનતાયુક્ત મતિ કારણ હોવાથી

તથા અંતઃકરણમાં સત્વનું વિરોધી દ્રવ્ય અધિક અંશ રહેલું હોવાથી એ યોગ્યાયોગ્ય વિચારને કરવા ઓછી શક્તિમાન્ હોવી ઘટે છે. માટે એનામાં સ્વભાવ તથા કર્મવડે જે વસ્તુ પ્રાપ્ત ન હોય તેમાં હાલ એને આપણે ધર્મથી ગ્રહણ કર્યા પછી દોષવાળી ગણી ત્યજવી ઘટતી નથી. ઘણી મૂર્ખ સ્ત્રિયો તો પતિને ગાળો દે છે, અમર્યાદપણે બોલે છે, ખાનપાનવ્યવહારમા નિરંતર દુઃખ દે છે અને પ્રસંગે ક્રોધાવેશમા બિચારા રંકસરખા પુરુષને મારે પણ છે. એમ અસંખ્ય પ્રકારે પતિને સતાપનારી અધમાધમ સ્ત્રિયોકરતા તો આ લક્ષગુણ સારી છે. વળી ઘણે સ્થળે એવો પણ નિયમ જણાય છે કે જે સ્ત્રી પ્રસગાનુસાર બોલવામા અકુશળ હોય, અને ગમે તેમ બોલી જાય છે, તેનું અત.કરણ પાછળથી નિર્વૈર રહે છે અને સ્વરૂપે કોમળ પણ હોય છે, અને જે સ્ત્રિયો ઘણુ થોડુ બોલે, અને પ્રસગ વિચારી જાય એવી યોગ્યતાવાળી હોય છે, તેમાંની કોઈ તો મીઠી અને અંતરમા ઉડા દ્વેષને રાખનારી હોય છે, તો તેના પ્રમાણમાં આ સ્ત્રી અંદરથી ભોળી હોવી ઘટે છે. કારણ કે ક્લેશનું સમાધાન કર્યા પછી બીજે દિવસે એ અધિક વૈર રાખતી હોય એમ જણાતું નથી. કદાચિત્ એ દોષવાળી છે તો પણ આવા અનેક વિવેકવિચારથી આ ક્ષણે જ એને ત્યજી જવા જેવી કેવળ દુષ્ટ સ્ત્રી આ નથી. વળી યોગ્ય વિચારથી જોતા એમ પણ જણાય છે કે સ્ત્રીજાતિને તેમ જ અસાવધ પુરુષોને કાર્યના અતમા ફળ મળવાની સધિએ અથવા ફળ મળ્યા પછી પોતાના દોષનુ દોષરૂપે ભાન થાય છે, તથા પાછળથી પશ્ચાત્તાપ પણ થાય છે, અને તેમ થવાથી તેમનો પ્રસગે સુધારો પણ થાય છે, તો તે પ્રકારે આ સ્ત્રીને પણ ભારે શિક્ષા થવા કરતા પ્રથમ એને કોઈ યુક્તિથી પશ્ચાત્તાપ કરવા સરખો પ્રસગ આણી અનુભવ કરવો યોગ્ય છે, અને તે પ્રસંગ આણતા પહેલાં હાલ આ ક્લેશનુ રુડે પ્રકારે સમાધાન કરવું યોગ્ય છે, અને એમ ન કરીને અવિચારને વશ થઈ જો હુ કાઈ વિશેષ કરીશ તો તેનો પરિણામ ઘણો માઠો થવો સભવે છે. ગૃહસ્થાશ્રમનું સાર્થક જેવડે શાસ્ત્ર માને છે, તે આ પુત્રનો વિના અપરાધ નાશ થશે, અને એ સ્ત્રી આત્મહત્યારૂપ મહા પાતકને કરશે, તો એ બંનેનો સ્થાપિત નીતિથી હું રક્ષકરૂપ મનાયેલો છતા એમના અયોગ્ય રીતે થનાર અનિષ્ટને અલક્ષ કરી ધર્મભ્રષ્ટ થઈ અનુચિતપણે ચાલીશ તો એ સર્વ અનર્થનું નિમિત્તકારણરૂપ થતા હું જ એ મહા પાતકનો ભોક્તા થઈશ, જેથી મારે આ ક્ષણે અનેક યોગ્ય વિચારથી સમાધાનમા પ્રવેશવુ ઘટે છે.

આ શ્લોકમાં રાજાએ પ્રજાને, ગુરુએ શિષ્યને, પિતાએ પુત્રને, ધણીએ પાળેલા વા વેચાણ રાખેલા સેવકને, અને પતિએ સ્ત્રીને, સંપૂર્ણ હિતકર યોગ્ય યુક્તિથી નિયમમાં વર્તાવવા યથાર્થ યત્ન કર્યા છતાં તે સર્વેમાં નિષ્ફળ થવાય તો જ તેમને પોતાની સત્તામાંથી કાઢી મૂકવાં. તેમાં પણ રાજા, ગુરુ અને ધણી તો અધિક કષ્ટવાળા યત્ન ન કરે તો પણ તે પાપમુક્ત રહે છે. પરંતુ પિતાપુત્ર, તથા પતિપત્નિનો સબંધ તો અનેક જન્મપર્યંત પરસ્પરના સુખદુઃખમાં કારણરૂપ છે, માટે તેમણે તો પ્રાણાંતસરખુ કષ્ટ કરીને પણ તે પુત્ર અથવા સ્ત્રીને સુધારવાં, પણ તેમનો ત્યાગ કરીને કાઢી ન મૂકવાં, અને જ્યારે પ્રાણાતસરખું કષ્ટ કર્યા છતાં પણ તેમનો સુધારો ન થવાનો દૃઢ નિશ્ચય થાય ત્યારે જ તેમનો સબંધ છોડવો એ મુખ્ય ધર્મરૂપ છે. તેમનો સંબંધ છોડવા છતા પણ કુલીન પિતા તથા પતિએ તો તે પુત્ર તથા સ્ત્રીનું દૂર રહીને પણ અન્નવસ્ત્રવડે દુંખી ન થવા દેવારૂપ પાલન કરવુ. કે જેથી તે પાપાચરણવાળા થઈ કુલને કલંકવાળુ કરે નહિ. આ વગેરે અનેક યોગ્ય વિચારથી હાલ તો સમાધાન જ કરવું ઘટે છે.

આ પ્રકારના વિચારને કરતો તે ભૂભાસ્કર પુત્રને છાનો રાખતા બોલ્યો, હે પુત્ર! તું રડીશ નહિ, ચાલ તારી માતાપાસે. હવે એ તને વઢશે નહિ. ચાલ તને ખાવાનું આપે. એમ બોલી તે બાળકનો હાથ ઝાલી હળવે ચલાવી કૌશિકીના પાસે લાવે છે, ને તે નથી બોલતી એમ જાણીને બાળક તેને ખોળે મૂકે છે, ને કહે છે, આ બાળકનો તો અપરાધ નથી? આપણે તો વળી ઘડીપછી મનનું સમાધાન કરીશું, પણ ત્યાં સુધી આ નિરપરાધી બાળકની શી વલે? ચાલ હવે રોષને ત્યજી દે. જો! ક્લેશનો વધારો કરવાથી આપણા શરીરનું શોષણ થાય છે, ઘરમાં અલક્ષ્મીનો વાસો થાય છે, અને લક્ષ્મીનો તથા સર્વ સુખનો વિનાશ થાય છે. વળી જે ઘરમા નિત્ય ક્લેશ હોય છે ત્યાં યમના દૂતનો નિવાસ હોય છે. તે ક્લેશવાળા આશ્રમને દેવતાઓ તથા પિતરો ત્યજે છે, જેથી આપણી દેવ તથા પિતરોને પ્રસન્ન કરવાની સઘળી ક્રિયાઓ નિષ્ફળ થાય છે. આ વગેરે સઘળી વાર્તાને જાણનારી છતા વળી કેમ ભૂલે છે? મારો સ્વભાવ કોઈ વેળા રાજસતામસ દોષવાળો હોય છે ત્યારે મારાથી તને ખેદ ઉપજે એવું બોલાઈ જાય છે. પણ તું જેમ કોઈ વેળા બોલે છે, ને પછી પાછળથી પસ્તાય છે, તેમ મને પણ બોલ્યા પછી જ્યારે મારામાં સાત્વિક મતિનો ઉદય થાય છે, ત્યારે તે બોલ્યાનો ઘણો

પશ્ચાત્તાપ થાય છે. માટે એવા કોઈ પ્રસંગના તારા બોલવાને જેમ હું વિસ્મરણ કરું છું, તેમ તારે પણ સમયે વિસારો કરવો જોઈએ. હે સદ્વિચારવાળી ! એ વાર્તાને તો તું રુડે પ્રકારે જાણે છે કે ઉત્તમ સંસ્કારવાળાં અંતઃકરણમા ઉપજેલો ક્રોધ તો ક્ષણ વાર જ રહે છે, મધ્યમ સંસ્કારવાળાંને તો ત્રણ દિવસ રહે છે, અધમવાળાંને તો ઘણાં વર્ષપર્યંત રહે છે, અને અધમથી અધમ હોય છે, તેને તો તે મરણપર્યંત રહે છે, એટલું જ નહિ પણ બીજા જન્મમાં પણ તે સંસ્કારરૂપે રહે જ છે. માટે હે ઉત્તમ અંતઃકરણવાળી ! તું કોપને ત્યજીને મુખ ધોઈ નાંખ, લગાર પાણી પી, અને આ પુત્રને શાંત કર. જો ! ઘરમાત્રમા પ્રસંગ આવે છે અને ક્લેશ પણ થાય છે, તેથી વિચારવાળાંએ વિકળ ન થવું એ નીતિ છે. આ સંસાર ક્લેશમૂલક હોવાથી એમા બિલકુલ ક્લેશ ન હોય એમ તો બનતું જ નથી. તે માટે હે કુલવતિ ! તું સાવધાન ચિત્તવાળી થા, અને સદ્વિચાર કર એટલે આ મનનો ઉદ્વેગ મટશે. તારે તથા મારે કદાચિત્ આ વિષયવાસનાની ઇચ્છાના અભાવે સંસારનો અભાવ કરવો હોય તો થાય, પણ આટલા દિવસ કષ્ટવડે પાલન કરેલા આ ગૃહસ્થાશ્રમનુ ફલ જે આ પુત્ર છે તે યોગ્ય વયને ન પામ્યા છતા એના રક્ષણનો ધર્મ આપણાથી કેમ ત્યજી શકાય ? તેમા પણ પિતાકરતા માતાનો તો અતિ નિકટ સહવાસ હોવાથી તે દયાળુ માતાએ તો પુત્રનુ પાલન કરવા અવશ્ય આશ્રમને સેવવો જોઈએ. આ લોકમા પુત્રને માતાસમાન બીજું કોઈ પણ દૈવત નથી, એવા વચનો શાસ્ત્રમાં પણ સ્પષ્ટ જ છે, એ કંઈ તને અજાણ્યુ નથી.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી ! આ વગેરે અનેક સારા મિષ્ટ લાગે એવાં નરમાશવાળા વચનોને સાંભળતા લગાર જેનો રોષ ઘટ્યો છે એવી કૌશિકી પુત્રને કેડમાં લેઈને ઉઠી. અને ઓસ્યાવની બીજા ભાગમા જઈ મુખ ધોઈ લગાર પાણી પીને પુત્રને સંભાળતી ગૃહકામમાં ચિત્તને નાંખવા લાગી. હવે વળી ઈશ્વરની ઇચ્છા તો કાલે કહીશ. હે દીકરી ! આ આણે આવેલાં મનુષ્યને પાંચ દિવસ અત્રે રાખીશુ. એટલામાં આ વાર્તા તમને કહી દેઈશ, અને વળી બીજુ પણ જે કહેવા યોગ્ય હશે તે કહીશ. પછી તું પ્રસન્ન થઈને સાસરે જજે. હમણા તો ઉઠીને સઉસઉનાં કામ કરો, એમ કહી ઉઠે છે. 'જય જય **શ્રીસદ્‌ગુરુદેવ.**'

**દાસ**—બોલો **સીકુંજબિહારી** લાલકી જે.' કેમ **વિઠ્ઠલજી** ! આ ભૂભારકડની બુદ્ધિની કંઈ ટાઢિક દઈ સકે એમ છે ? હું ટો કહું

છ કે ઢન છે એના માટ પિટાને' ને એની સમજનને પન ઢન છે' આ સસાડમાં ઘેડ ઘેડ એવાંજ માનસની ખોત છે.

**વિઠ્ઠલજી**—ખરુ કહો છો શેઠ' પણ એવા બુદ્ધિવાન્ સઘળા પુરુષો તે ક્યાથી હોય? ચાલો હવે, તમારે તમારી ઉઘરાણી પતાવીને ઉઠવું છે કેની? એમ હોય તો બોલો જય.

**દાસ**—હા, હા, બોલો 'સી કવાડકાંઢીસકી જે,' સાભલ-જોડે બાઈયોભાઈયો સડવે એક ચિટઠી, હવે ભજન, ને પછી વાટો કડવી હોય ટે ઘેડ જઈને કડજો.

**મનોહર**— (જય બોલીને ગાય છે.)

**પદ. ગરબો. (અલબેલી રે અંબે માત એ લય.)**

આ જગ સુખનો ભડાર, જોજો જ્ઞાનીને,
છે જગ દુ:ખનો ભડાર, મૂર્ખ અભિમાનીને.
આ જે જન જગ મિથ્યા જાણે છે, તેને ન હર્ષ ને શોક રે,
જેણે દગ્ધ કરી વાસના જ્ઞાને, તેને ન ઇહપરલોક, જોજો જ્ઞાનીને.
આ પદાર્થકેરુ ભાન યથાવત્, જેને અંતર આવ્યુ રે,
તત્ત્વસ્વરૂપ જેમનુ તેમ જાણ્યુ, તેને સુખ સઉ ફાવ્યુ. જોજો૦
સઘળે એક સ્વરૂપ અનુભવતા, છૂટચા રાગદ્વેષ રે,
પરમાનદ અનુભવે આવી, શમી ગયા સઉ ક્લેશ, જોજો૦
આ જગ સાચાસમ જાણીને, મોહ કરી જે ફસીયા રે,
તે સઉ અધ કૂપમા જોજો, દીપ ધરી કર ધસીયા, મૂર્ખઅભિમાનીને.
આ મારુ તારુ કરિ કરિ વિષયે, સ્ત્રીસુતગૃહમા મોહ્યા રે,
તે અંતે દુઃખ અતિ પામીને, હ્રદય ભરીને રોયા, મૂર્ખ૦
આ જગ જગપતિનુ સ્વરૂપ ન જાણ્યુ, નિશદિન વિષયે મ્હાલ્યા રે,
યમદૂતે તે હરિવિમુખને, નરકવિષે લઈ ઘાલ્યા, મૂર્ખ૦
માટે સજ્જન ચેતી ચાલો, સન્માર્ગે ધરી પ્રેમ રે,
મનહર પ્રભુ દુઃખથી છોડાવી, સુખ ન આપે કેમ, જોજો૦

**દાસ**—બોલો 'સીકસ્નબલદેવકી જે' હડા હડા મ્હાદેવ. ઢન છે ભતજી મ્હાડાજ' આવીને આવી ડયા નિડંટડ કડજો, આપનો ઉપકાડ અમે અનાડસરખા સુ વાલી સકનાડ છીએ. માડો વિસભડ નાડ વાલસે. કેમ વિથ્થલજી' બોલ્યા નહિ?

**વિઠ્ઠલજી**—સત્ય છે. પરમેશ્વરવિના આનો બદલો બીજું કોણ આપી શકે એમ છે. ચાલો સર્વે હવે. આજે સમય પણ કંઇક વિશેષ થયો જણાય છે. (સર્વે વિવેકથી નમન કરતા વારાફરતી જાય છે.)

**ચંચળા**—(ઓટલેથી ઉતર્યા પછી) હેં **ભાગીરથી**' બચારો આ ભૂભાસ્કર પણ ઘણો ભલો હોં. બાકી બીજો હોય તો એ ઘર ચાલે નહિ.

**ભાગીરથી**—ખરું કહો છો, પણ એમ ઘર હોય ત્યાં એક એક જણે નરમગરમ રહેવું જ પડે છે. બધા સરખાં થાય તો ચાલે કેમ? તેમાં પણ આ પુરુષ તો ઘણોજ સમજણો છે.

**વિજળી**—ચંચળ બહેન' જઈએ છીએ. (એમ કહીને એ બાજુનાં બધા પોતપોતાના ઘરતરફ જાય છે ત્યારે **પ્રાણકોરને**) અલી **પ્રાણકોર**' આપણે બૈરાએ પણ આ કથા સાંભળીને ઘણું સમજવાનું છે હોં. બૈરાંબુદ્ધિ કરીને પોતપોતાના ધણીને દુઃખ દઈએ, ત્યારે આવી વાતો સભારીને દબીને રહેવુ. નકામી આપણી મોટાઈ ગણીને ટેચ મેળવીને ઘરમાં કલેશ વધારવો નહિ. કેમ અલી કમળા' સાંભળ્યુ કે નહિ?

**કમળા**—બાઈ! હું તો આ વાત જે દહાડાથી ચાલી છે, તે દહાડાથી જ સાભળીને ટાઢી ભીત થઈ ગઈ છુ. મે કઈ કૌશિકીની પેઠે ઝગડા કરવામા આજ લગી કસર મૂકી નથી. હવે આ મનને મારવા માડ્યું છે, એટલે કકાસ ઓછો થયો છે. રડ્યુ માણસજાત છીએ તે વખતે લગારતગાર થઈ તો જાય, પણ તે કઈ છેક ગણવા જેવુ નહિ.

**વિજળી**—(વાત કરતાં ઘર આવ્યુ એટલે **પ્રાણકોરને**) અલી આપણી પેલી વાતમાં પછી કઈ નવાજુની જણાઈ નથી હો. તું જાણે, હવે કઈ જણાય ત્યારે વગર પૂછ્યે કહેતી રહેજે હો. એવી વાતમા પણ વખતે આપણે તો બોધ લેવા જેવુ આવે છે. અલી સાભળે છ કે? હવે તો આ મો'લ્લાના હાલીમુવાલી બધાએ એમની મેળે આવે છે, એટલે એનીએ પાકી મરજી હોય ને કોઈ વાર બને તો ભલે આવે. વાતપર વાત આવે તો કહી દેજે, વળી તેડી જઈશું. ભલે એને રુચશે તો આવશે. (સઉ સઉને ઘેર જાય છે, અને પોતપોતાનુ ઇષ્ટસ્મરણ કરતા સૂએ છે.)

**મનોહર**—(પોતાને સ્થળે સૂતા **વિજયાને**) પેલી આપણી વાત ચાલતી વચમાથી બધ પડી છે. પણ તે વિષે કઈ કાળજી કરીશ નહિ. વળી નવગશે ઈશ્વરેચ્છા તો કાલે કાઢીશુ.

**વિજયા**—તેમા મને ચિતા શેની છે? આજ રાત્રિ ગઈ છે માટે હુ બોલી નહિ. વળી નવરાશે થઈ રહેશે. હુ મારું જૂદું અભિમાન રાખું ત્યારે મારે દુઃખ કેની? અને બોલવામા ભૂલ થાય તેની તો ક્ષમા આપો છો, પછી મારે બીજુ શુ જોઈએ? (ઈષ્ટસ્મરણ કરતાં સૂઈ જાય છે.)

---

# दिवस १६.

વિજયા—( પ્રભાત ગાય છે. )

### પદ. રાગ મેવાડો.


ગતના સ્વામિ રે, સાક્ષિ ક્ષણુ ક્ષણુતણા રે,
હૃદયે રહી દેજો સુખદાન,
જીવપણું ટાળી રે, પ્રભુપદે સ્થાપજો રે,
ગાળી સઘ દેહતણું અભિમાન; જગતના૦
સોની જેમ સોનુ રે, ગાળી કુદન કરે રે,
તેમ અંતઃકરણને કરજો શુદ્ધ,
શક્તિ દેજો સાચી રે, વિઘ્નભય શોષવા રે,
દેજો વળી વીરત્વ કરવા યુદ્ધ; જગતના૦
હણીને દુર્ગુણો રે, સેવું સત્ય સદ્‌ગુણો રે,
એવું સત્ત્વબળ દેજો ઉરમાહ્ય,
ગુણાતીત પદને રે, અંતે પામી સ્થિર રહું રે,
જેથી જવું આવવુ કદી નવ થાય; જગતના૦
નિશદિન યાચુ રે, નિજ ગણી પાળજો રે,
છેહ ન દેશો કદી જગદીશ,
કોટિ અપરાધો રે, પણ ક્ષમા આપજો રે,
મનહર પ્રભુ નિત્ય નામુ શીષ, જગતના૦

ચંચળા—( નાહીને સેવામા બેશી ગાય છે. )

### પદ.

અવર ન જગમા ગમે, મન મારુ, પ્રભુપદમા જ રમે. ટેક.
આ જગ બાજીગરની બાજી, જોઈ ચિત્ત અવરના ભ્રમે, મન૦
વળી વળી વારે પણ નવ માને, કરિ બળને મનાવે ક્રમે, મન૦
નિશ્ચય કરી જાણે જગ મિથ્યા, પણ હૃદયે ન શમે, મન૦
વિષયવિલાસ દીસે રમણીય પણ, ક્ષણ ક્ષણ જીવને દમે, મન૦
વિષના કીટ વસે જેમ વિષમા, (તેમ) પામર દુઃખ તે ખમે, મન૦
રીઢા પાત્રવિના રસ ન ટકે, કદી ભરીયે તો ઝમે, મન૦
વિણ અભ્યાસ હૃદયબળવિણુ તે, વૃત્તિ ન જમાવી જમે, મન૦
વિષયાંધ પ્રાણી અબળ ગણાતાં, બળ જેનાં ઢાક્યાં તમે[1], મન૦
અધમ સકળ તે જીવને નાંખ્યાં, નરકવિષે જ યમે, મન૦
મનહર પ્રભુ આ જાણી તજી ભય, આપ પદે જ નમે, મન૦

---

૧ તમોગુણે.

**દાસ**—(ભજન સાંભળીને) ઓહો ! આવું સાકુ ભજન ટમાડે હાઠ કાંઠી આવ્યું છે? મેં ટો આજે જ ટમાડા મુખઠી સાંભલ્યું '

**ચંચળા**—એ તો હું કાલે જ શીખી રહી છું. એટલે આજથી એને સેવામાં રોજ થોડા દહાડા સુધી ગાવાનું રાખ્યું છે, એટલે પછી ભૂલાય નહિ.

**દાસ**—ઘનું સાકુ, પેલી ટમાડી ઉઘડાની આજ પટાવી છે હોં. ફુડસડ હોય ટાડે કેહેજો.

**ચંચળા**—કઈ ઉઘરાણી વારુ ? મને લગાર સંભરાવો. હું તો ભૂલી ગઈ છુ.

**દાસ**—આ પડમાને ટો ટમાડે ઘેડ સો પચાસ ખાટાં હોય ને દિન પડટે ઘની ઉઠલપાઠલ ઠટી હોય ટો ટમે ટો આવા વિસડભોલા સભાવઠી ટીજે ડા'રે ડેવાલુ પોકડાવો, કેમ ખડુ કેની ? જુવો, લગાડ સડટ ડાખટાં જઈએ.

**ચંચળા**—સરત તો મને બધીએ રહે છે, પણ આ વાત જ ભૂલી જવઈ છે, તે લગાર સંભારી આપો તો તરત યાદ આવશે. ને દેવાળાનું કહો છો તે તો લાંબી ઉથલપાથલ હોય ત્યારે સરત રાખનાર એ તમારા સરખા હુશીયાર ગુમાસ્તા ના રાખે ? (લગાર હસીને) દુ:ખ ના માનશો. મે તો અલગતની વાત કહી છે. કહો, કહો, આજનો દહાડો મારી ભૂલ માફ કરો.

**દાસ**—અડે ટમાડી ટો લાખો ભૂલ હાય ટો હું કે ડારે લેખામા ગનું છુ જે. ટમને ટો સડા કાલમાતે માપી જ છે. ને ખોતું લગાદવાનો ટો ભટજી મ્હાડાજનો સકટ હુકમ જ છે કે કોઈ ગમે ટેમ બોલે, ટો ટેને આ કાને સાંભલી પેલે કાને વિડાય કડવું, ને મટલબ જેટલુ સઘડવું. લો આજનો ડારો ટો કહું છું. એ ઉઘડાની ટો પેલી ટમે મને નો'રું કહ્યુ કે મહીં ભમડગીટાની વાટ આવે એવી એક ગડબી કડી આપજો ટે છે.

**ચંચળા**—(હસીને) હા હા, હું કેવી મૂરખ છુ. મારી મતલબની વાત પણ ભૂલી જઉં છું. હસે, હવે ખબરદારી રાખીસ. પણ બોલો તમે બનાવી કે શું ?

**દાસ**—એ ટો મલસકામાં જ ઉથીને બનાવી છે. ઇચ્છા હોય ટો હમનાં વાચી બટાવું.

**ચંચળા**—હા હા, એમાં વળી ઇચ્છાનું શું પૂછવું ' પેલી કહેવત છે કે ' મીની બાઇ દૂધ પીશો તો કે હણુહણુીને જ રહ્યાં છીએ' તેમ હું તો તૈયાર જ છું.

**દાસ**—સાભળો હાડે. ઓધવજીને ગોપિકાઓ પોતાના દુઃખની વાત કહે છે, એવા સમંધનુ છે.

### ગરબી.

ઓ ઓધવજી, કોના આગલ કહીએ દીલના દુઃખને,
મનમાં બલીયે, સભાડીને રે દિવસોનાં સુખને. ટેક.
હડતાં ફરતાં હરિને જોતાં, એનું રૂપ જોઈ મનમાં મ્હોતાં,
એનું નામ લઈ પાતક ધોતાં, ઓ ઓધવજી૦
આ ચિત હરિમા વાનુ વાતા, એનું મુખ જોયાવિન નવ ખાતા,
નિશદિન હરિગુન મુખહી ગાતા, ઓ ઓધવજી૦
હરિ પહાડતા વનમાં જ્યારે, અમ મનમા દુઃખ હારુ હાડે,
જાનું હવે હરિ મલસે કારે, ઓ ઓધવજી૦
હરિ ગાય ચડાવીને આવે, ત્યાં લગી મલવુ તે ના ફાવે,
જાઉ જમનાતત આવે ડાવે, ઓ ઓધવજી૦
જલ ભડવાને બાને જાઉ, હરિ નિરખીને સુખની હાઉં,
મન હાઝે છે સુખ સું ગાઉં, ઓ ઓધવજી૦
આ વાત નહી મુખ કે'વાતી, કે'તાં જાને ફાતે છાતી,
જલ વહી આખો રાતી હાતી, ઓ ઓધવજી૦
હરિવિજોગહી તે મોટ ભલું, નહી જીવ જતે મનમાં જ બલું,
કેમ બાલમુકુંડ હનીને મલું, ઓ ઓધવજી૦

**ચંચળા**—( 'જયજય શ્રીસદ્‌ગુરુદેવ' બોલીને ) વાહ ! તમે આ ગરબી તો ઘણી સારી કરી. જેવી મારે જોઇએ તેવી જ થઈ છે, આજથી એના બોલ મને આપો.

**દાસ**—(બોલ ગોખાવીને) કેમ હવે તો ઇયાદ આવસે કેની ? ચાલો મારે નાહીને બે ચાર જગાએ ઉઘરાની જવુ છે તે જઈ આવુ. ( નાહીને જાય છે. )

**જીવકોર**—( એક વૃદ્ધ ડોશી જતનની પાડોશમા રહેનારી પથારીમાં બેશીને ) હે ભગવાન ! મે તમારું શું બગાડયું છે, જે તમે મને આવડું દુઃખ દો છો ? મેં આ જન્મ ધરીને તો કોઈ દિવસ કશુ પાપ કર્યું નથી. મેં કોઈનાં ઘર ભાગ્યાં નથી. કોઈની સાચીજૂઠી કરીને વહાલામાં વિરોધ કરાવ્યો નથી. કોઈનું ભલું થવામાં આ જીભ વાહી હશે, પણ કોઈનુ ભુંડું કરવામાં મેં કદી પણ જીભ વાહી નથી. કોઈની થાપણ ઓળવી નથી. કોઈને ભરોસો આપીને તેને છેહ દીધો નથી. કોઈની બંધાએલી આશા મારા સ્વાર્થાસરુ તોડી નથી. કોઇનાં વેવીશાળ ભાગ્યાં નથી. કહીંએ પાણીની

પાળ બાંધી હશે, પણ કોઈનાં વાળેલાં પાણીની પાળ ભાગી નથી. પાણીની પરબ મંડાવી હશે પણ કોઈની મંડાવેલી પરબ મે ઉઠાડી નથી. આ જનમમાં મેં સાસુ થઈને વહુઓને દુઃખ દીધાં નથી, કે વહુ થઈને સાસુને દુઃખ દીધાં નથી. કોઈને બે શીખામણની વાત કહીને તેનું ઘર મંડાવ્યું હશે, પણ કોઈનું ઘર ભંગાવ્યું નથી. ભલા ભગવાન્, તમને જે ગમે તે ખરું. કોણ જાણે કયા જનમનાં પાપ આવીને લાગ્યાં છે, તે મારે આ દુઃખ ભોગવવાનું આવ્યુ છે. આ ઉગ્યા આવતા ઘણાને મોત આવે છે, પણ મારાથી તો મોતે સો ગાઉ છેટે નાસતું ફરે છે ! કહેવત છે કે 'જેનો અહિં ખપ છે, તેનો ત્યાંએ ખપ છે, ને જેનો અહિં ખપ નથી તેનો ત્યાંએ ખપ નથી.' અરેરે ! આ દુઃખના દહાડા મારે સારું ક્યાં ઘાલી મેલ્યા હતા ! આ મારો ઓશિયાળો દહાડો શી રીતે જશે ? રાત ને દહાડો મોટો જમજેવો લાગે છે. મારુ ખાધુ ને પીધુ બળીને કોયલો થઈ જાય છે. દુઃખની વાત કરીને છાતી ખાલી કરવાની મારે જગા રહી નથી. કહેવત છે કે 'નાણું મૂકવાની જગો મળે પણ મનની વાત કરવાની જગો જગતમાં મળતી નથી.' અરે રામ ! હવે મારામાં ધંધો કરવાની હામ નથી, કે મારી મેળે જૂદી રહીને દહાડા કાઢું. મારે પેટે દીકરી હોત તો મારી દાઝ જાણત. આજ દીકરીવિના મારી દુઃખની ઘડી કોણ સંભાળે એમ છે ? માની જણી બહેન નથી કે મને આવીને ખબરે પૂછી જાય. દુઃખીયાનો બેલી પરમેશ્વર છે એવું સઉ કહે છે, પણ આ મારા દુઃખની દાઝ જાણતા નથી, એટલે હું કેમ માનું ? હશે સુખ દુઃખ જે આવે તે ભોગવી છૂટ્યા વગર કંઈ છૂટકો છે ? (આ વગેરે બોલે છે એટલામાં તેના છોકરાની વહુ ધીરજ બોલે છે.)

**ધીરજ**—આ વા'ણાના પહોરમાં ઉઠ્યાં ત્યારથી કેમ કળકળાટ માડ્યો છે ? કયારની જોઉ છુ તો ટકટકારો માડ્યો છે, તે રાડનુ કાન પડ્યુ સંભળાતું નથી ! એવાં શાં દુઃખમાં ડટાઈ ગયાં છો જે ? રડ્યું સવારના પોહોરથી તે આ કેમ ખમાય ! રાતદહાડો ઘંટીટકારાની પેઠે લવારો કર કર કરો છો, તે સાંભળીને મારું માથુ પાકી જાય છે ! તમારું માથું કોણ જાણે લોઢાનું કે શેનુ ઘડ્યુ છે, જે આટલું કરતાંએ પાકતું નથી ! દીકરી હોઈને શા ઠારકા ઠારનાર હતી, ને વહુએ ના ઠાર્યા ? દીકરી તમને રળીને રોટલો ખવાડનાર હતી ? તે તો હત તો પારકાં ઘર ભરીને ઠારનાર થાત, તેમાં શા તમારા દહાડા ઉઘડત ! 'દીકરી તો રાંડ જ્યાં હોય ત્યાંથી જણતીએ

ગરજે ને પણુતીએ મરજે ' એવી કહેવત છે તે ખોટી છે ? આખો દહાડો તમારી આવડી ઉઠવેઠ કરીએ છીએ તે એક ઘડીએ નવરાં પડીને પગવાળી બેસવા વારોએ આવતો નથી, તો એ તમને તો લેખામાં નથી ! આટલુ કરતાંએ બડબડો છો તો કોઈ માથાની મળી હોત તો તમારી શી વલે થાત ? ના ના કહો તો ખરા, મેં તમને શા ઘા માર્યા ?

**જીવકોર**—બાપા ઘા માર્યા હોય તે તો સારા, કે ચાર લોક જુએ તોએ જાણે. આ તો મુગો માર તે કોઇનો એ જાણવામા ના આવે, સમજ્યા કેની ? ને એટલુ છતાએ મે તમને કશી ગાળભેળ દીધી હોય કે એક હુંકારોસરખોએ કર્યો હોય તો કહો. હુ તો મારે ઉઠીને **ભગવાન્**નુ નામ લેતી'તી ને મારુ દુઃખ કહેતી'તી તેએ પણ તમારા મનથી ઘંટીટકારો ઠર્યો ત્યારે મારે રાડને તો હવે મોં સીવીને પડી રહેવાનુ જ ઠર્યું કેની ? મે તમારી બંનેની ઘણીએ ઉઠવેઠ કરી છે, પણ તે તો 'ઇસિરી દા'ડા વીસરી,' તેને હવે કોણ સભારનાર છે ? જુવો બાવા, લોઢાનુ ને લાકડાનુ માથુ શુ કરવા કરો છો ? મારે કઈ કાઢ્યા એટલા હવે કાઢવાના નથી. મે તો પાધરૂ કહ્યુ કે દીકરી હોત તો દાઝ જાણીને આ ઘડપણમા મારી ચાકરી કરત. મે કઈ તમને તો કડવો સુકન કહ્યો નથી ? વગર લેવે દેવે આવડો તડુકો મારા ઉપર શા માટે કરો છો ?

**ધીરજ**—તમને તો આડુ બોલવાની ટેવ પડી છે ? સાચી વાત કહીએ છીએ ત્યારે તમને તડુકો લાગે છે ! મે તો ખરુ કહ્યું કે દીકરી હઈને શી મસાણે ગાય દોવાડત, ને દીકરાએ ના દોવાડી ! જેને દીકરીઓ છે, તેને તેના દુઃખની વાત પૂછી આવો ત્યારે જણાય ! આ હુ દીકરી જ છઉ તો મારી માને, પણ આ તમારા સો હાથના ઉડા કૂવા જેવા ઘરમા પડી છુ, તે મારી માની બચારીની ખબરસરખીએ પૂછવા જવાતું નથી, તો બાર મહિને ચાર જોડી લૂગડા મને કરે છે ! મારે તો આવી છુ ત્યારથી આ તમારા ઘરનુ વૈતરૂ કરી છૂટવાનુ છે. મારી માને હુ શા કામે આવી ? તેમ તમારી દીકરીને કેમ સામાનુ ઘર મડાવવુ નો'તું કે કેમ ? તમારી પાસે બેસાડી મૂકીને તેનો જન્મારો બગાડવો હતો કે શુ ? એવો નમારમુડો જમાઈ તમને કેમ જાણ્યુ જે મળનાર હતો કે તમારી દીકરીને તમારે ઘેર બેસાડી મૂકત ! લગાર સમજણ રાખીને બોલો તો મને આવકુ લાગે નહિ ! તમારી દીકરી હોત તો તમને સુખ દેત એવું કહો છો, ત્યારે હુ વહુ તો તમને આટલુ કરતાંએ દુખ દેનાર જ ઠરી કેની ?

તમારું કામ કરી મરીએ ને અંતે આખરે 'જસના બદલે જુતી.' રોજ ઉઠીને આમ કરશો તો તમને આટલું પાણી પાવાનુંએ મન નહિ થાય, એવો મનઉતાર થઈ જશે, માટે સંભાળીને બોલતાં રહેજો.

જીવ૦—બાઈ, મને તમારી પેઠે હવે બોલવાનુ જોર નથી. બીજાને શીખામણ દેતાં તો સઉને આવડે છે ! મને કહો છો કે સંભાળીને બોલતાં રહેજો, ને તમારા મોમાથી ફુલ ગરે છે, તેનો તો લગાર વિચાર કરો ? 'વાણુના પહોરથી કળકળાટ માડયો છે' એવું તમે બોલ્યાં, ત્યારે વાણુમા કળકળાટ તો કાગડી કરે છે, ત્યારે તમે તો મને રાંડને કાગડી કહી કેની ? એવા ને એવા બધા બોલ તમે બોલ્યાં તે હું કઈ સમજતી નથી ? બધુએ સમજુ છુ, પણ શુ કરું, એક તો મારા હાથ પગ અટક્યા છે, એટલે લાચાર થઈ પડી છુ; ને બીજુ મારા છોકરામા દૈવત નથી, બાકી તેનો લગારે ધાક હોય તો તમારાથી આવડુ મને કહેવાય કેમ ? મારે આવડુ દુઃખ ન હોય તો છોકરીને મારે શામાટે સભારવી પડે ? ને આ ઘર તમારા મનથી કૂવા જેવુ થયુ, પણ તમારા માબાપે કૂવો જાણીને નાખ્યા હશે ત્યારે તમે પડ્યા કેની ? એમા અમારો શો દોષ છે ? મારો છોકરો કઈ કુંવારો રહે એવુ નો'તું !

ધીરજ—તમને તો સવારનો પો'ર થયો એટલે વાઉ વાઉ કરવાનુ ને દાતીયા કરવાનું જોર આવે છે ! મને આ કામ કરવું પડે છે તે મારા જીવને પૂછવુ પડે છે ! તમને તો નવરાં નવરા બીજો ધધો સુજતો નથી, તે લડવાનુ જોર હોય, પણ મને તો આ કર્મે લાગેલા કામના રગડા આગળ લડવાની નવરાશ નથી !

જીવ૦—બાપા તમને નવરાશ નથી ત્યારે મને એવડુ લડવાનુ જોર કયા છે ? હુ તો મારા દુ:ખમા મરી રહી છુ ! આટલુ બોલ્યા છતાએ હજી કહો છો, લડવાની નવરાશ નથી ! મને પહેલી કાગડી કહી, ને આ વળી કુતરી ને વાદરી કહી, કેમકે વાઉ વાઉ કુતરી કરે ને વાંદરી દાતીયા કરે છે. ભલે બાવા તમારે ગમે તે કહો, મારે આજ સાભળવાનો દહાડો આવ્યો છે, એટલે શુ કરુ ? સવારમા ઉઠીને મને રાડને દાતણપાણીનુ સરખુ પૂછ્યુ નથી ! આ પહોર દહાડો ચઢવા આવ્યો, પણ હજી એટલી તમને નવરાશ નથી મળતી. એવા શા કામમા ડટાઈ ગયા છો જે ! મોમા આગળીઓ ઘાલીને બોલાવો છો ત્યારે હુ તો બોલુ છુ, બાકી મરતાને મેર કહેવાનોએ મારો સભાવ નથી.

ધીરજ—( બડબડતી ફડફડતી દાતણપાણીનો લોટો તેના

આગળ અફાળીને ) લ્યો આ દાતણ ને પાણી ! તમારે જે કામ હોય તે ઘોડે ચડીને કરાવવાનું ! એમ નહિ જે કામમાં હોઈએ ને ઘડી મોડું વહેલું થયું તો તેટલામાં શું ખાટું મોળું થઈ જનાર હતું જે ! દા'ડો ઉગતાં દાતણપાણી કરીને કહિં હુંડીયો શીકારવા જવું હતું જે ? હું ચાર બોલ કહું છું ત્યાર પહેલાં તો બાર બોલ સંભળાવો છો ! તો દુઃખમાં મરી રહ્યાં છો ત્યારે એવું બોલવાનું જોર ક્યાંથી આવે છે ? દસ ઘરના લોક સાંભળે એવા બરકા પાડીને બોલવાનું જોર છે, ને બીજી વાતે કેમ કંઈ કરાતું નથી ? આપણી મતલબ હોય ત્યારે તો ઉઠીને આખા ઘરમાં ભટકતા ફરો છો, ને દાતણ પાણી સરખું હાથે લેવાતું નથી ! મને તે કંઈ લુંડી બુંડી કરીને આણી છે કે વળી કામ કરતાંએ આવડુ ધમકાવ ધમકાવ કરો છો ?

**જીવ૦**—લુંડી તો બાવા તમારા માબાપે કરીને આપી હોય તો તે જાણે, હું કંઈ તમને લુંડી કહેતી નથી. હશે, તમારાથી મારું કામ ના થાય તો મારો છોકરો આવીને કરશે. જેટલો તેના ઉપર મારો હક છે એટલો કંઈ તમારા ઉપર નથી. આવડું તાણ મારા ઉપર શામાટે કરો છો ? આ તમારું આપેલું દાતણપાણી મૂકો પાછું. મારો છોકરો આવશે ત્યારે હું મારી મેળે માગી લઈને કરીશ. ( એમ કહીને ડોશી પાછી સૂઈ જાય છે, ને વહુ બડબડતી ઘરમાં કામે લાગે છે ).

**ધીરજ**—(થોડી વારે કામમાંથી પાછી આવીને ) જુઓ, આવો તમારો ટેક નીભવાનો નથી. તમે આમ આડાઈ કરશો તો ઘણા દુઃખી થશો. આઠ પહોર કંઈ તમારા દીકરા ઘરમાં બેશી રહેવાના નથી. રોજ મારી સાથે તમારું પાનું પડ્યું છે, ને રોજ આમ કરશો તો શી વલે થશે. માટે સમજીને દાતણપાણી કરો. નહિ તો પાછી વડવાડ ઉભી થશે, મે દાતણપાણી આપ્યું છે તે શું કડવું લાગે છે જે ? (આ પ્રકારે ક્રોધથી બોલતી ઘરમાં જાય છે. જીવકોર કંઈ બોલી નહિ, પણ લગાર રહીને દાતણપાણી કરી બેસે છે. એટલામાં તેનો દીકરો દેવશંકર બહારથી આવીને રોજના નિયમપ્રમાણે માને પૂછે છે.)

**દેવશંકર**—કેમ છે મા !

**જીવ૦**—સારું છે ભાઈ ! જ્યાં લગી તમે બેઠા છો ત્યાં લગી મારે સઘળું સારું છે. ભગવાન્ તમને માર્કંડ ઋષિનું આયુષ્ આપે. તમે આટલી મારી સભાળ રાખો છો, તો તમારી હુંફે હું દહાડા કાઢું છું. જાઓ ભાઈ ! તમારે ના'વું ધોવું હોય તો પરવારીને સંધ્યાપૂજા કરો, ત્યાર સોરા બપોર થશે. પછી તમારે જમવાનું મોડું થશે.

**દેવ૦**—હા મા, હું હવે ના'વા જાઉં છું. જો તમારે હમણાં ના'વું હોય તો પાણી મંગાવું, ને પછી ના'વું હોય તો તમારી મરજી. મારા નાહ્યા પછી નહાજો.

**જીવ૦**—ના ભાઈ, તમે નાહો, મારે શી ઉતાવળ છે, હું તો પાછળથી નાહીશ. (દેવશંકર ત્યાંથી ઉઠી ઘરમા જાય છે, એટલે ધીરજ જે છાનીમાની માદીકરાની વાત સાંભળતી હતી તે ત્યાંથી જતી રહી પોતાને કામે લાગે છે.)

**દેવશંકર**—(ધીરજને) કેમ પાણી ગરમ થયું છે? હોય તો ચાલ ના'વાની તૈયારી કર. નાહીને સંધ્યા કરી લઉં.

**ધીરજ**—જાઓને માની ખબરઅંતર તો પાસે બેશીને પૂછો! નાવાની એવડી શી ઉતાવળ છે! દીકરાવના મા સૂના પડી ગયા'તાં તે દાતણપાણીએ દીકરાના આવ્યાવના નો'તાં કરતા!

**દેવ૦**—આ તારો બોલવાનો નઠારો સ્વભાવ છે, તે તને હજારવાર કહ્યા છતા પણ તું છોડતી નથી. જે વખતે જેની સાથે જેવું બોલવું જોઈએ તેવુ બોલવાની તો તને ગમ જ નથી. વારે વારે તને ઠપકો દઉં તે કંઈ સારું?

**ધીરજ**—સારુ લાગે તો તેમ કર્યુ! ઠપકો દેતાં કઈ મે તમારુ મો ઝાલ્યુ છે? બીજાની ભૂલ કાઢતાં સહુને આવડે પણ પોતાની ભૂલ કોઈને સૂઝે છે! મને બોલવાની ગમ નથી તો ચાલ્યુ, તમને તો માદીકરાને બોલ્યાની ગમ છે કેની?

**દેવ૦**—કેમ વારુ, વગર કારણે આ પ્રાતઃકાળથી જ જગાવવાનો મનસુબો થયો છે કે શું? સવાર થવાની જ વાટ જોતી હતી કે શુ? મારા આવવાની વાટ જ જોયા કરતી'તી કે કેમ વારુ? હું ઘરમાં આવ્યો કે તરત જ ધુધવાઈ ઉઠયું તે? પણ લગાર વિચાર રાખ છેક નાદાની સારી નથી.

**ધીરજ**—હુ તો જ્યારથી તમારો હાથ ઝાલીને તમારા ઘરમા આવી છુ ત્યારથી જ વિચાર રાખતી આવી છુ, પણ તમે જરા વિચાર રાખો તો સારુ. કેમકે હુ તો તમારા મનથી નાદાન છું, ને તમે તો મોટા ભારેખમ છો! નાદાની કોની છે તે વાણુના પહોરમાં આવીને જોવુ'તુ કેની? દીકરો ના હોય ત્યારે મા, ને મા ન બોલે ત્યારે દીકરો એટલે મારે તો રાડને કોઈ આગળ ઘરમાં મારા દુઃખની વાત કરવાનું તો રહ્યું જ નહિ કે? (આંખમા આંસુ લાવી ડસકાં ભરતા) હું ક્યાં કોઈનો વાક કાઢુ છું? મારું રાંડનું નશીબ જ વાંકું છે, તેમાં કોઈ શુ કરે!

**દેવ૦**—( તેનું આશ્વાસન કરતાં ) અરે તુ રડીશ નહિ. જે થયું હોય તે સાચે સાચું મારા આગળ કહે. પછી જેને ઠપકો આપવો ઘટશે તેને દઈશ. તને લગાર લગાર વારમાં રડવાની ટેવ છે તે સારી નથી, ખુલાસાથી વાત કર.

**ધીરજ**—બળી એ વાત, રોજ ઉઠીને તે શી ખુલાસાથી કરવી'તી ? એક દહાડાનુ હોય તો ધૂળ નાખી. આ તો 'રોજનુ લાગ્યુ ને ભવનું ભાગ્યુ !' ગમે એટલુ હું સાચુ કહીશ, તોએ મારો રાડનો ભરોસો પડનાર નથી, ને મા તમારા જે કહેશે તે સાચું, એટલે વચગાળે મારા રાડના ભોગ છે કેની ? ત્રીજુ હોય તો સાચી જૂઠી વાતની સાહેદી તો પૂરે ! આ તો ખરુ ખોટુ બને સરખુ !

**દેવ૦**—તારે ખરાખોટાનુ શુ કામ છે ? તું તારે સાચુ હોય તે મારા આગળ કહે. પછી હુ મારી મેળે ઘટતી તજવીજ કરીશ.

**ધીરજ**—તજવીજ શી કરવી'તી ! તમારા મા તમારા ગયા પછી તરત ઉઠ્યા ને પથારીમા બેઠા બેઠા એમની મેળે બરબડ્યા કરતા હતા, 'મેં તો વહુઓને દુખ દીધાં નથી ને સાસુનેએ દુખ દીધા નથી. મને દુઃખ દે છે તેનુ પરમેસર ભુંડુ કરશે,' એવુ એવુ કંઈ કંઈ બોલીને મારાથી ન સખાય એવું એ સભળાવતા હતા. ત્યારે મારાથી ન રહેવાયુ એટલે બે બોલ મેં પણ કહ્યા કે વગરકારણે વહાણાના પહોરમા શુ કરવા આવુ બોલો છો ? પછી મે એમને દાતણપાણી આપ્યુ, તે પણ ખસેડી મુક્યુ, ને કહ્યું કે મારો છોકરો આવશે ત્યારે તે મને આપશે ને હુ કરીશ ત્યારે મેકુ તમારા છોકરા તે કંઈ આખો દહાડો ઘરમા બેશી રહેનાર છે ? હું કંઈ તમને આપવાની ના કહુ છુ ? ત્યારે વળી પાછળથી કર્યું હશે. હવે આમા મારો વાક હોય તો કહો.

**દેવ૦**—હશે, મને જ્યારે મા તારે માટે કંઈ ફરિયાદ કરશે ત્યારે હું તે વિષે ચોકશી કરીશ હમણા તો ના'વાનુ પાણી મને કાઢી આપ.

**ધીરજ**—( નહાવાનુ પાણી કાઢી સોળુ તૈયાર મૂકીને ) આ પાણી ને સોળું મૂકયુ છે. તમારે ગમે ત્યારે ના'વા બેસજો હો કે !

( દેવશંકર નાહીને પોતાના સંધ્યાપૂજા વગેરે કામમા બેસે છે. )

**વિજળી**—( જમી પરવારીને કમળાને ) કેમ કમળા પાડોશણ ! પરવાર્યા કે ? બારણે બાર વાગવા આવ્યા છે ! હમણા જવાની વખત થશે. જોજો ઉંઘમા ઉંઘતા !

**કમળા**—અલી તારા જેવી હું કંઈ ટાઢી નથી ' હું તો ખાઈ પરવારીને બેઠી છું. તારુ નામ વિજળી છે, પણ વિજળી જેવા લપકારા ઝબકારા કરવામાં તારી ચંચળાઈ નથી હો !

**વિજળી**—અલી તારા જેવી ઠીકરી પારખનારી મારી પરીક્ષા કરશે ત્યારે આ જગત્ ઉંધુ નહિ વળી જાય ' તારે તમાસો જોવો-હોય તો એક કામ આપણે બને સાથે કરવા માડીએ, ને પછી જો ' કે વહેલુ કોણુ પાર મૂકે છે ' એમ પોતાને મોઢે પોતાના વખાણુ કર્યા તેમા શુ થઈ ગયુ '

**કમળા**—અલી હજી તારો ઝાટકણુ જેવો સ્વભાવ મટયો નથી હો ' મેં તો લગાર તને તપાસી જોવા કહ્યુ છે હો કે, બાકી તારા જેવી ઉતાવળથી મારાથી કામ તો નહિ થાય '

**વિજળી**—તને ખબર છે, સો વરસ સુધી આ ચકમકની પથરી પાણીમા પડી રહે છે, પણ કાઢીને ચમકાવી કે તરત તેમાથી દેવતા ઝરે છે ' આપણો સ્વભાવ તો તેવો જાણવો, કેમકે હજી આપણે કયા એવાં જ્ઞાની થઈ ગયા છૈએ જે ' પણ એટલુ તો ખરુ કે આમ ને આમ ચાલશે તો થોડા દહાડામા સુધરશે ( જતા જતા ) અલી પરવારે ત્યારે બોલાવજે. ( એમ કહી કામે લાગે છે. )

**ચંચળા**—(પોતાને ઘેરથી પરવારીને ભાગીરથીપાસે જઈને ) કેમ ભાગીરથી બહેન ' શુ કામ થાય છે ? લાવો કંઈ મારા સરખુ કામ હોય તો મને સોપો.

**ભાગીરથી**—તમારા સરખું કામ તો એ જ છે કે પેલી પાનની પેટીમાથી પાનસોપારી ખાઓ. તમે આવો છો ત્યારે મારું કામ પણ વહેલુ પૂરુ થાય છે.

**ચંચળા**—હવે વખત થવા આવ્યો છે, ત્યારે કહુ ચાલ, પહેલા તમારી પાસે કંઈ બોલ લેવાના હોય તો લઈ પછી વિજયાલક્ષ્મીપાસે જઈએ. ( ભાગીરથી પોતાના કામથી પરવારીને બેસે છે. બોલ આપવાના ગોખાવી લે છે, ને પછી બને જણ સમય થવા આવતા વિજયાલક્ષ્મીપાસે આવે છે. )

**વિજયા**—( બનેને આવતા જોઈને) આવો આજ કંઈ બને સાથે આવ્યા ' તમારી પ્રકૃતિ સારી છે ? આ આસનીયા લઈને બેસો. ( સઉ બેસે છે, એટલામા વિજળી, કમળાવગેરે વારાફરતી સવળાં આવીને બેસે છે ).

**ચંચળા**—લો વિજયાલક્ષ્મિ બ્હેન ! હવે આરંભ કરો. વખત તો થયો છે.

**વિજયા**—('જય જય શ્રીસદ્‌ગુરુદેવ' બોલીને) પ્રથમ તો આપણા નિયમપ્રમાણે પદ કહું છું.

### ગરબી.

પ્રીત પ્રભુશુ બાંધે રે, જેને પુણ્યનુ પાસુ,
દુર્જનને આરાધે રે, જેને પાપ પ્રકાસ્યુ.
આ જગમાં જન્મી રે, જેણે શુભ કર્મ કર્યા,
તેને સુખ સહુ આવે રે, સુભાગી તે જ ઠર્યા.
દુર્ગુણને ત્યાગી રે, સદાચરણે ચાલે,
તેના પિતરો સ્વર્ગે રે, ઘણા સુખમા મ્હાલે.
જે કામી ને ક્રોધી રે, સુજન તેને ધિક્કારે,
જે દભી ને લોભી રે, ના'વે ભવને આરે.
જે જૂઠા પ્રપચી રે, મરે દુઃખ પામીને,
યમપુરમા ઝાઝુ રે, રહે તે જામીને.
માટે સુજનો સમજી રે, સુગુણને સદા સજતા,
છે અંતના બેલી રે, લહી હરિને ભજતા.
અબળા જે પતિવ્રત રે, ઘણી પ્રીતે પાળે,
તેને સ્વર્ગમા જાતા રે, કદી કોઈ ના ખાળે.
પતિ પ્રભુસમ જાણી રે, સદા અબળા સેવે,
તેને મનહર મનથી રે, પવિત્ર ગણી દેવે.

**ચંચળા**—બોલો 'જય જય શ્રીસદ્‌ગુરુદેવ.' ભાગીરથી બ્હેન ! જ્યાંથી રહ્યુ હોય ત્યાંથી તમે કહો એટલે પછી આગળ ચાલે.

**ભાગીરથી**—પેલા ધન તથા ધામની સઘળી ગોઠવણ કરી રહ્યા પછી તે હરદત્ત તથા ગિરિજા એક દિવસ શ્રીગોકર્ણ ઋષિના આશ્રમે જઈને પોતાને ઘેર પધારવાની પ્રાર્થના કરવા આગળપાછળ બને જણા હાથ જોડીને ઉભાં છે, ત્યાંથી રહ્યુ છે.

**વિજયા**—('જય જય' બોલીને) પેલો હરદત્ત તથા તેની સ્ત્રી ગિરિજા પોતાના સુદર આશ્રમમા તેડી લાવવાની પ્રાર્થના કરવા શ્રીગોકર્ણ ઋષિના સમુખ ઉભા રહ્યા છે, તે પોતાના પ્રતિ મહાત્માની દૃષ્ટિ પડતા જ હરદત્ત બોલ્યો, 'હે મહેશ્વરસ્વરૂપ ! આપ હુ મદમતિ દુર્ભાગીને ભાગ્યવાન્ કરવા મારા આશ્રમમા એક વાર આપના મગલ કરનાર ચરણ કરવાની આ મારી પ્રાર્થનાને અગીકાર કરો. જેમ સૂર્ય ઉદય થઈ અધકારનો નાશ કરે છે, જેમ ચદ્ર રજ-

નીના તમને નિવારણુ કરે છે, અને ધ્યાન ધરનાર ભક્તના હૃદયમા પ્રકટ થયેલા ધ્યેયસ્વરૂપ પરમેશ્વર તે ભક્તના સંપૂર્ણ સંતાપનો નાશ કરે છે, તેમ આપ મારા મિથ્યા માનેલા આપના જ આશ્રમમાં એક વાર પધારવાની કૃપા કરી મારા સંપૂર્ણ અનિષ્ટરૂપ તમનો નાશ કરો. આપની અનુકૂલતાથી અધિક એક ક્ષણુ પણુ આપને રોકવાને હું કિંચિત્ પણુ આગ્રહ કરીશ નહિ. આપ દયાના સમુદ્ર એટલી દયા મારા ઉપર કરો.' આ વગેરે વચનો સાભળીને શ્રીગોકર્ણુ ઋષિ પ્રસન્ન ચિત્તથી બોલ્યા.

શ્રીગોકર્ણુ ઋષિ કહે છે, હે પરમેશ્વરના અનુગ્રહના પાત્ર હરદત્ત ! તું જાણે છે કે આ જગતરૂપાધિ અંતર તથા બહિર્ સગવડે જ જીવોને દુઃખ આપનાર થાય છે. સર્વ સગ પરિત્યાગ કરીને કેવળ પરમેશ્વરસ્વરૂપમાં જ ચિત્તને સ્થાપનાર મહાત્મા તથા ભગવદ્‌ભક્તને અધિક જનસંગ જ નિરંતર હાનિ કરનાર હોય છે. આ લોકમા અસખ્ય પ્રાણિઓ આ આશ્રમમા પ્રતિસંવત્સરે તથા પ્રતિદિવસે પણુ આવે છે, તેમની સર્વની આ પ્રકારની પ્રાર્થનાનો જો હુ સ્વીકાર કરું તો મને એક અહોરાત્ર પણુ આ સ્થાનમા નિરુપાધિપણે બેસવાનો સમય આવે નહિ. વળી એક બે દિવસ તમારા આશ્રમમાં આવવાથી તમને જે શ્રમ થાય તે તમને પ્રેમમાં જણાય નહિ, તો પણુ અધિક ગણાય છે, માટે એમ કરવાથી શુ વિશેષ છે ? જો તમે ઇષ્ટબુદ્ધિથી આ શરીરમાં સ્નેહ રાખો છો તો વસ્તુત· ઇષ્ટસ્વરૂપ તમારા શરીરથી જૂદું નથી, માટે અતરમા સમાધાન રાખી સતોષને પામો.

હરદત્ત આ વચન સાભળીને પુનઃ હાથ જોડી વિનયથી બોલ્યો, આપના પધારવાથી શ્રમ થવો સંભવતો નથી, તોપણુ કદાચિત્ આપને એમ ભાસે તો તે કરવો ઘટે એટલો શ્રમ તો થઈ ગયો છે, માટે આપ કૃપા કરી મારી આટલી આશા પૂર્ણ કરો.

શ્રીગોકર્ણુ ઋષિ અંતરમાં યોગ્ય વિચાર કરી બોલ્યા, હે સાધો ! જાઓ, વિલક્ષણુ પ્રારબ્ધવેગને ન રોકીને માત્ર ત્રણુ રાત્રિ એ આશ્રમમાં આવીશ. તારી અનુકૂલતાએ આવજે.

હરદત્ત હર્ષને પામતાં કહે છે, હે ભગવન્ ! સર્વ વાતે અનુકૂલતા જ છે. આવતી કાલે પ્રાતઃકાલથી ત્રણુ દિવસનો મહોત્સવ આપના પધારવાથી થશે, એ વાર્તા ઘણે સ્થળે મારા વડે પ્રસિદ્ધ થઈ છે, એ આપ અંતર્યામીને અજાણ્યુ નથી. મારી ઇચ્છા તો પાંચ રાત્રિની હતી પણુ જેવી આપની આજ્ઞા. આવતી કાલે સૂર્યોદય થતાં

આપને ત્યા પધરાવવા સઘળી ગોઠવણ કરી છે. માટે આ ક્ષણે હું જઈને પ્રાતઃકાલે આવીશ.

આ પ્રમાણે બોલી નમન કરી **હરદત્ત** પોતાની સ્ત્રીસહિત પાછો ઘેર આવ્યો, અને આનંદમા રાત્રિ પૂરી થતા સૂર્યોદયના સમયે મોટા વૈભવી પદાર્થો તથા સર્વોત્તમ વાહન લઈને મનુષ્યોના મોટા સમુદાય સાથે **શ્રીગોકર્ણ** ઋષિના આશ્રમે આવી પહોચ્યો. પ્રાર્થના પૂર્વથી સ્વીકારી છે જેમણે એવા તે દિવ્યમૂર્તિ **શ્રીગોકર્ણ** ઋષિ, **હરદત્તની** વિજ્ઞપ્તિ અંગીકાર કરીને પ્રસન્ન વદનથી નરવાહનમા બેઠા. આગળ નાના વાદ્યત્રના તથા વારંવાર જયજયકારના ઘોષપૂર્વક **હરદત્તના** આશ્રમે આવી પહોચ્યા. ત્યાં અવર્ણનીય શોભા કરી હતી, તેથી તે જોનારા તથા દર્શનની પ્રીતિવાળા ભાવિક ભક્તોની મોટી ભીડ થઈ હતી. ટુકામા કહીએ તો લક્ષાવધિ મનુષ્યોનો અષ્ટ દિશાપ્રતિ આવજા કરતો પ્રવાહ જણાતો હતો. મોટા આનદનો સમય વ્યતીત થતા વાર લાગતી નથી, એ નિયમથી ત્રણ રાત્રિ ને ત્રણ દિવસ સ્વલ્પ કાળની પેઠે વહી ગયા. ચોથે દિવસે સૂર્યોદય થતા જ **શ્રીગોકર્ણ** ઋષિ આસનથી ઉઠી ઉભા થયા. **હરદત્તે** પણ તે સમયે નિયમિત ગોઠવણ કરી રાખેલી હોવાથી તત્કાળ વાહન લાવી સમીપ મૂકયુ. અન્ય સજ્જનોએ બે રાત્રિ વિશેષ વિરાજવા પ્રાર્થના કરી, પણ **શ્રીગોકર્ણ** ઋષિ મદમદ હસતા બોલ્યા વિના જ વાહનમા બેઠા, અને અસખ્ય મનુષ્યના સમુદાયસહિત વાદ્યત્ર તથા જયજયકારના ઘોષસહિત પોતાના આશ્રમે આવી પહોચ્યા

**વિષ્ણુશર્મા** કહે છે, હે ધ્વજપાળ શેઠ ! જેમ દિવસના અંતમા સૂર્ય સમુદ્રમા પ્રવેશતો જણાય છે, તેમ **શ્રીગોકર્ણ** ઋષિ પોતાની ગુહામા પ્રવેશતા જણાયા પછી લોકો જય જય પોકારતા પોતપોતાના સ્થાનકે વહી ગયા.

હરદત્ત તથા **ગિરિજા** આ મોટા સમારભની સમાપ્તિથી એક પક્ષથી આનદ માનવા લાગ્યા, પણ એ સુખનો સમય ઝાઝી વાર ન રહ્યો એથી મનમા અસતોષ માનવા લાગ્યા. જેમ જેમ દિવસો જવા લાગ્યા, તેમ તેમ સઘળી બીજી વાર્તાને વિસારે નાખીને **ગિરિજા** સુખમા ગરકાવ થતી વારંવાર પોતાને ધન્ય માનવા લાગી અને આવુ સુખ મને કોઈ જન્મમા મળ્યુ નહિ હશે, એમ અનુમાન કરવા લાગી. આ જગતમા પ્રાણિઓને જે વસ્તુથી ઝાઝો સહવાસ થાય છે, તે વસ્તુમા ક્રમે કરીને સામાન્ય પ્રીતિ થતી જાય છે, અને જે નથી મળેલી તેમા તથા તત્કાળ મળી હોય તેમા વિશેષ પ્રીતિ

હોય છે. આ નિયમપ્રમાણે ગિરિજાને ધનાદિ પદાર્થ મળ્યે ઘણા દિવસ થતા ગયા ત્યારે પોતાના મનમાં અનેક વાર વિચાર કરીને પોતાના પતિ હરદત્તને એક વેળા આ પ્રકારના વચનો કહેવા લાગી.

ગિરિજા કહે છે, હે પતિ ! મારી ઇચ્છાપ્રમાણે પરમેશ્વરે ધન તથા ધામની તો ભુખ ભાગી, પણ આપણા પાછળ એનો ભોગવનાર કોણ, એવો વિચાર જ્યારે જ્યારે મને થાય છે, ત્યારે મારા મનમાં એક પુત્ર મને પરમેશ્વર આપે તો મારું સઘળું દુઃખ જાય, એમ થાય છે. પણ એવાં સુકૃત મેં કયાંથી કર્યા હોય કે મને આ સઘળા સુખમાં એ સુખ પણ મળે. હાલ થોડા દિવસથી તો મને એની એ જ ચિંતા ચિત્તમાં ચોંટી છે. જેમ મારુ મન પ્રથમ ધનને જ ઝખ્યા કરતું હતું તેમ હવે પુત્રને જ ઝખ્યા કરે છે મારી બાળક અવસ્થા ગઈ, સ્ત્રીની પંક્તિમાં આવી, હજી મને પ્રજાનો સભવ નથી, તેથી મારા મનમા રાત્રિદિવસ મુઝાયા કરુ છુ. સ્ત્રીજાતિને વધ્યાદોષ સઉથી મોટો છે. આ લોકમા વાઝણી સ્ત્રીનુ મુખ જેવા કે તેને સંભારવા પણ મનુષ્યો ઇચ્છતાં નથી. વાઝણીના શકુન પણ જેવાતા નથી. સાસરા તથા પીયરમા પણ એ દોષવડે ઝાઝુ માન વધતું નથી. કુળને વધારનારી તથા પિતરને પોષનારી પુત્રની માતા જ જ્યા ત્યા માન પામતી છાતી કાઢી ચાલે છે. મારા સરખી દુર્ભાગ્યવાળીને કટિલકઉપર પુત્રને બેસાડી હસતે મુખે પતિસમીપ આવી પુત્રના ગુણ ગાવાનો સમય કયાથી આવે ? હુ કે જે સઘળું સુખ છતા પણ સઘળા સુખના મૂળરૂપ પુત્રસુખને આજપર્યંત પામી નથી, તેને પૂર્વપુણ્યનો સચય હોય એમ કેમ જ મનાય ? આ જન્મનાં પુણ્યનો પણ ઉદય થઈ આ સુખ મળે એવુ મને આજપર્યંત સ્વમ પણ આવ્યુ નથી. હે પતિ ! હવે હુ શુ કરુ, કે જેથી મને એક વાર પણ પુત્રનુ સુખ મળે. એવો કોઈ જપ હોય તો કરુ, અથવા દેહકષ્ટવાળુ કોઈ તપ હોય તો કરુ. તમે સઘળુ જાણનાર છો તો મને એટલુ કહો કે આ પુત્રસુખ શાથી થશે.

હરદત્ત પોતાની સ્ત્રીના આ વચનો સાભળીને કહે છે, હે સાધ્વિ ! આ લોકમા ગૃહસ્થાશ્રમને સાર્થક કરનાર તો પુત્રનુ પ્રાપ્ત થવુ જ છે, બાકી અન્ય જીવોની પેઠે વિષય ભોગવી મરવુ, એ કઈ આ આશ્રમને સફળ ગણાવનાર નથી. એ સુખની ઇચ્છા સ્ત્રીજાતિને થવી, એ કંઈ નવાઇની વાર્તા નથી. તું પણ સ્ત્રીજાતિમા જ છે, તો તને પણ એ ઇચ્છાથી સંતાપ થવો ઘટે છે. પણ હે પુણ્યના સચયવાળી ! તું પરમાત્માનું સ્મરણ કરતી આપણાં ધર્માચરણને પાલન કરતી

રહે. એથી જ તને સર્વાર્થસિદ્ધિ કરનાર ઇષ્ટદેવતા પ્રસન્ન થઈને તારા મનના મનોરથ પૂર્ણ કરશે. તું તારા મનમાં વંધ્યાપણાના અનુમાનથી સંતાપને પામીશ નહિ. સત્ય બોલવું, પતિવ્રત પાળવું, માતાપિતાએ જે કુળમાં આપી હોય તે કુળનું સદા કલ્યાણ ઇચ્છવુ, બારણે આવેલા પવિત્ર અતિથિનુ અન્નજળથી યથાશક્તિ સંમાન કરવામાં અંતરાય ન કરવો, સામાનુ સુખ દેખી તેને આપણા સરખું દુઃખ આવે તો ઠીક એવી ઇચ્છા ન કરવી, રાત્રિદિવસમા આપણા ઘરનાં કામકાજ કરતા તથા નવરાશમા ઇષ્ટદેવતાનું સ્મરણ કરતા રહેવું અને પ્રાણિમાત્રનું કલ્યાણ થાઓ, એવી શુદ્ધ ભાવના રાખવી, એ જ આ લોકમા સ્ત્રીજાતિને કલ્યાણના ઉપાયરૂપ મોટુ તપ છે, માટે એ તપને ખરા મનથી આચરજે, એટલે હાલ તારે બીજુ તપ કરવાની અગત્ય પડશે નહિ.

ગિરિજા કહે છે, હે ભગવન્! આપના આજે કહ્યા પ્રમાણે તો આજપર્યંત આપની કૃપાથી વર્તુ છુ, અને હવે પછી પણ એ જ પ્રમાણે આગ્રહથી વર્તવા પ્રયત્ન કરીશ. પણ હવે થોડા કાળમા આ મારી ઇચ્છા પૂર્ણ થાય એવો અનુગ્રહ આપ મારા ઉપર કરજો.

હરદત્ત કહે છે, હે શુભેચ્છાવાળી! તું પ્રસન્ન ચિત્તથી ઇષ્ટસ્મરણ કરતી રહેજે, કારણ કે ચિત્તની પ્રસન્નતા તથા ઇષ્ટનુ સ્મરણ એ બે વડે જ આ જીવો અખંડ સુખને પામે છે. મનના મનોરથોનો કાઇ પાર નથી. જગત્મા પદાર્થોની સંખ્યા ગણતા અવધિ નથી, અને જીવવાના કાળનુ કાઈ પ્રમાણ નથી. તેથી મનને આશામા ને આશામાં વધવા દેવુ નહિ. તેને વિચારવડે મર્યાદામા રાખતા જવુ. જે વસ્તુ મેળવવાની છે, તે મળે ત્યા પર્યંત સંતાપ નહિ કરતા તેને મેળવનાર ઇષ્ટનુ સ્મરણ કરવુ. આ લોકમા જીવમાત્ર મળેલા સુખને સુખથી ભોગવતા નથી, અને ન મળેલુ મેળવવાના દુઃખને ભોગવ્યા કરે છે, તેમ તુ કરીશ નહિ. આ ક્ષણે તો હુ નિત્યકર્મમાં બેસું છુ, અને તું પણ તારું કરવાયોગ્ય હોય તે કાર્ય કર.

વિષ્ણુશર્મા કહે છે, હે સન્મતિમાન્ શેઠ! પછી તે પવિત્ર મનના હરદત્ત તથા ગિરિજા બને પોતપોતાના ધર્મનું પાલન કરતાં આનંદમાં દિવસો વિતાવવા લાગ્યા. કેટલાક દિવસો વિત્યા પછી તેમના ઉગ્ર પુણ્યના બળે તથા દૃઢ નિશ્ચયના પ્રભાવે તે ગિરિજાના ઉદરમાં ગર્ભ રહ્યો. એક માસ થયા પછી ક્રમે કરીને તે પતિવ્રતા ગિરિજાને મનમા સમજાયુ કે મારા ઉદરમા ગર્ભ રહ્યો છે, તેથી તે રાત્રિદિવસ અધિક આનંદ માનવા લાગી. તે ગર્ભ પણ દિનપ્રતિદિન

યથાનિયમે વધવા લાગ્યો. એક દિવસ તે ગિરિજા પોતાના પતિને નવરાશમાં બેઠેલા જોઈને પોતાના કામથી પરવારી નિરાંતે એગાને આ પ્રમાણે બોલી.

ગિરિજા કહે છે, હે ઇચ્છા પૂર્ણ કરનારા પતિ ! આ જીવને સંસારના દેખાતા પદાર્થોનો ખરું જોતા કશો સબધ નથી, તોપણ રાત્રિદિવસ એ જૂદા જૂદા પદાર્થોમાટે ઝંખ્યા જ કરે છે. આ જીવ તો શરીરમા કયે ઠેકાણે રહે છે, તે પણ જણાતું નથી. જીવ કેવડો અને કેવો છે એ પણ સમજાતું નથી, તોપણ એમ કહેવામા આવે છે કે 'શરીરમા જીવ છે, અને સઘે જીવતા જીવનુ છે, મુઆ પછી કંઈ નથી.' વળી દુખસુખની વેળાએ પણ કહેવાય છે કે 'મારા જીવને સુખ નથી' અથવા 'મારા જીવને સુખ છે' તો 'મારો જીવ' એવુ કહેનાર જીવથી જૂદુ આ શરીરમા કોણ છે તે પણ સમજાતું નથી, અને એ જ પ્રમાણે આ લોકો બોલે છે કે 'મારુ મન, મારુ શરીર, મારા પ્રાણ,' તો આ જીવસહિત સઘળા પદાર્થને મારુ કરીને કહેનાર કોણ હશે, એ કંઈ સમજાતું નથી. અનેક વાર ધર્મસબધી વાર્તા સાભળવામા આવી છે. તેમાથી તો મે એવો નિશ્ચય કર્યો છે કે આ શરીરમા જે 'હું છુ' એવુ કહેનાર છે, તે જ જીવ છે, અને એમ હોવાથી 'મારો જીવ' એવુ બોલનાર માણસો અજ્ઞાન છે આટલુ મારા સમજવામા છે. એથી વિશેષ જાણવા જેવુ જે કંઈ રહેતુ હોય, તે મને વળી કોઈ પ્રસગે કૃપા કરીને સમજાવજો. પણ હાલ તો મારે એ પૂછવાનુ છે કે આ ગર્ભ રહ્યા પછી એ બાળકનુ શરીર નવ માસમા શી રીતે બધાતું હશે, અને એ જીવની જાળવણી શી રીતે થતી હશે, એ વાર્તા જાણવાની મારી ઇચ્છા છે, માટે યોગ્ય લાગે તો કહેવા કૃપા કરો.

હરદત્ત કહે છે, હે સસારના મિથ્યા સુખમા પ્રીતિવાળી ! તારા પ્રશ્નનુ સમાધાન કહુ છુ, તે સ્થિર ચિત્તથી સાભળ. તત્ત્વના જાણનાર પુરુષોએ નિર્ણય કરીને જે પ્રકારે કહ્યું છે, તે રુડે પ્રકારે તને કહુ છુ. પ્રથમ ગર્ભસ્થાનમા વીર્ય તથા રેતસ્ પડ્યુ હોય છે, તે એક માસપર્યંત તો નરમ જ રહે છે, અને બીજા માસમા તે રેતસ્-વીર્યમા રહેલો પચમહાભૂતનો ભાગ ઘટ્ટ થાય છે. તેથી જે સ્ત્રીના ગર્ભમા પુત્ર થનાર છે, તેના ગર્ભાશયમા તો ગોળ પિડના આકારે ગર્ભ થયો જણાય છે, અને પુત્રી થનાર હોય છે તો તેના ગર્ભાશયમા લાંબી પેશીના આકારે ગર્ભ જણાય છે. ત્રીજા માસમા બે હાથ, બે પગ, તથા માથાનો આકાર સ્પષ્ટ થાય છે, તથા બીજા

ઝીણા અવયવો પણ સિદ્ધ થાય છે. ચોથા માસમાં સઘળાં અંગો તથા ઉપાંગો સ્પષ્ટ થાય છે. હૃદય સ્પષ્ટ થયાથી ચેતનતા પણ ચોથા માસમા જ સ્પષ્ટ થાય છે. પાંચમે માસે મન જાગ્રત્ થાય છે, અને છઠ્ઠે માસે બુદ્ધિ જાગ્રત્ થાય છે. સાતમે માસે સઘળાં અંગો અને ઉપાંગો સારી રીતે સ્પષ્ટ થાય છે. આઠમા માસમા ઓજસ્ અનુક્રમથી વારંવાર માતા તથા પુત્રના શરીરમા આવજા કરે છે. આ માસમાં ઓજસ્ સ્થિર રહેતું નથી, તેથી જ આઠમા માસે પ્રસવ થાય તો બાળક જીવે નહિ, અને તેની માતા પણ ભાગ્યે જ જીવે. નવમા માસથી પછીનો સર્વ સમય પ્રસવ થવાનો ગણાય છે. આ પ્રકારે શરીર ગર્ભમા બંધાય છે.

હવે તે ગર્ભવતી સ્ત્રીયે એ સમયમા લેવા યોગ્ય સંભાળને સંક્ષેપમા કહુ છું. ગર્ભવાળી સ્ત્રીયે પ્રથમ દિવસથી શણગાર ધારણ કરી રાખવા. પ્રસન્ન મનથી રહેવુ. પવિત્રપણું રાખવુ. ધોળા સ્વચ્છ વસ્ત્રો ધારણ કરવા. ગુરુ તથા બ્રાહ્મણના પૂજનમા તત્પર રહેવું. મુખ્યત્વે કરીને મધુર, સ્નિગ્ધ, હૃદયને ગમે એવા, હલકા અને દ્રવરૂપ પદાર્થો જમવા. વઘાર વગેરેના સંસ્કાર કરેલા અને અગ્નિને પ્રદીપ્ત કરે એવા પદાર્થો નિત્ય ખાવા. ગર્ભવાળી સ્ત્રિયે ઘણો પરિશ્રમ કરવો નહિ. જમતા ભૂખ્યુ રહેવુ નહિ, તેમ અત્યંત ધરાઈને જમવુ નહિ. પતિની શય્યાનો ત્યાગ કરવો રાત્રિનુ જાગરણ કરવું નહિ. શોક કરવો નહિ વાહનઉપર ચઢવું નહિ લોહી કઢાવવું નહિ. મળ કે મૂત્રાદિના વેગને રોકવો નહિ. ઉંચે કે અદુકડે આસને બેસવુ નહિ. ગર્ભવાળી સ્ત્રીના શરીરમા દોષોના કોપથી અથવા અંગોમા પછડાવા વગેરેની પીડાથી બાળકને પીડા થાય છે, માટે ઘણી સંભાળથી સઘળા વ્યવહાર કરવા. ગર્ભિણીએ મેલા અંગવાળી, મેલા લૂગડાવાળી કે મલિન સ્વભાવવાળી સ્ત્રીને અડકવુ નહિ, તેમ જ નઠારા આકારવાળી કુરૂપ સ્ત્રીને કે ઓછા અંગવાળી અર્થાત્ આંધળી પાગળી કે એવા જ બીજા કોઈ દોષવાળી સ્ત્રીને પણ અડકવું નહિ. દુર્ગંધવાળા પદાર્થને સુઘવો નહિ, નેત્રને ન ગમે એવા પદાર્થને જોવો નહિ. કાનને અપ્રિય લાગે એવા વચનને સાભળવા નહિ. વાસી, સૂકાએલુ, કે કવાથ કરેલુ અન્ન જમવુ નહિ. થાળા બાંધેલા ઝાડ, શ્મશાનના ઝાડ, કે ગ્લાનિ કરાવે એવા પદાર્થોની પાસે જવું નહિ. ઝાઝુ બહાર નીકળવું નહિ. ક્રોધ કરવો નહિ. ઉજડ ઘરમાં રહેવુ કે જવુ નહિ. ઉંચે સાદે બોલવુ નહિ. શરીરમા તેલ ચોળવું નહિ. કોઈ વસ્તુનો ચોળીને ખરડ પણ કરાવવો નહિ. કઠિન બિછાનું

કરવું નહિ. પથારી કે આસન ઘણું ઉચું કરવું નહિ. આ વિના પણ ગર્ભને અડચણ કરનાર સઘળા વ્યવહારને ત્યજવા. હે શુદ્ધ બુદ્ધિવાળી ! આ વગેરે અનેક પ્રકારના, ગર્ભને સુખ આપનાર નિયમોને પાળનાર સ્ત્રી ઉત્તમ પ્રકારે ગર્ભનુ રક્ષણ કરી શકે છે, અને બીજી અજ્ઞાન સ્ત્રિયો ન કરવા યોગ્ય આહારવિહાર આદિ આચરણોથી ગર્ભને હાનિ પહોંચાડે છે. માટે ઉંચે ચઢતા, નીચે ઊતરતાં, તથા સપાટીમાં ચાલતા ગર્ભને અડચણ ન આવે એવા સાધારણ વેગથી ચાલવું. દોડવા, કુદવા, તથા શરીરને ભમાવી નાંખે એવા કુદડી ફરવા વગેરેના વ્યાપારથી રહિત રહેવુ. આપણા મનને ગમે એવા સુદર દિવ્યસરખાં રૂપની મનમા ધારણા રાખતા રહેવુ, તથા ઉત્તમ સદ્‌ગુણોનુ મનન કરતા રહેવુ, જેથી ગર્ભમાહેલુ બાળક પણ તેવા સુદર રૂપવાળુ તથા તેવા ઉત્તમ ગુણવાળુ થાય છે. ઘણા વિભવવાળા ઘરની પણ ગર્ભિણી સ્ત્રીયે કેવળ બેશી રહીને દિવસ કાઢવા નહિ, પણ શરીરને હલકાપણું રહે, તથા અન્ન જીર્ણ થાય એવો થોડો થોડો વ્યાયામ પોતાની શક્તિપ્રમાણે કરતા રહેવુ. નહિ તો તે વ્યાયામવિનાની ગર્ભિણીને પ્રસવના સમયમા ઘણું કષ્ટ વેઠવુ પડે છે.

ગિરિજા કહે છે, હે ભગવન્ ! આ સસારમા અમે સ્ત્રીજાતિએ તો ખરુ જોતા આળસુ થવુ જ ન જોઈએ. પોતાના શરીરને નિરંતર કસેલુ જ રાખવુ જોઈએ. કારણ કે આ લોકમા જ્યા સુધી સ્ત્રિયોને તેમના પતિ અથવા માતાપિતા સુખી અવસ્થામાં આરોગ્ય છે, ત્યા સુધી તો કાંઈ કષ્ટ નથી જ, પણ રક્ષક જ્યારે ના હોય, તથા અન્નવસ્ત્રનો ઘટતો બદોબસ્ત ન હોય, તો તે સ્ત્રિયોને પરિણામે મહેનત કરીને પોતાનો નિર્વાહ કરવો પડે છે. નાના બાળકો હોય છે, ને ઘરમા સારી સપત્તિ ન હોય તો તે બાળકોના પણ ભરણપોષણ મહેનતમજુરી કરીને જ કરવાં પડે છે. આ પ્રમાણે કરવાનો સમય આવે અને જો પ્રથમથી તે સ્ત્રિયે ખાઈબેઠેલ સ્વભાવ રાખ્યો હોય છે તો તેને ઘણો સતાપ થાય છે, માટે સ્ત્રીજાતિએ તો હમેશ શરીરને કસોટી આપતા જ રહેવું સારુ છે. આ જગત્‌માં આપત્તિ તથા સંપત્તિ પ્રત્યેક માણુસને આવે જ છે, તેમાં પણ સપત્તિ મટીને આપત્તિ તો ઘણાને આવે છે, અને આપત્તિ મટીને સપત્તિ આવવાની વાર્તા તો થોડી જ જોઇએ છીએ, તથા સાંભળીએ છીએ. માટે 'સંપત્તિનુ તો આરણકારણ, અને આપત્તિનુ તો હૈયાધાગણુ ' એ કહેવતપ્રમાણે સમજી જ રાખવું જોઈએ. કેમ ખરુ કેની ?

**હરદત્ત** કહે છે, એ તો ખરુ જ છે, અને જેમ સ્ત્રિયોએ શરીરને કસેલા રાખવા જોઈએ છે, તેમ પુરુષોએ પણ છેક 'માચીના માકણ'ની પેઠે એઠેલ થઈને ખાઈ પી દિવસ કાઢવા નહિ. કારણ કે તેને માથે તો વૃદ્ધ માતાપિતા, સ્ત્રી, પુત્રવગેરે સઘળા કુટુંબને જ પોષવાનો બોજો છે, તેથી તેને જ્યારે દુઃખના દિવસો આવે ત્યારે તેને એઠાખાઉ આળસુ સ્વભાવ, તથા મિજાજ અને અભિમાનીપણું ઘણુ દુઃખ દે છે. માટે કોઈપણ સ્ત્રીપુરુષે આ વિચિત્રસરખા જણાતા માયાના પ્રવાહરૂપ સંસારમા કોઈ પણ પદાર્થ કે સ્થિતિનો ભરોસો રાખવો જ નહિ, અને નિત્ય ઘટિત ઉદ્યોગને કરતા રહેવુ, તથા શરીરમનને જાગ્રત્ રાખતા રહેવુ.

**ગિરિજા** કહે છે, હુ તો મારાથી બનશે તેટલી કાળજી રાખીને સઘળા નિયમોને પાળીશ, પણ કોઈ વખત મારી ભૂલ જણાય તો તમે મને કૃપા કરી કહેજો. હવે હુ મારે કામે લાગુ છુ. પછી ગિરિજા પોતાને કામે લાગે છે, તથા **હરદત્ત** પણ પોતાના કામમા પ્રવેશ કરે છે.

**વિજયા૦**—'જય જય **શ્રીસ**દ્ગુરુદેવ.' (સઘળા જય બોલે છે).

**ચંચળા**—બૈરાની જાતને પણ સસારમા કેટલુ સભાળવાનુ છે! આટલુ તો આપણે જાણતાએ નથી! લો વિજયાલક્ષ્મિ બહેન! હવે કઇ છેલ્લુવેલુ કરો એટલે પછી તમને ફુરસદ આપીએ ને અમે સઉ જઈએ.

**વિજયા૦**— (ગાય છે.)

**પદ. રાગ કલ્યાણ.**

**પ્ર**ભુ સુમતિ સઉને આપો, આ કલેશ સમૂળા કાપો. ટેક.
આ ભવના ભારા વહીએ, તમવિણ સુખદુઃખ કયા કહીએ રે,
વિણ આપ શુણે કો વિલાપો, આ કલેશ૦
આ ક્ષણ ક્ષણમા દુખ લહીએ, મન મારી મારી સહીએ રે,
**પ્ર**ભુવિણ કો હરે સતાપો, આ કલેશ૦
આ આધિવ્યાધિ પીડે, તેનુ બળ હણવાને ભીડે રે,
એવુ બળ આ ઉરમા સ્થાપો, આ કલેશ૦
આ દુર્ગુણ સઘળા ત્યજીએ, નિશદિન સદ્ગુણને ભજીએ રે,
તનમનથી ન કરીએ પાપો, **પ્ર**ભુ સુમતિ૦
ક્યારે ભવસાગરથી ટળશુ, ક્યારે આપસ્વરૂપમા મળશુ રે,
જ્યા લાગે ન વર કે શાપો, **પ્ર**ભુ સુમતિ૦
આ જગસુખ જાણ્યુ ખોટુ, મન ઇચ્છે છે સુખ મોટુ રે,
**મ**નહર આ મનબળ માપો, **પ્ર**ભુ સુમતિ૦

**ભાગીરથી**—(જય જય બોલીને) કેમ **ચંચળ** બહેન! હવે તમારા ઠરાવપ્રમાણે ઉઠીએ કેની?

**ચંચળા**—હાસ્તો બહેન! હવે કઈ મીઠા ઝાડના મૂળ કઢાય એમ છે? (સઉ ઉઠી પોતપોતાને ઘેર જાય છે.)

**૧ પુરુષ**—(બાળમુકુંદદાસની દુકાને આવીને) કેમ મેઠ સાહેબ! સુ થાય છે?

**દાસ**—આવો પઢાડો, આપની નજરે સુ ડેખાય છે?

**૧ પુરુષ**—બેઠેલા તો દેખાઓ છો, પણ મનમા સુ મનસુબા થાય છે, એમ મારુ તો પૂછવુ છે.

**દાસ**—માડા મનના મનસુબાનો આપને સો ખપ પડયો’ટો?

**૧ પુરુષ**—ના ના ખપ તો કઈ નહિ, એ તો સહેજ આપણામા પૂછવાનો ચાલ, તે પૂછુ છુ.

**દાસ**—જુવો મે’ડબાન! આ મન છે ટે ટો એક બાડસાહ જેવુ છે એને કઈ કોઈનો ડડ છે? આ નગડના બાડસાહોને ટો લોકના ડીથાનો પન ભે છે, ને આ મનને ટો કોઈ ડેખી સકટુ નઠી, એતલે એ ટો બાડસાહનો પન બાડસાહ છે. માહે બેયો બેયો ઠાનમા આવે છે ટેમ ઠારના બાઠ છે અડે પખી ટો સુ, પન આ વિજલીકડટા પન એનો વેગ જબડો છે! આજ એની બડાબડી કડી સકે એવી કોઈ વસ્ટુ હોય ટો બટાવો.

**૨ પુરુષ**—(આવીને બેસતા) જે **સીકૃષ્ણ** સેડ સાહેબ!

**દાસ**—જે જે. આવો આજ કાઠી સવાડી આવી?

**૨ પુરુષ**—ના સહેજ જ બજારમા આવ્યો’તો, ત્યારે કહ્યુ ચાલો, સેઠને લગાર જે ગોપાળ કરતો જાઉ. તબીયત તો બહાલ છે કેની?

**દાસ**—ટમાડી મેડબાનીઠી ને **ભગવાનની** ડયાઠી ટબીયટ ટો આજ કાલ થીક ચાલે છે. (પહેલા પુરુષ તરફ જોઈને) કેમ ભાઈ! કાઈ બોલ્યા નહિ?

**૧ પુરુષ**—એ વાત તો સેઠ સાચી જ છે. આ મન સાલુ કોઈને હાથ આવતું નથી. રાજાના રાજા જેવુ પણ કહીએ તો ચાલે ખરુ.

**દાસ**—કોઈને હાઠ નઠી આવટુ એમ ટો કેમ કહેવાય? મોના પુડુસો એ મનને પન નડમ ઘેસજેવુ કડી નાખે છે, ને જેમ ચલાવવુ હોય છે ટેમ ચલાવે છે. પન ટેવા પુડુસ ટે આંગલીના વેધાપડ

પન ગનવા જેતલા! નહિ ટો માનસનો કંઈ જગટમાં તોતો નહી.

**૧ પુરુષ**—હા એવા મોટા પુરુષની તો બલિહારી છે. જગત્‌માં એવા તો ઘણા કયાંથી હોય? પણ સાલું મન વશ થવું કઠણ છે. મોટા મોટાને પણ એ મને પેમાલ કરી નાંખ્યા છે, એવી વાતો કથામાં ઘણીએ આવે છે, પણ આપણે નજરે જોયા નથી એટલે શું કહેવું?

**દાસ**—ટમે પન સેઠ બહુ બુદ્ધિમાન્ ડેખાઓ છો! ના ના ટમે ટો આ સંસાડમાં બઢી વાટ નજડે જોઈને જ ખડી માનટા હસો કેમ? પેલી કહેવટ છે ટે નહી જાનટા કે 'ખુડા નજડસે ટો નહિ ડેખાટા, પન કુચ અક્કલસેં ટો પીછાનના.' માડા મ્હેડબાન! બઢી વાટ કંઈ બઢા નજડે જોઈને જ માને છે?

**૨ પુરુષ**—સેઠ! તમે સાચુ કહો છો. બધી વાત તે કંઈ નજરે જોઈને જ સાચી મનાય છે? એ તો વિચાર કરીને ખરી લાગે તે ખરી માનવી ને ખોટી જણાય તે ખોટી માનવી.

**૧ પુરુષ**—અરે ભાઈ! એ તો બધુ ઠીક જ છે, જવા દોની એ વાત! આ લોકો તો કેવા છે કે બધુએ વગર સમજ્યે હા હા કરે એવા છે, પણ સમજીને માનનારા હોય તે કંઈ એમ માને નહિ. શાસ્ત્રમા કહો કે પુરાણમાં, પણ માનવા જેવું હોય તે મનાય. પેલા સીપુજ કથા કરે કે 'સાભલો ભાઈઓ! સોયના નાકામાથી રાજાની સવારી ગઈ, તો કે' જી મહારાજ! લાવલસ્કર બધુ ગયુ, તો કે' જી મહારાજ! હજારો હાથી ઘોડા ને ઉટ ગયા, તો કે' જી મહારાજ! ને પાછળથી એક ઉંટનુ પુછડુ માહે ભરાઈ રહ્યુ, તો કે' જી મહારાજ!' આ બધુ સાભળીને 'જી મહારાજ!' કરે છે, પણ કોઈ પૂછતા નથી કે ભાઈ! હાથીઘોડા ને હજારો ઉંટ સોયના નાકામાથી સી રીતે જાય? ને જાય તો પછી ઉટનુ પુછડુ કેમ અટકી રહે? એવા અક્કલના બારદાન સાભળનારા હોય તો પછી વિચાર કરીને માનવાની વાત કયા રહી?

**દાસ**—આ ટમે બોલ્યા, એવી કઠા ઠટી ટમે ટો કાને કાન સાભલી હસે ખડી કેમ? ને એવા 'જી મ્હાડાજ' કડનાડને ટમે નજડે દીથા હસે કેમ? જેવુ હોય એવુ સાચે સાચું બોલજો.

**૧ પુરુષ**—એમાં નજરે સુ જોવુ'તુ? એ તો લોકમા કહેતી ચાલે જ છે.

**દાસ**—ટમે ટો કે'ટીને માનટા નઠી, ને પછી આ વગડ જોએલી વાટ કેમ માનો છો? ટમે પન 'અભી બોલ્યાને અભી ફોક'

એમાંના ડેખાઓ છો! ટો ભાઈસાહેબ! જડા સમજીને વાટ કડો ટો સાડુ. જે જીભને ટેડવે આવે ટે બોલવું એવી ડાનાઈસું રાખો છો?

**૧ પુરુષ**—જુવો સેઠ! હું તો બીજા લોકોની વાત કરું છુ કે તે નજરે જોયાવના કોઈ પણ વાત સાચી માનતા નથી. લોને હવે કહેતાં સરમ સેની છે જે? ઘણા લોકો એવુ કહે છે કે તમે વિષ્ણુને માનો છો, ને વૈકુંઠને માનો છો, પણ એ બધી વાત ખોટી છે! વળી બ્રહ્મા ને મહાદેવને માનો છો પણ એ બધી વાત ખોટી છે!

**દાસ**—( એક ઓળખીતા બ્રાહ્મણને જતો જોઈને) મ્હાડાજ! જરા અહિં પઢાડજો. ( તે આવે છે, તેને ઉભા થઈ આસન આપીને બેસાડી પોતે બેશીને ) આજ કેમ કઈ બાડોબાડ! કઈ ઉટાવલનુ કામ છે કે?

**બ્રાહ્મણ**—ના સેઠ! ઉતાવળ તો કંઈ નહિ, પણ મે જોયુ કે સેઠ કોઈજોડે વાર્તા કરતા બેઠા છે, ને કંઈ વ્યાપાર સબંધી કામકાજમા હશે, ત્યારે કહ્યું જવા દો.

**દાસ**—ના ના, આજકાલ વેપાડની ટો મડી ચાલે છે, ને આપની ડુકાનમા એવો ભાડે વેપાડ હમના ટો નઠી ચલાવટા. હમના ટો નિડાટે ભગવટસમડન ઠાય છે ટે કડીએ છીએ.

**બ્રાહ્મણ**—હા ચાલવા દો જે આપણી વાર્તા ચાલતી હોય તે.

**દાસ**—વાટ ટો બીજી કઈ નો'ટી. એ ટો આ અમાડા ભાઈ સાહેબ (૧ પુરુષતરફ આગળી દેખાડીને) કહે છે કે જેટલી નજડે ડેખવી એટલી વાટ જ માનવી. ટેમા વલી એવું બોલ્યા કે આ વૈકુંથ, ને બ્રહ્મા, વિશ્નુ ને સદાસિવ એ ટન્ને ડેવ પન ખોટા છે. એ ડેવટાવિસે જે કઈ લખેલું છે એ ટો સઘલી ગપો ગોથવી છે! પોઠીમાના વેગનની પેથેમ! આ વાટ ઠડી'ટી એતલામા આપનુ પઢાડવુ ઠયુ. હવે આપ જ જડા એ વાટનો ખુલાસો કડો.

**બ્રાહ્મણ**—( ૧ પુરુષને ) કેમ ભાઈ! તમે જ નજરે જોયેલી વાત માનનારા છો, ને બ્રહ્મા, વિષ્ણુ, શંકર નથી એવું તમે જ માનો છો?

**૧ પુરુષ**—બીજાઓ પણ કહે છે, ને તેમના ભરોસાથી અમે પણ માનીએ છીએ.

**બ્રાહ્મણ**—તમે નજરે જોએલી વાત માનવાનુ કહો છો તે બ્રહ્મા વિષ્ણુ શંકરનાં શાસ્ત્રમા કહેલાં સ્થાનમાં તમે જોઈ આવીને ના કહો છો કે અહિ બેઠા બેઠા અંધપરંપરાની પેડે જ એકબીજાનું

સાંભળીને કહો છો ? શાસ્ત્રમા કહેલાં સ્થાનમા તે તે વસ્તુ નથી એવુ ત્યાં જઈને જોઈ આવ્યા વિના કહેવુ, એ તમારા જ કહેવા પ્રમાણે મૂર્ખનુ કામ નથી શુ ? શુ તમે આ પૃથ્વીઉપર છે, તેને જ આખી સૃષ્ટિ માનો છો ? આ ભૂમંડળવિના બીજી કોઈ જગાએ લોકમર્યાદા નથી શુ ? આ પૃથ્વીઉપર જેવા પ્રાણિઓ છે, તેવા જ પ્રાણિઓ અને તેટલા જ સામર્થ્યના પ્રાણિઓ બીજા કોઈ સ્થાનમા હશે કે તેથી બળવાન્ કે નિર્બળ હશે કે કેમ, એ વિષે તમે જોઈ જાણીને કઈ કહી શકો છો ? આપણા લોકની સપૂર્ણ મર્યાદાપર્યંતમા શી શી વસ્તુઓ છે, તે તે સઘળી તમે જોઈ જાણો છો ? આપણા લોકથી નીચે તથા ઉપર કે અષ્ટ દિશામા અત વા અનતપર્યંત શુ શુ છે કે શુ શુ નથી તે તમે જાણો છો ? આપણે મનુષ્યાદિ પ્રાણિઓ આવા આકાર વગેરે વાળા ક્યાથી, કોના વડે, અને કેવી રીતે થયા છીએ એ વિષે કશુ ખાતરી ભરેલુ જોઈ જાણીને કહી શકો છો ? આ વિના હજી ઘણા પ્રશ્નો પૂછવાના છે, પણ પ્રથમ આનુ ઉત્તર આપો. જો એનુ ઉત્તર તમે બરાબર ખાતરી કરીને આપી શકતા નહિ હો તો પછી **વિષ્ણુ** નથી, **બ્રહ્મા** નથી, **શંકર** નથી, **વૈકુંઠ** નથી એવુ એવુ વગર જોયે બોલવુ કોઈ માનનાર નથી કોઈ પણ ડાહ્યા માણસથી 'અમુક વસ્તુ છે' એમ સિદ્ધ ન થાય, તો પણ નથી એમ સપ્રમાણ સિદ્ધ કર્યાવિના 'અમુક વસ્તુ નથી' એમ કદી કહેવાવાનુ નથી અને વગર પ્રમાણે કહેલી વાર્તાવિષે તો દેશેદેશ દાડી પીટવાથી પણ કોઈ માનવાનુ નથી ઘણા કાળથી માનવામા આવેલી એક વસ્તુ નથી એમ સાક્ષાત્ પ્રમાણવિના કહેવુ, એસમાન ગાડાઈ બીજી એકે પણ નથી. માટે જો 'છે,' ને 'નથી' એવુ સઘળી વાર્તાનુ સિદ્ધ સ્વરૂપ જાણતા હો તો બોલો, ને નહિ તો બીજુ ખગ દરતા સુધી મનાતુ આવે છે તે માનો.

**૧ પુરુષ**—જુઓ મહારાજ ! હુ કઈ આ જગતના પારને પામેલો નથી મે કઈ દિસાઓના મધ્ય કે અત જોયા નથી. તેમા સુ સુ છે ને સુ સુ નથી, એ કઈ જોયું નથી. આ બધુ સેમાથી ને કેવી રીતે થયુ, એ ખાતરીથી જાણ્યુ નથી. હુ તો તમજેવાની પાસે બેસુ ને તે વાત કહે તે સાભળીને કહુ છુ.

**બ્રાહ્મણ**—જુઓ ભાઈ ! અમારા જેવો તો કોઈ નિર્વિવાદ નિર્ણય કર્યાવિના ઘણા વિદ્વાનની સ્વીકારેલી વાર્તાને ખોટી કહે જ નહિ પણ કોઈ અમારા જેવા તથા પ્રાચીન માનનારા સઘળા વિદ્વાનો-કરતા કોઈ મોટો વિદ્વાન્ થયો હોય, ને તેણે લોકલોકાતરમાં

જઈને જોયું હોય, ને તે જો ખાતરીબંધ કહેતો હોય તો તે ભલે માનો, તેમા અમારે ના નથી. પણ જેને ખાતરી ના થાય તે ખરી મનાયેલી વાતને વગર પાયે ખોટી કેમ માને ?

**૧ પુરુષ**—ત્યારે તે કહેનારાઓ 'નથી,' એવું કહે છે ખરા, પણ બીજા લોકમા જઈને જોઈ આવ્યા હોય ને કહેતા હોય એમ તો અમને જણાતું નથી, તે તો બચારા આ પૃથ્વીઉપર જ બધે જઈ સકતા નથી, તો સમુદ્રમા તો બધે કયાથી જ નીચે ઉપર ફરી વળ્યા હોય ! ને આ લોકના પૃથ્વીપાણીમા જ તેમની સાચી ગતિ નથી તો તે બીજા લોકમા તો જઈ સકે જ સેના ? આમ છતા પણ તેઓ છાતી ઠોકીને કહેતા હસે કે ફલાણી વસ્તુ નથી એ તે સુ હસે ?

**બ્રાહ્મણ**—એ તો ભૂલ જ છે. એમા વધારે વિચારની જરૂર જ નથી.

**દાસ**—(૧ પુરુષને) જુવો મ્હેડબાન ! કે'ટા ટો ડિવાના, પન સુનટાબી ડિવાના ! આ જગટમા સુ ટે જ સઘલાડી ડાયા ઠઈ ગયા કે ફલાનુ છે, ને ફલાનુ નઠી કહે છે ? હું ટો હાકુ છ કે એવા ખાતા ગપાતા મારનાર ખાન ખાય છે એવા માનસોને પોટાની જ બડાબડ ખબ્બડ નહી ટો ટેને ડેવટાની ખબડ સેની હોય ? હમે જો માડુ કહ્યું માનો ટો એવા ભલા માનસને કહ્યે ચાલસો નહિ, સેથ માડા ! નહિ ટો વડનમાઠી નીકલી જસો, સમજ્યા કેની ?

**૧ પુરુષ**—પણ એડ ! એ લોકો સુ જોઈને કહેતા હસે કે ફલાણુ તો નથી ?

**દાસ**—અડે જુએ સુ ટૂલ ! બોલટા બોલટા બોલાઈ જાય. જીભમા કઈ હાદકું છે ? એમનુ ચાલે ટો એવા ભલા માનસો ટો એમ પણ કહે કે અમાડે ટો માએ નહી ને બાપે નહી, અમે ટો એમના એમ આકાસમા જ પેડા ઠયા છીએ ! પન સુ કડે, કોઈ માને નહિ ટાડે ઝખ માડીને કહે છે કે ફલાનો માડો બાપ છે, ને ફલાની માડી મા છે. એને ટો એટલુએ નજડે જોયુ નહી કે આજ માડા ખડા માબાપ છે. પન સુ કડે, લોક રૂઢિઠી માનવુ પદે છે. જો નહિ માને ટો એ એમની ટો કબખ્ટી ઠાય છે ! જો કહેસે કે અમાડા માબાપની અમને ખબડ નહી ટો લોકમા વડનસકડ ઠડ છે, ટેઠી હાડીને કહેવુ પડે છે.

**બ્રાહ્મણ**—જુઓ ભાઈ ! ભલા ભલી પૃથ્વી પડી છે. પણ સઘળા કઈ સર્વજ્ઞ નથી. તેથી સર્વજ્ઞસરખા પુરુષોએ કહેલી વાર્તાને પરંપરાથી ખરી માનતા આવે છે, તેને આજે કોઈ અલ્પજ્ઞ જીવ

કહે કે અમુક લોકમા અમુક વસ્તુ નથી, તો તે બીજા કેમ માને ? વળી આપણે સઘળા વ્યવહારમા પ્રત્યક્ષ પ્રમાણથી વ્યવહાર કરવા જઈએ તો ચાલે એમ જ નથી. આપણામા ઘણા વ્યવહાર અનુમાનથી જ ચાલે છે, અને તે વિશેષે કરીને ખરા જ હોય છે.

**દાસ**—(૧ પુરુષને) જો જો મ્હેડબાન ! હવે વલી બીજે કહિ આવી ગાથની ગપ્પો ગોથવસો નહિ, નહિ ટો બેવકુફ બનસો. આ ટો આપનુ ધડ છે, ને બોલ્યા ટેની ચ ટા નહી. કેમ મ્હાડાજ ! ખોતું કહુ છુ ? આવુ ટમાડુ બોલવુ સાભલસે ટો ટમાડા છોકરા જ મૂડખ ઠસે, ને આખડે ટમને થોકડે માડસે ! માતે ડેસ મૂકીએ પન વેસ ના મૂકીએ. ખડુ કે ખોતું બેમાહી એકે નક્કી ઠયા પાકી બોલવુ નહિ. આપને ના જાનીએ ટો કહીએ કે હસે બાવા, આ બદુ જગટ છે ટો ટે પન હસે. કેમ સેથ ! બોલ્યા નહિ ?

**૨ પુરુષ**—લો ચાલો સેડ ! એવી વાતોનો કઈ પાર છે ? આજે હજી ઉઠવુ નથી કે સુ ? રોજ તો ક્યારનાએ ઉઠી જાઓ છો ને !

**દાસ**—હા હા, આજ ધનુ અસુડ ઠયુ છે (બ્રાહ્મણને બે પૈસા દક્ષિણા આપી નમીને) પધાડજો મ્હાડાજ ! હુ પન હવે ઘેડ જાઉ છુ. (પરવારીને ઉતાવળા ઘેર જઈ વાળુ કરીને કથાનો સમય થવાથી મનોહરને ઘેર જાય છે.)

**વિઠ્ઠલજી**—(દાસને આવતા જોઈ) આવો દાસ ! આજે કાઇ સઉથી પાછળ પડ્યા ! કઇ ખરી કમાણી કરવામા રોકાયા હતા કે શુ ?

**દાસ**—ના ડે ભાઇસાહેબ ! માથા ભાગેગે એક ભલા માનસનો સગ ઠયો'ટો ટે આ નકામી માથાકુત કડીને ખડો લાભનો કાલ ખોયો. સુ કડીએ, નહિ ચાલટા કોઇ ડારો લગાડ કસુડ ઠાય છે. માફ કડજો, સડવેને માટ સાડુ ખોતી ઠવાનુ ઠયુ. (એમ બોલી પોતાને સ્થાને બેસે છે)

**મનોહર**—ના રે દાસ ! છેક એવુ કઈ મોડુ થયુ નથી. બરાબર સમયઉપર જ આવી પહોચ્યા છો. (વિઠ્ઠલજીને) બોલો વિઠ્ઠલજી ! કાલ ક્યાથી રહ્યુ છે ?

**વિઠ્ઠલજી**—પેલા ભૂભાસ્કરે મિષ્ટ વચનોવડે સ્ત્રીનો રોષ ઊતાર્યો, ને પછી તે પુત્રને લઈને ઘરના કામમા ચિત્ત નાખવા લાગી, ત્યાથી રહ્યુ છે. સરસ્વતિ છોકરીને લક્ષ્મી માતાએ કહ્યુ કે આ આણે આવેલા મનુષ્યને પાચ રાત્ર રાખશુ, ત્યા સુધીમા આ વાર્તા હુ તને પૂરેપૂરી સંભળાવીશ, અને તેટલામા બીજુ પણ કહેવા યોગ્ય

હશે તે કહીશ. પછી તું પ્રસન્ન થઈને સાસરે જજે.

**મનોહર**—( જય જય **શ્રીસદ્**ગુરુદેવ બોલીને ) પછી બીજા દિવસથી વળી તે ભૂભાસ્કર અને કૌશિકી ધીરે ધીરે એકબીજાસાથે હસતાં બોલતાં પોતપોતાનો વ્યવહાર કરતાં આનંદથી રહેવા લાગ્યાં. કોઈ કોઈ વેળા ક્લેશ વધવાસરખો પ્રસંગ ભૂભાસ્કરના સમજવામા આવે કે તરત તે બીજા વ્યવહારમા પ્રવેશ કરીને સમયને ટાળી દેતો. એમ કરતા ઘણા દિવસ વચમા ગયા, ત્યારે કોઈ સ્થળે એક બ્રાહ્મણે મહારુદ્ર કરવાનો આરંભ કર્યો. તેમાં એ સૂર્યદેહાના તટના સમીપના સઘળા વિદ્વાન્ બ્રાહ્મણોને નિમંત્રણ કર્યા હતા. તે યજ્ઞમાં આ ભૂભાસ્કરને પણ તેડુ હતું, તેથી ભૂભાસ્કરે પણ ત્યા જવાનો નિશ્ચય કર્યો. ભૂભાસ્કરનો જવાનો એક દિવસ આડો રહ્યો ત્યારે કૌશિકીને તેણે કહ્યું કે મારે કાલે યજ્ઞમા તેડુ છે, તેથી આ સર્વ વિદ્વાન્ બ્રાહ્મણો જશે તેમની જોડે જવુ પડશે. માટે જો તારી ઇચ્છા હોય તો મારા પાછા આવવાના સમયસુધી તુ તારા પિતાને ત્યા આ પુત્રને લઈને રહેજે, અને જો તને તે પ્રમાણે કરવુ ઠીક ન જણાય તો પુત્રને સંભાળતી આ આપણા આશ્રમમા જ રહેજે. આ આજુબાજુના સઘળા વૃદ્ધ પુરુષો તથા સઘળી સ્ત્રિયો પોતપોતાના આશ્રમમા જ રહેનાર છે, માટે તને જેમ યોગ્ય જણાય તેમ કરજે.

કૌશિકી કહે છે, હાલ તો હું આ સ્થલે જ રહેવાની ઇચ્છા રાખુ છુ અને બે રાત્રિ રહ્યા પછી જો મને અત્ર ઠીક નહિ લાગશે તો પછી મારા માતપિતાને મળવાનિમિત્તે સારો સંગાથ જોઈને જઈશ, અને સઘળા બ્રાહ્મણોના પાછા ફરવાથી, પાછા આવવાનો સમય જાણીશ, એટલે પાછી આવીશ. પુત્રની સંભાળ તો પરમેશ્વર રાખનાર છે, તોપણ મારે કરવાયોગ્ય એની સંભાળ હુ કરીશ.

આ પ્રકારે વાર્તા થયાપછી બીજે દિવસે જ્યારે સર્વ બ્રાહ્મણોએ જવાની તૈયારી કરી ત્યારે ભૂભાસ્કર પણ પોતાના પૂજાનાં સાહિત્ય, દોરી, લોટો, ઉપયોગની પોથી, તથા પંચિયા અબોટીયુ વગેરે અગત્યપૂરતો સમાન બાંધી તૈયાર થયો. જવાનો સમય નજીક આવ્યો ત્યારે પુત્રને પ્રીતિથી હૃદયસાથે દાબીને મસ્તકે હાથ મૂકીને પ્રિય વચન કહેવા લાગ્યો, 'હે પુત્ર ! તું તારી માતાની પાસે પ્રસન્ન થઈને રહેજે હો. હું આજે ગામ જાઉં છુ.' પુત્રે કોઈ દિવસ કોઈ પણ ગ્રામાંતરે જવાનો પ્રસંગ નહિ આવેલો હોવાથી વિયોગ થવાવિષે ન સમજાયાથી 'વારુ' એમ કહ્યું. કૌશિકી પણ પરણીને આવ્યા પછી ઘણું કરીને નિરંતર પતિસમીપ જ રહેલી, તેથી તેને પણ સારી

સમજણુપછી વિયોગ સહન કરવાનો આ પહેલો જ પ્રસગ હતો, તોપણુ વ્યવહારના નિયમપ્રમાણે તેણે લગાર ખેદનો અનુભવ પોતાના અ તરમા કર્યો. પણુ આશ્રમીઓને ધનાદિ પદાર્થ મેળવવા પ્રસ ગોપાત્ત પ્રદેશ જવું જ પડે છે એ જાણી સમાધાન રાખી પુત્રને મુખે બોલાવ્યુ કે ' વહેલા પાછા આવજો. ' આ પ્રમાણે થયુ કે તરત જ સઘળા બ્રાહ્મણોને બહાર નીકળી માર્ગે ચાલવા માડતા જોયા, એટલે ભૂભાસ્કર પણુ પોતાના ઇષ્ટદેવનું સ્મરણુ કરીને તેમને મનથી નમસ્કાર કરતો પોતાની કમર બાધી પોટલી લેઈ ચાલતો થયો. ભૂભાસ્કરના ગયા પછી ઘરમા કૌશિકી પુત્રને રમતે વળગાડી પોતાનુ રોજનુ કામ કરી પરવારી. પછી સાજ પડવાનો સમય થવા આવ્યો ત્યારે તેને રોજના બેસવાના સ્થાનમા પોતાના પતિવિના ઉજડજેવુ લાગવા માડ્યુ. પુત્રને પણુ પોતાના પિતાના વિના ઓશિયાળાસરખા મુખને જોવા લાગી, તેથી તેના મનમા વિયોગ, દુ ખનો આપનાર છે એવો ભાસ થવા લાગ્યો એમ કરતા રાત્રિ પડી ત્યારે પતિની વસતિવિના ઉજડસરખા ઘરમા ભયસરખુ લાગવા માડ્યુ, પુત્રને પણુ તેના પિતાવિના બેચેનસરખો જોવા લાગી, જેમ જેમ રાત્રિ જવા લાગી, તેમ તેમ એક બાજુએ નદીના વિસ્તારવાળા તટને તથા નદીના ગભીર પટને તથા નદીના વિશાળ ઉત્તર તટને જોઈને ઘણે દૂર સુધી દૃષ્ટિ નાખતા પણુ મનુષ્યના સચારને ન દેખવાથી મનને ભયાતુર થતું જોયુ. તેમજ જ બીજી બાજુએ નાનામોટા વૃક્ષોવડે દૂરપર્યત સ્પષ્ટ દિશાનુ ભાન ન થવાથી ભયભર્યુ દેખાવા લાગ્યુ બીજા ઋષિઓના આશ્રમોમા પણુ વસતિ ઓછી થવાથી શાતજેવુ જણાતું, તેથી તે સ્ત્રીને ઉત્તરોત્તર ચિત્તમા અપ્રસન્નતા તથા શૂન્યપણુ ભાસવા લાગ્યુ. રાત્રિએ પુત્રને લઈ આશ્રમના દ્વાર બધ કરીને સૂતી તોપણુ તેને આગલી રાત્રિઓની પેઠે નિર્ભયપણે નિદ્રા ન આવી, જેથી ક્ષણે નિદ્રા આવવા લાગે, વળી ક્ષણે જાગ્રત્ થાય એમ કરતા વિકળપણે આખી રાત્રિ કાઢી બીજે દિવસે પણુ જ્યારે તેને પતિવિના આશ્રમમા અણુગમો થવા લાગ્યો તથા પુત્રને પણુ તેના પિતાવિના વિકળ થતો જોયો, ત્યારે તે પોતાના મનમા આ પ્રકારના વિચારને કરવા લાગી.

કૌશિકી વિચાર કરે છે, અહો ! આ સસારમા ઈશ્વરે જ જો પ્રાણિપદાર્થને નિર્માણુ કર્યા હોય તો તે અથવા જેનાથી આ પ્રાણિપદાર્થના પ્રવાહરૂપ સસાર થયો હોય તે જગત્‌ના પતિએ અકળ લીલા કરીને સ્ત્રીપુરુષનુ જોડુ નિર્માણુ કર્યુ છે, એમા કાઈ શકા નથી.

સ્ત્રીજાતિને ક્યાંય પણ પુરુષવિના સુખની ઘડી નથી જ; તેમ જ પુરુષને પણ સ્ત્રીવિના હોવું જ ઘટે છે. પણ હું પુરુષ ન હોવાથી મને એ વાતનો અનુભવ નથી. માટે તેમના મનવિષે મારાથી ખાત્રી કરીને કંઈ કહી શકાતું નથી. પણ સ્ત્રીને તો પતિવિના આ સંસારમાં સુખ નથી જ, એ ખાત્રીથી મને જણાય છે. સ્ત્રીજાતિને જો પોતાના ધર્મ-ની કે કુળમર્યાદાની અગત્ય છે તો તો તેને પતિવિના આખુ જગત્ સ્મશાનભૂમિસમાન જ દેખાવુ યોગ્ય છે. સ્ત્રીયે પોતાને જોઈતા સઘળા પદાર્થો પતિપાસે જ ખરો હક કરીને મગાય છે. પોતાના ગુપ્ત એટલે અંતરમાં રહેલાં સુખદુઃખની વાર્તા પણ પતિવિના અન્યના આગળ થઈ શકતી નથી. દીવાવિનાના ઘરમાં મૂકાયલા રમણીય પદાર્થ જેમ દૃષ્ટિના વિષયરૂપ થઈ શોભતા નથી, તેમ પતિવિનાના ગૃહમા રમણીય સ્ત્રી પણ શોભતી નથી. જેમ પુત્રવિનાનો ગૃહસ્થા-શ્રમ નીરસ દેખાય છે, તેમ પતિવિનાની સ્ત્રી પણ નીરસ દેખાય છે. જેમ ચંદ્રવિનાની કૃષ્ણપક્ષની રાત્રિ શોભતી નથી, તેમ પતિવિનાની સ્ત્રી પણ આ જગત્મા શોભતી નથી. જેમ વર્ષાઋતુમા મેઘવિના કેવલ સૂર્યના તાપથી જ તપ્યા કરતી પૃથ્વી શોભાવાળી જણાતી નથી, તેમ જ આ સંસારમાં પતિવિના સ્ત્રીજાતિ શોકાગ્નિમા તપતી શોભાને પ્રાપ્ત થતી નથી. જેમ માતાપિતાવિનાના બાળકો બીજાવડે રક્ષણ કરાતા છતા પણ નિધણિયાતાસરખા જણાતા દયાપાત્ર ગણાય છે, તેમ જ પતિવિનાની સ્ત્રી પણ આ જગત્માં અન્ય માતાપિતા, બંધુ, સંબંધીઆદિથી રક્ષણ કરાતી છતા પણ દયામણી જેવી જ જણાવી યોગ્ય છે. જેમ વાદળાંમા ઢંકાયલો સૂર્ય તેજવિનાનો દેખાય છે, તેમ સ્ત્રી પણ પતિના વિયોગરૂપ વાદળાથી ઢંકાયલી તેજવિનાની જ દેખાય છે. જેમ રાજ્યસત્તાથી ભ્રષ્ટ થયેલો કેવળ અન્નવસ્ત્રનો જ અધિકારી રાજા પોતાના સઘળા મનોરથોને પૂર્ણ કરી શકતો નથી અને દીન થઈ રહે છે, તેમ જ પતિવિનાની સ્ત્રી પણ પોતાના મનો-રથોને પૂર્ણ કરવાને અસમર્થ થયેલી દીનજેવી જ થઈ જાય છે. આ વગેરે પતિવિનાની અથવા પતિના વિયોગવાળી સ્ત્રીની દુર્દશાવિષે અનેક પ્રકારના વિચારને કરતી કૌશિકી ઘરમા તથા બહાર સુખને ન જોતી પોતાના પુત્રને પ્રીતિવડે રમાડતી ઘરમા બેઠી. પણ તે પુત્ર તથા રમત પણ તેને રસવાળાં જણાયાં નહિ. ત્યારે પોતાના માત-પિતાને ત્યા થોડા દિવસ જવાનો નિશ્ચય કરી, બીજા બ્રાહ્મણોની સ્ત્રીને ઘર સોંપીને, પુત્રને લઈને કોઈ કુલીન સ્ત્રીના સંગાથને જોઈ તેની સાથે પિતાને ઘેર આવી. ત્યાં માતાપિતા, સંબંધી વગેરેના સ્નેહવડે

તત્કાળ તો પતિના વિયોગવડે થતા વિકળપણાને વિસ્મરણ કરવા લાગી. પુત્ર પણ, બીજા બ્રાહ્મણોના તેમ જ પોતાના સંબંધીઓનાં બાળકભેળો રમવા લાગ્યો, તેથી પોતાના આશ્રમકરતાં આ સ્થળે કૌશિકીને આનંદ જણાવા લાગ્યો. એમ કરતાં પેલા બ્રાહ્મણના યજ્ઞની સમાપ્તિ થવાથી બ્રાહ્મણો પોતપોતાના આશ્રમે આવવા લાગ્યા, પણ ભૂભાસ્કરના પાછા ફરવાવિષેના કશા સમાચાર નહિ મળવાથી પોતાનો પતિ હજી કેમ આવ્યો નહિ એ કાળજી તે કૌશિકીના ચિત્તમાં થવા લાગી.

યજ્ઞની સમાપ્તિ થયાથી સઘળા બ્રાહ્મણો પોતપોતાના આશ્રમે ફરી વળવા લાગ્યા, ત્યારે ભૂભાસ્કર પોતાના મનમાં આ પ્રકારનો વિચાર કરવા લાગ્યો.

ભૂભાસ્કર વિચાર કરે છે, આ સંસારમા 'પૃથ્વીનો છેડો ઘર છે' એમ લોકોમાં મનાયુ છે, તેમ જ પોતાના ઘરવિના કોઈને ક્યાંય સુખ થવાનુ નથી એવા વિચાર પણ ઘણે સ્થળે મે સાંભળ્યા છે; તો પણ મારે આ બ્રાહ્મણોની પેઠે હવે તરત જ મારે માની લીધેલે ઘેર જવું કે કોઈ બીજે સ્થળે જવુ એ વિચાર કરવાનો છે.

આ સઘળા બ્રાહ્મણો પોતાના માનેલા ગૃહપ્રતિ જાય છે, તેમ જગત્‌ની નીતિપ્રમાણે તો મારે પણ ઘેર જ જવુ જોઈએ. કારણ કે મેં જે સ્ત્રીનો પાણિગ્રહણ કરીને તેને રુડે પ્રકારે પાલન કરવાના સંકલ્પપૂર્વક અર્ધાંગના કરી છે, તેને સંતાપમા છોડી અન્ય સ્થળે જવાથી મોટો અધર્મ થાય છે. આ સઘળા બ્રાહ્મણો પણ ધર્મને વશ થઈને જ પોતાના ક્લેશ આપનાર ગૃહસ્થાશ્રમને પણ પ્રીતિવડે સેવે છે. મારી ગૃહિણી નિરંતર ક્લેશનાં કારણોને ઉપજાવે છે ખરી, પણ ખરું જોતાં બીજા કેટલાક બ્રાહ્મણની સ્ત્રિયો જેવી છેક નિંદવા યોગ્ય નથી. એને પોતાની સમજણનું મિથ્યા અભિમાન વધારે છે, તથા મારા આશ્રમમાં આવ્યા પછી એણે કદાચિત્ પણ દુઃખનું મુખ જોયુ નથી. તેથી એને સુખનો મદ વધવાથી પોતાના મનથી વધારે સ્વતંત્રતાવાળી થતી ગઈ છે. મારાં માતાપિતા કે બંધુ, ભગિની આદિ કોઈ મારા આશ્રમસ્થાનમા નહિ હોવાથી એને બીજાનાં મન સંભાળવાની કોઈ દિવસ ટેવ પડી નથી, તેમ જ વ્યવહારમા બીજાના મન ન સંભાળવાથી શી હાનિ થાય છે, ને અન્યનાં મન સંભાળીને ચાલવાથી શો લાભ થાય છે, તેનો એને અનુભવ થયો નથી. તેમ જ મેં એને પ્રથમથી જ પ્રસન્ન રાખી એની ઇચ્છાપ્રમાણે વર્તવા દઈ, એના મનોદયપ્રમાણે સુખ આપ્યુ છે. તેથી એને કોઈ દિવસ પણ મનના દુર્નિવાર વેગને રોકવાનો પ્રસંગ આવ્યો નથી. આ વગેરે

કારણોથી એનામાં દોષોનો કંઈક સંચાર જણાય છે. વળી એની હજી પ્રથમાવસ્થા હોવાથી બાળકબુદ્ધિમાં જ ગણના કરવી પડે છે. તેથી બાળકબુદ્ધિના પ્રમાણમાં એનો સ્વભાવ જોઈએ તો આજે વધારે દોષવાળો ગણાય નહિ; તોપણ એને સદ્દગુણી કરવાનો તથા દુર્ગુણ ત્યજાવવાનો મારો ધર્મ છે, તેથી એને સુધારવાના ઘટતા ઉપાય કરવાની મારે અગત્ય છે. ઘરમાં સમીપ રહીને એને સુધારવાના મેં ઘણા ઉપાય કર્યા, પણ તે સઘળા આજપર્યંત તો વ્યર્થ ગયા સરખા જણાય છે. માટે હવે બીજા ઉપાયથી પણ એને સુધારવા યત્ન કરી જોવો જોઈએ બીજો ઉપાય તે આ જ છે કે થોડા દિવસ મારે ઘેર ન જવું. અને કોઈ પ્રદેશમાં ઇષ્ટસ્મરણ કરી રહેવું, અને જ્યારે એના દોષોનો નાશ થવાનો સંધિ જણાય ત્યારે પુન: આશ્રમમાં જવું. શાસ્ત્રમર્યાદાપ્રમાણે સ્ત્રીની આજ્ઞાવિના તથા તીવ્ર વિરાગવિના કે બોત્તેર વર્ષનું વય થયાવિના સંન્યાસ ગ્રહણ કરવાનો તો પુરુષને અધિકાર નથી. તે છતાં હજી મારું વય થોડું છે. મને સમગ્ર લોકના વિભવમાં તીવ્ર વિરાગ એટલે દૃઢ અસ્પૃહા થઈ નથી. તેમ જ એમ કરવામાં સ્ત્રીની પરવાનગી મેળવી નથી. માટે સંન્યાસનો તો હાલ મારે સ્વપ્નમાં પણ વિચાર કરવાનો અધિકાર નથી. જેથી હાલ થોડો કાળ આ આજુબાજુના પ્રદેશમાં સત્કર્મ કરતાં ગાળવો, એ જ સુગમ ઉપાય છે. હવે માત્ર મારે મુખ્ય વિચાર કરવાનો એ છે કે પુસ્તક, લેખિની, સ્ત્રી વગેરે પદાર્થ બીજાના હસ્તગત થવાથી બગડે છે. વળી રાજા, સ્ત્રી, વેલ વગેરેનો એવો સ્વભાવ હોય છે કે પોતાના સમીપમાં વસનારની યોગ્યતા અયોગ્યતાનો વિચાર કર્યા વિના તેને અધીન થાય છે, અથવા સંબંધ કરે છે. આ વગેરે લોકવાર્તા છે માટે મારા દૂર રહેવાથી સ્ત્રીની પાપમતિ થવાનો સંભવ છે કે નહિ, એ વિષે વિચાર કરતા પણ સ્પષ્ટ જણાય છે કે એ સ્ત્રી ઉત્તમ કુળમાં ગણાતાં, સ્વધર્મમા પ્રીતિવાળાં સદાચરણી માતાપિતાની પુત્રી છે. એનો અંતરથી જણાતો સ્વભાવ મૂળથી રાંક છે. પારકે ઘેર વિના કારણ પગ ના મૂકવાના સ્વભાવવાળી છે. પુરુષોવડે રોકાયેલાં સ્થાન વા માર્ગપ્રતિ કદાચિત્ પણ જવા હિંમત ધરતી નથી. પોતાને મળેલાં વસ્ત્ર તથા અલંકારથી સંતોષ માને છે. બીજાના સારા પદાર્થો દેખીને પણ તેવા પદાર્થો મેળવવાની ઇચ્છા જણાવતી નથી. પોતાના સંબંધના પુરુષથી પણ લજ્જારહિતપણે સંમુખ જોઈ નિકટ ઉભા રહીને વાત કરવાની એને કોઈ દિવસ ટેવ નથી. દુરાચરણી સ્ત્રિયોની નિંદા તથા સદાચરણી સ્ત્રિયોની સ્તુતિ કરવાનો સુસ્વભાવ એનામાં સમજણ

આવવાના સમયથી જ જણાય છે. બીજી સ્રિયોના સમુદાયમાં બેશીને વ્યવહારની કે પરપુરુષની સ્તુતિ વા નિંદા કરવાની વાર્તાને ઉચ્ચરવાનો એને અભ્યાસ નથી. પ્રસંગ આવ્યા છતાં પણ મારા સમીપ અન્ય પુરુષના વ્યવહારના ઉત્કૃષ્ટનિકૃષ્ટપણા સંબંધી કોઈ દિવસ કંઈ બોલી નથી નાના સુશોભિત પદાર્થના લોભવાળી પણ નથી. ખાનપાનમાં પણ સુસ્વાદવાળા પદાર્થોમાં મોહ રાખનારી જણાઈ નથી. આ વગેરે અનેક પ્રકારની ગુણવાળી છતાં માત્ર મારા સાથે જ યોગ્ય વિચાર કર્યાવિના ક્લેશના કારણરૂપ વિવાદને વારવાર કરે છે, પણ તેટલા જ દોષથી એનાં આચરણસબધે કદાચિત્ પણ શંકા આણવા સરખુ નથી. વળી મારા સાંભળવા પ્રમાણે એ પુત્રને લેઈને પોતાના માતા પિતાસમીપ ગઈ છે. તો એના માતાપિતા અત્યત ધર્માચરણી હોવાથી એના સંબધમા મારે કિચિત્ પણ કાળજી કરવા સરખો અવસર નથી. તેમ જ એના પિતાને ક્ષેત્રવગેરેની સારી ઉપજીવિકા છે, તેથી એના નિર્વાહના સબંધમાં પણ થોડા સમય માટે મારે ચિંતા કરવાની નથી.

મને આ ક્ષણે પણ એમ અનુમાન થયાવિના રહેતું નથી કે મારા વિયોગથી એ સ્રીને ઘણો ક્લેશ થયાવિના રહેશે નહિ. પુત્રને પણ મારા વિના કષ્ટ થશે, તોપણ બાળક છે એટલે તે બીજા બાળકોથી રમતા મારુ વિસ્મરણ કરી આનદમા રહેશે. સ્રીને થોડા દિવસ ક્લેશ થશે, તોપણ તે થોડો ક્લેશ ઈશ્વરની ઇચ્છાથી આખા જન્મના ક્લેશનો ટાળનાર થઈ પડશે. માટે હાલ તો મારે કઠિન મન કરીને કોઈ સત્કર્મનો આરભ કરી આ સમીપના કોઈ સ્થાનમાં જ ટકી જવું વધારે યોગ્ય છે.

વળી આ સસારમા પ્રાણિપદાર્થમાત્ર સ્થિર નથી. આખુ જગત્ કાળના મુખમા જ પડેલુ છે. અનિશ્ચિત જીવન હોવાથી કોઈ પણ વ્યવહારદશામા જ નિમગ્ન રહેલો પુરુષ પોતાને ક્યા લગી જીવવુ છે એ પણ જાણી શકતો નથી. આ દેખાતો સઘળો સસાર જે ભોગવનાર (ભોક્તા) અને ભોગવવાની વસ્તુઓ (ભોગ)થી ભરેલો છે તેમા ભોગ તથા ભોક્તાનો સબધ સદા ટકતો નથી, એ સિદ્ધ વાર્તા છે. આમ હોવાથી ઘણા પુરુષો જે રાત્રિદિવસ પોતાના સ્રી, પુત્ર તથા ધનની કાળજી રાખીને તેમનાથી દૂર ન જતાં નિરંતર સમીપ જ રહે છે, તેમનાં સ્રી, પુત્ર, ધનનો અથવા તો તે પુરુષનો જ કાળવડે નાશ થઈ જાય છે. તો ભોગ જાય છે, ને ભોક્તા રહે છે, અથવા ભોક્તા જાય છે અને ભોગ રહે છે. બેમાથી એકના ન

હોવાથી બીજાનો તત્કાળ નાશ થતો સર્વત્ર અનુભવાતો નથી. તેથી પદાર્થમાત્ર પોતાના અંતમાં બીજાના અંતને અવસ્ય કરે છે એવો નિયમ સંભવતો નથી. માટે આ ક્ષણે 'મારા વિના મારી સ્ત્રી તથા પુત્ર કેમ રહેશે કે કેમ જીવશે?' એવી મિથ્યા કલ્પના કરવી પણ અને ઘટતી નથી. સર્વનું રક્ષણ કરનાર જે સત્તા છે, તે જ એમનુ રક્ષણ કરશે. ઘણા પુરુષો ધનાદિ પદાર્થને પ્રાપ્ત કરવા મોટા વ્યાપારના નિમિત્તે, આપણાં ઘર, સ્ત્રી, પુત્ર, વગેરેને છોડીને ઘણા કાળપર્યંત પ્રદેશમા રહે છે. તો આ બ્રાહ્મણવર્ણમાં ઉત્પન્ન થયેલો હુ જેને અંતમા મોક્ષરૂપ ફળ મેળવવા માટે તથા આ લોક પરલોકમા ઇષ્ટની પ્રાપ્તિઅર્થે કેવળ ઈશ્વરઆરાધન કરવાનો જ મુખ્ય વ્યાપાર છે, તેણે થોડો કાળ પોતાના મિથ્યા માની લીધેલા ઘરનો વિયોગ વેઠવો, એ કંઈ અનુચિત ગણાતું નથી. માટે જેની વર્ણાશ્રમધર્મથી મારે કાળજી કરવી ઉચિત છે, એવા એ સ્ત્રીપુત્રને આ સમયે ઇષ્ટની સંભાળમા સોપીને તે સર્વનુ પણ જેમા હિત રહ્યું છે, એવુ સત્કર્મ કરવું એ જ શ્રેષ્ઠ છે.

વળી પૃથ્વીનો છેડો ઘર છે, અને ઘેર ગયા વિના કોઈને સુખ નથી, એ વાર્તા ખરી રીતે વિચાર કરતાં સાચી છે. પૃથ્વી શબ્દથી આ સંપૂર્ણ પ્રાણિપદાર્થની સ્થિતિનું સ્થાન આ આખું બ્રહ્માડ લેવુ ઘટે છે, અને તેનો છેડો ઘર એટલે આ આખા બ્રહ્માડનુ અવધિસ્થાન જે પરમાત્મા તે છે, અર્થાત્ આખા બ્રહ્માડરૂપ પૃથ્વીનો છેડો પરમાત્મારૂપ ઘર છે, અને તે જ ખરુ જોતા પ્રાણિપદાર્થ માત્રની ઉત્પત્તિનુ સ્થાન છે, તેથી તે પરમાત્માસ્વરૂપ જ આ સંપૂર્ણ પ્રાણિપદાર્થનું પોતાનું ઘર છે. અને પોતાને ઘેર ગયા વિના કોઈને સુખ થતું નથી, એ પણ સાચું છે. કારણ કે પરમાત્માસ્વરૂપ જે સર્વનુ મૂળ ઘર છે, ત્યાં ગયાવિના કોઈને સુખ નથી. કેવળ સુખસ્વરૂપ તો માત્ર પરમેશ્વર જ છે, તેથી પરમેશ્વરને પામવું એ જ સુખ છે, એમાં સંદેહ નથી. આથી એમ નિશ્ચય થાય છે કે સર્વને પરમેશ્વરના પદને પામવારૂપ ઘેર જવું અગત્યનુ છે. આ જગત્માં કાષ્ઠમાટીના બાંધેલા તથા પોતાના માનેલાં ઘરથી જો સુખ થતું હોય તો પોતાના ઘરમા રહેનાર સર્વ માણુસો સુખી હોવાં જોઈએ, પણ લોકતરફ જોતા તેમ જણાતું નથી. પ્રત્યેક ઘરમાં કોઈ કોઈ જાતનું દુઃખ તો રોજનુ જ હોય છે. માટે આ મિથ્યા માનેલાં ઘર જે ખરું જોતાં સુખના સ્થાનરૂપ નથી, પણ કારાગૃહરૂપ જ છે, તેમાં સુખની ઇચ્છાવાળાએ યત્નવડે શા માટે વસવા જવું જોઈએ? હુ ઘણા દિવસથી ગૃહના

તાપથી તપેલો છું, તે હમણાં તો કોઈ તે તાપને ટાળનાર શાંતિન સ્થાનમાં જાઉં તો સારું. વળી એક પક્ષે જોતાં તો આ શરીર ० ઘર છે અને એમાંથી આ વૃત્તિઓરૂપે જે બહાર ભટકવું છે, એ ० દુઃખનું આપનાર છે, અને એ વૃત્તિઓના બહાર ભટકવારૂપ અભિમાનીની ગતિને રોકીને જે આ અભિમાની જીવાત્માનુ પોતાના શરીર-રૂપ ઘરમાં જ ક્રિયારહિત થઈને રહેવું એ જ સુખરૂપ ગણાવુ યોગ્ય છે. કારણ કે અક્રિય અવસ્થાને પામેલો વૃત્તિને નિર્મૂળ કરનાર અભિમાની પરમેશ્વરના સઘળે વ્યાપેલા સ્વરૂપમા જ શમી જાય છે. માટે આ આપણા શરીરરૂપ ઘરમા જ ભરાઈ બેસવાથી સુખ મળે એમ છે, તો ખાસ પ્રયોજનવિના આ ક્ષણે જ મારે પાછા સતાપના આપનાર ગૃહના માર્ગને શામાટે ઝાલવો જોઈએ ? નહિ જ ઝાલવો જોઈએ.

આ પ્રકારના વિચાર કરીને તે ભૂભાસ્કર ત્યા જ સમીપના ક્ષેત્રમાં એક શિવાલયની નિરુપાધિ પાંથશાળા જોઈને તેમાંજ મુકામ કરી, સૂર્યદેહાના તટઉપર, ગૃહસ્થાશ્રમીને ઘટે એવી ઉપાસના વિચારી ગાયત્રીના પુરશ્ચરણનો આરભ કરીને બેઠો.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી સરસ્વતિ ! પછી પેલી કૌશિકી તો પોતાના પતિની આવવાની વાટ જોતી, પોતાના પુત્રસહિત પિતાને ઘેર રહેતી સતાપને અનુભવવા લાગી. એક તો પોતાનો પતિ હજી કેમ ન આવ્યો, ક્યા હશે, અને હવે તે મને ક્યારે અને શી રીતે મળશે, અને તેના વિના આ દુઃખના દિવસો હુ ક્યા સુધી વેઠીશ, એ વગેરે પોતાના મનમા થતા વિચારોથી સતાપને અનુભવવા લાગી. અને બીજુ તો લોકોમા ધીરે ધીરે એવી ચર્ચા ચાલવા માંડી કે આ કૌશિકીએ બિચારા ભૂભાસ્કરજેવા ભલા બ્રાહ્મણને ઘરમા રોજ ઘણો સતાપ આપ્યો, તે દુ.ખથી એ બિચારો ક્યાંય જતો રહ્યો ! આ વાર્તા કાનેકાન ચાલતી, કૌશિકીના તથા તેના માતાપિતા વગેરે સબધીઓના કાનઉપર આવી, તેથી તેઓએ તે કૌશિકીને તેના દુષ્ટ સ્વભાવના સબધમાં ઘણો ઠપકો આપવા માડ્યો. બીજા બ્રાહ્મણો તથા સ્ત્રિયોમાં જ્યા ત્યાં કૌશિકીની નિદા તથા ભૂભાસ્કરની ભલાઈની ચર્ચા થવા લાગી. આ નિમિત્તથી કૌશિકીને પોતાના પિતાના ઘરમા પણ દશદિશમાં સળગેલા દાવાનલની મધ્યે પડેલા જીવની પેઠે ભારે બળવા થવા લાગી. ઉંચું મુખ કરી કોઇને પણ ઉત્તર દેવાનો માર્ગ રહ્યો નહિ. જ્યા ત્યાં ઘરમાં પણ અપમાનને પામવા લાગી.

આ પ્રકારે લોકાપવાદથી તથા પોતાના સુખના નાશથી તે રા-

ત્રિદિવસ સૂકાવા લાગી. તેનું શરીર નિસ્તેજ તથા દુબળું પડી ગયું. ખાવાપીવા સૂવા વગેરે કોઈ પણ વ્યવહારમાં તેને સુખ જણાવા લાગ્યું નહિ. સઘળે દુઃખ દુઃખ જ દેખાવા લાગ્યું. આમ થવાથી તે વારંવાર એકાંતમાં બેશીને પોતાનો પ્રાણ કાઢવા સંબંધે વિચાર કરતી, પણ આત્મહત્યા કરનારના અનેક જન્મ તેવા ને તેવા જ દુઃખમાં જાય છે, એ વાર્તાને જાણનારી તે આત્મઘાત કરી મરવાના કામથી પાછી હઠતી. નિરંતર સંતાપને જ અનુભવતી તે વારવાર પોતાના મનસાથે આ પ્રકારના વિચાર તથા નિશ્ચયને કરતી કે અરેરે ! મેં પાપિણીએ મારા નિર્મળ અંતઃકરણના અને મારામાં પ્રીતિવાળા ભલા પતિને વારંવાર મારા દુષ્ટ સ્વભાવને વશ થઈને ઘણું દુઃખ દીધુ છે. મારા અવગુણને નહિ ગણનાર, તથા મારાથી રોજ કરાતા અપરાધોની મને તત્કાળ ક્ષમા આપનાર પ્રસન્ન ચિત્તવાળા મારા પતિને મે વિનાકારણ વજ્રજેવા ઘણાં વચનો કહ્યા છે, પણ શુ તે વચનને સભારીને તે પોતાના મારા ઉપરના દયાના સ્વભાવને છોડી દેશે ? અરે ! જેણે વારવાર પોતાનો અપરાધ નહિ છતા પણ મારા દુરાગ્રહી સ્વભાવને જાણીને મારો અપરાધ પોતાને માથે ખેચી લઈને મને મીઠાં વચનોથી સમાધાનમાં રાખી છે, તે મારો ગુણવાન્ પતિ મને ફરી નહિ દર્શન આપશે કે શુ ? હે ભગવન્ ! તમે સર્વના હૃદયમા રહેનાર છો. તો મારા પતિના હૃદયમા મારી દયા ઉપજાવીને મારા પ્રતિ મોકલો. હવે હું કદાચિત્ પણ એમને સતાપ આપનાર નથી. આ જગત્માં, હે પરમેશ્વર ! તમારી માયાથી જ જીવોના મનમાં એવો સ્વભાવ બધાયો છે કે જે વસ્તુ નિત્યની નિત્ય પાસે રહે તેમા અખડ સ્નેહબુદ્ધિ સદા કાળ રહેતી નથી, અને દૂર રહેલા પદાર્થની નિરંતર ઇચ્છા રહ્યા કરે છે. પાસે રહેલા પદાર્થઉપરનો સ્નેહ પ્રબળ રહેતો નથી, અને દૂર ગયા પછી તે જ પદાર્થનો સ્નેહ પ્રબળ પીડા કરે છે. પાસે નિરંતર રહેનાર પ્રાણિપદાર્થમા વારંવાર ખરા અથવા મિથ્યા દોષોનું ભાન થાય છે, અને દૂર ગયેલા તે જ પ્રાણિપદાર્થના ગુણનુ વારંવાર સ્મરણ થયા કરે છે. આવા માયાવડે પ્રકટ થયેલા અનેક વિચિત્ર સ્વભાવને વશ વર્તીને મેં મારા સુજ્ઞ પતિને ઘણી વાર વિનાકારણ ક્લેશ આપ્યો છે. તે મારા સમીપ હતા ત્યારે મને મારા દોષમાં ગુણનું મિથ્યા ભાન થતું, અને તેમના ગુણમા મિથ્યા દોષનુ ભાન થતું. આ કાળે મને મારા પાછળના સઘળા દોષનું ખરેખરું ભાન થાય છે, અને તેમના ગુણ પણ મને સ્પષ્ટ સમજાય છે. હે ઈશ્વર ! આ જગત્માં આપત્તિમાં પડયાવિના

માણસને ખરી સમજણ આવતી નથી, તથાપિ આ આપત્તિ ઘણા દહાડા સહન કરવી ઘણી કઠિન છે, માટે કૃપા કરીને આ દુઃખનો અંત આણો. અરેરે ! આ મારા લાલનપાલન કરવા સરખા એકના એક પુત્રને એના પિતાવિના કોણ લાડ લડાવે ? હુ કે જે હજી બાળક જ છુ, તેનો આખો જન્મ નિરાધાર પણ શી રીતે જાય ? માટે હવે એ પતિની શોધ ક્યાં અને શી રીતે કરુ ? આ સ્ત્રીના જન્મને પણ ધિક્કાર છે કે નિરંતર પરવશ રહેવુ જ જેને માટે ઇષ્ટ છે. સ્વતંત્રતા સ્ત્રીને મોટો અનર્થ આપનાર છે એ હવે મને સ્પષ્ટ સમજાય છે. શારીર વિદ્યાના જાણનારા કુશળ પુરુષો પણ પુરુષકરતા સ્ત્રીના શરીરમા પદાર્થભાવે ન્યૂનતાને જ વર્ણે છે, તો તેના પ્રમાણમાં સ્વચ્છંદ આચરણ ન કરવારૂપ સત્તાની ન્યૂનતા પણ સ્ત્રિયોમા હોવી જ ઘટે છે. બીજા ઘણા કારણોનો વિચાર કરતા પણ પોતાના નિરંતર ઇષ્ટની ઇચ્છા રાખનાર સ્ત્રિયે તો સુજ્ઞ પિતા, પુત્ર અને પતિની અધીનતામા જ રહેવુ ઉચિત છે. સઘળા કારણોમહિન પુરુષની શ્રેષ્ઠ સત્તાનુ નિરૂપણ કરવાનો આ ક્ષણે અવકાશ નથી, તો પણ એ સિદ્ધ છે એમા હવે મને સંશય નથી. ઘણી વિધવા તથા વૃદ્ધ સ્ત્રિયોને પડતા સંતાપ સર્વત્ર પ્રસિદ્ધ છે. ધર્મથી બંધાએલા પતિવિના, નિરુપયોગી સ્ત્રીશરીરનુ અન્નવસ્ત્રના દાનથી કોઈ પણ રક્ષણ કરનાર જણાતુ નથી, માટે સ્ત્રિયોને સર્વથા પતિ જ સેવ્ય છે. આવા જ અનેક કારણોથી પતિમા સંલગ્ન ચિત્તવાળી, પતિના શરીરની છાયારૂપે પોતાને માનનારી, નિરંતર તેનાથી પોતામા વાસ્તવ ભેદને નહિ માનનારી, કુલીન માતાપિતાથી પ્રકટેલી પતિવ્રતા સ્ત્રિયો પોતાના પતિપ્રતિના અનિવાર્ય પ્રેમના આવેશમા પતિના શવસાથે જ પોતાના દેહને પ્રજ્વલિત ચિતાગ્નિમાં પ્રજાળતી હતી, અને આ કાળે પણ ક્વચિત્ સ્થળે તે નીતિ સાભળવામા આવે છે. અરેરે ! ધિક્કાર છે આ મારા હૃદયમા રહેલા પતિપ્રતિના પ્રેમને, કે તે હજી મને સાવધાન કરતો નથી. કોઈ કામમા પણ સાહસ કરવાનુ કુલીન બુદ્ધિમાનોએ સ્વીકાર્યું નથી, માટે મારે આ દુર્ભાગ્યને ટાળવાસારુ ધૈર્યથી ઇષ્ટનુ આરાધન કરવુ જોઈએ, અને આ દુષ્ટ મન કે જેણે મને પ્રથમથી અનુકૂળ મતિ સાથે જોડી નથી તેને હવે સંતાપને સહન કરાવતાં શરીરસહિત કૃશ કરી નાંખીને પતિમા જ પરમેશ્વરની ભાવનાવડે તે પતિનું જ સ્મરણચિંતન કરતાં આપત્તિનો નાશ કરવો જોઈએ. હે ભગવન્ ! મે જો સદાચરણથી જ આટલો કાળ કાઢ્યો હોય તો મને તે પુણ્યના ફળથી મારા પતિનુ સત્વર મળવુ થજો.

આ વગેરે અનેક પ્રકારના વિચાર તથા નિશ્ચયને કરતી માત્ર એક જ સ્વાભિમાનરૂપ દોષવાળી પણ પતિમાં પ્રીતિવાળી તે કૌશિકી પતિના વિયોગથી કાષ્ઠની પેઠે સૂકાઈ ગઈ. એ કૌશિકીએ એક સૌભાગ્યના ચિહ્નમાત્રને રાખીને બીજાં સારાં વસ્ત્રાલંકાર, સારાં ભોજન, સારી શય્યા વગેરેનો ત્યાગ કર્યો, અને પતિને પામવા અર્થે દીનપણે પતિસ્વરૂપ પરમેશ્વરની ઉપાસના કરવા માંડી. જેમ જેમ દિવસ જવા લાગ્યા તેમ તેમ તેના પિતાને કાળજી વધવા લાગી. તેણે માર્ગે જતા આવતા બ્રાહ્મણાદિ પ્રવાસીથી ભૂભાસ્કરની શોધ કરવા માંડી. એમ કરતાં એક વર્ષનો કાળ વ્યતીત થયો, એટલામા કૌશિકી હવે નહિ જીવશે એવુ ભય તેનું શરીર જોનાર સર્વના મનમાં થવા લાગ્યુ. આ પ્રકારે કૌશિકી તથા તેના માતાપિતા આદિ સબંધીઓને અસહ્ય દુઃખ દેખીને અન્ય લોકોને પણ તેની દયા આવવા લાગી, તથા સર્વને એવા સંકલ્પ થવા લાગ્યા કે હે ભગવન્ ! આ બિચારા અનાથ પ્રાણીનુ દુઃખ હવે તો ભાગો. આ રાંકસરખો પુત્ર માતાપિતાવિના પોતાના દુઃખના દિવસો શી રીતે કાઢશે ?

ભૂભાસ્કરના ગુપ્ત થવા વિષેની ચર્ચા સઘળે પ્રસરવાથી જતા આવતા બ્રાહ્મણો માર્ગે તેની જ્યાં ત્યા શોધ કરતા. તેમાથી એક કૌશિકીના પિતાના મિત્રે તેને નદીના તટ ઉપર બેશી જપ કરતો જોયો; તેને ઓળખીને તેનો સર્વ વૃત્તાત પૂછ્યો તથા તેની સ્ત્રી, પુત્ર, તથા શ્વશુરપક્ષના સંબધીઓના દુઃખની વાર્તા તેને કહી સંભળાવી. તે સાભળીને ભલા ભૂભાસ્કરનાં નેત્રમાથી જળની ધારાઓ ચાલવા લાગી. હૃદય ભરાઈ આવ્યુ. પછી પેલા બ્રાહ્મણે તત્કાળ કાસદ મોકલીને કૌશિકીના પિતાને ભૂભાસ્કરના કુશળ સમાચાર મોકલ્યા. તે સાભળીને જેના હર્ષવડે શરીરના સઘળા અવયવો ફુલવા લાગ્યા છે એવી કૌશિકી તો પતિના દર્શન કરવાને હર્ષઘેલી જેવી થઈ ગઈ. સઘળા વ્યવહારને પડ્યા મૂકીને તે જ ક્ષણે કૌશિકી તથા તેના પુત્રને લેઈને કૌશિકીના માતાપિતા ભૂભાસ્કર જ્યાં પુરશ્ચરણ કરતો હતો ત્યાં ગયાં. દૂરથી પરસ્પરને જોતાં સર્વના નેત્રમાંથી જળની ધારાઓ ચાલવા લાગી. કિંચિત્ કાળ તો સઘળાના હૃદય અને મુખ જાણે બીડાઇ ગયા હોય તેમ કોઇના મુખમાંથી પણ એકે શબ્દ નીકળી શક્યો નહિ. પછી સાવધાન થઈને ભૂભાસ્કરના ખોળામા તેના પુત્રને પેલા શોધ કાઢનાર બ્રાહ્મણે મૂક્યો. તે જ દિવસે ભૂભાસ્કરના આરંભેલા ગાયત્રી પુરશ્ચરણની સમાપ્તિ હતી, તેથી તે અંતના જપને પૂર્ણ કરીને પછી પોતાના સબંધીઓના દુઃખની શાંતિ કરવા નિમિત્ત તેમની સાથે પોતાના સાસરાના સ્થાનમા ગયો.

**મનોહર**—જય જય **શ્રીસદ્દગુરુદેવ**. ( સર્વ બોલે છે. નિત્યના નિયમપ્રમાણે પદ બોલે છે.)

**પદ.**

(તારું ગોકુળ જોવાને આવરે, મથુરાંના વાસી. એ લય.)
આ જગમાં નથી કંઈ સાર રે, શુણજો હો શાણા,
જીવ મોહે ખાતા માર રે, શુણજો હો શાણા. ટેક.
જેના પુણ્ય પ્રબળ પ્રકટીને, દે સન્મતિ ને સુખ,
તે જ જગતમા જન્મ્યા જાણો, અન્યનાં મિથ્યા મુખ રે, શુણજો૦
સ્વભાવકર્મતણે વશ વહેતો, જીવ સુસંગ ન ગ્હાય,
નિજ પુરુષાર્થબળે વહેતો તે, સુમતિ ગ્રહી સુખી થાય રે, શુણજો૦
કેવળ કર્મતણે વશ જીવ આ, માને મતિના મંદ,
તે દુર્ભાગી સુફળ નવ પામી, ફસતા દુઃખને ફંદ રે; શુણજો૦
સદ્દગુરુશાસ્ત્રવડે શુભ જાણી, પ્રેમે સાધે પ્રયત્ન,
ક્રમથી વધતાં ધૈર્ય ત્યજે ના, લે તે મુક્તિરૂપ રત્ન રે, શુણજો૦
ઘટતા કર્મ કરી વ્યવહારે, પાળો શુદ્ધ સ્વધર્મ,
સિદ્ધ કરે વ્યવહારમોક્ષને, સમજો તે શુભ મર્મ રે, શુણજો૦
અજ્ઞાને જગ ત્યજી ભાગો ના, મિથ્યા ન ધારો વેષ,
મનહર પ્રભુપદમાં શમી પ્રેમે, ટાળો સઘળા ક્લેશ રે, શુણજો૦

**વિઠ્ઠલજી**—'જય જય **શ્રીસદ્દગુરુદેવ**'. (સર્વ બોલે છે.) દાસ! ચાલો સર્વ ઉઠો હવે. આજ ભટજીને ઘણો શ્રમ થયો છે, અને આજની કથાએ સર્વના ચિત્ત પણ હરી લીધા છે. માટે આવી ઉપયોગની કથાને પોતપોતાને ઘેર જેને જેમ સભવે તેમ મનન કરવાની છે.

**દાસ**—(નમન કરીને ઉઠતા) ધન્ય છે ભતજી મ્હાડાજ ' આપનુ એકેક વચન નાવકના ટીડજેવું છે. જેના પડ ભગવાનની મેડબાની હસે ટેની છાટીમાં લાગનાડ છેં. (એમ બોલતા જાય છે. બીજાં પણ પોતપોતાને ઘેર નમન કરીને જાય છે. કથામા આવેલી વાર્તાનુ મનન કરતા સર્વ સૂએ છે. **મનોહર** તથા **વિજયા** પણ ઇષ્ટસ્મરણ કરતા સૂઇ જાય છે.)



# दिवस १७.

**વિઠ્ઠલજી**—( પ્રભાતમાં સ્તુતિ ગાય છે. )

પદ.

( ગોપી સ્તવેરે ગોપાળને, દર્શન દો જી દયાળ; એ લય. )



હે વિશ્વપતિ આ જીવને, નિત્ય સુબુદ્ધિ દેજો,
ધ્યાન ધરે જવ આપનું, તવ હૃદયે રહેજો. હે૦
વ્યાપક છો પ્રભુ સર્વમાં, પણ ના પ્રત્યક્ષ ભાસો;
(માટે) દિવ્ય તનુ ધરી ભક્તને, દર્શન દઈ દો દિલાસો. હે૦
ક્ષણ ક્ષણ વ્યાધિ પીડે ઘણું, આધિ પણ નવ છોડે,
નિશદિન દુઃખમાં કળી રહ્યો, કો વિધિ સેવે કોડે. હે૦
ક્લેશ હરો કરુણાનિધિ, આપી શાંતિનું દાન,
નિજ ગણી શરણે રાખજો, ટાળી દેહાભિમાન. હે૦
તાવે આ વિષયોની વાસના, આશાતૃષ્ણાદ્વારે,
તારક આપ ભવાબ્ધિના, સત્વર આણજો આરે. હે૦
કુટિલ અભક્ત આ જીવ છે, સેવાભક્તિ ન જાણે,
વિઠ્ઠલ પ્રભુ પતિ સર્વના, ગણિ લો ભક્તપ્રમાણે. હે૦

**ભાગીરથી**—( વિઠ્ઠલજીને ભજન ગાઈ રહ્યા પછી ) આ આપણા લોકમાં એમ કહેવાય છે કે ' પ્રાણ ને પ્રકૃતિ સાથે જ જાય છે ' ત્યારે શું જે માણસને જે ટેવ પડી હોય તે મરતાસુધી નહિ જ જાય કે શું ? એમ હોય ત્યારે તો પછી કોઈને બોધ કરવાનું કાંઈ જ રહે નહિ, ને મહેનત કરીને પોતાનો સુધારો કરવાની પણ કોઈએ ઇચ્છા કરવી રહે નહિ. માટે એમાં ખરું શી રીતે હશે ?

**વિઠ્ઠલજી**—પ્રાણ ને પ્રકૃતિ સાથે જાય છે એ કહેવતની મતલબ કાંઈ સ્વભાવ કે ટેવઉપર નથી. આ જીવનો જે લિંગદેહ કહેવાય છે તે જ્યારે આ શરીરથી છૂટી જાય છે ત્યારે તે પ્રકૃતિસમાન સૂક્ષ્મ કળાવાળો થઈને પ્રાણની પોતાસમાન સૂક્ષ્મ કળા કરીને તેની સાથે મળીને બહાર નીકળી જાય છે. તેમાં લિંગદેહને પણ પ્રકૃતિરૂપ કહ્યો છે. કારણ કે આ સઘળો સંસાર જેમ પ્રકૃતિથી થાય છે તેમ આ જીવોનાં સ્થૂલ શરીરો પણ એ લિંગદેહથી બંધાય છે. લિંગ શબ્દ હેતુનો વાચક છે તેથી જે દેહ અથવા સૂક્ષ્મ પદાર્થ, આ જીવોના નિવાસ કરવાના તથા પાપપુણ્યના ફળ ભોગવવાના સ્થાનરૂપ સ્થૂલ શરીરને ઉત્પન્ન કરનાર હેતુરૂપ છે, તેને લિંગદેહ અથવા લિંગશરીર કહે છે. તેથી જગતના કારણરૂપ પ્રકૃતિને તથા લિંગદેહને સમાન

ગણીને લિંગદેહને પ્રકૃતિ કહી છે. તે પ્રાણની સાથે મરણસમયે આ શરીર છોડી જાય છે. માટે પ્રાણ ને પ્રકૃતિ સાથે જાય છે એમ કહેવાય છે. બાકી જો સ્વભાવ ન છૂટવાના સંબંધમાં જ કહેવત ચાલી હોય તો પછી આ જીવોને સુધારવા માટે બોધ કરનારાં શાસ્ત્ર વ્યર્થ ઠરે, અને બોધ કરનારા અજ્ઞાન ગણાય. પણ તેમ નથી. બુદ્ધિમાન્ પુરુષો જ યત્નવડે સર્વને સુધરવાનો બોધ કરે છે. તેમ જ આપણને પ્રત્યક્ષ જણાય છે કે ઘણા નઠારા સ્વભાવના દુર્ગુણી માણસો સારા પુરુષોના સંગથી પોતાના સ્વભાવ છોડી સુધર્યા છે, અને આ આપણા મહોલ્લામાં જ એ વાર્તાનો અનુભવ થયો છે. આજથી બે મહિનાપૂર્વે જે સ્વભાવ હતા તે સઘળાના આજે નથી. માટે મહેનત કરીને પોતાનો સુધારો સર્વેએ કરવો, એ જ વાર્તા સાચી છે. આ પ્રાણને પ્રકૃતિ સાથે જવાવિષેની કહેવાતી કહેવત માટે તું મને નિરાતે વળી પૂછજે. હજી ઘણા પ્રકારના ખુલાસાથી એનો અર્થ સમજવાજેવો છે. એ નાની સરખી કહેવત છે, પણ શ્રુતિવચનની પેઠે મોટા ગંભીર અર્થને ધારણ કરનારી છે. હાલ મારે સ્નાનસંધ્યાથી પરવારીને લગાર બહાર જઈ આવવું છે, માટે બીજે સમયે પૂછજે. ( સ્નાનવગેરેથી પરવારી જાય છે )

**પ્રાણકોર**—( પોતાની બહેનપણી ભલીને જતી જોઈને ) કેમ ભલીકોર ! આજ કંઈ વા'ણાના પહોરમાં આણીગમ આવ્યાં છો ? દર્શન કરવા ગયાં'તાં કે કંઈ બહાર કામે કાજે ગયાં'તાં ?

**ભલી**—ના રે બહેન ! સવારના પહોરમાં તો આપણે બૈરાંની જાતને તે બીજું શું કામકાજ હોય કે બહાર જઈએ ! આપણે તો ઘરના કામમાં પરવારે આવે એવું નથી. પણ આ તો આજે બ્રાહ્મણ જમાડવાના છે, કંઈ બાધાના માન્યા'તા તે ત્યારે કહ્યું લાવ, છોકરીને તેડતી આવું, ને જમાઈને નોતરૂં દેતી આવું. પણ જાણો જ છો કેની, આજના જમાઈને જમ, બરાબર ગણવાજેવા છે !

**પ્રાણ૦**—એમ કેમ બોલો છો વારુ ? કંઈ વઢવાડ થઈ કે શું ?

**ભલી**—વઢવાડ તો એવી કંઈએ નથી, પણ સઉને આજકાલ લેવાની દાનત છે ! પાઘડીઓ જોઈએ, શેલા જોઈએ, કંઠીઓ જોઈએ, કડાં જોઈએ, તે બહેન વારેવારે કંઈ એવું આપવાનું બને છે ? વધારે લાંબા હાથ હોય તે કંઈ વાડમાં ઘલાય છે ? આ તો કહે છે કે તમને કંઈ ખાવા ભાવતું નથી ? ફલાણા પગરણમાં તમે મને ઓછું આપ્યું. ને ઢીંકણા પગરણમાં તમે અમને આપ્યું

નથી, તે બધાંનો અવેજ વાળીને આપો તો જમવા આવીએ, નહિ તો નથી આવતા '

**પ્રાણ**૦—ત્યારે મેલ્યા ખડતા, એટલે એની મેળે ઠેકાણે આવશે ' કહેવત છે કેની કે ' મેલીએ ખડતું, તો આવે અડતું. ' એ તો ધારો છે કે જેમ જેમ ખુશામત કરીએ તેમ તેમ ચઢીને ઝાડપર બેસે. એ તો પેલાવાળી વાત રાખીએ કે ' જમાઇ રહ્યો ભૂખ્યો, તો કોનો દાત દુઃખ્યો. ' આપણે આપણી છોકરીને તેડીએ એટલે થયું. વારેઘડીએ તે એમ જમાઈને ' ધંટી ' ક્યાથી લાવીએ ? એ તો ' રૌજનુ લાગ્યુ; ને ભવનું ભાગ્યુ ' ! કાઈ એક દહાડાનું કામ છે જે ?

**ભલી**—અરે બહેન ' તોએ અમે તો આપવામાં કસર રાખતા નથી. વરસ દહાડે ઓછામાં ઓછો સો પચાસનો માલ આપીએ છીએ. વગર પગરણે, સરાધસમચરીએ પણ પાઘડી શેલુ કે થાન કે ગમે તે, વીંટી મળે તો વીંટી, પણ આ ચાલતા વરસમા કંઈ આપ્યુ નથી.

**પ્રાણ**૦—લે આટલુ બધુ આપતાએ એને માગતા શરમ આવતી નથી ' ત્યારે એવા લોભીયાને તે વારેઘડીએ શુ ડામ દે ' તે કરતા કોઈ બચારા અનાથને શેર અન્ન ના આપીએ કે પુન લાગે ' આ શુ ? ખાતા જાય ને ખદેડતા જાય ! એવાને આપ્યા પછી શુ ?

**ભલી**—જુઓ બહેન ' આપણે જાણીએ કે એને આપણે છોકરી આપી એટલે એ પૂજનીક થયો. એટલે પરમેશ્વર અપાવે ને એને આપીએ તો આપણે તો પુનનુ કામ છે. ને વળી આપણી છોકરીને મહેણાટુણા ખાવા મટે.

**પ્રાણ**૦—એ તો ખરુ છે કે એને આપણે કન્યાનુ દાન આપ્યુ એટલે આપણો દાન લેનારો ઠર્યો, તેથી એને આપ્યાનુ પુન તો ખરુ, પણ આપણી મેળે આપીએ તો પુન, પણ એ રીબી રીબીને લે ને આપીએ એમા પુન શાનુ ? ખરુ જોતા કઈ એને હઠ કરીને માગવાનો હક નથી. રડ્યુ કહેવત છે કે ' ધરમની ગાયને કઈ દાત જોવાય ' ? તેમ એને માગીને કઈ ધરમ લેવાનો કહ્યો નથી. હશે છોકરીને તેડી આવ્યા કે નહિ ?

**ભલી**—ના રે બહેન ' તેનુ જ વધારે દુઃખ છે કેની ? છોકરીને એકલા હોય ત્યારે કહી મૂકે કે મારા વગર તારા બાપને ઘેર જો જમવા ગઈ તો ફરી બારણે નહિ બાધુ. ત્યારે છોકરીથી કઈ અવાય ? આપણે મોઢે કહે કે તમારી છોકરીને આવે તો તેડી જાઓ, અમારે કઈના છે ? પણ તે બચારીથી આવુ કહી મૂકેલુ એટલે કેમ અવાય ?

**પ્રાણ**૦—બળ્યો બહેન ' આપણા લોકનો આ રિવાજ ઘણો

ખોટા છે. ભલા, ભગવાનની દયાથી તમને તો મળે છે, પણ બીજાની શી વલે? જ્યાં ત્યાં સાંભળીયે છીએ કે ફલાણું ન અપાયું તે જમાઈ રીસાયા છે, પણ તે જમાઈની અક્કલો ફુટી ગઈ છે કે એટલું વિચારતા નથી જે આપણને દીકરી આપી તે એમણે કંઈ ગુનેગારી કરી છે?

**ભલી**—બહેન! આજના વખતમાં એવા ભલા જમાઈ બધાંને ક્યાંથી મળે? બાકી તેવા હોય તેને તો હાલી ચાલીને આપણને આપવાનુ મન થાય. આ અમારી પાડોશણનો જમાઈ છે તે બચારાને જ્યારે એ કંઈ આપે છે ત્યારે ઉલટો કહે છે કે 'ઘડીએ ઘડીએ શું છે? તમારે આપવાની જ મરજી હોય તો ભલે તમારી છોકરીને આપો. અમને પરમેશ્વર આપે છે ને આપશે. કોઈનુ 'આપ્યું ને તાપ્યુ' કંઈ પહોચવાનું નથી. ઈશ્વર આપશે એ જ ખરું છે'. કોઈ દહાડો મે નથી સાભળ્યુ કે આજે એનો જમાઈ રીસાયો છે! તએ જમાઈ, ને આએ જમાઈ! બહેન! આપણને તો જે ઈશ્વરે મેળવ્યો તે લાખનો, પણ છેક બોલવા જેવુ કરે છે, ત્યારે મન કચવાય છે. શુ કરીએ આપણાથી કઈ છેક એમના જેવું થવાય છે? કહી આવી છુ કે આવજો બાવા! ઈશ્વર અપાવશે તે તમને આપશુ. તમારુ મન રાજી રહ્યે અમારે તો નવેનિધ છે. પછી તે શુ કહીએ? બચ્ચુ છોકરીને મૂકીને આવે સમે આપણે એકલાં જમીએ એ તે કંઈ સારુ લાગે? ચાલો બહેન! જાઉ છુ. વળી મોડુ થઈ જશે.

**પ્રાણ૦**—ભલે આવજો હો બહેન! નવરા પડો ત્યારે. (પ્રાણકોર ઘરમા જાય છે, ને ભલી રસ્તે જાય છે.)

**ચંદન**—(પોતાના વરને નવરાશમા બેઠેલો જોઈ ને) કેમ હવે પાનખાન ખાવાની મરજી છે કે? આજ કઈ અત્યારમાં સૂનમુન થઈ ને બેઠા છો!

**કૃષ્ણ૦**—અમે સૂનમુન થઈ ને બેઠા તેમા તારા બાપની સી પુજી ગઈ?

**ચંદન**—મારા બાપની પુજી ના ગઈ, ત્યારે તમારા બાપની ગઈ? મારા બાપે તો દીકરી આપીને દીકરો લીધો એટલે તમને કંઈ થાય તો મારા બાપની જ પુજી ગઈ તો! એમા તમારા બાપનુ શુ ગયુ? કહો. મને કંઈ થાય તો તમારા બાપની પુજી ગઈ કહેવાય. કેમ ખરું કે નહિ?

**કૃષ્ણ૦**—હવે તારું ડહાપણ ઢાંકયું રાખ, તને થાય તો મારા બાપની સી પુજી જનાર છે? મારે નો વળી બીજી આવે તે વળી બસેં પાંચસેં લેતી આવે!

ચંદન—હા હા, તમે તો મને કંઈ થાય તેમાં જ રાજી ત્યારે તો ? પણ એમ જાણજો કે હું નહિ તે દહાડે તમને ફરી ફાંફાં જ પડનાર છે ! મને સુખ આપો છો તે કોઈને અજાણ્યુ નથી કે ફરી બીજો કૂવામાં દીવો લઈને પડે !

કૃષ્ણ૦—છે હોંસ, તમાસો જોવાની ? કેમ છે મરજી ? તારા છતાએ પણ મને એટલી હિંમત છે કે હમણા બીજી લાવીને ખડી કરુ ?

ચંદન—હા હા, હાંક મારોને ? ઓ પેલી બારણા પાછળ ઉભી રહી છે તે એમ જાણ્યુ કે આવીને ખડી થશે ! ભલે નવી આવશે તો મને મોટી બહેન કહેશે, ને મારું કામકાજ કરશે ! હું પણ મારી મેળે પગપર પગ ચડાવીને 'અલી પાણી લાવજેરે' એમ હુકમ કરતી થઈશ. એમાં મારુ શુ બગડવાનુ છે ! પીડા તો ઉલટી તમને છે કે બે હાથીનો ખરચ પૂરો પાડવો પડશે !

કૃષ્ણ૦—જોજે હો, બીજી લાવીને ઉભી કરીસ ત્યારે આવું મોઢું નહિ રહેસે ?

ચંદન—જો પાણી હોય તો લાવોને આ ઘડીએ ! હું ના કહું તો પછી મને કહેજો. પણ સાલ્લબી તો તમારી આ દસબાર રુપરડીના પગારની કે બીજી કંઈ? એટલામાં તો ત્રણ જણનુ પેટ નહિ ભરાય ! ખબર છે કે નહિ ?

કૃષ્ણ૦—કેમ છેક બહેકયુ બહેકયુ બોલવા માડ્યું કે ? હજી તેં મને બરાબર નથી ઓળખ્યો કે ? તારા જેવી દસને પોસવાની હિંમત રાખુ છુ ! જાણે છ મને ?

ચંદન૦—ખરું કહીએ ત્યારે બહેકયુ બોલ્યા ! પરણ્યેને આટલા વરસ થયા ને હજી કેમ તમને ના ઓળખુ ? સાંકળી માના દીકરા તે જ તમે કે કોઈ બીજા ?

કૃષ્ણ૦—જા જા છાની માની, ઘરમાં જા. નહિ તો કંઈ સાભળી બેસીસ મારા મોંમાથી.

ચંદન૦—પરમેશ્વરે મને મોંમાં જીભ આપી છે ને છાની માની શુ કરવા જાઉં ? તમારા મોની બે વાત સાભળતી જાઉં, ને ચાર વાત મારા મોની સંભળાવતી જાઉં. તમારા માબાપે તમને બોલતાં શીખવ્યા હશે, ત્યારે મારા માબાપે કંઈ મારા મોમા મગ ભર્યા છે ?

કૃષ્ણ૦—કેમ રે નિમકહરામ ! તારા માબાપની જાતપર જાય છે કે?

ચંદન૦—મારાથી તમને નિમકહરામ કેમ કહેવાય ! પણ લોકમાં કહેવત છે કે જે માણસ પોતે જેવુ હોય તેવું સામાને દેખે ! ને જાતની શી વાત ! સહુએ કહે છે કે 'બાપ તેવા બેટા, અને વડ તેવા ટેટા' !

કૃષ્ણ૦—(એકદમ ગુસ્સે થઈને પાસે પડેલી લોટી તેના ઉપર ફેંકીને) જા નીકળ અહિંથી ! સો વાર, હજાર વાર કહ્યુ પણ તલભાર અક્કલ આવતી નથી. બોલવાની રીતજ નથી, ઇત્તિરની પેઠે !

ચંદન૦—આમ લોટીઉપર ગુસ્સો કરેલો શા કામનો! આ ગોબો પાડયો; ને અક્કલ તો તમારામા તલભાર હોય ત્યારે મારામાં આવે કેની ! તમે લાખવાર કહો ને ના આવે તેમાં હુ શું કરુ. ને તમે જ મને ઘણી વાર કહ્યું છે કે સ્રીનો અને પુરુષનો સરખો હક છે. કોઈ કોઈનુ તાબેદાર ગણવાનું નથી. ત્યારે હું તો તમારી રજાથી તમારા બરાબર બોલુ છુ. બાકી અમારા ઘરમાં તો આવી ચાલ કોઈએ પાડી નથી. નરનારીના સરખા હક તે મોઢે કહેવાના કે પાળવાના ? જો ખરું હોય તો ખરા બોલનો ગુસ્સો શુ કરવા આણવો ? હાથે કરીને બોલીને બોલાવો છો, ત્યારે બોલુ છુ. બાકી હુ તો તમને માઠું લાગ્યુ હોય તો માફ માગવાને તૈયાર છુ.

કૃષ્ણ૦—(લગાર ધીમો પડતાં) મારુ આપેલુ હથિઆર મારા ઉપર વાપરવાનું કે ? હુ તને કહુ તેવુ તારાથી મને કહેવાય કે ? કાન પકડીને મોમાં દસ તમાચા માર ને કહે કે 'ફરીથી એવુ નહિ કરુ. મને આજનો દિવસ માફ કરો.'

ચંદન૦—(લગાર હસતા) આટલું બોલ્યા ત્યારે સાથેલગા તમારે હાથે જ મારી લેઈ એની ! હુ તમને મારુ તે શોભે ? આમાં મારા કરતાં પહેલો ને ઘણો વાંક તો તમારો છે ! ને મારી કસુર બદલ હુંએ મારુ છુ.

કૃષ્ણ૦—ગધેડાની પેઠે હસતા લાજે નથી આવતી ? લાંબુ ટુંકું બોલ્યાવિના તમાચા મારી લે. નહિ તો હમણા હું ઉઠીસ ચોટી કાઢીસ.

ચંદન૦—લો સાહેબ. તમારો હુકમ માથે ચડાવીને તમાચા તો હુ મારૂ છુ પણ તમે પાડયો છે તે આ લોટીનો ગોબો ઉપાડી આપો, નહિ તો ડોસી પૂછે તેનો જવાબ શું દઉં ! લાંબુ ટુંકુ બોલ્યા વિના માફ આપો. હુ આપની પાસે માફ માગુ છુ. (લોટી લાવી કૃષ્ણદાસની પાસે મૂકે છે, ને પાછી છેટે જઈને ઉભી રહે છે.)

કૃષ્ણ૦—(લગાર હસીને) જા જા હવે બહુ ડાહી ના થા. લે લોટી લઈને નીચે જા.

ચંદન૦—'આપણી લાબસી ને બીજાના કુસકા' કેમ ! હુ હસી'તી તે 'ગધેડાની પેઠે' ઠર્યું'તુ ને પોતે હસ્યા તેને શુ કહેવું ? વળી તમારો તે મારે કયો હુકમ માનવો ? ઘડી ઉપર કહેતા'તા જે ડાહી થતી નથી, હવે કહો છો કે બહુ ડાહી ના થા, ત્યારે બેમાથી માનવું શુ ? ગુસ્સો ચડે તો માફ કરજો.

**કૃષ્ણ**—લે ચાલ હવે સમાધાન કર. હમણાં તો તમાચા મારી ચાલતી થા. વળી બીજી વખત મારા આગળ વાત કરવા આવજે.

**ચંદન૦**—(હસીને બે કાને ને બે ગાલે હાથ અડાડી) લો હવે થયું સમાધાન ! (લોટી લઈને દાદરે ઉતરી જાય છે.)

**ચંચળા૦**—(જમીપરવારીને બારીએથી સામી બારીએ પાગતી કાકીને જોઈને) કેમ કાકીજી ! આજે કઈ જમીપરવારીને બેઠાં કે શુ ?

**પારવતી૦**—હા બાઈ ! તમે રોજ રોજ વહેલાં પરવારીને બેસો છો, ત્યારે અમે એક દહાડોએ ના બેશીએ ? આજ કહ્યું, લગાર વહેલા વિજીયાલક્ષ્મીપાસે જઈએ. કેમ તમે પરવાર્યાં કે નહિ ?

**ચંચળા૦**—હા પરવારી તો છું, પણ લગાર વાર છે, પછી ચાલજો, હું પણ આવીશ.

**પારવતી૦**—તમે તમારે પરવારીને વહેલા આવજો. હુ તો મારે જાઉ છુ.

**ચંચળા૦**—તમે જાઓ, એટલે અમે પણ સઉ આવી પહોચશુ. ( પારવતી કપડા બદલીને વિજયાને ઘેર જાય છે. )

**પારવતી૦**—( દાદરે ચઢીને ) કેમ વિજયાલક્ષ્મિ ! મારા સરખુ કંઈ કામકાજ છે ?

**વિજયા૦**—આવો, તમે તો વૃદ્ધ ગણાઓ, માટે કામ હોય તો એ અમારાથી બને ત્યાં લગી તમને કામ સોંપાય નહિ. પણ આજે તો તેવુ કઈ કામ જ નથી. સઘળું કરવાસરખું કામ કરીને જ હું હમણા બેઠી છુ

**પારવતી૦**—( બેશીને ) બહેન ! તમારી ને ભટજીની સમજણ જોઈને મારા પેટમાં ઘણી ટાઢેક વળે છે. તમારી પાસે આવવાજવાથી મારા અરધા દુઃખનો આટલા દહાડામા વિસારો થઈગયો. પરમેશ્વર તમને ઘણું આવરદા આપે, એ જ અમે તો સાંજસવાર માગીએ છીએ. ( ચંચળા આવે છે. )

**ચંચળા૦**—( આવીને ) કાકીજી ! હવે તમને અમારી સોબતમા ખરેખરો રસ પડયો નહિ વારુ ? ( એટલામાં વિજળી કમળા વગેરે વારાફરતી ઉપર આવીને બેસે છે. )

**પારવતી૦**—ચંચળ વહુ ! તમે જ્યાં બેઠાં ત્યાં રસ ન પડે એવું તે વળી હોય ?

**ચંચળા૦**—જુઓ કાકીજી ! રડી લોકમા કહેવત ચાલે છે કે વહુને ને વરસાદને કોઈ દહાડો જસ નથી. વહુએ બચારી રગડાઈ મરે, પણ તે સાસુની ધ્યાનમાં ન આવે ને જે કરે તેમાં ભૂલ કાઢીને અપજસ આપે. ને આ વરસાદે બચારો આવે તોએ ન આવે તોએ

અપજસ લે છે. એને આવે તોએ ને ન આવે તોએ લોકો ગાળો દે છે. કેમ ખોટું છે ?

**પારવતી૦**—જુઓ જસઅપજસનું તો સઉ સઉના નસીબની વાત છે. જેના નસીબમાં અપજસ હોય તેને જસ નથી મળતો. ને જસ હોય તેને અપજસ નથી મળતો.

**ચંચળા૦**—કાકીજી ! તમે કહો છો તે તો ઠીક છે, પણ રાંડનું નસીબ તે સઉને કે એકલી વહુને જ હોય ? લાખમાં એક સાસુ વહુને વખાણતી હશે. ત્યારે રાડ બધી વહુઓનાં નબળા નસીબ તે ક્યાથી આવ્યા ?

**પારવતી૦**—એમ તો બધી વહુઓ કહે છે કે મારી સાસુ નઠારી છે. ત્યારે રાડ બધી સાસુઓ તે નઠારી ક્યાંથી આવી ? પણ એ તો એમ સમજવાનુ છે કે રાતદહાડા એકઠા રહેવાનુ ને પોતાનુ રાજ બનેને ચલાવવાનુ મન હોય એટલે સાસુ ને વહુ બને એકબીજાને ખોટી લાગે. પણ તેથી કંઈ નસીબ ખોટું થાય નહિ. કહેવત છે કેની કે 'જયા જાય ત્યા નસીબ બે ડગલા આગળનું આગળ છે.'

**ચંચળા૦**—કાકીજી ! એ કહેવત તે ક્યાથી નીકળી હશે ! નસીબને તે કોઈએ બે ડગલા આગળ ચાલતું દીઠું હશે કે અમથી વાતેવાત જ ચાલી હશે ?

**પારવતી૦**—જા જા અલી ! અમથી તે કહેવત ચાલતી હશે ? એની તો બનેલી વાત કહેવાય છે.

**ચંચળા૦**—વાહ ! એવુ હોય ને તમે જાણતાં હો તો અમને કહોને, એટલે અમે પણ જાણીએ તો ખરા.

**પારવતી૦**—જુઓ બાપા ! મેં કંઈ નજરોનજર નસીબને કે એ વાતને જોઈ નથી. પણ મારા સાસુજી કહેતાં હતા, તે હુ તો મારે તમને કહું છુ, સાંભળો. એક ગામમાં એક બામણ રહેતો હતો. તેને બચારાને પાચ છોકરા ને છ છોકરીઓ થઈ. બાપનું કંઈ મૂકેલુ હશે, તે તો બધુ વટાવી ખાધુ. રોજ ઝોળીઓ ફેરવી લાવે, તેટલામા તે બધા માણસનું પૂરૂં શી રીતે થાય ? દેવાલેણાં કરીને જેમ તેમ કરીને બચારાએ દાંતે તરણા લઈને છોકરા તથા છોકરીઓને તો પરણાવ્યા. પણ પછી આવક નહિ, ને રોજનો ખરચ તો ઉભો રહ્યો એટલે ધીરે ધીરે દેવુ વધ્યું, ને વ્યાજના ઘોડા ચઢયા, એટલે પછી શી રીતે પૂરૂ પડાય ? 'માણસ રળે ચાર પહોર, ને નાણું રળે આઠ પહોર' એ કહેવતપ્રમાણે વ્યાજના વ્યાજથી દેવું વધી ગયુ. ધીરધાર પણ લોકમાંથી ઉઠી ગઈ. પછી તો રોજનુ ખાવા જેટલુંએ પેદા થવા નામાંડયું, ને અન્નને ને દાતને વેર પડયું. ત્યારે તે બામણ ને બામણીએ મનમાં વિચાર કર્યો કે હવે આ માગનારા બારણાં તોડી પાડે

છે ને ઘરમાં ખાવાનું પણ દુઃખ પડે છે, માટે ચાલો આપણે આ ગામ છોડીને કહિં આઘે જઈને વસીએ. કોઈની મહેનત મજુરી કરી[illegible] આ દુઃખના દહાડા કાઢી નાંખીએ. ત્યાર સોરા આ છોકરાઓ હવે મોટા થયા જેવા છે તે કાલ આપણો દહાડો વાળશે. આ ગામમાં એક તો આપણાથી કોઈનુ કામ કે મજુરી થાય નહિ. આ પ્રમાણે વાતવિચાર કરીને એક દહાડો ત્યાંથી છાના નીકળવાનું નક્કી કરીને પછી અરધી રાત થઈ ગઈ, ને સઉ લોક જંપી ગયુ એટલે કોઈનુ ગાડુ ભાડે કરી મૂક્યું હતું તેને બોલાવીને લેવાનો સામાન તેમાં ભરીને સઉ છોકરાને તેડીને ચાલતાં થયાં. ગામબહાર ગયા પછી સાભર્યું જે ઘરમાં દીવો બળતો રહી ગયો છે, ને દોરી લોટો ખીંટીએ ભેરવેલો તે પણ રહી ગયો છે. પછી ગાડુ ઉભુ રખાવીને પેલો બામણ પાછો ઘેર ગયો. જઈને જેવું બારણું ઉઘાડીને જુએ છે, ત્યાં તો કોઈ કદરૂપો વેષ ને ભૂત જેવો મોટો દાઢીવાળો કોઈ દીવાપાસે બેશીને જોડાને પેલા દીવાના કોડીયામાથી દીવેલ ચોપડતો દીઠો. પહેલેથી તો પેલો બામણ બીધો, પણ પછી કઠણ છાતી કરીને બોલ્યો કે ભાઈ ! તમે કોણ છો ? ને આ શુ કરો છો ? ત્યારે પેલો બોલ્યો, ભાઈ ! હું તો તારુ નસીબ છુ, તે જ્યાં તમે આગળ જશો ત્યા તમારાથી આગળ બે ડગલા મારે ચાલવાનુ છે. માટે આ સૂકા જોડાને તેલ ચોપડીને લગાર તાજો કરી લઉં છું. પેલો બામણ બોલ્યો, અમે જ્યા જઈશુ ત્યાં તું આગળ ચાલીને અહિંના જેવુ જ ફળ આપનાર છે કે ? પેલો બોલ્યો, જેવુ ફળ આપવાનુ છે તે જ અહિ કે જ્યાં જશો ત્યાં આપીશ. એમાં કંઈ ત્યા ગયેથી ઓછુવધતું આપવાનો નથી. ત્યારે પેલે બામણે કપાળે હાથ ઠોકીને કહ્યું કે આમ છે ત્યારે શુ જખ મારવા બીજે ઠેકાણે જઈએ ? તારે આપવુ હોય તે અહિં જ આપજે. આટલા દિવસ વેઠયું છે, તો વળી આગળ વેઠી લઈશુ. એમ કહીને પાછો ગામ બહાર જઈને સઘળી ખબર પોતાની વહુને કહીને સઉને તેડીને પાછો ઘેર આવીને રહ્યો. પછી પરમેશ્વરની મરજીથી નઠારા નસીબના ભોગ પૂરા થયા ત્યારે ત્યાં ને ત્યાં તેને પાછા સુખના દહાડા આવ્યા. તે દહાડાથી 'જ્યાં જાય ત્યા નસીબ બે ડગલાં આગળનુ આગળ છે' એ કહેવત ચાલી છે. આ વાત પૂરી થઈ.

**ચંચળા**૦—વાહ રે કાકીજી ! તમે તો ભલી વાત કહી તો !

**પારવતી**૦—બાઈ ભલી હો કે ભુંડી, મે તો મારે સાંભળી'તી તેવી કહી છે.

**ચંચળા**૦—હેં વિજયાલક્ષ્મિ બહેન ! આ વાત સાચી બનેલી જ હશે ?

**વિજયા૦**—જુઓ ચચળ બહેન ! ડાહ્યા માણસોએ તો પાછળ થઈ ગયેલી વાત સાભળીને આ સાચી હશે કે જૂઠી એવી શકા કરવા પહેલા તેમા જે સાચો સાર હોય તે લઈ લેવો, ને પછી તે વાત સાચી છે કે જૂઠી એ ખાતરી કર્યાવિના કહેવુ નહિ. વાત માત્ર સારરૂપ શીખામણ લેવામાટે હોય છે. આપણે તો ખરું જાણતાસુધી તેવી વાતને ખોટી પણ ન કહેવી ને સાચી પણ ન કહેવી. આ વાતમા એટલો સાર તો ઉઘાડો જ દેખાય છે કે કોઈ પણ માણસે દુ ખથી અકળાઈને નાસભાગ ન કરવી પણ ધીરજ રાખીને દુ ખના દિવસો કાઢવાને યત્ન કરવો અને મનને દિલાસો આપવો

**ચંચળા૦**—ત્યારે આ નસીબ છે એ વાત તો સાચી હશે કેની ? ને તે વધે ઘટે ખરુ કેની ?

**વિજયા**—બહેન ! મારી સમજણપ્રમાણે તો એમ છે કે જીવની કરણીપ્રમાણે નસીબ બધાય છે. સારા નઠારા કર્મ જે સુખ દુઃખરૂપ ફળને આપનારા હોય છે, તેને સારું નઠારુ નસીબ કહે છે. એ કર્મ જીવના જ કરેલા છે તો જીવ જેવા કર્મ કરે તેવુ નસીબ બંધાય. માટે દુઃખ આવે ત્યારે મારુ નસીબ નઠારુ છે, એટલુ જ કહીને બેશી રહેવુ નહિ, પણ સારુ નસીબ બધાય એવા સારા કર્મ કરવાને હરેક રીતથી મહેનત કરવી કોઈ મોટા પુરુષને પૂછીને તે દેખાડે તે રસ્તે યત્ન કરવો.

**ભાગીરથી**—ચચળ બહેન ! હવે વેળા થઈ જાય છે, માટે આરભ થવા દો.

**વિજયા**—(જય જય બોલીને ગાય છે)

**ગરબી.**

સખિ ! સદ્દગુણો સજીને જગે શોભવુ જો,
નીચ સગતિમા કદી નવ થોભવુ જો, સખી૦
દિવસ ઉગતા ઉઠી નિશ્ચય ઉર ધારવો જો,
કોને કઠિન શબ્દ કદી નહિ ઉચ્ચારવો જો, સખી૦
કોનુ મનથી પણ અનિષ્ટ નવ ઇચ્છવુ જો,
ઇષ્ટ આપણું શા કર્મથી તે પ્રીછવુ જો, સખી૦
અશુભ કર્મ ઓળખીને સઘ ત્યાગવાં જો,
શુભ કર્મ અને સુમતિ સદા માગવા જો, સખી૦
આજ્ઞા વડિલની સદાય શિરે ધારવી જો,
અભિમાનતણી વૃત્તિ કળે મારવી જો, સખી૦
હરિગુરુસ્મરણ કરતા પતિ સેવીએ જો,
મનહર પ્રભુ રીઝે વહીએ મતિ તેવીએ જો, સખી૦

જય જય **શ્રીસદ્ગુરુદેવ.** (સર્વે બોલે છે.) કાલે અંતમા ગિરિજાને બોધ દેતાં હરદત્તે કહ્યુ કે આ વિચિત્ર માયાના પ્રવાહરૂપ સંસારમાં કોઈએ કોઈ પણ પદાર્થ કે સ્થિતિનો ભરોસો રાખવો જ નહિ, અને નિત્ય ઘટિત ઉદ્યોગને કરતા જ રહેવુ. તથા શરીરમનને જાગ્રત રાખવાં. ત્યારે ગિરિજાએ કહ્યું કે હુ મારાથી બનતી કાળજી રાખીને તેમ વર્તુ છુ, તો પણ મારી ભૂલ જણાય ત્યારે મને સૂચના કરજો. આમ વાર્તા કરીને પોતપોતાના કામે લાગ્યા હતા, તે વળી બીજા નવરાશના સમયમા પેલી ગિરિજા પોતાના મનમાં આ પ્રકારના વિચાર કરવા લાગી. 'ઓહોહો ' **પરમાત્માશ્રીની** મારા ઉપર કેટલી બધી કૃપા છે ' મને મારી મરજીપ્રમાણે ધનસપત્તિ આપી, અને વળી આ પ્રજાના સંબધમાં મને ઘણો સતાપ થતો હતો, તો તેની પણ આ આશા બંધાવીને શાતિ કરી છે. અને એ જ પ્રમાણે નિર્વિઘ્ન **પરમાત્માશ્રી** સઘળું પાર પાડશે, એવી આશા છે. આવડી ઈશ્વરની કૃપાનું કારણ સદાચરણે ચાલી પતિની સેવા કરી તે **પરમાત્માશ્રીનું** સ્મરણચિંતન કરવામા આવે છે, એ જ હશે, તોપણ મારાથી એ પ્રમાણે બરાબર થતું નથી, એ મારો મોટો દોષ છે. પતિના કહેવા પ્રમાણે મહાત્માની સેવાનુ પણ ફળ મળે છે, એમાં કાઈ સદેહ નથી. હવે તો મારે સઘળી કલ્પનાઓ છોડીને હરઘડી **પરમેશ્વરનુ** સ્મરણ કરતા પતિની સેવામા તત્પર રહેવું જોઈએ. આ જગતમાં સ્ત્રીજાતિને પતિની સેવાસમાન કલ્યાણનો બીજો કોઈ પણ ઉપાય મોટો નથી. હવે મારે આ ચાર દિવસ પછી નવમો માસ ગર્ભને પૂરો થશે, એટલે દશમા માસમા તો પ્રસવનો મુખ્ય કાળ જ ગણ્યો છે. આ પ્રકારે વિચાર કરતી બેઠી છે, ત્યા હરદત્ત આવે છે, અને કહે છે, હે પુણ્ય કર્મમા પ્રીતિવાળી ' હવે તારા અત કરણમાં કેવા પ્રકારની ઇચ્છાનો ઉદય થાય છે તે કહે.

ગિરિજા કહે છે, હવે તો માત્ર આપની સેવા કરવી, અને ઇષ્ટનુ સ્મરણ કરવુ, એવી જ મને ઇચ્છા થયા કરે છે. આગળઉપર **પરમેશ્વર** જો બાળકસહિત મને આયુષ્ આપશે તો તે જંજાળમાં મારાથી આપની સેવાનું કે ઇષ્ટના સ્મરણનું વિસ્મરણ ન થાય, એ માગુ છુ. હવે મને બીજા મનોરથ હાલ તો થતા નથી. હે પતિ ! અમે સ્ત્રીજાતિને ગર્ભની સ્થિતિવિના પણ દુઃખ હોય છે, ગર્ભની સ્થિતિ થયા પછી પણ દુ.ખ છે, અને પ્રસવકાળનાં પણ અસહ્ય દુઃખ ગણાય છે, જેમાથી મુક્ત કરવાને આપની તથા **પરમાત્માની** ભક્તિ જ સમર્થ છે. બાળકની પણ રુડે પ્રકારે સભાળ લેવામા નિર-

તર દુઃખ જ છે, તથાપિ એક પ્રકારના માનેલા હર્ષને લીધે તે દુઃખ-રૂપ મનાતું નથી.

વિષ્ણુશર્મા કહે છે, હે ધ્વજપાળ શેઠ ! આ પ્રકારે પરસ્પર નાના પ્રકારના વિચાર વાર્તાને કરતા તે સ્ત્રીપુરુષ આનંદમા દિવસો કાઢવા લાગ્યા. પરમાત્માની કૃપાવડે બાળકને પ્રસવ થવાના અવધિના સમયે શુભ નક્ષત્રમા તથા શુભ લગ્નમાં તે સુભાગ્યવતી ગિરિજાએ પુત્રને જન્મ આપ્યો. પુત્રના પ્રસવથી ગિરિજાને અત્યંત આનંદ થયો જણાયો, અને સ્ત્રીને એક પ્રકારની શાંતિના નિમિત્તરૂપ તથા ગૃહસ્થાશ્રમની સાર્થકતા ગણાવનાર પુત્રના પ્રસવને જાણી હરદત્ત પણ પ્રસન્ન થયો. પ્રસૂતિને ત્રણ વા નિદાન ચાર રાત્રિ જતાં પરિપક્વ આહારથી થયેલો રસનો સારરૂપ મધુર દ્રવ, સઘળા શરીરમાંથી સ્તનમા આવે છે. તેને ધાવણ અથવા દૂધ આપણે કહીએ છીએ, જેના પાનથી આપણે તથા સર્વ ઉછરતા બાળકો જીવે છે. એ ધાવણ આપવાના યોગ્ય સમયે વિધિપ્રમાણે તે ગિરિજાએ પોતાના પુત્રને સ્તનપાન કરાવ્યુ.

ધ્વજપાળ શેઠ કહે છે, હે વિષ્ણુશર્મા ! બાળકને ધવાડવામાં તે વળી શો વિધિ હશે ?

વિષ્ણુશર્મા કહે છે, શાસ્ત્રમાં કહ્યું છે કે બાળકની માતાએ અથવા માતાના અભાવે ધવાડનારી ધાવે પોતાનુ અંગ સ્વચ્છ કરીને સારાં સ્વચ્છ વસ્ત્ર પહેરીને પૂર્વ દિશાપ્રતિ મુખ રાખીને આસનઉપર બેસવું. પછી જમણા સ્તનને સ્વચ્છ પાણીથી યોગ્ય પ્રકારે ધોઈ વસ્ત્રથી લુછીને વા કોરુ કરીને, પ્રથમ કિંચિત્ દૂધ કાઢી નાખીને બાળકને ધીરેથી ખોળામાં લઈને તેનુ મુખ ઉત્તર દિશામા રહે એવી રીતે સુવાડીને પછી પવિત્ર બ્રાહ્મણ અથવા તે બાળકનો પિતા આ બે મંત્ર ભણે ત્યા સુધી તે બાળકની માતાએ જમણા હાથથી સ્તનને સ્પર્શ કરી રાખવો:

क्षीरनीरनिधीस्ते तु स्तनयोः क्षीरपूरक. ।
सदैव शुभगो बालो भवत्येष महाबल ॥
पयोऽमृतसमं पीत्वा कुमारस्ते शुभानने ।
दीर्घमायुरवाप्नोतु देवा· प्राप्यामृतं यथा ॥

અર્થ—તારે માટે ક્ષીરસાગર સ્તનમા દૂધ પૂરજો. આ બાળક સર્વદા કલ્યાણને પામનાર અને મહા બળવાન્ થજો. હે સારા મુખવાળી ! જેમ દેવતાઓ અમૃત પીને લાંબુ આયુષ્ પામેલા છે તેમ તારો પુત્ર અમૃતના રસજેવું દૂધ પીને લાંબુ આયુષ્ પામજો.

આ પ્રકારનો મંત્ર ભણી રહે કે તરત તે બાળકના મુખમાં

સ્તન આપી ધરાવવો એ વિધિ છે, સમજ્યા શેઠ ! હવે આગળ સાંભળો. પછી છઠ્ઠી રાત્રિએ કુલાચાર પ્રમાણે શ્રીફળ, કુંકુમ, કોરો કાગળ, લેખિની, તથા રૂપાની મુદ્રા, એ સર્વે એક પાટઉપર મૂકીને તે પાટ સૂતિકાગૃહમાં સમીપ મૂકયો. ત્યાં ધૂપ તથા ઘૃતનો દીપ મૂકયો. એ રાત્રિ વિધાત્રીના લેખ લખવાની આપણા લોકોમાં મનાઈ છે. એમ કરતા આનંદમાં દશ રાત્રિ વીતી ગયા પછી ગિરિજા સ્નાન કરીને શુદ્ધ થઈ. ત્યારે પછી આનંદવડે દોઢ માસ પૂર્ણ થતાં કેવળ શુદ્ધિરૂપ સ્નાન કરીને રુડે પ્રકારે બ્રાહ્મણ, સુવાસિની, બટુક, તથા કુમારિકાને ભોજન કરાવ્યુ. તે પુત્ર દિવ્યસરખા રૂપકાંતિવાળો રાત્રિદિવસ વધવા લાગ્યો. હરદત્ત તથા ગિરિજા પુત્રનુ મુખ જોઈને સ્વર્ગના સુખને પણ તિરસ્કાર કરતાં હોય એવા જણાતા. રાત્રિદિવસ પુત્રની ચેષ્ટા જોતા તેનુ રુડે પ્રકારે રક્ષણ કરતાં આનદમા રહેતા હતાં. શુભ દિવસ જોઈને કાન વીંધાવી પુત્રને સુવર્ણ તથા મોતીવાળાં કાનનાં ઘરેણાં પહેરાવવાને કરાવવા લાગ્યા. બીજાં પણ હાથપગ તથા કોટને શોભાવનારા સુવર્ણ તથા મોતી વગેરેના ઘરેણા કરાવી પહેરાવવા લાગ્યા. કોઈ દિવસ નહિ અનુભવેલા પુત્રના સુખને જોઈને ગિરિજા તો જાણે હર્ષઘેલીસરખી થઈ ગઈ. આ પ્રકારે ઘણા દિવસો જતાં આ પુત્રને અન્નપ્રાશન વિધિપૂર્વક કરાવ્યુ. એક દિવસે ગિરિજા પોતાના પતિને આ પ્રકારનાં વચનો કહેવા લાગી.

ગિરિજા કહે છે, હે પતિ ! આ સંસારમા પુત્રસુખસમાન સુખ બીજુ નહિ હોય એમ મને લાગે છે. ઘરની શોભા પણ ખરુ જોતાં પુત્રવડે જ છે. આપણા ઘરમા સઘળું છતા પણ આ પુત્રવિના જાણે સુનુસટ લાગતું હતું. આજે જોઈએ છીએ તો આખો દિવસ જાણે ઘર ભર્યું ભર્યું લાગે છે. આ ઘોડીયાપારણાવડે ઘરના મોટા ઓરડાઓની શોભા કેવી વધેલી જણાય છે ! સવારમા ઉઠું છુ ત્યારથી તે સુતા સુધીનો સઘળો વખત આ પુત્રના આનદમા જાય છે તે જણાતો પણ નથી. એને તેલ ચોળી નવરાવી અજન કરી સૂવાડું છું ને ઉતાવળે ઉતાવળે બીજુ કામ પરવારી નથી લેતી એટલામા તો પાછો એ ઉઠે છે. મધ્યાહ્નપછીનો સમય તો એને રમાડવામા જતો જણાતો પણ નથી. રાત્રે પણ મને એનામા ચિત્ત રહેવાથી પૂરી નિદ્રા પણ આવતી નથી, તો પણ મને શરીરમાં કશી પીડા જણાતી નથી, એ પુત્રસુખને લીધે હશે. પશુ પક્ષી તથા માણસ માત્રને પુત્રથી વહાલો પદાર્થ બીજો કોઈ જગતમાં હશે એમ મને તો જણાતું નથી. ઘણી વાર એને કંઈ થાય છે કે મન મોટું ભય પેદા થાય છે. એનુ રૂપ એવુ છે કે રસ્તાના જનારને પણ એને રમા-

ડવાનો મોહ થાય છે. કોઈ કોઈ વાર એની પ્રકૃતિમા બિગાડ થાય છે, ત્યારે આ વૃદ્ધ સ્ત્રિયો કહે છે કે એને દષ્ટિદોષ લાગ્યો છે, તે પછી તેમના કહેવા પ્રમાણે દષ્ટિદોષ ( નજર લગાવી )ટાળવાના ઉપાય કરું છુ ત્યારે ઘણી વાર તેના ખરાપણાજેવુ જણાય છે. કારણ તેમ કરવાથી ઘણી ખરી વાર એને થયેલો વિકાર શમી જાય છે. આ દૃષ્ટિવિકાર લોકોમાં મનાય છે, એ વાર્તા સાચી હશે કે નહિ એવો મારા મનમા ઘણી વાર સ શય રહે છે, પણ લોકપરપરાથી ચાલતો આવેલો વૃદ્ધાચાર કરવાથી લાભ જણાય છે, માટે તે પ્રમાણે ઉપચાર કરું છુ ખરી, માટે એમા ખરુ શુ હશે તે આપ કહો.

હરદત્ત કહે છે, હે સુવિચારવાળી ! દષ્ટિદોષ નડે છે. એ વાર્તા ખોટી નથી આ જગત્નુ મૂળ કારણ માયા અથવા પ્રકૃતિ છે તે પ્રકૃતિ દ્રવ્યરૂપ છે, તથા બે સ્વભાવવાળી છે. તે બે ભેદવાળી પ્રકૃતિને શુદ્ધસત્ત્વામાયા તથા મલિનસત્વા માયા કહેલી છે. માયા, પ્રકૃતિ વગેરે તે એક કારણદ્રવ્યના જ ઘણા નામ છે, એ પ્રકૃતિ શુદ્ધ તથા મલીન એવા બે સ્વભાવવાળી હોવાથી તેના વડે થયેલા આખા સૃષ્ટિકાર્યમાહેલા પ્રત્યેક પદાર્થમા તે બે સ્વભાવ ગુણ તથા દોષો એ બે ભાવથી રહે છે. તેમા રહેલા ગુણભાવને અમૃત તથા દોષભાવને વિષ એવી સ જ્ઞા આપી છે આ સઘળા દેખાતા પદાર્થમાનો કોઈ પણ પદાર્થ કેવળ ગુણરૂપ અમૃતભાવવાળો નથી, તેમ જે કેવળ દોષરૂપ વિષભાવવાળો પણ નથી. સઘળા પદાર્થો અમૃત તથા વિષથી યુક્ત જ હોય છે, અને તે જ કારણથી અ તમા સર્વ પદાર્થ નાશને પામતા જણાય છે. આ પ્રકારે પ્રત્યેક જડ પદાર્થ કા તો ગુણની પ્રધાનતાવાળા અથવા તો દોષની પ્રધાનતાવાળા છે, અને એમ હોવાથી આ દ્રવ્યરૂપ શરીરમાત્ર ગુણ અને દોષ વા અમૃત અને વિષથી યુક્ત છે. આપણા પુરાણમા સમુદ્રમથન કરી રત્નો કાઢવાનો પ્રસ ગ મૂકયો છે, ત્યા પણ સમુદ્રમાથી અમૃત તથા વિષ બને પદાર્થ નીકળ્યા કહ્યા છે. વળી જગત્મા આપણે જન્મતા તથા મરતા સર્વને જોઈએ છીએ. તેથી સ્પષ્ટજ છે કે આ શરીરોમા જે અમૃતસ્વભાવ છે, તે તો આ આ શરીરને જન્મથી જીવાડનાર છે, અને આ શરીરમા જે વિષ છે તે ક્રમે કરી આયુષ્યને ક્ષય કરનાર છે. એ જ કારણથી આ શરીરાદિ પદાર્થને ષડ્વિકારવાળા ગણ્યા છે. (તે ષડ્વિકારના નામ આ છેઃ ૧ જાયતે ૨ અસ્તિ ૩ વર્ધતે, ૪ વિપરિણમતે, ૬ અપક્ષીયતે. ૬ વિનશ્યતિ ) આ આ પ્રકારે જોતા પદાર્થમાત્રમાં અમૃત તથા વિષ હોય છે, પણ કારણ તથા કાળભેદે કરીને સમયાનુસાર કોઈનામા અમૃતભાવની પ્રધાનતા હોય છે. પ્રાણિમાત્રના શરીરમા રહેલા આ ગુણદોષોની સહવા-

સથી એકબીજાને અસર થાય છે. એક શરીરમાં રહેલા ગુણદોષની સામાન્ય અસર બીજાના શરીરને, શરીરના સઘળા ભાગમાં રહેલી ચામડીનાં છિદ્રદ્વારા નીકળતા પ્રવાહીથી થાય છે. તો પણ વિશેષ અસર તો પ્રધાન ઇંદ્રિયોના સંબંધથી થાય છે. આપણ મનુષ્ય વગેરે પ્રાણિઓ તથા વનસ્પતિ આદિ પદાર્થોમાંથી, પદાર્થના સ્વભાવપ્રમાણે અતિ પાતળો અર્થાત્ સૂક્ષ્મ કળાવાળો ગુણદોષયુક્ત પ્રવાહી પદાર્થ નીકળ્યા જ કરે છે. તે પદાર્થનો બીજા પ્રાણિને સંબધ થવાથી તેનામાં તેવા ગુણ વા દોષની ભાવના ઉપજે છે, એ વાર્તા આપણા લોકમાં સારી સંગતિ તથા નઠારી સગતિથી થતી અસરોઉપરથી પ્રત્યક્ષ જ છે. વળી કેટલાંક રોગી એટલે દોષની પ્રધાનતાવાળાં શરીરોના સંબંધથી તેવા જ રોગ વા દોષ, સમીપ વસનારમાં પ્રકટ થાય છે, જેથી એકબીજાના ગુણદોષની સમીપ વસનારને અસર થાય છે, એમા કાંઈ આપણા લોકોને સશય નથી. હવે એ વિષ વા અમૃત પ્રધાનપણે ઇંદ્રિયદ્વારા બીજાને સબધ કરે છે, તો ઇદ્રિયોમા આ નેત્ર પણ પદાર્થમાત્રસાથે સબધ કરનાર ઇંદ્રિયોમાની એક છે. પદાર્થમાત્રને જોવાની એ ઇંદ્રિય હોવાથી પદાર્થ તથા જોનારનાં નેત્રનો સાક્ષાત્ સબધ થાય છે, જેથી અમૃત વા વિષની દૃષ્ટિદ્વારા બીજાને અસર થાય છે, એમ માનવામા લગાર પણ સદેહ નથી. આપણા લોકમા બોલવાનો સામાન્ય નિયમ પણ પ્રચલિત છે કે 'અમારા ઉપર અમીદૃષ્ટિ વા અમૃતદૃષ્ટિ રાખજો.' આ વગેરે કારણોથી જોતા દૃષ્ટિદ્વારા ગુણદોષનો સબધ અવશ્ય થાય છે, માટે દૃષ્ટિદોષ નડે છે, એમ આપણી વૃદ્ધપરપરાથી માનવામા આવે છે, એ વાર્તા કઈ ખોટી નથી. દૃષ્ટિના બે ભાવ હોય છેઃ સૌમ્ય અને ક્રૂર. તે પણ આ અમૃત અને વિષના જ પ્રવર્તક જાણવા.

કોઈ કોઈ વાર આપણા લોકોમા એમ પણ માનવામાં આવે છે કે 'આ તો આપણી મીઠી નજર લાગી છે, અર્થાત્ તેના ઉપર આપણે કદાચિત્ પણ ક્રૂર દૃષ્ટિ કરતા નથી, તોપણ આપણામા રહેલો વિષરૂપ ધર્મ કોઈ ક્ષણે સૌમ્ય દૃષ્ટિદ્વારા પણ તેનાથી સબધ કરે છે, અને જીવનના વિષને જાગ્રત્ કરી વ્યાધિને પ્રકટાવે છે. જેમ જળમાં તથા મનુષ્યાદિ પ્રાણીઓમા તેમ જ સર્વ પદાર્થોમા વિષ તથા અમૃત-ભાવ રહે છે, અને તે જ પ્રકારે વાયુમાં પણ રહે છે. ઘણી વાર આપણા લોકમાં પણ કહેવાય છે કે ઝેરી વાયુ વાવાથી અમુક રોગની ઉત્પત્તિ થઈ છે. ક્ષેત્રોમાં થતા અન્નાદિ પદાર્થને પ્રસગે પૃથ્વીમા રહેલા ઝેરી સ્વભાવથી નાના રોગની ઉત્પત્તિ થાય છે. કોદરા નામનુ અન્ન એક જ ક્ષેત્રમાં થયુ હોય છે, તથાપિ તે ક્ષેત્રના એક ભાગમાં અથવા એક ખુણામાં ઝેરી કોદરા થાય છે, જેને મીણા કોદરા કહે છે. મીણા

હરમા નામનું વૃક્ષ થાય છે, તેમાંથી વિષરૂપ દ્રવ્ય નીકળ્યાં જ કરે છે, જેથી તેને છાયે બેસનાર માણુસ અવશ્ય થોડી વારે મરણુ પામવાયોગ્ય થાય છે. મનુષ્યમા પણુ ઘણી ખરી સ્ત્રિયો અથવા કેટલાંક જંગલના સમીપની વસતિમાં એવા વિષપ્રધાન સ્વભાવવાળાં મનુષ્યો થાય છે. પુરુષોમાં ક્વચિત્ તેવા છેક મલિન સ્વભાવના હોય છે. આ પ્રકારે વિચાર કરી જોતાં પ્રાણિપદાર્થમાત્ર પોતાના સાક્ષાત્ કારણુસહિત અમૃત તથા વિષ બેથી યુક્ત છે. તેમાં તે તે પ્રાણિપદાર્થમાં રહેલા ભાવની સ્વભાવના નિયમવડે તો સર્વમા એક જ પ્રકારથી પ્રવૃત્તિ થાય છે, પણ મનુષ્યાદિ પ્રાણિઓ, જેમનામા ઇચ્છા તથા સકલ્પ થવાયોગ્ય સાધનો હોય છે, તેમને તો પ્રસંગવશાત્ ઇચ્છા તથા સકલ્પના યોગે તે ગુણદોષની જ્યારેત્યારે પ્રવૃત્તિ થાય છે. ત્યાં પોતાને અપ્રાપ્ત છતાં, ઇચ્છાના વિષયરૂપ અન્યને પ્રાપ્ત પદાર્થના અવલોકનથી વિલક્ષણુ ઇચ્છા તથા સકલ્પના પ્રબળ વેગથી અતકરણમા પ્રકટ થતા રાગદ્વેષાદિ ધર્મના કાર્યભૂત અસૂયા (અદેખાઈ) વગેરે સ્વભાવના યોગે અતરમા દાહ થઈને વિષરૂપ કાર્ય પ્રકટે છે. તે વિષની જે જે પ્રાણિપદાર્થના સબધથી પ્રવૃત્તિ થાય છે, તે તે પ્રાણિપદાર્થઉપર તત્કાળ અસર થાય છે; અને તેથી રોગાદિક પરિણામ થાય છે. આ જ કારણુથી આપણા વૈદ્યવિદ્યાના વેત્તા મહા પુરુષો રોગની ઉત્પત્તિનાં કારણોમા દૃષ્ટિદોષરૂપ કારણુની પણુ ગણુના કરી ગયા છે. આ વિના અનેક પ્રકારના યોગ્ય વિચારોથી દૃષ્ટિદોષ હોવાને સભવ, તથા તે હાનિ કરનાર છે, એમ માનવામા કઈ પ્રબળ વિરોધ નથી. આ દૃષ્ટિદોષ મોટા માણુસો તથા નાના બાળકો એમ સર્વને થાય છે, પણુ સુકુમાર હોવાથી બાળકોને એ દોષની અસર વહેલી થાય છે, અને મોટા માણુસોને ક્વચિત્ તથા થોડી થાય છે. હે સ્ત્રિ ! આમ હોવાથી, એ સકલ્પ તથા ઇચ્છાદ્વારા મુખ્યત્વે કરીને પ્રકટ થઈ હાનિ કરનાર વિષદોષની નિવૃત્તિ અવશ્ય કરવી ઘટે છે બીજાના સકલ્પ તથા ઇચ્છાના પ્રબળ વેગથી ઉત્પન્ન થતા દોષને આપણા જ શુદ્ધ સકલ્પ તથા ઇચ્છાના બળે નાશ કરાય છે, એ વાર્તાના જાણુનાર આપણા વૃદ્ધોએ આપણામાં રહેલા અમૃતભાવવડે તે દોષની નિવૃત્તિ કરવાને ઘણા યોગ્ય ઉપાયો શોધી મૂકયા છે, અને તે આજપર્યંત લોકમાં ચાલે છે. આ પ્રકારે આપણા લોકમા પરપરાથી ચાલતા આવેલા દૃષ્ટિદોષને દાબવાનો વૃદ્ધાચારને કરવાનો તું પ્રસગવશાત્ આદર કરે છે, એ અત્યંત યોગ્ય છે. ઘણા તત્ત્વના યથાર્થ સ્વરૂપને ન જાણુનારા આ વાર્તાને મિથ્યા વહેમરૂપ માને છે, પણુ પદાર્થ તથા પદાર્થપ્રાણિના સબધથી થતાં લાભહાનિના સ્વરૂપને યથાવત્ યોગ્ય વિચા-

રથી જાણનાર પુરુષને તેમનું બોલવું વધારે વજનવાળુ જણાતું નથી. એ દોષની નિવૃત્તિઅર્થે આપણા લોકમાં નાના પ્રકારના ઉપચાર ચાલે છે, તેમાથી સમયાનુસાર જે સુગમ ઉપાય જણાય તે કરજે, અને સંતોષપ્રાપ્ત રહેજે. એમ કરવામાં કોઈ વિરોધ નથી, કારણ કે એ ઉપાયોમા ઘણું કરીને સઘળા બાહ્યોપચાર જ કરવામા આવે છે. આપણા લોકમાં રોગીને રોગના નિવારણઅર્થે અંદરના તથા બહારના, અને કંઈક અંદર તથા કંઈક બહારના એમ ત્રણ પ્રકારના ઉપચાર કરવામા આવે છે. ત્યા ખાનાપીવાના ઔષધો તો અંતર ઉપચાર ગણાય છે, લેપપાટાઆદિ બાહ્યોપચાર ગણાય છે, અને શસ્ત્રક્રિયાથી છેદનભેદનાદિથી કરાતા ઉપચારો બાહ્યાભ્યંતરોપચાર ગણાય છે. એ ત્રણે પ્રકારના ઉપચાર વિધિવિરુદ્ધ કરવાથી પ્રસંગે રોગીને મહા વ્યથા કરનાર થઈ પડે છે, પણ આ દૃષ્ટિદોષ નિવારણ કરવાઅર્થે તો આપણા અત્યંત કુશળ વૃદ્ધોએ કેવળ નિર્દોષ બાહ્યોપચાર જ નિશ્ચય કર્યો છે, જેમાં કિંચિત્ પણ હાનિ થવાનો સંભવ હોતો નથી માટે એ ઉપચારો કરવામા તો તારે લગાર પણ સંશય કરવા સરખુ નથી.

આ કાળે સમગ્ર આર્ય તથા અનાર્યમા ગણાતા વૈદ્યવિદ્યામાં નિપુણ મનાયેલા સઘળા પુરુષો પ્રત્યેક રોગના કારણને, તે રોગના પૂર્વરૂપને, રોગના પ્રકટ સ્વરૂપને, પ્રકટ થયેલા રોગની મુખ્ય જાતિને, તે રોગમા પુનઃ પ્રાપ્ત થનાર આગંતુક રોગોના સ્વરૂપને, તથા તે સમગ્ર રોગોપાધિની નિવૃત્તિના યથાર્થ ઉપાયને જાણનારા છે, એમ તો કોઈ પણ પુરુષ નિર્વિવાદ સિદ્ધ કરી શકે એમ નથી. કારણ કે રોગ તથા ઉપાયના યથાર્થ જાણનાર તે પુરુષો હોય તો તરત રોગ મટવા જોઈએ, પણ તેવા પુરુષો ન હોવાથી જ રોગોના ભોગ થઈ મનુષ્યાદિ પ્રાણિઓ મૃત્યુને સ્વાધીન થતા જણાય છે. આ પ્રકારે રોગના યથાર્થ પરીક્ષક તથા ઔષધ ઉપચારના યથાર્થ વેત્તા ન હોવા છતા પણ અનુમાનવડે ઔષધ વગેરે કરવાનો તથા તેવા પુરુષોદ્વારા અપાતા ઔષધોને ગ્રહણ કરવાનો લોકમા પ્રસિદ્ધ ચાલ જણાય છે. ઘણે પ્રસંગે ખાવાપીવાનાં ઔષધો અપક્વ અનુમાનથી અપાય છે, અને તે રોગી લે છે, તેથી રોગીને નુકસાન થયાના પણ અનુભવ લોકોને થાય છે, તોપણ લોકો નિરુપાય થવાથી તેવાં ઔષધોને ગ્રહણ કરે છે, ને અધિક રોગના ભોગ પણ પ્રસંગે થાય છે. આ રીતે અંતરના ઉપચારો જે માત્ર અનુમાનથી જ કરવામાં આવે છે, તેને પણ ગ્રહણ કરવામા જો લોકો બાધ ગણતા નથી, તો આવા દૃષ્ટિદોષના નિવારણાર્થે નિશ્ચય કરાયેલા નિર્દોષ અને કેવળ બાહ્યોપચારને કરવામાં શુ બાધ છે? કાંઈ જ નહિ. અને કદાચિત્ જો કોઈ આ નિર્દોષ ઉપાયને કરવામાં

વિનાકારણ બાધ ગણતા હોય તો તેમની બુદ્ધિ સુજ્ઞને હાસ્ય ઉપજાવે એવી જાણવી. હે સ્ત્રિ ! જે પ્રમાણે રોગના લક્ષણ તથા ઉપાય શાસ્ત્રમાં લખ્યાં છે, તે પ્રમાણે તેવા જ ગ્રથોમા દૃષ્ટિદોષનાં લક્ષણ તથા ઉપાય પણ લખેલા હોય છે. કોઈ પણ એક જ વિષયપ્રતિપાદક ગ્રથમાના એક પ્રસંગે અધિક દોષ ઉત્પન્ન કરવાના સભવવાળા વિષયને વિશ્વાસ કરવા યોગ્ય ગણવો, અને બીજા નિર્દોષ ઉપાય જણાવનાર વિષયને યથાર્થ અનુભવ કર્યા વિના જ મિથ્યા ગણવો, એ બુદ્ધિમાનને ઉચિત નથી, માટે હે સાધ્વિ ! તું એવા ઉપચારોને સશયમુક્ત થઈ નિર્ભયપણે ઘટિત સમયે કરતી રહેજે.

હે સારી મતિવાળી ! બાળક વગેરે કોઈ પણ રોગીને ખાવાપીવાના અજાણ્યા ઔષધો આપતા વધારે વિચાર કરવાનો છે, કારણ કે તે ઔષધના ગુણદોષ આપણે જાણતા નથી, તેમ જ આપનાર પુરુષ, અવશ્ય રોગનો નાશ કરશે, એવા દૃઢ વિશ્વાસથી કે યથાર્થ અનુભવ જ્ઞાનપૂર્વક આપતા નથી. તેમ જ પ્રસગે બાહ્ય ઉપચાર કે જેનો રોગીને અદર વધારે સબધ થવાનો સભવ હોય, એવા ઉપચારને પણ કરતા વિચાર કરવો. વળી છેદનભેદનાદિ ઉપચારો કરવાકરાવવામાં પણ હાનિ થવાના સભવ હોય છે, માટે તેમા પણ બનતા સુધી વિચાર કરવો ઘટે છે, પરતુ દૃષ્ટિદોષસબંધી બાહ્ય ઉપચારમા તેવો કશો વિચાર કરવા સરખો સબધ નથી.

આર્ય તથા અનાર્ય વૈદ્યોના વ્યાપારસબધમા ઘણા બુદ્ધિમાન્ પુરુષોનો નીચે પ્રમાણે વિચાર બધાયેલો જણાય છે. જેમ કોઈ બે મનુષ્ય પરસ્પર સબધ કરી યુદ્ધ કરતા હોય, તે બેમાથી એક જણના પક્ષનો કોઈ અંધ પુરુષ પોતાના પક્ષવાળાની વહારે ધાય, અને પછી આડા અવળા, હાથ ચઢી આવે તે ઢુંધા, પથરા વગેરે લેઈ લેઈને પેલા લડનારતરફ અનુમાનથી ફેકે, તેમાથી કોઈ સપાટો તો પોતાના પક્ષવાળાને લાગે છે, ને કોઈ તેના શત્રુને વાગે છે, તેમ આ રોગ અને રોગીનો સબધ થઈને એકબીજાની નિવૃત્તિ કરવારૂપ યુદ્ધ ચાલે છે. તેમા રોગીનો પક્ષકાર અધ પુરુષરૂપ વૈદ્ય થાય છે, તે અનુમાનથી ઢુંધા, પથરા વગેરે પદાર્થરૂપ ઔષધો ફેકવારૂપે આપે છે. તેમાથી કોઈ ઔષધ તો પોતાના પક્ષકાર રોગીને જ વાગે છે, અને પ્રસગે કોઈ તો રોગને વાગે છે, અર્થાત્ કોઈ વેળા તે વૈદ્યોના ઔષધ રોગીને નુકસાન કરતા માઠા પરિણામઉપર ચાલે છે, અથવા તો રોગને શાત કરે છે. આ પ્રકારનુ ઘણાખરા બુદ્ધિમાનોનુ માનવું છે, અને તે કેટલેક અશે ખરુ પણ જણાય છે, માટે રોગીએ વા રોગીના સબધીએ બનતા સુધી વિચારીને ઉપાય કરવા. આ સઘળી અલ્પજ્ઞ-

ધર્મવાળા જીવવૈદ્યોના સબંધની વાર્તા જાણવી. પણ દૈવી સંપત્તિરૂપ સર્વજ્ઞસમ વૈદ્યપુરુષની આ સંબંધમાં ગણના નથી, એમ જાણવું. કારણ કે તે તો રોગનો નિગ્રહ કરવા સર્વજ્ઞ હોવાથી સ્વતંત્ર છે

હે પુત્રમા પ્રીતિવાળી ! સંક્ષેપમાં એ જ કહું છું કે આ જગત્મા વિશેષે કરીને જીવમાત્ર અલ્પજ્ઞ તથા પરતંત્ર છે, તેથી તે સર્વ જીવોમા યથાર્થ જ્ઞાનનો સંભવ હોતો જ નથી, જેથી તેમના સર્વ વ્યવહાર અનુમાનથી જ થાય છે. માટે જેવા ઔષધ લેવા દેવાના વ્યવહાર પણ અત્યંત યોગ્યાયોગ્ય વિચાર કર્યા વિના સર્વને કરવા પડે છે, તેમ આ દૃષ્ટિદોષસબંધે પણ ઉપાય કરવા. એમા વિલક્ષણતા માત્ર એટલી જ છે કે વિશેષ કરીને પ્રથમના અંતરૂબલિગાદિ ત્રણ પ્રકારના ઉપચારો પ્રસંગે ભયંકર થઈ પડવાના સંભવવાળા છે, માટે તે રોગીને કરતા અધિક વિચાર કરવો, અને આવા કેવળ નિર્દોષ બાહ્યોપચાર સામાન્ય વિચારથી પણ કરવા અચકાવુ નહિ. હવે તારે જે કામ કરવાનુ હોય તે હાલ કરી વળી નવરાશે પૂછવા યોગ્ય જણાય તે પૂછજે, એમ કહી હરદત્ત પોતાને કામે લાગે છે.

**વિજયા**—જય જય **શ્રીસ**દ્ગુરુદેવ. (સર્વે બોલે છે, પછી નિત્યના નિયમપ્રમાણે પદ ગાય છે.)

### પદ. ગરબો અથવા ઠુમરી.

હે જગપાલક ! વિઘ્નવિનાશક ! દીન જનોના દાતા રે,
દોષનિવારક ! પતિપુમારક ! ભક્ત જનોના ત્રાતા રે; હે જગ૦
શરણાગતના સંકટ ટાળી, દો છો સુખ અવિનાશ રે,
શુણી એ, ચરણસમીપ ધસુ હું, દેજો સુખદ પ્રકાશ રે, હે જગ૦
અધમ અધમપણું ત્યજીને ઝાઝા, ચરણે આવી વસીયા રે,
જાણી કરુણાસાગર પ્રભુને, પુણ્યપ્રતાપે ધસીયારે, હે જગ૦
અસંખ્ય જીવ પ્રભુઅભિમુખ થઈ, દુઃખસાગરને તરીયા રે,
વિનવી વિનયથી વારવાર નમી, જય જય શબ્દ ઉચ્ચરીયા રે, હે જગ૦
અભક્ત છુ તદપિ પ્રભુપદની, ઇચ્છા નિશદિન રાખું રે,
વિશ્વેશ્વર કર ધરી ઠારો તો, અજરામર રસ ચાખુ રે; હે જગ૦
દોષકોષસમ હું છું સ્વામિ ! પણ મતિ ચરણે આવે રે,
મનહર પ્રભુ કહું નમન કરીને, રહેજો હ્રદયમા ભાવે રે, હે જગ૦

**ભાગીરથી**—જય જય **શ્રીસ**દ્ગુરુદેવ. (સર્વે તે પ્રમાણે બોલે છે, ને સમય થઈ ગયેલો હોવાથી સર્વ પ્રસન્ન થતાં, તથા એકબીજાથી વાતો કરતાં ઉઠીને પોતપોતાને ઘેર જાય છે.)

**કમળા**—(**વિજળીને**) અલી આજ તો પેલી બચારી કૌશિકીને સુખ થયાની કથા આવશે. ભૂભાસ્કર પણ બચારો પોતાના છોકરાને હવે સુખથી રમાડશે, ને સુખી થશે, નહિ વારું ?

**વિજળી**—કૌશિકીને આપણે હવે જ બચારી કહીએ છીએ કેની ? આટલા દહાડા એને ક્યારે બચારી કે'તા'તાં ! કહેવત છે કે ઠોકર ખાધા વિના માણસ ઠેકાણે આવતું નથી, તે ખરી વાત છે. ભૂભાસ્કરે પણ ખરો ઉપાય કર્યો, ને કૌશિકીને પણ હવે સારી પેઠે સમજણ પડી છે. તે જો ડાહી હશે તો હવે જીવતાલગી બચરાને સતાપશે નહિ. કમળા પાડોશણ ! આ વાત સાંભળીને આપણે ઘણી શીખામણ લેવાની છે. ઘરમા પોતાના ધણીસાથે કેમ બોલવુ, તેમનુ મન વરતીને સમો જોઈને તોળી તોળીને વચન કેમ બોલવા, કે જેથી તેમને લગાર પણ દુઃખ થાય નહિ, વગેરે પણ શીખવાનુ છે. આપણાથી એમનુ મન સંતોષ પામે એવુ કરવું જોઈએ ચાલો બહેન ! હવે પાછુ જલદી પરવારવુ છે. (બને ઘરમા જાય છે.)

**કમળા**—(ઘરમા ગયા પછી તરત ગોકળને આવતો જોઈને) કેમ વારું, આજ કઈ તમે વહેલા આવ્યા કે મને મોડુ થયુ ? રોજ તો હુ ખાવાનું કરી વહેલી આવુ છુ, ને તમે બહારથી આવો છો. આજ તો જાણે આપણે બને સાથે આવ્યા છીએ.

**ગોકળ**—આજ હુ લગાર વહેલો આવ્યો છું, ને તમને લગાર મોડુ પણ થયુ છે. કેમ વારુ, તમે રોજ કથામા આવો છો તે તમારા મનથી કંઈ સારુ લાગે છે કે નહિ ?

**કમળા**—આથી તે વળી બીજુ સારુ કેવુ જોયતું'તું ? અમને તો રાત'દાડો એમા ને એમાં ચિત્ત રહે છે. સાચે સાચુ બોલજો વારુ, તમને મારા સભાવમા હવે કઈ સારો ફેરફાર થયેલો જણાય છે કે હજી હુ હતી તેવી ને તેવી જ છુ ?

**ગોકળ**—અરે આસમાનજમીનનો ફેર જણાય છે. મને તો લાગે છે કે મહિના પહેલી તું હતી તે તું જ નહિ ને ! આજે તો મારા જીવને તારા તરફની મોટી ટાઢક થઈ છે. હુ તો કહું છુ કે એ ભટજીનુ ને એમનાં ઘરનાંનું સો સો વરસનું આવરદા પરમેશ્વર વધારજો. એ હોય નહિ, ને તમારો સુધારો થાય નહિ

**કમળા**—જુવો, હવે કોઈ દહાડો આ ઘરેણાં લૂગડાં સારુ કે કોઈ વછસારુ તમારા સાથે વઢવાડ કરુ છુ ! પહેલે તો રોજ જામતું. મને જ મારો પહેલાંનો સભાવ યાદ આવે છે, ત્યારે પસ્તાવો થાય છે ને !

**ગોકળ**—તું નથી બોલતી, પણ પરમેશ્વર સબુરીનું ભાડું કંઈ આપ્યા વિના રહે છે ? જો ! આ લાગે પડતા આવ્યા તે તારે સારુ

કાનના કાંટા રાખી લીધા છે. ફક્ત સોનાની કિંમત બેઠી છે. ઘડાઈ બેઠી નથી. હજી નવા જેવા જ છે. સોનું પણ સારું છે. ઘરઘરાઉ ગરજુના મળ્યા છે. પણ હવે તને ગમે ત્યારે ખરા.

**કમળા**—હવે મને ગમવાની વાત તો બોલશો જ નહિ. મને તો મારે જેવું હશે તેવું ગમશે આટલું આટલું રોજ સાંભળીએ છીએ ને હજી ગમતું ને ન ગમતું રહે ત્યારે કરમના ભોગ જાણવા! (કાંટા હાથમાં લેઈને જોતાં રાજી થઈને) વાહ! જેવા મારે જોઈએ એવા જ લાવ્યા છો, ને શુ છે જે ના ગમે? (કાનમા પહેરતી જાય છે ને વખાણતી જાય છે.) આ કેટલામા આવ્યા?

**ગોકળ**—ચાળીસ રૂપિયાનુ સોનું ચોખ્ખુ છે, ને ચાળીસ જ આપ્યા છે.

**કમળા**—ઓહો! એવડો બધો ખરચ હમણાં ને હમણાં શુ કામ કર્યો? વળી આગળ આપણો હાથ છૂટો થાત ત્યારે લેવાત.

**ગોકળ**—તારે નસીબે બારોબાર આ આઠ દહાડામાં ચાર સોદા થયા, ને સહેજમાં પચાસ રૂપિયા મળી ગયા, ને ધાટે ધાટે મળી ગયા ત્યારે લીધા. તારુ મન રાજી થયુ, એટલે મારું આણ્યુ સફળ થયુ. તે દા'ડે કલ્લાં આણ્યાં'તાં, પણ મારો જીવ ખાટો થઈ ગયો'તો.

**કમળા**—(લગાર હસીને) બળી એ ગઈ વાતને સભારશો નહિ. હુ લાજી મરુ એવુ આજ તે મને સભારીને થાય છે. માફ કરજો, મેં તમને નાદાનીથી ઘણું સતાવ્યા છે. હવે ભગવાને મારી મતિ ફેરવી છે. લો ચાલો હવે કથાનો વખત થશે. આપણે વાળુની તજવીજ કરી લઈએ. આ શાક તો થઈ જવા આવ્યુ છે, ને રોટલી તો સવારની છે જ.

**ગોકળ**—ચાલો તૈયારી કરો એટલે હું પણ પરવારી લઉ છુ. (ગોકળ કપડા ઉતારી પોતાનુ થોડુ રોજનામુ લખે છે. એટલામા કમળા બોલાવે છે, તે વાળુ કરવા બેસે છે.)

**વિજળી**—(પોતાના ઘરમાથી) કેમ કમળા! પરવાર્યા કે?

**કમળા**—આ વાળુ કરીએ છીએ. હવે કઈ ઝાઝી વાર નથી. તમે પરવાર્યા કે શું?

**વિજળી**—હા, તમે પરવારો ત્યારે બોલાવજો હું તો તૈયાર છુ હો કે.

**ગોકળ**—(કમળાને) કેમ વારુ, આ વિજળી કંઈ સુધરી કે? એનો સ્વભાવ ઘણો જ ઉછાંછળો—જાણે આગનો ભભુકો હતો. પણ હવે કંઈ નરમ જણાય છે ખરી?

**કમળા**—એ ને હું બંને વાજોડે વઢીએ એવાં હતાં, પણ એ તો એવી સુધરી છે કે વખતે મને પણ શીખામણ દે. હજી એનો બટકબોલો

ને હસમુખો સભાવ, ને લગાર ટાખળીપણું તો છે. પણ હવે તે બીજા-નમાં આવી કહેવાય. પાંચમાં બેસે તો મોટી ભારેખમ ને ડાહી બાઈ-ડીજેવી વાતચીતથી પણ જણાય. પણ એ પરતાપ આ બધો કથાનો હો. જેટલાં આવે છે એટલાં બધાએ આ થોડા દહાડામાં જાણે માણુ-સની હારમા આવ્યા હોય એવા થઈ ગયાં ! (ગોકળ જમી ઉઠીને કપડા પહેરીને વિજળીના વરને બોલાવીને જાય છે પછી કમળા વિજળીને બોલાવીને સઉ મળી સાથે જાય છે. )

( ગોકળ વગેરે મનોહરને મેડે ચઢતા દાસને 'સેઠ ! જેગોપાળ' કહીને મનોહર ભટ્ટને નમન કરીને પોતાની જગાએ બેસે છે.)

દાસ—કેમ ગોકલ ભાઈ ! હવે કંઈ આજુબાજુ સુઘાડો દટો જનાય છે કે નહિ ?

ગોકળ—એમા સુ પૂછવુ સેઠ ! સઉ કહે છે કે સેઠનુ કલ્યાણ થજો કે આ મુક્તિનો મારગ મઉને ઉઘાડી આપ્યો. ભટજીના ઉપ-કારનો બદલો જ નથી.

દાસ—સઉ ભગવાનનો પટટાપ છે, ને સઉના કિસમટહી ભતજી મ્હાડાજે ડયા કડી છે, ટો હોરે ડા'રે જોમો કે પેલા ભજનમા છે કે 'મુકિટ ગોકુલમા છે ડાસી' ટે મિસાલ આપના મ્હોલ્લામા માડા ટાડ-વાપડમાને કોઇ પન મુકિટપાકી દે'નાડ નહી. કોઈ કોઈ ચાદાલચોકડી બાકી ડે'સે ટો ટેની કંઈ ચ ટા નહી. એ ટો ગામ હોય ટા ઘેડવાનો હોય જ છે. કેમ વિથ્થલજી ! બોલ્યા નહિ !

વિઠ્ઠલજી—ખરુ કહો છો, તેમા શુ બોલવુ શેઠ ! સઉ આવ્યુ હોય તો જય જય બોલાવો હવે ( દાસ જય બોલાવે છે, ને સઉ બોલે છે ) કાલે તો પેલા ભૂભાસ્કરને કૌશિકી તથા તેના માતાપિતા વગેરે જઈને પોતાને ઘેર તેડી લાવ્યા છે ત્યાથી રહ્યુ છે.

મનોહર—(ઇષ્ટસ્મરણ કરીને) પછી ભૂભાસ્કરને પોતાને ઘેર આણીને પરસ્પરના દુ ખસુખની વાર્તા તેના સાસુસસરા કહેવાસાભળવા લાગ્યા. જેમ જેમ બ્રાહ્મણોના મ ડળમા ભૂભાસ્કરના આવવાની ખબર પ્રસરી, તેમ તેમ સઘળા બાળકથી તે વૃદ્ધપર્યંતના સ્ત્રીપુરુષો તેને જોવા આવ્યા, તથા તેમાના ઘણા વૃદ્ધ તથા સબંધ ધરાવનાર તો ભૂભા-સ્કરને ઠપકાભરેલા વચનો પ્રીતિથી કહેવા લાગ્યા. સમાચાર ન મોક-લવાથી થયેલા ક્લેશનુ તથા કૌશિકીના ભારે સતાપનુ વર્ણન કરતા સર્વે 'તમને અબળાઉપર આવડો જુલમ કરવો ઘટે નહિ, અપરાધ પડે તો બીજી શિક્ષા કરીએ, પણ આમ ન કરીએ. સમયે કોઇના જીવનું જોખમ એમા થાય તો આખા જન્મની કાળી ટીલી તથા મોટો દોષ

માથે આવે.' આ વગેરે બોલીને વળી કહેતા કે 'ભલા પરમેશ્વરના પ્રતાપે તમે સઘળા કુશળ ક્ષેમથી મળ્યા, એટલે સઘળી વાતે રડા વાના છે'. આ પ્રકારે બે પ્રહર રાત્રિપર્યંત સર્વની આવજાવ થઈ રહ્યા-પછી થાક્યાં હાર્યાં સૂઈ રહ્યા. બીજે દિવસે તેના સસરાએ મોટો ઉત્સવ માની બ્રાહ્મણ, સુવાસિની, બટુક, તથા કુમારીકા વગેરેને ભોજન કરાવ્યુ. પછી ભૂભાસ્કરની તથા પોતાની પુત્રી કૌશિકીની ઇચ્છા જાણીને રુડે પ્રકારે પ્રીતિપૂર્વક તેમના આશ્રમે જવાને વિદાય કર્યા. કૌશિકી તથા ભૂભાસ્કર એકબીજાના પ્રતિ જોતા, નેત્રમાથી પ્રેમાશ્રુ પાડતા, આનદવાર્તા કરતા, પુત્રની નાના ચેષ્ટા જોતા, તથા પ્રિય વચનો સાભળતા, પોતાને આશ્રમે આવી પહોચ્યા. ભૂભાસ્કરના આવવા સબધી વાર્તાને જાણનાર તેના સમીપના સર્વ સ્ત્રીપુરષો ઘણે પ્રેમે તેને સામા આવીને મળ્યા, અને પરસ્પર દુઃખસુખની વાર્તા કરતા એકબીજાને કુશળતા પૂછી, જાણી, ને પોતપોતાના આશ્રમે ગયા. પછી ઘણે દિવસે નિવૃત્તિને પામેલા તે સ્ત્રીપુરુષ પરસ્પર આ પ્રકારે વાર્તા કરવા લાગ્યા.

કૌશિકી કહે છે, હે પતિ! સાચેસાચુ કહેજો. તમે બીજા બધા બ્રાહ્મણો પાછા ઘેર આવ્યા ત્યારે પાછા ઘેર કેમ ન આવ્યા? શુ તમને મારા તરફથી સતાપ થતો હતો તેથી પાછા ન આવ્યા કે કમ?

ભૂભાસ્કર કહે છે, હે સ્ત્રિ! એ વાર્તા પણ મહીં કારણરૂપે મારા મનમા ખરી. પણ પછી તો મને એમ જ થયુ કે ઓહો! આ સસારમા જન્મ ધરીને આપણે રાત્રિદિવસ વ્યવહારનો ભાર મસ્તકે તાણતા એક દિવસ કાળના કોળીયારૂપ થઈ જઈશુ, ત્યારે સાહાય્ય કરવાને આપણી સાથે ચાલનાર તો એક ધર્મ જ છે. તો આપણે નિર્ધનાવસ્થામા દાનપુણ્યકર્મથી તો ધર્મને સજવાના નથી. પણ આ અનુકૂળ સમય છે તો કાઈ શારીરિક, માનસ કે વાચક તપ તો કરી લેઈએ. આ વિચાર થવાથી મેં એકાત સ્થળ જોઈને ત્યા રહીને ગાયત્રી પુરશ્ચરણનો આરંભ કર્યો હતો. તેની સમાપ્તિ થયા વિના ત્યાથી આવી શકાય એમ નહતું માટે રહ્યો હતો

કૌશિકી કહે છે, તમને હુ તો કદાચિત્ દુઃખ દેતી હતી, તે નહિ સાભરી હોઉં પણ આ બચારા અનાથસરખા બાળકની પણ તમને દયા કે સ્મૃતિ નહિ આવી હોય?

ભૂભાસ્કર કહે છે, અરે! એ વાર્તા તો કરવા સરખી જ નથી. પ્રથમના બે ત્રણ માસસુધી તો રોજ તમે બને સાભરો, અને તેથી કોઈ દિવસ આપણો સબધ થયા પછી તને મૂકીને હુ દૂર ગયેલો નહિ, તેથી આ ટાણે તો ક્ષણે ક્ષણે મારું હૃદય ભરાઈ જતું, નેત્ર-

માંથી જળની ધારાઓ ચાલતી, અને મુખમાં વાણીસ્થાનોની સહાયતાથી ગાયત્રીના જપનો પ્રવાહ ચાલતો. આ પુત્રનું સ્મરણ પણ આવતું, તથાપિ એનાથી વિશેષ તારા સ્મરણથી દુઃખ થતું. તોપણ વળી તારા સ્વભાવનું ચિત્ર આગળ આવતા પાછું મન વળી જતું, ને કહેતું કે હશે, એ સ્ત્રીને સ્વતત્રપણે રહેવાથી સુખ જણાશે તો થોડા દિવસ મારે આ ધર્મનિમિત્તે કષ્ટ ભલે વેઠવુ પડે. વળી તારી આ પુત્રસહિત તારા માતાપિતાને ઘેર ગયાની વાર્તા પ્રથમથી જ મારા સાભળવામા આવી હતી. તેથી એક પક્ષથી મને પણ ચિતા ઓછી જણાતા મન સમાધાનમા રહેતું. ભલા, પરમેશ્વરે સર્વને સુખી રાખી પાછો મેળાપ કરાવ્યો એટલે ઘણું સારુ થયુ, નહિ તો અધિક સતાપ થાત. પછી કૌશિકીએ પોતાના દુ ખની સઘળી વાર્તા કરી. વાત કરતા કરતા તેનાં નેત્રમાથી જળ ચાલ્યાં. તેના દુ ખને સાભળી ભૂભાસ્કરનુ પણ હૃદય ભરાઈ આવ્યુ. પછી ભૂભાસ્કરે તેને શાતિનાં વચનોવડે શાત કરી. ત્યાર પછી કૌશિકી બે હાથ જોડીને ભૂભાસ્કરના ચરણમા માથું મૂકી આ પ્રકારના વચનો બોલીઃ 'હે ભગવન્! મેં અજ્ઞાનપણાથી તમને ઘણું કષ્ટ આપ્યુ છે, પણ તમે મારા ઉપર દયા રાખીને ઉદાર ચિત્તથી સઘળુ સહન કર્યું છે. હવે મને તે બદલ ઘણો પશ્ચાત્તાપ થઈ ચુકયો છે. હવે પછી કોઈ દિવસ મારા આડા સ્વભાવથી તમને દુ ખ આપીશ નહિ. મારા આજ પર્યંતના સઘળા અપરાધની મને ક્ષમા આપો. અમે સ્ત્રીજાતિને પોતાના પતિની ભક્તિવિના પરમેશ્વરને પામવાનો બીજો એકે સુગમ ઉપાય નથી. સ્ત્રીના અપરાધની ક્ષમા જો પુરુષ ન આપે તો પરમેશ્વર પણ તેને ક્ષમા આપતા નથી. હવે મને ખાતરી થઈ કે મારો જન્મ તમારા વડે જ સાર્થક છે. તમારા વિના એક ઘડી પણ મારી જશો નહિ. પરમેશ્વર કોઈ પણ સ્ત્રીને પતિના વિયોગવાળી કરશો નહિ. પૂર્વે ઘણી પુણ્યવાન્ પતિવ્રતાઓ પતિના મરણથી મરણને સ્વીકારતી પણ જીવનને ઇચ્છતી નહતી એ વાર્તાની મોટાઈ મે હવે જાણી છે સૌભાગ્ય એ જ સ્ત્રીજાતિનુ જીવન છે, એમ કહેવાને હવે મને કશી શકા રહેતી નથી. મારા ઉપર હવે નિરતર દયા રાખીને મારા દોષો મને જણાવજો અને ઘટે તેવી મને શિક્ષા કરજો. પણ મને છેહ દેઈને કોઈ દિવસ પણ દુઃખ આપશો નહિ.' આ વગેરે અનેક દીન વચનોને બોલતી કૌશિકીને જોઈને ભૂભાસ્કરે આ પ્રકારના મિષ્ટ વચનોથી તેનું સમાધાન કર્યું.

ભૂભાસ્કર કહે છે, હે સ્વધર્મમા પ્રીતિવાળી! તુ કિંચિત્ પણ ખેદને પામીશ નહિ. હુ તારાથી દૂર હતો, તોપણ તારા અનેક ગુણોનુ મારા હૃદયમા સ્મરણ થતુ, અને તેથી હું વારંવાર વિકળ થતો.

માત્ર એક જ તારો આડા સ્વભાવરૂપ દોષ મને પ્રસંગે પ્રસંગે ટકોરતો હતો. પણ હવે તો તે તારામાંથી નિર્મૂળ થયો છે. તારાં ઉગ્ર પુણ્યથી તારું અંતઃકરણ હવે નિર્મળ થયું છે. માટે તું કોઈ પ્રકારનું પણ ભય મનમાં ધરીશ નહિ. તારું નિરંતર કલ્યાણ થશે. તારા અનેક અપરાધ હશે તોપણ તેની મારા તરફથી ક્ષમા મળેલી છે, એમ જ જાણજે. હવે પછી તું અપરાધ કરે એવી મને લગાર પણ આશા નથી, તેથી તારો ઉત્તરોત્તર સદા જય જ થશે. તું કુળવાન્ માતાપિતાના શિક્ષણવાળી છે, અને પુણ્યના પ્રબળ સસ્કારવાળી છે, તેથી તારું કોઈ દિવસ હવે પછી અનિષ્ટ થનાર નથી, માટે પ્રસન્ન થઈને પરમાત્માશ્રીનુ સ્મરણ કરતી આનદમાં આપણા ગૃહકાર્યને કરતી સુખાનુભવ કર. હે પ્રસન્ન ચિત્તવાળી ! તે મને સતાપકરતાં સુખ ઘણું આપ્યુ છે, પણ લગાર પણ પ્રતિકૂલ કોઈને રુચતું નથી તેથી તે તારો દોષ થોડો છતા પણ ઘણો થઈ પડયો હતો, તે હવે નિર્મૂળ થયો છે, જેથી અતઃપર ક્લેશનુ કાંઈ પણ કારણ રહેશે નહિ.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી સરસ્વતિ ! આ પ્રમાણે તે કૌશિકીએ પોતાના પતિની શીખામણને આગળથી ન માનીને પોતાના આડા સ્વભાવથી પતિની અપ્રીતિ મેળવીને ભારે દુઃખનો અનુભવ કર્યો, અને પાછળથી આ રીતે પસ્તાવો કરીને પતિપાસે પોતાના પાછલા સઘળા અપરાધોની ક્ષમા માગીને પછી પતિની આજ્ઞાપ્રમાણે એકમત થઈને રોજ ઘર ચલાવવા માડયું. પછી તો બનેને બહુ સુખ થયુ ભૂભાસ્કર જે વચન કહે તેની પ્રથમથી જ હસતે મુખે પેલી કૌશિકી હા–કહેવા લાગી, અને તે પ્રમાણે કરવામા કાંઈ અડચણ જણાય તો તે પોતાના વિચારસાથે જણાવતા ધીરેથી એમ કહેતી કે 'તમે મને આ પ્રમાણે કરવાનું કહ્યુ હતું, માટે મે તેમ કરવા માડયુ પણ અમુક પ્રકારની અડચણ જણાય છે. તેથી જો આજ્ઞા હોય તો હુ આ પ્રમાણે કરુ.' આવાં પ્રીતિથી દીનતાભરેલાં વચનો બોલીને પોતાના કાર્યને રૂડે પ્રકારે કરતી તથા રાત્રિદિવસ તે ભૂભાસ્કરની પ્રસન્નતા જાળવતી. જે શિખામણ ભૂભાસ્કર એક વાર આપે, તેને તે કદી વિસારતી નહતી આ પ્રકારે તે ભૂભાસ્કર અને કૌશિકી પોતાના પુત્રનુ લાલનપાલન કરતા આનદમાં દિવસ કાઢવા લાગ્યાં એટલામાં એક દિવસ સંધ્યાકાળના સમયે પેલા વૃદ્ધ અતિથિ જે પ્રથમ આવ્યા હતા, તેમના સરખાને પોતાના આશ્રમતરફ આવતા જોઈને કૌશિકી મોટા હર્ષથી પોતાના પતિ ભૂભાસ્કરને કહેવા લાગી, હે પતિ ! પેલા વૃદ્ધ બ્રાહ્મણ જ પાછા પધાર્યા કે શુ ? ભૂભાસ્કરે પણ જોયુ તો તેમને દીઠા. પછી ઘણા સ્નેહથી સન્મુખ

જઈને ભૂભાસ્કર વિનયથી તેમને નમ્યો, તથા હાથ ઝાલીને વિનય-વચન બોલતો પોતાના આશ્રમમાં લાવ્યો. આસન પાથરી તૈયાર કરી રાખ્યું હતું, તેના ઉપર તેમને બેસાડી કૌશિકીએ પણ નમન કર્યું. વૃદ્ધ પુરુષ બનેને આશીર્વાદ કહેતા કહેતા પોતાની લાકડીવગેરે બાજુએ મૂકીને બેઠા. પુત્રને પગે લગાડીને બને જણા તેમના પાસે બેઠા. પછી ભૂભાસ્કર કહેવા લાગ્યો, હે ભગવન્ ! આપે આજે અમને રંકને દર્શન આપીને કૃતાર્થ કર્યા છે. અમારા મનમાં આપનાં એકવાર દર્શનની મોટી અભિલાષા રહી હતી. આપનો અમૃતથી પણ ઉત્તમ બોધ અમારા હૃદયમા પ્રથમ બીજરૂપે હતો, તે ક્રમે કરીને હવે અંકુર કાટી રહ્યો છે. હવે એને થોડું જળ સિંચવાની ખરી તક આવી હતી, એવામા આજ યોગ્ય સમયે આપ પધાર્યા એ ઘણું જ રુડુ થયું છે. જેમ ઉત્તમ વૃક્ષોને ઉછેરનાર માળી તેની ઋતુએ ઋતુએ જોઈતી સભાળ લેછે તેમ આપે પણ આ ટાણે તે પ્રકારે જ ખરી અણિઉપર સંભાળ લીધી છે. આપના ઉપકારનો બદલો વાળવાનુ ઈશ્વરે અમને કાંઈ સામર્થ્ય આપ્યુ નથી, તેથી દીન મુખવડે માત્ર નમસ્કાર કરીને બેશીએ છીએ. પણ આપ જે નિષ્કામ અને ઉદાર પરમાત્માસ્વરૂપ છો, તે અમારા દોષોપ્રતિ લક્ષ કર્યાવિના જ માતાપિતાની પેઠે અમારા રક્ષણમા પ્રીતિ રાખો છો. આજનો દિવસ ધન્ય છે.

કૌશિકી જળપાત્ર ભરીને પાસે મૂકીને કહે છે, હે ગુરો ! હે માતાપિતા ! તમે અમને પાછા વળી દર્શન આપવાની કૃપા કરી, એથી અમારો જન્મ સાર્થક થયો એમ હુ માનું છુ. આપના વચનો રોજ મને સાભરે છે, અને તે ઘણુ સુખ આપે છે.

વૃદ્ધ અતિથી કહે છે, ભાઈ ભૂભાસ્કર ! તમે પ્રસન્ન છો ? બહેન ! તમે શરીરે સુખી છો ? આ પુત્રને બીજુ વર્ષ ચાલે છે કે ત્રીજુ ? ભલા તમારો આનદભર્યો આશ્રમ જોઈને મને પરમસતોષ જણાયો છે. હુ પણ ક્ષેત્રે ક્ષેત્રે તમારુ પ્રસગ આવવાથી સ્મરણ કરતો હતો. મે ઘણા પવિત્ર બ્રાહ્મણોના આશ્રમોમા રાત્રિઓ ગાળી છે, ત્યા ત્યા સઘળે તમારા પવિત્ર આશ્રમની વાર્તા પણ આ મુખેથી કરાતી હતી. હજી પરમાત્માશ્રીની કૃપાથી આ શરીર ચાલે છે, ત્યારે કહ્યુ ચાલો વળી આ ક્ષેત્રોમા ફરી એક વાર વિચરુ લાવો બહેન કૌશિકી ! હવે મને જળપાત્ર આપો. કૌશિકી જળ આપે છે, તે પીને સ્વસ્થ થયા પછી કહે છે. ભાઈ ભૂભાસ્કર ! આ સંસારમા મેં સજ્જનોની સગતિ અને સદ્વાર્તાસમાન બીજા કશામા મોટો સાર દીઠો નહિ. બીજા સઘળા વ્યવહારો ક્લેશના આપનાર દીઠા, ને સત્સગ તથા સદ્વસ્તુની સમ્યક્ વાર્તાને તો આ ક્લેશના કાપનારરૂપ મે દીઠાં, તેથી મને

તો એ જ સારરૂપ જણાયાં. ઘણાં માણસો એવાં પણ મારી દૃષ્ટિએ પડયાં છે કે જે કુસંગને તથા અસદ્દર્તનને સેવનારાં છતાં તેને ભ્રાંતિથી સત્સંગરૂપ માનતાં, અને રાગદ્વેષાદિ ક્લેશને ઉપજાવનારી લોકવાર્તાને વારવાર કરતા છતાં પણ તેને ભ્રાંતિથી સદ્વાર્તારૂપ માનતા. એવાં મનુષ્યોને પણ જોઈને મને કંઈ તેમના સંબંધથી ક્લેશ થતો નહતો, કારણ કે માયાના સ્વરૂપલક્ષણ મને કાંઈ અજ્ઞાત નથી. એવી વિપરીત બુદ્ધિનાં મનુષ્યો દુઃખને પામીને પછી સત્સંગને દૂષણ આપે છે, પણ તેથી નિર્દોષ વસ્તુ કાંઈ દોષવાન્ થતી નથી. આ કહીને મારે તમને કહેવાનું શુ છે તે હવે કહું છું. તમારે તો પુણ્યના પ્રભાવે હવે પછી કોઈ દિવસ કુસંગના પાશમાં પ્રવેશવાનું નથી, તોપણ એવા કુસંગી પ્રાણિઓનો સંગ કે દર્શન થાય ત્યારે તેટલી ઘડી આપણા મનને સાવધાન રાખીને તેમના દોષનો સ્પર્શ આપણા અંતઃકરણને લાગવા દેવો નહિ. તેઓને આપણી વાર્તા પ્રતિકૂળ જણાય તે પ્રીતિવડે કહેવી નહિ, અને તેમની વાર્તા સાંભળવાની અગત્ય આવી પડે, તો તે સમયે આપણે મનમા ઇષ્ટસ્મરણ કરતા, સાભળતા દેખાતા છતા પણ તેમની વાર્તા સાળળવી નહિ. આમ કરવામા કઈ પણ દોષ જાણશો નહિ ઘણા મનુષ્યો એવા સગમાં લગાર લગાર કરતાં ફસાઈ જાય છે, પછી નીકળી શકતા નથી, માટે આ જગત્માં બહુ સાવધપણું રાખીને મનુષ્યનો સહવાસ કરવો.

ભૂભાસ્કર કહે છે, આ આપની અમૂલ્ય શીખામણને મારા હૃદયમાં લખી રાખ્યાની પેઠે ધારણ કરુ છુ. એ શીખામણ મોટા અનર્થથી બચાવનારી અને મોટા લાભને ઉપજાવી આપનારી છે.

કૌશિકી કહે છે, ગુરો ! આપને આ સાજનું કાંઈ અવશ્ય કરવાનુ કર્મ હોય તો કરી લો, એટલે હુ આપને વાસ્તે કઈ પ્રસાદ તૈયાર કરું.

વૃદ્ધ કહે છે, બહેન ! તમે એવો શ્રમ કરશો નહિ. રાત્રિએ કાંઈ નિત્ય ખાવાનો મારે નિયમ નથી. કોઈ પ્રસગે લગાર લઉં છુ માટે આજે કાંઈ અગત્ય નથી.

કૌશિકી કહે છે, ના તે એમ કાંઈ ચાલે નહિ ચાવવાનો શ્રમ ન પડે માટે થોડો શીરો કરી આપુ છુ દૂધનો, તે સ્નાન કર્યાવિના લેવાશે, માટે પરવારો. હવે જો ના કહેશો તો મને સંતાપ થશે. એમ કહી ઘરમાં જઈ કરવા માડે છે. વૃદ્ધ પુરુષ સંધ્યાકર્મ પરવારી લે છે. પછી ભૂભાસ્કર સઘળી તૈયારી થયેથી વૃદ્ધને પ્રસાદ લેવરાવવા તથા પોતે લેવા જાય છે. પછી કૌશિકી પણ પાછળથી પુત્રને જમાડી સુવાડીને પોતે જમીને પરવારીને, પછી વૃદ્ધ અતિથિની શય્યા તૈયાર કરી આપીને તેમનાં, સુખને આપનાર વચનોને શ્રવણ કરવાની

આજ્ઞાથી બંને જણાં બેસે છે, અને ભૂભાસ્કર આ પ્રમાણે બોલે છે.

ભૂભાસ્કર કહે છે, હે ભગવન્! આપે ઘણે દિવસે પાછા પધારી અમને દર્શન દઈ, આ આશ્રમને જ પવિત્ર કર્યો, એથી અમને પરમ સંતોષ પ્રાપ્ત થયો છે.

કૌશિકી કહે છે, હે પિતા! આ સંસારમાં હવે સુખ શું છે, ને દુઃખ શું છે, એ તો મને સમજાયા જેવું થયું છે. ઘણા માણસો એમ કહે છે કે:'આ સંસારમાં કાંઈ સાર નથી, માટે એને ત્યજી દેવો જોઈએ. સંસારને બહુ સેવ્યો સારો નથી.' આ વાર્તા જ જો સાચી હોય તો હું કે જે અબળા છું તેણે સંસારને કેવી રીતે ત્યજી દેવો, અને સંસારને ત્યજીને બીજે ક્યાં જવું? અને જો આ સંસારને ન જ ત્યજવો હોય તો પછી મારે શું ત્યજવું ઘટે છે? એ મારા મનનો સંદેહ આપ કૃપા કરીને મટાડો. ઘેર બેઠાં ગંગા આવીને જ્યારે હું સ્નાન કરીને પવિત્ર ન થાઉં, તો મારા જેવું દુર્ભાગી કોણ? કોઈ જ નહિ.

વૃદ્ધ પુરુષ પ્રસન્ન થઈને કહે છે, હે પુત્રિ! તમે જે વચન કહ્યું કે 'આ સંસારમાં કાંઈ સાર નથી, માટે એને ત્યજી દેવો જોઈએ', અને 'સંસારને બહુ સેવ્યો સારો નથી,' તે પ્રકારના વચનો ઘણા બોલે છે, તથા સાંભળે છે, પણ તેનો ખરો અર્થ ઘણા જ થોડા મનુષ્યો સમજે છે. ઘણા મૂર્ખ મનુષ્યો તો સંસારને ત્યજવાનું સાંભળીને ઘર છોડીને જતા રહે છે, ભગવાં પહેરે છે, માથાં મુંડાવી નાખે છે, ને બ્રાહ્મણ હોય તો જનોઈ પણ કાઢી નાખે છે, બાળીને પી જાય છે, ને પછી પાછા બીજી જગાએ મઠ બનાવીને ખાઈ પીને દુઃખ વેઠે છે, ને મઝા પણ કરે છે. એ જ પ્રમાણે કોઈ વળી ઘર છોડીને દાઢી, જટા વગેરે રાખીને પાછા કોઈ સ્થળે છાપરાનો આશ્રય શોધીને ખાઈપીને કષ્ટે કાળ કાઢે છે, ને વખતે સુખ પણ દેખે છે. એ જ પ્રમાણે બીજા ઘણા માણસો ઘર છોડીને આ સંસાર ત્યજવાસંબંધી વચનો સાંભળીને ધર્મને સ્થાને ઢોંગને સાધે છે. હજારમાં કોઈ એક એવામાંથી ભલા પણ નીકળે છે. હવે તમારા કહેલા વચનને આપણે વિવેકથી વિચારી જોઈએ. જે આદિનીતિપ્રમાણે રુડે પ્રકારે વહ્યા કરે છે, તેને સંસાર કહીએ છીએ. આપણે જે જે દેખીએ છીએ તે સઘળું સંસારરૂપ જ છે. તો સંસારમાં પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ તથા આકાશ એ પાંચ પણ આવી ગયા, અને પાંચમાં જે જે પદાર્થ આવ્યા, તે તે સઘળા સંસારરૂપ ગણાયા. હવે સંસારને કેમ ત્યજવો? આપણે એક ઘર ત્યજીને બીજે ઘેર રહીએ, તો તે પણ સંસારમાં જ છે. કોઈપણ માણસ પૃથિવ્યાદિ પાંચ મહાભૂતને ત્યજે તો સંસાર ત્યજાય, ત્યારે પૃથ્વીવિના ચાલે, બેસે, ઉઠે ક્યાં? પાણી ત્યજે તો નહાવા, ધોવા,

પીવાવિના અંતે તૃષાથી મરે, તો પાણી ત્યજ્યું ગણાય, અગ્નિ ત્યજે તો જીવાય જ કેમ? કારણ કે સૂર્યનારાયણની જે ગરમી તે પણ અગ્નિ છે, ને અન્ન પચાવનાર પણ શરીરમાં અગ્નિ જ છે, તેવિના તો મરાય જ. તેમ જ વાયુવિના પણ જીવાતું નથી. અને આકાશને ત્યજે ત્યારે તો ચાલવુ, ફરવુ, અને બેસવુ, ઉઠવુ કયાં ? એટલે એ પચ મહાભૂતનો ત્યાગ કરીને જીવવાની આશા રાખે તો તો અજ્ઞાન જ ગણાય. હવે એ પાચવિના આ બીજા પદાર્થો જોવા જઈએ, તો તે સઘળા એ પાચમાથી જ, અને પાંચરૂપ જ થયેલા છે, તો તેને શી રીતે ત્યજવા ? અને વળી ખરા સસારરૂપ ને સસારના મૂળરૂપ તો આ આપણું શરીર છે, તેને સસાર ત્યજતાં ત્યજવુ જોઈએ. તે તો પ્રથમ ત્યજાતું નથી, ને તે ત્યજ્યાપછી શરીરવિના જીવ કાઈ કરી શકતો નથી. ત્યારે સસારમા શુ ત્યજવા જેવુ છે તે જુઓ. દેખવામા આવતો સઘળો સંસાર તો કોઇથી પણ ત્યજાય એમ નથી, એવો હવે તમારા મનમા નિશ્ચય થાય છે ? આ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, અને આકાશનુ જ આપણું શરીર છે, ને બીજા શરીરો પણ એના જ છે, માટે હે સારી મતિવાળી બહેન કૌશિકી ! આ બહાર દેખાતો સંસાર કે જેને આપણે ઉપજાવ્યો નથી તેને ત્યજવાની ઇચ્છા કરીએ તો આપણુથી તે ત્યજાય જ કેમ ? તે તો જ્યાનો ત્યાં જેમનો તેમ આપણા પૂર્વે, આપણી હયાતીમાં, તથા આપણા પછી પણ વહેતો જ હોય છે, અને આપણે પણ તે પ્રવાહમા વહેતાં જ ચાલીએ છીએ, માટે ઘર કે સસારને ત્યજવાનુ તો ખરું જોતા બનતું જ નથી. હવે ખરું જોતા શુ ત્યજવાયોગ્ય છે તે વિચારીએ. આ જગત્મા સઉને જ જે ન ગમતું હોય, તે ત્યજવુ જોઈએ. તો સઉની જેના ઉપર અપ્રીતિ છે, એવું તો જગત્માં દુઃખ જ છે, માટે હે બહેન ! જો ત્યજવાની ઇચ્છા થાય તો તો એક દુઃખને જ ત્યજવાનુ છે. દુઃખ ત્યજવું છે, પણ તે ત્યજી શકાતું નથી. કેમકે તેને આપણે દેખતા નથી. આપણા અતઃકરણમા જ્યારે આવીને પ્રકટ થાય છે, ત્યારે આપણે દુઃખને જાણીએ છીએ. તેથી સાક્ષાત્ ત્યજી શકવા જેવો પદાર્થ દુઃખ નથી. આમ છે માટે દુઃખના કારણને અર્થાત્ જેના વડે આપણને દુઃખ પ્રકટ થઈ પીડે છે, તેને ત્યજવું જોઈએ છે. કેમકે કારણ ટળે તો તેના વડે જ જણાતું તેનુ કાર્ય પણ ટળે. જેથી હવે દુઃખના કારણનો વિચાર કરવો જોઈએ. આપણે ઉપર ઉપરથી વિચાર કરી જોઈએ ત્યારે તો ઘડીમા આપણને આપણાં સગાંથી દુઃખ થતું જણાય છે સ્ત્રીને પતિપુત્રાદિથી, પુરુષને સ્ત્રીપુત્રાદિથી, પુત્રને માતાપિતાઆદિથી અને એ જ પ્રમાણે જે જે મનુષ્યને જેના સાથે સંબધ

થયા હોય છે, તેને તેમનાથી દુઃખ થતું જણાય છે. જેમ તેમનાથી દુઃખ થતું જણાય છે, તેમ જ તેમનાથી સુખ પણ થતુ જણાય છે. તેથી સુખની લાલસાવાળા આ જીવો તે સુખ દેખાડનાર પ્રાણિપદાર્થથી કોઈ પ્રસગે દુઃખ દેખે છે, તોપણ તેને ત્યજી શકતા નથી. અને એમ જો ત્યજે તો જ્યા ત્યા પણ મનુષ્યાદિ પ્રાણિપદાર્થના સંબંધવિના તો જીવથી રહેવાવાનુ જ નથી, અને સબધ થાય કે તરત ત્યજીને નાસે તો પેલા દ્રવિડકર્ણાટક દેશના અડદ દેખીને ભડકી નાસનાર કેસરપાપુજેવા આપણે ઠરીએ, અને એમ ઠરતા પણ આપણાથી દુઃખ ત્યજાવાનુ નહિ. ઉલટું ક્ષણે ક્ષણે દુઃખ તો વધારે વધારે થતું જવાનું. માટે આ પ્રાણિપદાર્થને ત્યજીને જાણે આપણે ક્યાહી જઈ રહીએ, ને દુઃખ ત્યજાય એમ તો સમજવું જ નહિ. આથી એમ પણ જણાય છે કે બહારના સઘળા પદાર્થો આપણને સદાકાળ દુઃખ ઉપજાવનાર નથી, તેથી થોડો કાળ પણ સુખને દેખાડનારને આપણે સુખની ઇચ્છાવાળા ત્યજી શકવાના નથી, માટે શું ત્યજવુ તે નક્કી કરવુ જોઈએ. આ પ્રાણિપદાર્થના સબધથી જે આપણે સુખદુઃખ માનીએ છીએ, તે સુખદુઃખનું માનનાર આપણા શરીરમા કોણ છે, તેને જાણવુ જોઈએ. જો તેને એકને જ ત્યજવાથી દુઃખ ત્યજાતુ હોય, તો પછી બીજો વધારે ઉપાધિ વેઠવાનું શુ કારણ? આ આપણા શરીરમાં જોતાં હાડકા, માસ, ચામડી, નસ, રસ, રુધિર અને બીજા સઘળા મળવગેરે જે જડ પદાર્થ છે એ પોતે તો કાંઈ દુઃખને જાણતા નથી, પણ ઉલટા એને પણ દુઃખના આપનારા ગણનાર કોઈ બીજો જ પદાર્થ સુખદુઃખનો માનનાર તો જણાય છે. અજીર્ણ થવાથી આ રસને પણ દુઃખ આપનાર ગણે છે. બિગાડ થવાથી, લોહી માંસ વગેરેને, તેમ જ દોષને પ્રાપ્ત થઈ કોપેલ મળને પણ દુઃખ આપનાર જ ગણે છે. તો તે મળથી તે ઓજસૂપર્યંતના સઘળા પદાર્થોમા પણ એક વેળા દુઃખના કારણપણાનો જે ભાવ કરે છે તે ભાવ કરનારને આપણે પ્રથમ ઓળખવો જોઈએ, અને જો તેમ ન કરીએ અને દુઃખનો ત્યાગ કરવા જઈએ, ત્યારે તો આ શરીરનો પણ ત્યાગ પ્રથમ જ કરવો પડવાનો, અને શરીરનો ત્યાગ કરનાર ઘણા આત્મઘાતી પ્રાણિઓ તો નીચ પ્રેતાદિ યોનિઓને પામીને ઉલટા મોટાં દુઃખને પામતા જણાય છે, માટે શરીર ત્યજતા પણ દુઃખ ત્યજાતું નથી, તેથી દુઃખ આપનાર ખરા એક કારણને જ શોધીને ત્યાગ કરવો ઘટે છે. હવે પાછા શરીરમાં સઘળા જડ માંસાદિ પદાર્થને છોડીને જોતાં એક અંતઃકરણ જ સઘળું જ્ઞાનરૂપ વ્યવહાર કરનાર સાધનરૂપ છે, તેને ચોકસ રીતે જોવુ જોઈએ, ને પછી દુઃખ ત્યજવા શેનો ત્યાગ

કરવો જોઈએ, એ વાર્તાનો નિર્ણય થશે. આ શરીરમા રહીને શરીરના સઘળા વ્યવહારને કરાવનાર, તથા આ શરીરને જીવતું જણાવનાર જે સાધનરૂપ છે, તેને અંતઃકરણ કહ્યું છે. એ જ અંતઃકરણની જૂદા જૂદા પ્રકારના વ્યવહાર કરનાર અથવા કરાવનાર શાખાઓ ચાર ગણી છે. તેને જ મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર એવાં નામથી ઓળખાવાય છે. ત્યાં સંકલ્પવિકલ્પ કરે તે મન; તે સંકલ્પને જ વિસ્તારથી ગુણદોષ જોવાને ચિતવ્યા કરે તે ચિત્ત, તે ચિંતન થયા પછી કોઈ પણ પ્રકારનો હા ના વગેરે નિશ્ચય કરે તે બુદ્ધિ; અને પછી 'હું આમ કરું, હું આમ કરું' એમ ધારીને જે ક્રિયામાં જોડનાર વા જોડાનાર સાક્ષાત્ હેતુ છે, તે અહંકાર છે. એ ચારે પ્રકારનાં સ્ફુરણ અતઃકરણમાથી જ થાય છે, માટે એની વારવાર સ્ફુરતી કળાઓને અંત·કરણની વૃત્તિ કહીને પણ ઓળખાય છે. તેમ જ મનોવૃત્તિ, ચિત્તવૃત્તિ, બુદ્ધિવૃત્તિ, તથા અહંવૃત્તિ, એ નામથી પણ એ અત·કરણની ચાર શાખાઓ ઓળખાય છે.

આ આઠ પુરીઓવાળા શરીરમાં એ અતઃકરણ પણ એક પુરી ગણાય છે, ને એ અતઃકરણ નામની પુરીમા જ જીવાત્મા રહે છે. આ અત·કરણ જ્યાં સુધી જીવાત્માને ફળ આપનાર સંસ્કારને ધારણ કરી રાખનાર હોય છે, ત્યાં સુધી જ એને અંત·કરણ એવુ નામ અપાય છે, અને એ સસ્કારથી રહિત હોય છે, ત્યારે એ પણ બીજા દ્રવ્યજેવુ દ્રવ્ય જ છે. આ જન્મમા ફળ આપનાર સંસ્કારોને તથા અન્ય જન્મમા ફળ આપનાર સંસ્કારોને ધારણ કરીને જે જે દ્રવ્યના પરમાણુઓ, આ જીવાત્માની અત્યત નિકટ, વ્યવહારના હેતુભૂત પુરીમા સબધ કરીને રહે છે, તેને અંતઃકરણપુરી કહી છે. હવે આપણે મૂળ પ્રશ્નઉપર પાછા જઈએ. હે દીકરી ! આ પ્રમાણે એક પક્ષથી જોતાં અંત·કરણની ભિન્નભિન્ન વૃત્તિઓ, તેમાં રહેલા તેના આધારભૂત સંસ્કારસહિત સઘળા વ્યવહારના કારણરૂપ છે. એ વૃત્તિઓ જ આપણને સુખ તથા દુઃખનું ભાન કરાવે છે. એ વૃત્તિ જ આ સઘળા પ્રાણિપદાર્થના સમુદાયમાં કોઈને અનુકૂળ તથા કોઈને પ્રતિકૂળ એમ બે ભાવથી જુએ છે. તેમા જ્યાં જ્યા વૃત્તિનો અનુકૂળ ભાવ પ્રવર્તે છે, ત્યા તો સુખનુ ભાન થાય છે. અને જ્યાં જ્યાં આ વૃત્તિનો પ્રતિકૂળ ભાવ જણાય છે, ત્યાં ત્યાં દુઃખનુ ભાન થાય છે. જેથી ખરુ જોતા બહારનો કોઈ પણ પદાર્થ કેવળ દુઃખરૂપ કે સુખરૂપ નથી. જો તેમ હોય તો જેને આપણે એકવાર સુખદ ગણીએ છીએ, તે દુઃખદ થાય નહિ, અને જેને આપણે એકવાર દુઃખદ ગણીએ, તે ફરી સુખદ થાય નહિ, પણ તેમ થાય છે. એક જ પદાર્થમાં આપ-

ણુને કાળાંતરે સુખનુ તથા દુઃખનુ ભાન થાય છે, માટે સુખદુઃખનુ કારણુ આપણી વૃત્તિનો ભાવમાત્ર છે. તેથી જો ત્યજવાયોગ્ય ગણીએ તો આખા જગતમાં માત્ર આપણી વૃત્તિનો અનુકૂળ તથા પ્રતિકૂળ માનવાપણારૂપ ભાવ છે, તે જ ત્યજવો જોઈએ. એનો ત્યજનાર જ ખરો ત્યાગ કરનાર ગણાય, એમ હવે નક્કી થયુ. ત્યારે હે બહેન કૌશિકી ! એ અંતઃકરણનો બે પ્રકારનો ભાવ જેણે ત્યજ્યો નહિ હોય, તે કદાચિત્ ભગવાં વસ્ત્ર પહેરે, માથુ મુડાવે, જટા રાખે, કે બીજા અનેક પ્રકારના વેષ પહેરે, તો પણ તેને ત્યાગી જાણવો નહિ. સઘળા વસ્ત્રને ત્યજે, અથવા આ શરીરઉપરની ત્વચાસુદ્ધા ઉતારી મૂકે, ને અંતરિક્ષમાં લટકતો રહે, તોપણ દુઃખસુખના કારણભૂત અનુકૂળપ્રતિકૂળ ભાવવાળો કોઈ પણ ત્યાગી ગણાય નહિ, એટલું તો તમે ધ્યાનમા રાખજો. હવે જે ત્યજવાનુ છે, તેના સબધમા વળી વિચાર કરીએ. આ વૃત્તિમા અનુકૂળપ્રતિકૂળ ભાવ સસ્કારથી થાય છે, તેથી સસ્કાર પણ મુખ્ય ત્યજવાયોગ્ય છે. આ પ્રકાર એવો થયો કે સસ્કારથી વૃત્તિ, વૃત્તિથી વિષયરૂપ સસાર અને વૃત્તિવિષયના સબંધથી અનુકૂળપ્રતિકૂળ ભાવ, અને તેનાથી દુઃખ, માટે દુખને ત્યજતા આ સઘળુ ત્યજવુ જોઈએ. પણ એકે કાળે આ સઘળુ ત્યજાતું નથી, માટે તેને નિયમથી ત્યજવાનો વિચાર હવે સાભળો. આ સઘળી વૃત્તિઓમા અહવૃત્તિ પ્રબળ જાણવી, કારણ કે તેના વિના સઘળી વૃત્તિઓ વ્યર્થ છે. અહવૃત્તિ ઉઠે ત્યારે જ આપણે ક્રિયા કરનાર થઈએ છીએ માટે અતરમા એ અહવૃત્તિ અને આ આખો સસાર જે બાહ્ય વિષય છે તેમા જે જે વિષયરૂપ પ્રાણિપદાર્થનો આપણે 'આ મારુ છે' એવા ભાવથી સબધ કરીએ છીએ, તેનાથી જ આપણને સુખદુઃખ થાય છે, માટે મમત્વના જે વિષય, તે રૂપ સસાર, તે ત્યજવાયોગ્ય ઠરે ત્યા તે પદાર્થો પણ અસખ્ય થાય છે, ને થયા હોય છે, તેનો આપણાથી ત્યાગ થવો કઠિણ છે. પણ તે પદાર્થમા 'આ મારુ છે' એવો ભાવ આપણા અતઃકરણમાંથી ઉઠે છે, તો ખરું જોતાં તે મમભાવને જ ત્યજવો જોઈએ. આ પ્રમાણે સઘળામાંથી ત્યજવાયોગ્ય માત્ર બે જ મુખ્ય પદાર્થ ઠર્યા. એક તો અહંવૃત્તિ, અને બીજો મમભાવ. આમ થવાથી તમારુ કહેલુ પણ સાચું ઠર્યું. તમે કહેલુ કે 'આ સંસારમા કાંઈ સાર નથી, માટે એને ત્યજી દેવો જોઈએ,' અને 'સસારને બહુ સેવ્યો સારો નથી.' આ વચનનો અર્થ થયો ત્યારે હવે એ ખરાં ઠરશે. શાસ્ત્રમા अहंममेति संसारः એવા વચનોથી 'હું અને મારુ' એ બે ભાવને જ સસાર કહ્યો છે, અને આપણે વિચાર કરતાં પણ અહવૃત્તિ અને મમભાવ બે જ

ત્યજવાયોગ્ય ઠર્યા. ત્યારે આ પ્રકારનો પ્રત્યેક જીવના અંતઃકરણમાં રહેલો જે સંસાર છે તેને દુઃખ ટાળવાઅર્થે ત્યજવો જોઈએ, એ સર્વસંમત સાચી વાર્તા છે. આ બાહ્ય સંસાર જે પ્રવાહની પેઠે વહ્યા જ કરે તેને કોણ મૂર્ખ પુરુષવિના બીજો ત્યજવાની ઇચ્છા વા આશા પણ કરે ? કોઈ સુજ્ઞ પુરુષ કે સ્ત્રી તો કરે જ નહિ.

હે બહેન કૌશિકી ! તમે પ્રથમ પૂછ્યુ હતું કે મારે શુ ત્યજવુ ઘટે છે, તો તેનુ ઉત્તર એ આવ્યુ કે આપણા અંતઃકરણમા રહેલી અહંવૃત્તિ તથા મનોવૃત્તિમાં રહેલો મમત્વભાવ, એ બે જ તમારે પરિણામપર્યંતમા ત્યજવા ઘટે છે. હવે જો કાંઈ પૂછવાનુ હોય તો સુખેથી પૂછો એ બે ત્યજાવાથી પછી તમારે કશુ ત્યજવાનું બાકી રહેશે નહિ, અને પછી દુઃખ પણ રહેશે નહિ. એ બેને કેવે પ્રકારે ત્યજવાં, એમ જો પૂછશો, તો તે સઘળું કહેતા ઘણી રાત્રિ જશે, માટે હાલ ટુકામાં તમને એક ઉપાય કહું છુ તે ધ્યાનમા રાખજો તમારે તો આ તમારા ઈશ્વરરૂપ પુણ્યાત્મા પતિનુ મન, વાણી તથા શરીરવડે આરાધન કરવું. એની છાયારૂપ થઈને રહેવુ. એનાથી હુ જૂદી વસ્તુ નથી, અને એનાથી ભિન્ન મારો કોઈ પદાર્થ નથી, અર્થાત્ હુ કાંઈ નથી, અને મારુ કાંઈ નથી, જે છે તે આ પતિનું સર્વ છે, અને હુ એને અનુકૂળ વર્તનારી એની સત્તારૂપ છુ, એવુ નિશ્ચયપૂર્વક મનમા ધારીને, એ પતિરૂપ પરમેશ્વરની વૃત્તિ સંભાળજો, એટલે ઇષ્ટના અનુગ્રહથી તમારો અહંમમરૂપ સંસાર છૂટી જઈને અખંડ સુખને પામશો. હવે હુ ઇષ્ટસ્મરણ કરતા નિદ્રા લઉં છુ અને તમે પણ તેમ કરો.

રાત્રિએ ભૂભાસ્કર તથા કૌશિકી સાભળેલા બોધનુ મનન કરતા સૂતા. પછી પ્રાતઃકાળમા પેલા વૃદ્ધ અતિથિ તો પોતાના નિયમપ્રમાણે ઉઠીને, ક્ષેત્રમા સ્નાન કરીને, પોતાના કર્મને કરી પરવાર્યા. પછી ભૂભાસ્કરના આશ્રમમા જ જમીને મધ્યાહ્ન વ્યતીત થતા, પોતાને માર્ગે આજ્ઞા માગી, આશીર્વચન કહીને ચાલતા થયા. ત્યાર પછી તે કૌશિકી તથા ભૂભાસ્કર એકબીજાથી ઘણા સુખને ભોગવતા, પરમેશ્વરના ગુણાનુવાદ ગાતાં, આનંદમા દિવસો વ્યતીત કરવા લાગ્યા, અને પરિણામે પરમેશ્વરના અનુગ્રહથી જીવનમુક્ત પુરુષના જેવા આનંદને પામ્યા.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી સરસ્વતિ ! આ પ્રકારની તે ભૂભાસ્કર તથા નિજમતિ જે કૌશિકી તેની પવિત્ર તથા સુબોધકારક કથા મે તને કહી, તે તું સાભળીને લક્ષમા રાખજે. આ કથા આડી મતિવાળી સ્ત્રિયોને સાભળવાથી તેના આડા સ્વભાવને ટાળનારી છે, માટે ઘણી પવિત્ર છે. હે દીકરીઓ ! હવે તમે તમારે કામે લાગો, વળી ઈશ્વરની ઇચ્છાથી બીજો આપવાલાયક બોધ હશે તો કાલે

આપીશ. એમ કહીને સર્વે પુત્રીઓસહિત લક્ષ્મી માતા પોતાને કામે વળગે છે.

**મનોહર**—જય જય **શ્રીસદ્ગુરુદેવ**. ( સર્વે આનંદ પામતાં બોલે છે. પછી પદ ગાય છે. )

**પદ. રાગ દેશ.** પ્રભુ આજ ગણો કાં ન્યારો, એ લય.

**પ્રભુ** નિર્મળ મતિને કરજો, શ્રદ્ધાભક્તિ હૃદયમા ધરજો. ટેક.
આ સસારે જ્યાં ત્યા જીવને, કુમતિથી દુઃખ થાતું,
પાપ પ્રબળ ટળતા સુમતિ થઈ, દુખ સમૂળ શમાતુ, પ્રભુ૦
મદમતિ આ જીવો જગમા, વિવિધ વિષયને સાધે,
પણ નવ **પ્રભુ**પદ સેવે પ્રયત્ને, જેથી સુખ સઘ લાધે, પ્રભુ૦
અનેક જન્મવિષે દુઃખ વેઠે, પણ નવ સદ્ગુણ ધારે,
કરી સત્કર્મ ન પાપ પ્રજાળે, ના'વે કદી દુખઆરે, પ્રભુ૦
જેથી જન્મમરણ ફરી ના'વે, એવો પ્રયત્ન કરાવો,
અહમમ આ ઉરમાથી ત્યજાવી, ષડ્રિપુ સઘ મરાવો, પ્રભુ૦
આપ કૃપાવિણ ગજુ ન અમારુ, ક્લેશથકી મુક્ત થાવા,
કૃપાકટાક્ષની આશા ધરી નિત્ય, આદરુ છુ ગુણ ગાવા, પ્રભુ૦
દીનપણું **પ્રભુ** જગમાં સઉને, હૃદય દયા ઉપજાવે,
તે દીનત્વ ધરી ઉર યાચુ, જેથી દયા **પ્રભુ**ને આવે, પ્રભુ૦
છુ અલ્પજ્ઞ **પ્રભુ** શુ વિનવુ, આપ અતરની જાણો,
**મનહર હરિ** કરુણા કરી હરજો, આ ભવદુખની ખાણો, પ્રભુ૦

જય જય **શ્રીસદ્ગુરુદેવ** ( સર્વે બોલે છે )

**વિઠ્ઠલજી**—( નમન કરીને ઉઠતા ) ભાઈ ! સર્વે ઉઠજો. સમય થઈ ગયો છે. ( વારા ફરતી સર્વે નમન કરી પોતપોતાને ઘેર જાય છે, અને **મનોહર** તથા **વિજયા** પણ ઇષ્ટસ્મરણ કરતા સૂએ છે )

# दिवस १८.

**વિજયા**—( પ્રાતઃકાળમા ગાય છે. )

**પ્રભાત.**

સકળ જીવના પતિ, સઘ દો સન્મતિ, આપવિણ કો કને નિત્ય યાચુ,
નિરખિને આપની અનુપ ઉદારતા, વળિ વળિ માગતા ઉરમા રાચુ, સ૦
કૃપણ આ જીવકને, નિત્ય કો માગતું, તો કરી ક્રોધ કોડી ન આપે,
આપ તો વરદ **પ્રભુ**, નિત્ય દે દે કરો, યદ્યપિ જીવ માગે અમાપે, સ૦
અવર તો આપને, જો ગમે તો દીયો, પણ સુગુણ હૃદય તો સઘ સ્થાપો,

પ્રતિદિવસ ઉપજતા, દોષને ટાળતાં, જેવડે ટાળીએ ત્રિવિધિ તાપો, સ૦
દીનસમ વદન આ, ક્યાં લગી રાખીએ, આપ પ્રભુ છો પિતા સમીપ સાચા,
ના દીયો અવર તો હૃદયમાં ધૈર્ય દો, વિકળ કરી નવ શકે ક્લેશ કાચા, સ૦
જય હરિ જય પ્રભુ જય ગુરુ જય પતિ, પ્રતિદિવસ એ વિધિ સ્મરણ સાધુ,
નમી નમી વિનયથી અંતમા એ કહુ, વિજયકર વાટમા હું જ વાધુ, સ૦

**ભાગીરથી**—( ગાય છે )

### ગરબી.

અબળા જાતિએ આ જગમાં જન્મી સદા,
પ્રતિકૂળમા નીતિથી કરવો વાસ જો,
રાયસમુ સુખ હોય જો માતપિતાગૃહે,
પણ તે સુખની તલભર ધરવી ન આશ જો, અબળા૦
પતિવ્રત પાળી પતિસેવા સજવી સદા,
પતિની આજ્ઞા કદી નવ કરવી ભંગ જો,
માતપિતાસમ સાસુશ્વસુરને સેવવાં,
(વળી) નિકટ સબંધી પાલવવા જે અપંગ જો, અબળા૦
ષડ્રસ ભોજનની વિધિ સઘળી જાણવી,
ઉત્તમ પાક કર્યાની ધરવી હોસ જો;
જે ગુણ જેમા હોય તે તેથી શીખવો,
શીખામણ કો દે તો ન ધરવો રોષ જો, અબળા૦
પતિ પ્રભુસમ લહી કરવી ભક્તિ પ્રેમથી,
અનન્ય થઈને પતિપ્રતિ રહેવુ શુદ્ધ જો,
તુચ્છ સકળ વ્યવહારતણાં આ કારણે,
વાણીથી પણ કદી નવ કરવુ યુદ્ધ જો, અબળા૦
સુખદુઃખ સહેતા સમ ગણવાનો મહાવરો,—
દઢ, રાખીને અંતર્ રહેવુ શાંત જો;
ભાગીરથી પ્રભુપદને અંતે પામવા,
શાણી સખીએ શીખ ગ્રહી ભજવા કાંત જો; અબળા૦

**વિઠ્ઠલજી**—(સાભળી રહીને પછી) કેમ આ પદ ક્યાથી આણ્યુ ?

**ભાગીરથી**—તમારા જ્ઞાનમાથી જ તો. હુ બીજે ક્યાંથી આણનાર હતી ?

**વિઠ્ઠલજી**—અંત્યની ટુકમા નામ તો કઈ તારા જેવું સભળાયુ ને?

**ભાગીરથી**—તમારી ચરણસેવાનુ ફળ એટલુ પણ ન હોય કે ? મે તો નામ મૂક્યુ છે, પણ મહીં મતલબ એવી છે કે ભાગીરથીના પ્રભુના પદને પામવા એટલે ગંગાના પતિ જે ત્રિલોકપતિ મહેશ્વર તેમને પામવા સર્વ શાણી સ્રિયોએ પોતાના પતિને ભજવા. એમાં

ખરું જોતાં તો મારુ નામ નથી, પણ લોકને એમાં મારું નામ સમજાય એવું ખરુ. તમે કહો તો કાઢી નાખુ.

**વિઠ્ઠલજી**—ના ના, એ તો હું હસવાને કહું છુ. જો તે રચ્યુ હોય તો ભલે, તારું નામ આવે તો એની કંઈ ચિંતા નથી. પણ કંઈ ચોરીને તો લખ્યુ નથી ? કેમકે આજ કાલ આપણા બાળમુકુંદદાસની પેઠે પાચ સાત બે ચી તાણીને જ્યા ત્યાંથી પદ જોડીને કવિના પદમા પેસવાની સઉને ઇચ્છા થતી જણાય છે. માટે લગાર કહુ છુ કે તે તારી મેળે જોડયુ છે ખરું કેની ?

**ભાગીરથી**—( લગાર હસીને ) મેં તો મારુ મન સમજાવવા ગાડુ ઘેલુ જોડયુ છે. મારે કંઈ કવિપદની ઇચ્છા નથી. મારે તો આપ ભગવાનની ભક્તિનું પ્રયોજન છે. માટે આજ્ઞા હોય તો વખતે મન થાય ત્યારે ટુક બેસાડીને લખુ, નહિ તો રહેવા દેઉં.

**વિઠ્ઠલજી**—અરે ! આ તો મારાથીએ સારુ લખ્યુ છે, માટે કહુ છુ કે જો તે જ લખ્યુ હોય તો તારામા ઈશ્વરની બક્ષિસ છે એમ જાણવુ. તારાથી આવા લખાય તો ભલે રોજ લખજે, પણ મને સંભળાવતી રહેજે.

**ભાગીરથી**—એ તો પછી બે ચાર થાય એટલે તમારી પાસે જ સુધારવાને લાવીશ કેની ? મારી તે બુદ્ધિ કેટલી ? ગમે તેવી તો પણ સ્ત્રીની મતિ !

**વિઠ્ઠલજી**—અરે ! સ્ત્રિયો તો ઘણીએ દૈવીસ પત્તિરૂપ થઈ ગઈ છે.

**ભાગીરથી**—તમે આટલુ હસતા કહ્યું ખરુ પણ હવે મારી લખવાની હિંમત ચાલવાની નથી. હવે તો તમે જ મને લખી આપજો, તે જ હુ ગાઈશ.

**વિઠ્ઠલજી**—ના ના એમ શુ ? તુ રોજ એકેક લખવાનો મહાવરો રાખજે, એ મારી આજ્ઞા છે.

**ભાગીરથી**—ભલે જેવી આજ્ઞા. કેમ, હવે સ્નાનની વેળા થઈ ગઈ છે, માટે પરવારવુ છે? ( વિઠ્ઠલજી સ્નાન કરવા જાય છે, ને પછી પુજન કરી જમીને બહાર જાય છે. )

**કૃષ્ણદાસ**—(ચંદનને) સાભળે છે કે ? પેલો પાનને અડકો જરા લાવ તો. ( ચંદન બોલી નહિ, ને સામુ પણ ન જોયુ ત્યારે ) કેમ રે ? કંઈ મગજમાં પવન ભરાયો છે કે ?

**ચંદન**—(સામુ જોઈને) કેમ કોને કહો છો ?

**કૃષ્ણ૦**—હજી તો કોને કહો છો ! ક્યારનો તને કહુ છુ તે કેમ નથી સમજતી કે ?

**ચંદન**—મે તો જાણ્યુ, કાલે પેલી બીજીને આણુવાનું કહેતા'તા તે તેને આણી હશે, તેને કહેતા હશો. આ ને આ ઘડીએ લાવું છું કહેતા'તા તે કેમ થયુ ?

**કૃષ્ણ૦**—કેમ છે હોંસ ? જોજે વળી ! કહેસે જે કહ્યુ નહિ ! તુ તો તારા મનમાં જાણતી હસે કંઈ, પણ એકપર એકવીસ મળે એમ છે હો !

**ચંદન**—ભગવાન્ કરે ને એકપર સો મળે. હુ કયારે ના કહું છુ. પણ જે લાવ્યાં છે તેને ખબર પડી છે કે તમને એક પણ કેમ મળી છે તે !

**કૃષ્ણ૦**—સી ખબર પડી છે ? કોઈ તારા બાપને પગે લાગવા આવ્યુ'તું ?

**ચંદન**—હજાર વાર નાકલીટીઓ તાણનારે તાણી છે ત્યારે મળી છુ. લગાર પૂછી તો જુવો !

**કૃષ્ણ૦**—(એકદમ નીચે આવીને પોતાની માને) કેમ મા ! આ મારુ લગ્ન થયેલુ તે તે લોકોએ માગું કરેલુ કે આપણે કહેવા ગયા'તાં ?

**સાંકળી**—કેમ બેટા ! એ વાતનુ આજે શુ કામ પડ્યુ છે જે ?

**કૃષ્ણ૦**—તમે તમારે જેવુ હોય એવુ કહોને, મારે કામ પડ્યું છે.

**સાંકળી**—તોએ પણ કંઈ જણાય તો ખરુ. ગઈ ગુદરી વાતને સભારવાનુ શુ કામ છે ?

**ચંદન**—( પાછળ જઈને ઉભી હતી તે ) એ તો એમને બીજુ લગન કરવુ છે, તે પૂછવા આવ્યા છે. મને કહે છે કે કાલ સવારે બીજી એકવીશ પરણી લાવુ છુ. ત્યારે મે કે ભલે, આપણા માને પૂછો ને પછી પરણો.

**સાંકળી**—ભાઈ ! છાનામાના જઈને બેસો. આવો ઉધમાત ખોટો કરવો મને ગમતો નથી. બીજી સો લાવશો તોયે આ વહુના ખાસડાને તોલે તે આવનાર નથી, ખબર છે ? કન્યાઓ કંઈ રસ્તામા પડી નથી ! દસ જગાએ વિવાહ થવાની વાત આવેલી. પણ નાનપણથી તમારી બુદ્ધિ ઉછાછળી જોઈને તે બધી કન્યાઓ તેમના માબાપે બીજે ઠેકાણે ઉતારી. એ તો મારા ભાઈનો બચારાનો સ્વર્ગવાસ થજો કે તેણે આટલુ તમારુ ઠેકાણું પાડી આપ્યુ ! માટે ઠાલી ઠકરાઈ છોડી દો ને આપણો ધધો કરતા'હો તે કરો. મારો જીવનગાળો જયારે મે એનાં માબાપને દેખાડ્યો, ને એમને મારો ભરોસો પડયો, ત્યારે મારાને મારા ભાઈના મોએ કન્યા મળી છે ! મારે હવે મરતી વખત ખોટુ શીદ બોલવુ પડે. ભાઈ ! આ કન્યા અમને તે ઘણી મહેનતે મળી છે, તે સોનાની છે, ખબર છે ?

**કૃષ્ણ૦**—બેસો બેસો મા ! તે વખત હવે ગયો. આજ તો ઘણીએ મળે, જાણો છો કેની ?

**સાંકળી**—બધુએ જાણું છું ભાઈ ! પેલા મંકોડાવાળી વાત તમે તો કરો છો. મંકોડો એની માને કહે કે 'મા ! હું આળવે જઈને ગોળનો ઘડો લાવુ ?' ત્યારે માએ કહ્યું કે 'ભાઈ ! તારો કેડનો લંક જ કહી આપે છે તે !' તેમ તમારું આ મોં જ બીજી કન્યા લાવવાનું કહી આપે છે ને ! પણ જાઓ ભાઈ ! મને પૂછશો નહિ. મળે તો ભલે લાવો બાવા ! પણ હું બીજી આવશે તેને ઘરમા રાખવાની નથી. હુ તો આ વહુને વેચાઈ ગઈ છુ, તમે તમારે જૂદા રહેજો. છેક આમ છાકી ના જાઓ ભાઈ !

( કૃષ્ણદાસ બોલ્યા વિના જ રોષમા ઉપર જાય છે, ને ચંદન તેની પાછળ જાય છે.)

**ચંદન**—કેમ હવે ખાતરી થઈ ? ખોટુ મે કહ્યુ હોય તો લાવો મને મારુ પાછુ આપો.

**કૃષ્ણ૦**—( લગાર નરમાશથી ) કેમ વારુ, તારે ક્લેસ વધારવો છે કે સમાધાન કરવુ છે ?

**ચંદન**—ક્લેશ તો તમે જ માડો છો ને વળી મને કહો છો. મારે તો સમાધાનમા જ સુખ છે કેની ? તમે કહેશો કે હુ બીજી કરુ, પણ મારે તો ઈશ્વરે તમને આપ્યા છે તે જ ખરા છે. આટલા દહાડા તો ડાહી ડાહી વાતો કરતા હતા કે એક સ્ત્રીઉપર બીજી કરે છે તે સાળા ચડાળ છે, પાપી છે, તેમના મો નહિ જોવા જોઈએ, એ રીત ઘણી જ ખરાબ છે, ને વળી પાછુ આજ એ દિવસથી કોણ જાણે કયાથીએ ભૂત આવીને ભરાયુ છે તે પોતે જ ફરી પરણવાને મકલાયા, ને પાછળથી હવે મારો વાક કાઢો છો ! જાણો છો, હુ કુલીન માબાપની દીકરી છુ તે તમારા ઘરનો સૂકો રોટલો ખાઈને પણ મારે ઘેર વાત કરતી નથી, નહિ તો ત્રીજે દહાડે ભડભડા ઉડે ! મારા જેવી લાવી જોશો ત્યારે જાણશો ! કેમ ત્યારે જો બીજી ન આણવી હોય તો પછી હુ જ પાન કરી આપુ. ( એમ કહીને પાન કરવા માડે છે. )

**કૃષ્ણ૦**—લગાર જો વિવેકથી બોલતા શીખતી હોય તો તને શુ કરવા તુ કરીને કહેવુ પડે.

**ચંદન**—મને તો તું કરીને કહેવાનો તમને અધિકાર છે. પણ તમે પોતાના અધિકારપ્રમાણે મને ત્રેવડતા હો તો મારે તમને શીદ આવુ સભળાવવુ પડે ? હુ તો વખતે લગાર ગમત કરવા બોલું છુ, ત્યારે તમે તો ચઢી જાઓ છો. હશે માફ કરજો, મારો વાંક હોય તો. ( એમ કહેતા ) લો પાન.

**કૃષ્ણ૦**—( પાન લઈને ખાય છે, ને કપડાં પહેરીને ) લે હવે

હું તો કચેરીમાં જાઉં છું. પણ હવે ફરીથી આવી આડી તકરાર કાઢીસ નહિ. કહે કે નહિ કાઢું એટલે બસ.

**ચંદન**—(હસીને) ઉલટો ચોર કોટવાળને દડે એવો કાયદો ક્યાંથી લાવ્યા ? તમારે કહેવાનું તે મારી પાસે કહેવડાવો છો ! હશે, હું તમારું અરધુ શરીર જ છઉં કેની ? હું બોલીશ તે પણ તમે જ બોલ્યા ગણાશે. ચાલો હવે સમાધાન થયુ ? તમે એવી આડી વાત મને કઢાવશો નહિ, ને હવે પછી હુ કાઢીશ નહિ. કેમ એજ જ કેની ?

**કૃષ્ણ**—જા જા હવે, એમ જ ને તેમ જ. (લગાર હસતાં) મારે જવાનો વખત થઈ ગયો છે, એટલે તારી જોડે કોણ નકામી ટેચ કરે. હસે થયુ. (એમ કહી દાદરે ઉતરીને જાય છે. ચંદન પણ નીચે જમવા જાય છે.)

**પ્રાણકોર**—(વિજળીના ઘરમા વિજળીની પાસે જઈને) ઓહો ! અલી તું તો છેક પરવારી દેખુ ને શુ ? મારે તો હજી એઠવાડ કાઢવાનો પડયો છે. હુ તો તને પૂછવા આવી'તી કે પેલા ધનલક્ષ્મી આજ આપણી સાથે આવવાનુ કહેતા'તા, ને મે પણ હા કહી છે. કેમ ત્યારે, એને તેડીને આજ આપણે લગાર વહેલાં જઈશુ ? એ કહેતા'તા કે તમારા વિજયાલક્ષ્મીજોડે મારાથી લગાર નિરાતે વાતચીત કરાય એવી વખતે મને તેડી જજો. આપણા ગયા પછી તમારા બીજા આવનાર આવે એવુ કરજો. માટે બોલ ક્યારે જઈશુ ?

**વિજળી**—એમ હોય તો જો ! હવે હું તો પરવારી છુ, એટલે કપડા બદલીને આગળથી ત્યા જાઊ છું. અને પછી ત્યાએ વિજયાલક્ષ્મી એમના કામથી પરવારી લે એટલામાં હુ લગાર પાછી આવીને તને ખબર આપી જઈશ, એટલે એને તેડીને આવજે, કેમ ઠીક કેની ?

**પ્રાણ**૦—હા એમ કરો. ત્યારે મને ખબર કરી જજે, એટલામા હુ પરવારીને તૈયાર રહુ છુ. (વિજળી પરવારીને વિજયાને ઘેર જાય છે. તેને સઘળી ખબર કહીને પછી તે પરવારીને બેસે છે. ત્યાર પછી આવીને પ્રાણકોરને ખબર કહી જાય છે, તથા કમળાને ખબર કરીને પોતાની સાથે તેડીને પાછી વિજયાને ઘેર જઈને બેસે છે, ત્યાર પછી થોડી વારે ધનલક્ષ્મીને તેડીને પ્રાણકોર આવે છે.)

**વિજયા**—(ધનલક્ષ્મી ઉપર આવ્યા એટલે) આવો બહેન ! બેસો. આજ તમે ક્યાથી ?

**ધન**૦—મે સાંભળ્યુ'તું જે તમારો સ્વભાવ ઘણો માયાળુ છે, ને આ સઉ બહેનો તમારે ત્યાં નિત્ય બબ્બે ઘડી બેસીને કંઈ સૂબો-

ધવાર્તા સાંભળે છે, ત્યારે મેં આ પ્રાણુકોર બહેનને કહ્યું કે મને પણ એક દિવસ તમારા સમાગમમાં તેડી જજો. તે આજે યોગ આવ્યો છે.

**વિજયા**—ઘણું સારું થયુ. એ નિમિત્તે મને પણ તમારી સંગતિનો લાભ થયો.

**ધન૦**—કેમ **વિજળી** બહેન ! તમે તો અમારાથી ઘણા નજીક છો, પણ આપણે આજે જ પરસ્પરને બોલાવવાનો સમય આવ્યો છે. મને સમાચાર મળ્યા છે કે આજે તમને પણ મારે માટે લગાર તસ્દી વેઠવી પડી છે. તમે અમારો સગાથ ન કરતાં કઈ આગળ જ આવીને બેઠા છો !

**વિજળી**—ના એમા તસ્દી શેની ? મને **પ્રાણુ**કોર બહેને કહ્યું, ત્યારે મે કહ્યું કે વખતે **વિજયા**લક્ષ્મી બહેન કઈ કામમા હોય તો તમને તેમ જ એમને ઠીક ન પડે માટે આગળથી ખબર જોઈ આવીને પછી કહીશ. તે પ્રમાણે કહીને પાછી આવીને અહિંયા જ બેઠી છુ. તમને નવરાશ ઓછી, અને આપણે પરિચય નહિ, એટલે આજસુધી આપણો સામસામી મળવા બોલવાનો વખત આવ્યો નથી.

**ધન૦**—(**વિજયાને**) હવે આપણુ રોજ જે કાઈ ચાલતું હોય તે ચાલવા દેજો મારા આવવાથી ચાલુ કામમા અટકાવ કરશો નહિ.

**પ્રાણુ૦**—ના તે તો હજી વાર છે. સઉ આવ્યા પછી તે ચાલશે. આપણે તો લગાર વહેલા આવ્યા છીએ

**ધન૦**—ત્યારે તો ઘણુ સારુ. (**વિજયાને**) બહેન ! તમારો અભ્યાસ કયા સુધીનો છે ?

**વિજયા**—મારો અભ્યાસ તો સાધારણ લખી વાચી જાણુવાજેટલો જ છે.

**ધન૦**—હા આપણે સ્ત્રીજાતિએ એથી વધારે અભ્યાસ કરવાની કાઈ ઘણી અગત્ય નથી. પછી જેને અનુકૂળતા હોય તે ભલે પોતાની મેળે વધારે કરે. મે સાભળ્યુ છે કે તમને આપણા ધર્મના સબધમા પણ સારુ જ્ઞાન છે.

**વિજયા**—સારા માણુસોનો એવો સ્વભાવ હોય છે કે બીજાના વખાણુ કરવા. તે પ્રમાણે કોઈએ તમને કહ્યું હશે, પણ એટલુ બધુ કાઈ નથી. એ તો મારા પિતા સારા વિદ્વાન્ શાસ્ત્રી હતા, તેથી નાનપણથી એ વિષય મારા સાભળવામા ખરો, અને અહિ આવ્યા પછી પણ રાત્રદિવસ ધર્મસબધી જ સાભળવામા આવે, એટલે તેમાથી જે કઈ સ્મરણુ રહી જાય તે પ્રસગે બીજા આગળ કહી શકાય.

**ધન૦**—એ કાઈ થોડુ નથી. કોઈ પણ ભલા માણુસ પોતાને મોઢે પોતાની મોટાઈ કહેતાં નથી. પણ મારા સાંભળવામા હતું, તેમ

જ આજ રૂબરૂ મળવાથી પણ મારી ખાતરી થાય છે.

**વિજયા**—(ચંચળા તથા **ભાગીરથી**, સઘળાંને આવતા જોયેલા તેથી પરવારીને આવ્યા, તેમને ઉપર ચઢતા જોઈને) આવો. (બેસવાના સ્થાનતરફ હાથ કરીને) બેસો બેહેન. (એટલામા વારા ફરતી આવનાર સર્વે એક પછી એક આવે છે. )

**ચંચળા**—વિજયાલક્ષ્મિ બહેન ! હવે કરો આરંભ. આવનાર તો સઉ આવ્યા છે.

**વિજયા**—( ધનલક્ષ્મીને ) આ તો સઉની નવરાશની વેળામા કાંઈ મનને ગમે અને સમય ન જણાય એટલા માટે છોકરાની રમતની પેઠે બઘ્ઘે ઘડી કાંઈ ગાઈએ કે વાર્તા કરીએ એમ ચાલે છે. એમા તમારા સરખાના મનને રુચિ કરે એવુ તો કંઈ હોતું નથી. પણ હમેશ નિયમથી ચાલે છે, માટે તે રીતે અમે હવે આરંભ કરીએ છીએ. તમારે હવે પછીનો વખત અવકાશનો તો છે જ કેની ?

**ધન૦**—હા, મારે રોજનો આ નવરાશનો જ સમય છે, અને અત્યારથી છેક સાજસુધી મને ઘણું કરીને રોજ કંઈ કામ હોતું જ નથી. સુખેથી તમે તમારુ ચાલવા દો. હું સાભળવાની ઇચ્છાથી જ આવી છુ.

**ચંચળા**—અરે બહેન ! આ તે રમત જેવુ કેમ કહેવાય ? આવી રમત જો સઉ લોકો કરતા હોય ત્યારે તો પછી સંસારમાં જીવને દુ:ખ જ શેનુ રહે ?

**ભાગી૦**—એ તો સાચુ છે, પણ માણસ માત્રના મન જૂદા બંધાયા છે એટલે સઉની રુચિ એકસરખી હોતી નથી. અને ખરુ જોતા રમત જેવુ પણ ગણાય, કેમકે છોકરાઓ પણ રમત કરીને પોતાના મનને આનંદ પમાડે છે, અને આપણે પણ આ કથાવાર્તા કે કીર્તન કરીને મનને જ આનંદ પમાડીએ છીએ. હશે હવે બોલો 'જય જય **શ્રીસદ્**ગુરુદેવ.' (બીજાં સઘળા બોલે છે. )

**વિજયા**—( ગાય છે. )

**પદ. રાગ મ્હાડ.**

જો જગદીશ જપાય, તો જીવ સુખી રે સુખી.
સુખી રે સુખી, આ જીવ સુખી રે સુખી, જો જગદીશ જપાય,
તો આ જીવ સુખી રે સુખી. ટેક.
નિશદિન મારું મારુ કરી, મન વ્યર્થ વિષયમા ધાય,
પળમા પ્રલય થઈ સઉ જાતું, તવ ધરી શોક પીલાય,
આ જીવ દુ:ખી રે દુઃખી.
હુંસમ નથી કો એમ વૃથા લહી, ગર્વે ફુલાવે ગાત્ર,
પણ બ્રહ્માડ સકળપ્રતિ જોતાં, જાણે ન હું કોણ માત્ર, જીવ આ દુઃખી.

ષડ્રિપુને વશ વર્તી વિશ્વે, પીડ સહે જ અપાર,
પણ નવ ત્યજી અભિમાન ભજે હર, મોક્ષતણું લહી દ્વાર, જીવ આ દુઃખી૦
જાણે છે સઉ નથી રહેતું આ, ધન યૌવન સુત ધામ,
પણ નવ કાળતણું ભયધારી, થાતા જીવ અકામ; આ જીવ દુઃખી૦
સુજનો તો સજી સદ્ગુણ અંગે, રંગે હરિરંગે ચિત્ત,
મનહર નિજ પ્રભુપદ સેવીને, ઇચ્છે ન વિભવ કે વિત્ત,
તો જીવ સુખી રે સુખી.

**ભાગી૦**—જય જય **શ્રીસદ્**ગુરુદેવ ( સર્વ બોલે છે. ) કાલે તો અતમા એ વાર્તા આવી હતી કે જેમ રોગીને માટે અદર બહાર વગેરે અનેક પ્રકારના ઔષધઉપચાર કરવામા આવે છે તેમ આ દૃષ્ટિદોષને નિવારણ કરવાને તો કેવળ બાહ્યોપચાર જ કરવાના હોય છે તે કરવામાં લગાર પણ હાનિ નથી. ખાવાપીવા વગેરે ઉપાયો તો આ અલ્પજ્ઞ જીવો વખતે ખોટા અનુમાનથી કરે તો રોગીને ભારે ભયમા નાખનાર થાય છે, અને આ તો કેવળ નિર્ભય ઉપચાર છે. માટે અવસ્ય કરવા.

**વિજયા**—( ઇષ્ટસ્મરણ કરીને ) પછી પાછા બીજે પ્રસંગે અવકાશના સમયે તે પુત્રના સુખમા નિમગ્ન થયેલી ગિરિજા પોતાના પતિ હરદત્તને આ પ્રકારે પૂછવા લાગી·

ગિરિજા કહે છે, હે ભગવન્ ! આ સસારમાં સઘળાં દુ ખ તો સહન થાય એવા જણાય છે, પણ પ્રિય પ્રાણીપદાર્થના નાશથી જે દુ·ખ થાય છે એ અત્યત ન સહન કરી શકાય એવુ છે, અને મારા જેવીને તો લગાર પણ દુઃખ સહન કરવુ કઠિન પડે છે જેનાથી આ શરીરને કશી અડચણ ન હતી એવુ નિર્ધનપણાનુ દુ·ખ પણ મારાથી સહન થતું ન હતું, તો બીજુ તો થાય જ ક્યાથી ? હજી ઈશ્વરની કૃપાથી મને કોઈ મોટા વ્યાધિનો કે મોટા આધિનો અનુભવ થયો નથી, તોપણ કોઈ કોઈ વાર સહજ માથું દુ·ખવાનુ, કે ઉધરસનુ કે તાવનુ સ્વલ્પ દુઃખ તો મને આવી ગયુ છે, પણ તે દુઃખ મેં મહા કષ્ટસરખું ગણીને કાઢ્યુ છે. આ પ્રકારના મારા અનુભવ તથા સાધારણ વિચારથી મને એમ જણાય છે કે દુઃખ સહેવુ તો સર્વને કઠિન જ છે, તો પણ ઘણા દૃઢ મનના મનુષ્યો તો દુઃખને સુખની પેઠે ગણીને ભોગવી લેતા હશે, કારણ કે જ્ઞાનવાનનો સુખદુઃખ સમ ગણવાનો ધર્મ શાસ્ત્રમાં કહ્યો છે.

હરદત્ત કહે છે, હે કોમળ હૃદયવાળી ! આ જગતમાં કોઈને પણ દુ·ખ પ્રિય નથી, તેથી દુઃખને સઘળા જ કષ્ટ કરીને સહન કરે છે, એમાં કઈ સદેહ નથી, અને જ્ઞાની તો આ દેહથી આત્મા-

નો ભિન્ન સ્વતંત્ર ચેતનસ્વરૂપે અનુભવ કરે છે, તેથી તેમને આ શરીર હું છું કે એ મારું છે એવો દૃઢ ભાવ રહેતો નથી. માટે એમને શરીરમાં થતાં દુઃખ પોતામા થાય છે, એમ અત્યંત કરીને ભાસતા નથી, તેથી તે સુખદુઃખ સમ કરીને જુવે છે. પણ તેવા પુરુષો તો ક્વચિત્ હોય છે. બાકી સર્વને દુઃખના સમયમાં મોટું વિકળપણું પ્રાપ્ત થાય છે. આ શરીરમાં ગમે તે પ્રકારનો વ્યાધિ થાય તોપણ તે સર્વ મોટા જ ગણાય છે. એક બીજાની અપેક્ષાથી એક બીજા વ્યાધિ નાના મોટા ગણાય છે, પણ તે સઘળા પોતાના સમયમાં તો મોટા જ છે. ઘણા અજ્ઞાની જીવો તો દુઃખના કાયર હોય છે, પણ આ દુઃખરૂપ જગતમાં કોઈ ને કોઈ પ્રકારનુ દુઃખ આવ્યા વિના રહેતું જ નથી. તેથી તે અજ્ઞાની જીવો તો પોતાઉપર આવેલાં દુઃખને મોટા સતાપથી રડી રડીને ભોગવે છે, અને જ્ઞાનવાન્ તો પોતાઉપર આવેલા દુઃખને હસીને ભોગવી છૂટે છે.

ગિરિજા કહે છે, હે ભગવન્ ! જ્યારે વ્યાધિ કે આધિનુ પ્રબળ દુઃખ આવે છે, ત્યારે આ મન અને બુદ્ધિ પણ ઠેકાણે નહિ રહેતા હોય અને જ્ઞાન પણ હું ધારું છું કે વખતે ગુપ્ત થઈ જતું હશે. કેમકે મને તો થોડા રોગમાં પણ પરમેશ્વરઉપર ચિત્ત જતું નથી. આખો દહાડો પેલા દુઃખમા ને દુઃખમાં જ મન જયા કરે છે માટે જો આપને યોગ્ય લાગે તો મને એ વાર્તા સમજાવો કે દુઃખના વખતે રોગીઓ કેવા પ્રકારના વિચાર કરીને આ મનને સમાધાનથી ઈશ્વરમા જોડતા હશે.

હરદત્ત કહે છે, હે સત્કથામા પ્રીતિવાળી ! આ તારા પ્રશ્નના સમાધાનમા એક અતિ પવિત્ર ને સુદર પણ નાનું આખ્યાન કહુ છુ તે શ્રવણ કર. તેમાથી વિવેકપ્રાપ્ત રોગી કેવે પ્રકારે વિચાર કરીને મનને સમાધાનમા રાખે છે તે તથા રોગીને કેવુ વિકળપણ પણ હોય છે તે સઘળુ પણ તારા સમજવામા આવશે, અને વળી એમા મોક્ષ માર્ગમાં ઉપયોગી બીજા પણ ઘણા વિચારો આવી જાય છે.

એક નર્મદા નદીના પવિત્ર તટઉપર ભૃગુક્ષેત્રસમીપ મોટી વસ્તીવાળા નગરમાં એક પોતાના ધર્મકર્મમા કુશળ એવો પ્રબુદ્ધ નામનો બ્રાહ્મણ રહેતો હતો, અને સત્ત્વમતિ નામની પતિવ્રતા તેની સ્ત્રી હતી. તેઓ પરસ્પરમાં અધિક પ્રીતિવડે પોતાના ઉચ્છૃંખલ વયને તો કુલીન વિષયમગ્ન પ્રાણીની પેઠે ગાળી ચુક્યા. તે સ્ત્રીનુ જ્યારે બાવીશ વર્ષનું વય થયું ત્યારે તે પ્રબુદ્ધ પુરુષનું ત્રિશ વર્ષનું વય થયું. આ સમયે તે બંનેને એક વેળા આ સંસારના સારરહિતપણાવિષે આ પ્રકારની ચર્ચા ચાલીઃ

**સત્વમતિ** કહે છે, હે પતિ ! આપણા વડિલોએ સંપાદન કરેલું ધન કેટલું હતું, અને આપણા સ્વાધીન થયા પછી આજપર્યંત આપણે તેમા શી વધઘટ કરી, અને તેમા ઉપયોગી નિરુપયોગી શો ખર્ચ આપણે કર્યો, એનો ચોકસ તપાસ કરવો હોય તો તે સઘળું આપણા ઘરમા લખેલું હશે ખરું કે નહિ ?

**પ્રબુદ્ધ** કહે છે, હે સ્ત્રિ ! શ્રીમાન્ લોકો જો એ પ્રમાણેનો સઘળો ચોકસ હિસાબ નહિ રાખે તો તેમના વ્યવહારને મોટો ધોકો પહોંચે. માટે એવો ચોકસ હિસાબ આપણા કુશળ મનુષ્યો અવશ્ય રાખે જ છે, અને પ્રતિદિવસ નજર નાખવા યોગ્ય હિસાબઉપર તો હુ પણ નિત્ય દૃષ્ટિ નાખુ છુ. એમ ન કરુ તો તે માણસો ભયરહિત થઈ જાય, અને આળસુ થઈને હિસાબમા ગડબડ રાખે. શ્રીમાન્ લોકોના ઘરની પ્રધાન સ્ત્રિયે પણ જો કુશળ હોય તો એ વિષેની થોડી ચોકસી રાખવી ઘટે છે, પણ આજપર્યંત તો તારી અણસમજણની જેવી પ્રથમની યુવાવસ્થા ગણાય તેથી તે ન તપાસ કરેલી તોપણ તારો દોષ ગણાય નહિ. અને આ તારી યોગ્ય અવસ્થાના સંધિએ આજે તને આ વાર્તાનુ સ્મરણ થયુ. એટલે હવે તારી કુશળ સ્ત્રીમા પણ ગણના કરવામા બાધ નથી મારા સ્વાધીન સઘળુ પિતાનુ દ્રવ્ય વગેરે આવ્યુ તેને આશરે દશ વર્ષ થવા આવ્યા છે. તે દિવસે રોકડ મેળમા દશ લક્ષ ધન હકબધ ઘરમા હતુ આશરે અઢી ત્રણ લક્ષ ધન વ્યાપારીઓમા ફરતું હતુ, અને સ્થાવરજંગમ મિલ્કત સુમારે બે લક્ષની હતી, અને અનુમાનથી પાચ લક્ષની કિમતના હીરા, મોતી તથા સુવર્ણ વગેરેના દાગીના હતા. એમ એકંદર આશરે વિશ લક્ષની આપણી દોલત હતી. આજ દશ વર્ષમાં આપણે હાથે થયેલી વધઘટવગેરેની પાકી તપાસ કરીને પાચ દિવસ પછી હુ તને ચોકસ સમાચાર કહીશ. પણ આજ તને આ વિષયસબધે પ્રશ્ન કરવાનું શુ પ્રયોજન જણાયુ, તે સ્પષ્ટ કરીને મને કહી સભળાવ. તારી બુદ્ધિ સઘળી વાતે જ વખાણવા યોગ્ય છે. તને જે જે સમયે જે જે કરવુ ઘટે છે તે તુ અવશ્ય કરતી જણાય છે. આજ પર્યંતમા કુળવાન્ સ્ત્રિયે પોતાના પતિને આપવા યોગ્ય સંતોષ તે મને રુડે પ્રકારે આપ્યો છે, અને તેથી હું મને પોતાને પણ ધન્ય માનું છું.

**સત્વમતિ** કહે છે, હે સ્વામિન્ ! મને ગઈ રાત્રે જ આપના નિદ્રાવશ થયા પછી નિદ્રા વહેલી નહિ આવવાથી જે વિચારો આવી ગયા, અને જે વિચારના આવવાથી આજનો આ પ્રશ્ન મારા મનમાં ઉઠ્યો છે, તે સર્વે આપને કહી સભળાવુ છુ. આ ઘરમાના પદાર્થો-

ઉપર દૃષ્ટિ જતાં જતાં એકદમ વિચાર આવ્યો કે અરે ! આ સસાર સસાર કરીને લોકો કહે છે, પણ એમાં સાર ખરું જોતા કઈ હશે કે નહિ ? આ સંસાર શું હશે, એ શા નિયમથી ઉપજી રહેતો હશે, અને પાછો કેવા નિયમથી લય થઈ જતો હશે ? આ ઘરનાં એ વર્ષપહેલાં કેટલાએક પદાર્થો હતા, તે આજે દેખાતા નથી. તે દહાડે નહોતા તેવા આજે ઘણા દેખાય છે. તો આ પદાર્થોના એક સ્થળથી બીજે સ્થલે આવવા જવામા પણ શા શા નિયમો હશે, તેની આજપર્યંત મને કશી સમજણ નથી. અહોહો ! મારા મનથી તો હુ સમજુ છુ કે આ સસારમા હુ જ એક મોટી બુદ્ધિવાળી અને સઘળી વસ્તુની જાણનારી છુ. પણ એ સઘળું અભિમાન હવે મને વ્યર્થ જણાય છે આ આપણું ઘર, તે આ નગરની પૃથ્વીના લાખમા ભાગમા હશે, અને એ નગરના આ દેશના કોઈ કરોડમા અશમા હશે અને એ દેશ આ પૃથ્વીના કોણ જાણે કેટલાએ અશમા હશે, અને આ પૃથ્વી મોટા સમુદ્રોથી ઘેરાએલી ગણાય છે, તો પાણીના સ્થાનના કોણ જાણે કેટલામા ભાગમા આ પૃથ્વી હશે ? અને આ આખી પૃથ્વીના મનુષ્યોમા, અને આ ઉપર દેખાતા વાદળાથી તે આ પૃથ્વીસુધીના આ જણાતા આકાશમા વિચરતા અસખ્ય પ્રાણિઓમા આ મારું ત્રણ સાડા ત્રણ, કે નિદાન ચાર હાથ જેવડુ શરીર તે શા લેખામા ? હુ આ સસારમાં ઉપજી ખપી જઈશ ત્યા સુધીમા જે આ મારા સબધીઓ મને ઓળખે છે, એ જ જાણશે કે આ થઈ ને ગઈ. પણ બીજાના તો હુ જાણવામા પણ આવનાર નથી. તો જેમ આ બીજા અસખ્ય જીવો ઉપજીને ખપી જાય છે તેમ હુ પણ ઠરી. મારા માતાપિતા મોટા પરિશ્રમ અને સભાળથી એકઠા કરેલા ધનને ત્યજીને આ સંસારથી ગયા છે, અને તે ધન આજ મારા ભાઈ ભોગવે છે. તેમાથી મને આપેલો ભાગ પણ હજી વધતો પડયો જ છે. એ જ પ્રમાણે આ મારા સાસુસસરા પણ મોટી દોલત મૂકીને શરીરસુદ્ધા પણ આ લોકમા જ મૂકીને ચાલી ગયા છે. તેમનુ ધન આ અમે ભોગવીએ છીએ. એવા ને એવા આગળના એમના તથા તેમનાં માબાપ, એમ ગણતા પાર ન આવે એટલાં આગળ થઈ ગયા છે, પણ તેમને હુ ઓળખતી નથી. આ રીતે હજારો અને લાખો પેઢીઓ થઈ ગઈ હશે, ને થશે, પણ આ સસારમા આવીને તેઓ શુ શુ સાર કાઢી ગયાં, એ કઈ મને હજી સમજાતુ નથી. અને આ હુ પણ કયા થઈ, કોની દીકરી, અને આજે કયા છુ, અને આજ સુધીં મે શો આ સંસારમા સાર જોયો, અને અંતે શું સાર કાઢીને જઈશ એ પણ બરાબર મને સમજાતું નથી. એક ધનાદિ પદાર્થોને ઘણે

કષ્ટે મેળવે છે, વળી તે અથવા બીજો તેનું રક્ષણ કરે છે; અને ત્રીજો જ કોઈ તેનો ભોગવનાર છે. આમ થવામાં કયા નિયમોને ઈશ્વર કામે લગાડે છે, એ મને સ્પષ્ટ જણાતું નથી. આ પદાર્થોને જો વિચાર કરીને જોઉં છું તો જેમ કોઈ તીર્થમાં કોઈ આગંતુક નિમિત્તવડે લોકોનો પ્રવાહ જતો ને આવતો જણાય છે, જેમાં સ્થિર રહેનાર કોઈ જ નથી, તેવા આ ઘરના સઘળા પદાર્થો મને જણાય છે. વળી જેમ નદીના મૂળતરફથી આવતું પાણી આપણા આ ભૃગુક્ષેત્રમા વહેતું આવીને વહ્યું જાય છે, તે કાલનું આજ નહિ અને આજનુ આવતી કાલ નહિ, અને ખરું જોતાં તો એક ક્ષણનું જળ તે બીજી ક્ષણે તે જગાએ નહિ. એવો આ સંસારરૂપ નદીનો પણ પ્રવાહ જણાય છે. અનેક થઈ ગયા, આ થયાં છે તે જતાં જાય છે, અને થશે તે જશે, આમાં થનાર જનારને શો શો સાર બાધી જવાનો છે, તે જ્યાં સુધી મને સમજાયુ નથી, ત્યા સુધી આ મારુ આવ્યુ ગયુ બકરીના ગળાના આચળની પેઠે વ્યર્થ જ દરવાનુ છે. આ મનુષ્ય-શરીર કે જેમાં ભોગ તથા મોક્ષ એ પદાર્થ, અથવા તો શાસ્ત્રમા કહેલા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થો સિદ્ધ કરી શકાય છે તેને પામ્યા છતા જ્યારે મારાથી અંતે સર્વને મેળવવાયોગ્ય મોક્ષરૂપ ફળ ન મેળવાયુ ત્યારે તો મને અત્યંત ધિક્કાર છે! આ ઉપર નજર કરતા અસંખ્ય તારાઓ આકાશમા રહેલા દેખાય છે; એ શા આધારે રહ્યા છે, તે તથા તેમા શુ શુ છે એ પણ હું કાઈ જાણતી નથી. આ અસખ્ય તારા પણ આ પૃથ્વીની પેઠે લોકોને વસવાના સ્થાનરૂપ પણ કેમ નહિ હોય? ખરે, આ આખો સસાર કોઈ સર્વજ્ઞ ઈશ્વરનો અચિત્ય મહિમામાત્ર છે. આ મારા પિતાના ધનમાથી મને મળેલો ભાગ તથા આ મારા પતિને મળેલુ સઘળુ ધન આપણે જ ભોગવીશુ એમ પણ પણ નક્કી કહી શકાતું નથી. તેમ જ હજી ઈશ્વરે આ સ્ત્રીના જન્મને સાર્થક થયો ગણાવનાર સંતાનનુ સુખ પણ મને દેખાડયું નથી. તેથી પાછળ પણ એનો કોઈ ખરો વારસ નહિ હશે તો કોણ ભોગવશે એ પણ કળાતુ નથી. આ ઘણે ઠેકાણે હુ જોઉ છું કે શ્રીમંત લોકોને પ્રજા હોતી નથી, અને જેના ઘરમા ખાવાનુ નથી ત્યા જોઈએ તે કરતાં ઘણા બાળકો થયાં જણાય છે, જેથી આ લોકમા દાન કરવાની ઇચ્છાવાળાને દરિદ્રતા, અત્યત કૃપણ પુરુષોને ધન, જેના ઘરમા ખાવા ન હોય તેને પ્રજા, ધનવાનને રોગ તથા મૃત પ્રજા, કેવ શોચ્છેદયોગ, કુરૂપને ઉત્તમ વિદ્યા કે ગુણ, રૂપવાનને અવિદ્વત્તા, દુઃખ ને દોષ, ગુણવાન પુરુષને અકુલીન સ્વભાવવાળી સ્ત્રી અને દુષ્ટ દુર્ગુણીને રૂપગુણવતી સ્ત્રી, તેમજ યોગ્ય સ્ત્રીને અયોગ્ય પતિ, અને

અયોગ્ય સ્ત્રીને યોગ્ય પતિ, આ વગેરે અનેક પ્રકારનાં વિપરીતસરખા જણાતાં ફળો જ ઘણે અંશે મળતાં જણાય છે. જેવુ જોઈએ તેવુ સઘળા પ્રકારથી નિર્દોષપણું તો કોઈ એક ઘરમા જ હશે. આ વગેરે અનેક પ્રકારની આ સસારની વિચિત્રતા જોઈને મારા સરખીને મુઝવણ થાય છે, તો બીજા સર્વે સાધારણ લોકોને થાય એમા શુ આશ્ચર્ય છે.

મને ઉત્તમ કુળમા જન્મ, શ્રીમાન્ સદ્‌ગુણી માતપિતા તથા બધુ અને બીજે પક્ષે સર્વોત્તમ કુળનો ધનવાન્ માતાપિતાનો પુત્રઃમને પતિ મળ્યો છે. સાધારણ વિદ્યાવગરે સઘળું મધ્યમ પ્રકારનુ પણ ઘટે એવુ સુખ મને મળ્યું છે, ત્યારે હજી સતતિ થવાનો યોગ જણાયો નથી. મને લાગે છે કે આ સસારમા કોઈ પણ મનુષ્ય પોતાની ઇચ્છાપ્રમાણે તથા આ સસારમા મનાએલુ ઘણામા ઘણુ સુખ મેળવીને 'હવે મારે કાઈ બાકી રહ્યુ નથી' એમ કહેનાર ભાગ્યે જ નીકળે છે. પછી વૈરાગ્યથી કે જ્ઞાનની પ્રાપ્તિથી અકામપણાને અતમાં પામેલા વિરલા પુરુષો 'હવે મારે મેળવવા યોગ્ય આ સંસારમાં કાઈ નથી' એમ કહેનાર નીકળે. પણ તે વાર્તા જૂદી છે તેમણે પદાર્થની પ્રાપ્તિદ્વારા અકામપણું અનુભવ્યુ ન ગણાય, પણ પદાર્થની અસ્પૃહા દૃઢ કરીને નિષ્કામપણું મેળવ્યુ છે. આ બે જૂદા પક્ષ હોવાથી એકમાં બીજાને ગણી લેવો ઘટતો નથી. જેથી પદાર્થભોગવડે તો કોઈ જ તૃપ્ત થઈને કામનારહિત થયા નથી જ ગણીએ તો ચાલે. અહો ! આવા અસ્થિર સ્વભાવવાળા તથા નિરંતર દુઃખની જ્વાળાઓથી તપતા આ સંસારમા શાત સુખ તો ક્યાંથી જ હોય ? અને તેની આશા પણ શી ? આમ છતા પણ હજી મારે હાથે મોટા દાન પણ થયા નથી. દાનશૂર પુરુષો તો એમ જ કહે છે કે જેના આપેલા દાનને જોઈને જોનારનાં રૂવાડા ઉભા થયાં નહિ, તેનું દાન તે કઈ દાનમા ગણવા યોગ્ય છે ? નહિ જ. અને એ જ પ્રમાણે તપ તથા અધ્યયનના શ્રમને જોઈને જોનારને પરમ આશ્ચર્ય જણાઈ શરીરના રૂવાડા ઉભા ન થાય, તો તે સર્વોત્તમ તપ કે અધ્યયન ગણાય નહિ. તો ત્રણમાનુ એક પણ મારાથી થયુ નથી. આ શરીર જે પાણીમાં ઉઠતા પરપોટાની પેઠ ક્ષણમા અળપાઈ જાય એવુ છે, તેનો ભરોંસો રાખીને હું કેવી મૂર્ખ છુ કે હજી કોઈ મોટા પુણ્યકર્મને પણ કરવા સાવધાન થતી નથી.

પાણીના રેલાની પેઠે ચાલ્યુ જતું આયુષ્ તો જણાતુ નથી. પણ આજ કાલ કરતા મારા જન્મથી બાવિશ વર્ષ વહી ગયાં છે. મારાં તથા મારા પતિના માતાપિતાને મેં નજરે મરણને પામતા જોયાં છે. આ પ્રતિદિન બાળક, જુવાન તથા વૃદ્ધોનાં થતાં મરણને કાને

સાભળું છું, પણ આશ્ચર્ય છે કે હજી આ ઈશ્વરની માયાના બળવાન્ મોહવડે પ્રાપ્ત થયેલી ઉઘમાથી હુ જાગતી નથી. આ સસારમાં મરતાં પહેલાં મારે શુ શુ કરવાનુ છે, તેનો પણ મને વિચાર કરવાનો આજપર્યંત સમય મળ્યો નથી. હવે મને સાભરે છે કે મારા પિતાએ વિવેકી મનુષ્યોને બોધ કરતા એવા વચનો કહ્યા હતા કે આ સસારમા ત્રણ જ વસ્તુ સ્મરણમા રાખવાની છે. ૧ દાન, ૨ ધ્યાન, ૩ જ્ઞાન. મનુષ્યને નિત્ય તથા અનિત્ય વસ્તુનો વિવેક એટલે આ જગતમા સદા કાળ ટકે એવુ શુ છે, ને વિનાશને પામે એવુ શુ છે, એ જ્યારે યોગ્ય વિચારથી જાણવામા આવે છે, ત્યારે પછી ધીરે ધીરે તેને આ ક્ષણમા દેખાતા, ને ક્ષણમા અળપાઈ જતા મિથ્યાસરખા પદાર્થોમાથી મહામોહ છૂટતો જાય છે, અને તે મોહ જ્યારે નરમ પડે છે ત્યારે આ સઘળા વિભવો મળ્યા તોપણ શુ, અને ન મળ્યા તોપણ શુ, એમ થઈને આ વિષયમાત્રમા અસ્પૃહા ઉદય થવા માડે છે; અને તે અસ્પૃહા જ્યારે દૃઢ થાય છે, ત્યારે પોતાના માનેલા પદાર્થ મનના સકોચવિના પ્રસન્નતાથી બીજાને અપાય છે. આ પ્રકારે પ્રસન્ન થઈને, પ્રિય અને આપવા યોગ્ય ઘર, ધન, અન્નવસ્ત્ર, સુવર્ણાદિ ધાતુના અલકારો તથા ત્રાબાપીતળઆદિનાં વાસણો તથા એ વિનાના વ્યવહારોપયોગી સમગ્ર પદાર્થો સત્પાત્રને અથવા અવશ્ય આપવા યોગ્ય અન્ય રકને આપવામા ઉદારબુદ્ધિ રાખવી એ દાતાપણું છે. એવા દાતાપણાવાળા પુરુષે વિધિપૂર્વક આપેલુ તે દાન ગણાય છે. એવા દાનનુ અત્યત આપવુ એ વિરાગનુ ઉપલક્ષક છે, અને વિરાગ દૃઢ થયા પછી જ આ સઘળા વિષયોમાથી પાછી વળેલી વૃત્તિઓ ઇષ્ટસ્વરૂપમા જોડાવા તત્પર થાય છે. તે તત્પરતાવાળી વૃત્તિ જ આપણા અતર્મા અથવા બહાર પ્રત્યક્ષ, તથા અતમા અતર્ તથા બહિર્ અપ્રત્યક્ષપણે ઇષ્ટનુ સ્વરૂપ અનુભવવા, સ્થપાવા યોગ્યતાવાળી થાય છે અને તે ઇષ્ટસ્વરૂપને અનુભવવા સ્થપાએલી વૃતિઓ જ્યારે અન્ય સઘળા ઉપાધિના અતરાયવિનાની, ઇષ્ટસ્વરૂપને અનુભવતી નિયમિત સ્થાનમા સ્થપાય ત્યારે તે ધ્યાનની યોગ્યતાવાળી થઈ જાણવી. તે ધ્યાનની યોગ્યતાવાળી વૃત્તિ તે અભ્યાસમા ક્રમે કરી દૃઢ થાય છે, ત્યારે તે ધ્યાનની પ્રાપ્તિવાળી ગણાય છે, અને ધ્યાનાવસ્થાને પ્રાપ્ત થયા પછી તે પુરુષ સંપૂર્ણ સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત, અજરઅમર ઇષ્ટસ્વરૂપનો સર્વ સ્થલે અનુભવ કરે, અને તે અનુભવ દૃઢ થતા પોતે અભિમાની પણ તદાકાર થઈ રહે. એમ થવા પછી જે ઉત્થાનાવસ્થા થાય તે સ્વરૂપાનુભવપૂર્વક ઉત્થાનાવસ્થા ગણાય. એ જ અવસ્થા તે જ્ઞાનાવસ્થા અથવા મુક્તાવસ્થા ગણાય છે. એ

જ્ઞાનાવસ્થાની ઉત્તર કળાને જીવનમુક્તાવસ્થા કહે છે. પછી આ પ્રાણીને કાંઈ કર્તવ્ય રહેતું નથી. તેમ જ આ અસારસરખા સંસારનું ભ્રમણ-ચક્ર તથા સુખદુઃખ, જન્મમરણાદિક કાંઈ પણ તેને હોતું નથી. આ પ્રમાણે મને બરાબર સ્મરણ આવે છે, માટે હવે હું મારા પતિની આજ્ઞા લેઈને જો આ જ ખરું કરવાયોગ્ય જણાય તો એ દાન, ધ્યાન, તથા જ્ઞાનને જ સિદ્ધ કરવાને ધીરે ધીરે પગલાં ભરવા માંડું. આ રીતના વિચારમાં પ્રવેશતા ચિત્તને શાંતિ જણાતાં તત્કાળ નિદ્રા આવી ગઈ. પછી આ અનુકૂળ સમય જોઈને આ વાર્તા કાઢી. હવે એ વિષે આપના અભિપ્રાયની મારી ઇચ્છા છે તે યોગ્ય જણાય તો પૂર્ણ કરો.

પ્રબુદ્ધ આ સઘળી વાર્તાનું ખરા મનથી શ્રવણ કરતો સ્તબ્ધસ્મ-રખો થઈ ગયો હતો, તે થોડી વાર વિચારમાં જ મૌન રહીને પછી આ પ્રકારનાં વચનો બોલ્યો: હે કુલવતિ ! આ તારાં વચનો અમૂલ્ય છે. તારા સઘળા વિચારો કલ્યાણને કરનારા છે એ વિચારો મોટા પુણ્યના ફળ રૂપ છે. જે જે મનુષ્ય આ સંસારમાં અખંડ કીર્તિ મૂકીને બ્રહ્મલોકમાં કે સ્વરૂપમાં વસ્યા છે, તે આ પ્રકારના જ વિચા-રોને પૂર્ણ સાધીને વસ્યા છે, એમાં લગાર પણ સંદેહ કરવા સરખું નથી. માટે આ ક્ષણે તને તથા તારા જન્મ આપનાર માતાપિતાને પણ ધન્યવાદ ઘટે છે. તારી આ પ્રથમ અવસ્થા છે, જે અવસ્થામાં સઘળા પૂજ્ય પુરુષોએ નિંદવા યોગ્ય ગણેલા સંપૂર્ણ વિકારો અંતઃ-કરણમાં આવીને પ્રકટ થાય છે. તે આ તારી અવસ્થામાં તને સર્વ મોટા પુરુષોએ જેને અતિ આદરવડે સ્તુતિ કરીને સેવેલા છે એવા સદ્વિચાર આવીને પ્રાપ્ત થયા છે, માટે તારા કોઈ ઉગ્ર પુણ્યનો આ સમયે સત્ફલ આપવાને ઉદય થયો છે, એમ માનવામાં કોઈ મોટો વિરોધ નથી. હે સાધ્વિ ! આ વિચારો તારા અંતઃકરણમાં આવ્યા છે, એ કેવળ તારા જ પુણ્યના ઉદયથી આવ્યા છે એમ ગણાતું નથી પણ તારા તથા મારા બંનેના પુણ્યના પ્રતાપથી આવ્યા છે એમ જણાય છે. કારણ કે તારા વિચાર સાંભળીને મને પણ એ વિચાર પ્રિય લાગ્યા છે. એમાં લગાર પણ મને અરુચિ થઈ નથી. જો મારો પુણ્યાંશ પણ ઉદયને ન પ્રાપ્ત થયો હોત તો મને તારા વિચાર સાં-ભળતાં જ અરુચિ કે ક્લેશનો આવિર્ભાવ થાત, પણ તેમ થયું નથી. આ લોકમાં પુણ્ય તથા પાપના ફળ ભોગવનાર પ્રાણિઓની બુદ્ધિનો પરિણામ એકસરખો જણાતો નથી. સ્ત્રીપુરુષ, પુત્રપિતા, ગુરુશિષ્ય તથા મિત્રો પરસ્પરમાં વિરોધી કર્મનાં ફળ ભોગવવાના સમયે, જો કે નિરંતર એકસરખા છે તોપણ પરસ્પર વિરોધ માનીને જૂદાં પડી જાય

છે અને ભિન્ન ભિન્ન ફળને ભોગવી લે છે. પછી પાછા અનુકૂળ કર્મ-ફળના સમયે એક થઈને ભોગવે છે. માટે આ ક્ષણે તારા તથા મારામાં પુણ્યનો ઉદય થયો જાણવો. વળી આ ધનાદિ વિષયપદાર્થો એટલા પ્રબળ છે કે તેમાંથી મરવાની ક્ષણપર્યંત પણ પ્રાણિઓનો મોહ ટળતો નથી, ને મરતાં મરતાં પણ તેમનાથી વાણીવડે તેનુ દાન કરાતું નથી, તો સાક્ષાત્ આપણે હાથે તો આપે જ ક્યાથી ? ઘણા મનુષ્યો પ્રાણ ખુએ છે, તથાપિ ધન ખોવાને ઇચ્છતા નથી. એવા કૃપણો પોતાના પાપના બળે ઉત્તર કાળમા તે તે પદાર્થોવડે સુખને પામવા યોગ્ય થતા નથી. આ ધનને માટે જ શરીર તથા પ્રાણ પણ પારકાને અર્પણ કરાતા આપણે દેખીએ છીએ. એવુ પ્રાણ તથા શરીરને બદલે મેળવેલુ ધન જો પ્રીતિવડે સત્પાત્રને વિધિવત્ આપ-વામાં આવે તો તે શુદ્ધ દાન આ જગત્મા કયા ફળને ઉત્પન્ન નથી કરતું એ વાર્તાને હુ જાણતો નથી. હે પુણ્ય કર્મમા પ્રીતિવાળી ! આ તારી તથા મારી બનેની પ્રથમાવસ્થા જ છે, તોપણ હવે આ જન્મ-મૃત્યુરૂપ સસાર કે જેમાં આયુષ્યનુ કોઈ પ્રમાણ નથી, મૃત્યુના કાળનો નિર્ણય કરી શકાતો નથી, અને આ ધનાદિ પદાર્થનો ક્યારે તથા શા નિમિત્તથી આપણી સત્તામાથી ક્ષય થવાનો છે, એને આપણે જા-ણતા નથી, તેમા હવે સાવધાન રહીને મૃત્યુના આવવા પૂર્વે આપણે આપણા કરવા યોગ્ય કામોને કરી પરવારીને તૈયાર થઈ બેસવુ જ જોઈએ, જેથી પાછળ આપણે પશ્ચાત્તાપને પામવા સરખુ કાંઈ રહે નહિ. ઘણા મનુષ્યો પોતે તથા પોતાના અધીન વર્તનારા માટે એવુ ધારે છે તથા કહે છે કે ‘ આ મનુષ્યોએ પ્રથમ અવસ્થામા જ પર-મેશ્વરતરફ મનને નાખી સસારમા નકામા જેવા થવુ એ અત્યંત અયોગ્ય છે ! ’ પણ આ તેમનુ ધારવુ તથા કહેવુ જગત્નુ ખરુ સ્વરૂપ જોતા તથા જીવના અલ્પજ્ઞપણાનો તથા પરતત્રપણાનો વિચાર કરતા મને તો છેક જ અયોગ્ય લાગે છે. આ સસારમા ઘણા મા-ણસો તો પ્રથમ અવસ્થામા જ મરણ પામે છે. જ્યારે આ પ્રમાણે કાળ વગર ઇચ્છાએ પણ માણસને વારવાર સસારથી નકામા કરે છે, અને તે સર્વ સહન કરે છે, તો એક જ વાર પોતાની મેળે જ પોતાનુ કલ્યાણ કરી આ જગત્માં નકામું થવુ પડતું હોય તો તેમા શી હાનિ ? કાંઈ જ નહિ. વળી ઈશ્વરતરફ લક્ષ કરનાર મનુષ્ય સસારવ્યવહારમા કેવળ નકામા થાય છે, એ માનવુ ઘણુ જ ભૂલ-ભરેલું છે. ઈશ્વરપ્રતિ લક્ષ કરનાર પુરુષ તો ઉલટા રુડે પ્રકારે વ્યવ-હારને સિદ્ધ કરનાર થાય છે, એમ કહીએ તો ચાલે. ઘણા માણસો રોગમાં પીલાતા ઈશ્વરતરફ લક્ષ કર્યા વિના પણ પોતાના પાપના

પ્રભાવે સંસારમાં નકામા થઈ પડેલા પશ્ચાત્તાપને પામતા દષ્ટિએ પડે છે, તો ઈશ્વરે જેનાં સુદૃઢ શરીર રાખ્યાં છે તેમણે પોતાનું ઇષ્ટ શા-માટે ન સાધવુ જોઈએ ?

વૃદ્ધાવસ્થા કે જે આખા શરીરની તથા અંતઃકરણની શક્તિને ખાઈ જઈને ઉજડ ખંડેરસરખું શરીર કરી મૂકે છે, તેમાં તે મનુષ્યો પરમેશ્વરને પ્રસન્ન કરવાની દુરાશાને રાખે છે, એથી મૂઢ બીજા કોણુ ? ખાનપાન આદિ તુચ્છ વિષયભોગને રુડે પ્રકારે ભોગવવાનુ જે અવસ્થામા સામર્થ્ય રહેતું નથી, તેમા ઇષ્ટનુ આરાધન કરવાનુ સામર્થ્ય તો ક્યાથી જ આવે ? આ લોકમાં ઉત્તર ઉત્તર કાળે ઉપયોગમા આવનાર પદાર્થોનો પૂર્વ પૂર્વકાળમાં સંચય કરવાનો નિયમથી જ સ્વભાવ હોય એમ સ્પષ્ટ જણાય છે. આપણા લોકો આખા વર્ષમાટે અન્નાદિ પદાર્થનો યોગ્યકાળે પ્રથમથી સંચય કરે છે વિવાહાદિ કાર્ય-માટે પ્રથમ કોલકરાર કરી રાખે છે. ધાન્ય લેવાની ઇચ્છાવાળા પુરુષો પણ ક્ષેત્રમા બીનો રોપવારૂપ સચય કરે છે. યુવાવસ્થામા ઉપયોગી સુખના સાધનરૂપ વિદ્યા તથા કળાઓને પણ પ્રથમ બાલ્યાવસ્થાથી સેવવા માડે છે. પાછલી અવસ્થામા સુખ ભોગવવાની આશાથી જ યુવાવસ્થામા મોટા શ્રમથી ધનાદિ મેળવી તેનો સગ્રહ કરી રાખે છે આ વિના જગતમા સધળે જોતા એમ જ દેખાય છે કે જે જે પદાર્થ પૂર્વ પૂર્વમા સિદ્ધ કરાય છે, તે જ ઉત્તર ઉત્તર કાળે સદ્‌ભાવરૂપ હોય છે. અત્યત શીત તે ઉષ્ણતાનુ અનુમાન કરાવે છે. અત્યત ઉષ્ણતા તે વૃષ્ટિનુ અનુમાન કરાવે છે, અને પુનઃ તે જ વૃષ્ટિ ઉત્તમ શીત કાળનુ અનુમાન કરાવે છે. ઋતુ ઋતુમા પણ એક દોષનો સચય અને બીજાનો પ્રકોપ હોય છે જેની જે કાળે પ્રકટ અવસ્થા હોય છે, તે પૂર્વે તેનો સચય અને અવશ્ય હોય છે. આ પ્રકારના અનેક નિયમોની પેઠે આ આપણો સદ્વિચાર પણ પૂર્વે સચય કરાયેલા પુણ્ય-કર્મના ફળરૂપ છે, અને હવે જે ઈશ્વરપ્રતિ અથવા સત્કર્મપ્રતિ આપણી વૃત્તિ, તે ઉત્તર કાળમા આપણા સુખનુ અનુમાન કરાવનાર છે. માટે હે સત્કર્મમા પ્રીતિવાળી ! તારા પૂછ્યાપ્રમાણે હુ આપણા ધનની તપાસ કરીને તને કહીશ. પણ હવે તારી ઇચ્છામા આવે ત્યારથી અને તુ કહે તે નિયમથી આપણે દાન, ધ્યાન, તથા જ્ઞાનને સિદ્ધ કરવા ઉદ્યમી થઈએ. એ કાર્ય એવુ છે કે એમાંથી આપણી સપૂર્ણ ઇચ્છાઓ પરિપૂર્ણ થઈને અતમા ઇચ્છામાત્રના અભાવવાળા થઈ રહીશુ માટે તું તથા હુ પુન આ સબધમા યોગ્ય વિચાર રાત્રિએ કરીશુ આ ક્ષણે તો હુ કાલ કરવાયોગ્ય ઠરાવેલાં કામમા સમયપ્રમાણે પ્રવેશ કરુ છુ. તું પણ તારા કામમા પ્રસન્ન થઈને પ્રવેશ કર. 'જય જય **શ્રીસદ્‌-ગુરુદેવ**'. (સર્વ જય બોલે છે, પછી નિયમપ્રમાણે વિજયા પદ ગાય છે.)

## ગરબી.

શાણી શીખ ધરો કાને, પતિ પ્રભુ હૃદય ધરો ધ્યાને,
આ દુઃખ શીદ પામો છો અજ્ઞાને, કે શાણી૦
પ્રતિદિન સ્નાન કરી પ્રીતે, પૂજો પતિ પ્રભુ રુડી રીતે,
હરિગુરુગુણ ગાઈ ગીતે, કે શાણી૦
કુળમર્યાદાને પાળો, સદાચરણે ચિત્તને વાળો,
આયુષ્ સત્કર્મ કરી ગાળો, કે શાણી૦
મિથ્યા મદ મન નવ ધારો, કુસંગને કરજો અકારો,
ક્રમે કરી પામો આ ભવઆરો, કે શાણી૦
મોહે પરવસ્તુ ના ભાળો, ક્રોધ ન કેર કરો કાળો,
ત્યજો સદા લોભતણો ચાળો, કે શાણી૦
નિશદિન સંતોષે રહેવું, નિજ દુઃખ પરઘર નવ કહેવું,
નીતિ ધરી સંસારે વહેવું, કે શાણી૦
કાળતણો ભય મન ધારી, બુદ્ધિ ન કરશો વિકારી,
વિજયાની વિનતિ આ સ્વીકારી, કે શાણી૦

**ભાગીરથી**—જય જય **શ્રીસ**દ્ગુરુદેવ. (સર્વે બોલે છે.)

**ધન૦**—(ભાગીરથીતરફ જોઈને) તમે આટલા પાસે રહો છો, પણ હજી મને તમારા નામની ખબર નથી.

**વિજયા**—એમનું નામ ભાગીરથી છે. મારા કરતા પણ એમનો અભ્યાસ વધારે છે, અને એમની બુદ્ધિ પણ ઘણી સારી છે.

**ધન૦**—મને એમને જોઈને જ ઘણો સંતોષ થયો છે માટે જ મે એમનું નામ પૂછ્યું મને પણ આજ ઘણો મોટો લાભ થયો કે તમારી સઉની સારી સંગતિ મળી. અહિંયા કંઈ અમારે ઝાઝો સંબંધ નહિ, એટલે કહીં જવા આવવાનું નહિ આખો દિવસ ઘરમાં ને ઘરમાં, અને મન મળ્યા વિના કોની સાથે વાતચિત કરવાની ? પણ આશા છે કે હવે તમારા સંબંધથી મારો સઘળો નવરાશનો સમય સારી રીતે જશે.

**ચંચળા**—તમને કોઈ વાર આમ જતા આવતા જોએલા ખરા, પણ બહેન ! ઓળખાણવિના હાલી ચાલીને કેમ બોલાવાય ? કોઈનો સ્વભાવ કેવો હોય, અને કોઈનો કેવો હોય.

**ભાગી૦**—(ધન૦ ને) આમનું નામ ચંચળાલક્ષ્મી છે. એમના પતિ મોટા ન્યાતશેઠ છે, ને ઘરમાં પણ ઈશ્વરની દયાથી સારુ છે. લક્ષાધિપતિ ગણાય છે. પણ બનેનો સ્વભાવ એવો છે કે એમને કોઈ શ્રીમાન્ જાણે નહિ.

**ધન૦**—સારાં માણસોની એ રીત જ છે કે ધનનું અને શરીરનું અભિમાન રાખવું નહિ. કારણ કે એ તો આજે છે ને કાલે નહિ.

**ચંચળા**—ના રે બહેન ! અમે તો સઉના પગની રજ છૈએ. પરમેશ્વર આબરૂથી દહાડા કઢાવે એટલે ઘણુંએ છે.

**ભાગી૦**—વિજયાલક્ષ્મિ બહેન ! હવે અમે સઉ ઉઠશુ. કેમકે પાછુ સઉને પરવારીને આવવુ.

**ચંચળા**—ધનલક્ષ્મિ બહેન ! તમારો સ્વભાવ ઘણો સારો જણાય છે નવરાશ મળે ત્યારે આવતા રહેજો. અહિં તો સાંજે પણ આ પ્રમાણે સઉ આવે છે.

**ધન૦**—હા, એ તો સઘળી મને ખબર છે. આ **પ્રાણકોર** બહેનને પૂછીને માહિતી મેળવી છે હવે તો મને નવરાશ મળશે એટલે વગર કહે આવીશ. આ ઘણુ જ પાસે ઘર છે, એટલે હવે તો સંગાથની પણ જરૂર નથી (વિજયાને) ક્ષમા કરજો બહેન ! તમને શ્રમ આપ્યો છે તે

**વિજયા**—આવજો બહેન ! એમા શ્રમ શેનો છે ? ( પછી સઉ વારાફરતી ઉઠીને જાય છે. )

**ધન૦**—( રસ્તામા ) **પ્રાણકોર** બહેન ! તમારો પણ આજે ઉપકાર થયો છે. **વિજળી** બહેન ! તમને પણ આજે મારે માટે શ્રમ થયો છે. માફ કરજો હો બહેન !

**વિજળી**—એમાં કયા કોઈને માટે મહેનત પડી છે જે ! તમે અમારા પાડોશમા રહ્યા એટલે હવે તો એક બહેનકરતા પણ વધારે સબધ ગણાય, ખરુ કે નહિ ?

**ધન૦**—એ ખરી જ વાત છે પાસે રહ્યા એટલે એક કુટુબ–જેવો જ સ્નેહ રાખવો જોઈએ. ( પોતપોતાના ઘર આવવાથી સર્વે એક બીજાને કહીને ઘરમા જાય છે. )

**ગોવર્ધન**—(ઘરમા આવીને) અરે કયા છે ? લગાર પાણી લાવજે.

**ધન૦**—( પાણી લઈને હસતે મોઢે આવીને પાણીપાત્ર મૂકીને બેસે છે ) કેમ તમે આજ રોજને વખતે છો કે કાંઈ મોડુ થયુ છે ?

**ગોવ૦**—લગાર ફરીને હવા ખાતો ખાતો આવ્યો એટલે સહજ અસુર થયુ હશે ખરુ. કેમ વારુ ? આ કપડા પહેરીને કહી ગઈ હતી કે શુ?

**ધન૦**—મે તમને સઘળી વાત નહોતી કહી. આપણા મ્હોલ્લામા રોજ સ્ત્રિયો મળીને બેસે છે, ને કથા વાર્તા કરે છે, તે આજે મને નવરાશ હતી તે લગાર જઈ આવી.

**ગોવ૦**—એમ ? ઘણું સારુ. લો બોલો, શુ શું સાભળી આવ્યા ?

**ધન૦**—એમ પરીક્ષા લેવાજેવુ કરશો ત્યારે તો મારાથી કંઈ બરાબર કહેવાશે નહિ. ને સાંભળેલું સઘળું બરાબર કહેવાની તો

મારામા શક્તિ પણ નથી, તો પણ મારા ગજાપ્રમાણે કહી જઈશ. એ વિજયાલક્ષ્મી મને તો બહુ બુદ્ધિશાળી જણાઈ છે હો.

**ગોવ૦**—તારાથી પણ વધારે? એવી તે શી વાર્તા થઈ કે તને એમ લાગ્યુ ?

**ધન૦**—( સ્મરણ રાખ્યા પ્રમાણે સઘળુ કહી જઈને ) આમા કેટલાક શબ્દો તો મને તદ્દન નવા જ હતા, એટલે તે તો વખતે રહી ગયા હશે પણ તે વખત તો મને સાભળીને ઘણું જ સારુ લાગ્યુ હતું.

**ગોવ૦**—લગાર એમ જણાય છે ખરુ. આ વિષય કહ્યો તે ઉપ-રથી વિચાર ઘણા ઉચા જણાય છે ખરા. મે પણ ઘણે મોઢેથી સાભળ્યુ છે કે એ **મ**નોહર ભટ્ટ પણ ઘણો બુદ્ધિવાન્ અને વિદ્વાન્ માણસ છે

**ધન૦**—કોઈ દિવસ રજા હોય ત્યારે જો યોગ્ય લાગે તો એમને મળી તો જોજો.

**ગોવ૦**—હા હા, હવે મારો પણ એક વાર મળવાનો વિચાર થાય છે ખરો.

**ધન૦**—રાત્રે પણ ત્યા સઘળા લોકો બેસે છે, ને કઈ બોધ-વાર્તા ચાલે છે ખરી. જો કહેશો તો વળી એક દિવસ રાત્રે પણ સાભળી આવીશ. ત્યા બેસનાર સઘળી સ્ત્રિયો પણ સારા સ્વભાવની અને મમતા રાખનાર જણાય છે.

**ગોવ૦**—ઇચ્છા હોય તો આજે જ જઈ આવજે. મારે પણ બે કલાકનુ નિવૃત્તિથી લખવાનુ છે, એટલે આજ તને રજા આપુ છુ. ઘણુ કરીને દશેક વાગતા પછી તો સઉ લોકો ઉઠી જાય છે. ને મારુ તો આશરે અગીઆર વાગતા સુધી કામ પહોચશે. ત્યા તને જવુ ઠીક જણાતું હોય તો જજે.

**ધન૦**—ના ના, ત્યા તો તમે પણ એક વાર આવો તો ફરી આવવાનુ મન થાય એવુ છે. બેસવાઉઠવાને મકાન પણ સારું છે. હવે ચાલો ત્યારે, હુ તજવીજ કરી લેઉ એટલે પછી વાળુ કરી લેઈએ ( ઉઠીને જાય છે )

**બાળ૦**—( દાદરે ચઢી **મ**નોહરને નમન કરતા ) ભટજી મ્હા-ડાજ ' કાલે લગાડ કસુડ ઠઈ છે, ટેઠી આજ સઉડી પહેલો આવીને બેયો છુ, માટે માપ કડજો હો.

**મનોહર**—કઈ ચિતા નહિ શેઠ? આ તો તમારુ ઘર જ છે, એમા માફ **શુ** કરવુ'તુ '

**વિઠ્ઠલજી**—( આવીને નમન કરી બેસે છે, પછી ) શાબાશ છે શેઠ? આજે પ્રથમ મોરચે હાજરી આપી છે ' **ત**મારા વિના અમને ઘણુ અતડુ લાગે છે.

**દાસ**—હું ટો સડવેનો ડાસ છું, એમ સું બોલો છો **વિઠ્ઠલ**જી ! હુકમ ડયો કે ટે પડમાને હાજડ. ને કોઈ દારો કસુડ ડાય ટો માપી આપજો. માનસ છે ટે ભૂલ ટો ડાય.

**વિઠ્ઠલજી**—કાઈ ચિંતા નહિ શેઠ ! કેમ **ભટજી** મહારાજ ! હવે આરંભ થવા દો. ઘણું કરીને આવનાર સર્વે આવી ગયા છે.

**મનોહર**—હા એમ કરીએ. ( દાસ જય બોલાવે છે, એટલામા વિજળી તથા **પ્રાણકોર** ધનલક્ષ્મીને તેડીને આવે છે, અને સ્ત્રી મંડલમા બેસે છે. )

**વિઠ્ઠલજી**—કાલ તો કૌશિકીનુ આખ્યાન સમાપ્ત થયુ છે.

**મનોહર**—( ઇષ્ટસ્મરણ કરીને ) પછી બીજે દિવસે નવરાશના સમયમા નિત્યની પેઠે પેલા **લક્ષ્મી** માતા પોતાની **સરસ્વતી** વગેરે પુત્રીઓને બેસાડીને આ પ્રકારના વચનો બોલવા લાગ્યાં.

**લક્ષ્મી** માતા કહે છે, હે દીકરી **સરસ્વતિ** ! મેં તને જે જે બોધવચન પ્રથમથી કહ્યાં છે, તે સઘળા તો તે રુડે પ્રકારે હૃદયમા રાખ્યા હશે, નહિ વારુ ?

**સરસ્વતિ** કહે છે, હે માતા ! મેં મારી શક્તિપ્રમાણે સઘળામાથી સાર સાર સ્મરણ રાખવા યત્ન કર્યો છે, અને આ તમારા ઉપદેશના બળથી મને આશા છે કે હું વૈરીના મંડળમા પણ સુખથી વાસ પૂરી શકીશ મારા તરફની લગાર પણ તમે ચિંતા રાખશો નહિ મારે આ સંસારમા કેમ ચાલવુ, તથા અંતે જે વિધિથી **પરમાત્મ**સ્વરૂપને પમાય છે, તે સર્વ મારા સમજવામા આવ્યુ છે, તો પણ તમારા આ ચિત્તને પ્રસન્ન કરનારા અમૃતજેવાં વચનો સાભળતાં મને હજી તૃપ્તિ થતી નથી. જાણે હજી કાઈ સાભળું તો સારુ એમ થાય છે. માટે આજે ઇચ્છામા આવે તે સત્કથા અમને સંભળાવો હે માતા ! આ આપણા દ્વારસમીપ બેશીને આ મને અપાતો ઉપદેશ સાભળનાર મારી સખીઓની પણ આ બોધથી એટલી બધી મતિ સુધરી છે કે હું કાઈ તેનુ પ્રમાણ કાઢીને કહી શકતી નથી. હે માતા ! જો આજ્ઞા હોય તો તેમને હું આ ખંડમા બોલાવીને મારી પાસે બેસાડુ.

**લક્ષ્મી** માતા કહે છે, હે વિવેકવાળી બહેન **સરસ્વતિ** ! તારી સખીઓ મને તારા જેટલી જ પ્રિય છે, માટે તું સુખેથી તેમને તારી પાસે બેસાડ. આજપર્યંત તે આ વાર્તા મને ન કહી તેથી આ ક્ષણે મારુ મન દુઃખાય છે, પણ એ નાનો અપરાધ જાણી તને ક્ષમા આપુ છું

**સરસ્વતિ** માતાપાસે પોતાના અપરાધની ક્ષમા માગી પોતાની સખીઓને બોલાવી પોતાની પાસે બેસાડે છે, પછી કહે છે, કલ્યાણ કરનાર માતા ! હવે કોઈ પણ સદ્બોધને આપનારી કથા કહો. હવે

મારે માત્ર ત્રણચાર દિવસ જ તમારી સેવામાં તત્કાળ તો રહેવાનું છે. વળી ફરી તો ઈશ્વર મેળવશે ત્યારે.

લક્ષ્મી માતા કહે છે, હે કુળને તારવામાં સમર્થ સુતા ! હવે પ્રીતિથી શ્રવણ કરો. સાચું બોલવું, પ્રિય લાગે એવુ તથા હિતને કરનાર વચન બોલવુ, એ આદિ તો વાણીની શોભા છે, અને સુખ-દુઃખ સહન કરવુ એ તો મનની શોભા છે, અને વિવેકથી બેસવુ ઉઠવુ તથા ફરવુ હરવુ એ આદિ શરીરની શોભા છે. આ સસારમા એક ક્ષણે જે આપણા મિત્ર હોય છે તે જ અન્ય કોઈ ક્ષણે શત્રુ થઈ બેસે છે, અને ક્વચિત્ એવુ પણ બને છે કે શત્રુ હોય છે તે કોઈ કાળે મિત્ર થઈ બેસે છે. માટે કોઈનો પણ ભરોસો રાખીને મનની વાર્તા કહેતા ઘણો વિચાર કરવો. ઘણા માણસો આગળથી સજ્જનસરખા જણાય છે, પણ પાછળથી દુર્જન થઈ નીવડે છે. માટે સગતિ કરતા પણ માણસોએ ઘણો વિચાર કરવાનો છે વળી હે દીકરી ! આપણાથી અનુકૂળ ચાલનાર મનુષ્યોના સહવાસમા તો સર્વ કોઈ સુખથી દિવસો કાઢે છે, પરતુ પ્રતિકૂળ સ્વભાવના મનુષ્યોના સંબધમા રહીને સુખથી દિવસ કાઢવા એ ઘણુ કઠિન કામ છે આ ઘેરે ઘેર આપણે ક્લેશ જોઈએ છીએ, તેનુ કારણ પ્રતિકૂળ સ્વભાવ-વાળાનો સબધમાત્ર છે. આપણી ઇચ્છાથી પ્રતિકૂળ તેટલુ સઘળુ દુ ખ જ ગણાય છે, તેમ છતા તેને સુખ કરી માનવુ એ અતિ વિકટ છે જગત્મા કોઈને પણ સઘળા જ અનુકૂળ પ્રાણિપદાર્થનો સંબધ તો હોતો જ નથી, તેથી સર્વને પ્રતિકૂળનુ સહન કરવાનો સ્વભાવ અવશ્ય સાધવો ઘટે છે, અને પ્રતિકૂળતાથી થતા દુ ખને સુખરૂપ માની લેવામા ઘણા ઉંચા વિચારો કરવાની જરૂર છે. તે વિના આ ઘણા માણસો કેવળ દુઃખને જ ભોગવતાં મરી જાય છે. આમ છે, માટે હે દીકરી ! સહન કરવાનો સ્વભાવ, પ્રતિકૂળના સબધથી થતા દુઃખના નિવા રણમા કરવાયોગ્ય વિચાર વગેરે અનેક વાર્તાનુ જ્ઞાન જેમાથી મળે તથા આપણા દોષમાત્ર જેના શ્રવણથી ટળે એવુ એક **શ્રી દિવ્ય-મૂર્તિ**નામના મોટા ઋષિનુ આખ્યાન તને કહુ છુ તે તું શ્રવણ કર. હે દીકરી ! આ આખ્યાનને હૃદયમા ધારણ કરી તે પ્રમાણે વર્તે તો તેને કોઈ પ્રકારના દુઃખનો સ્પર્શ થાય નહિ, અને અતમા પરમે-શ્વરના પદને જ પામે. આ લોકમાં પણ એ આખ્યાનમા શમાયેલા બોધથી ચાલનાર પૂજાવાયોગ્ય પદને પામે એવુ છે. જેમ અગ્નિ ઘાસને બાળી નાખે છે, તેમ ચિત્તના દોષમાત્રને ઓળખાવીને બાળી નાખવામા સમર્થ આ આખ્યાન જ્ઞાનાગ્નિરૂપ છે હે દીકરી ! તને પ્રથ-મથી શુ કહુ ! પછી તું જાણીશ કે એને સ્પર્શમણિ, ચિંતામણિ, કે

કલ્પવૃક્ષ વગેરે કોઈ પણ આ ત્રિભુવનમાહેલા શ્રેષ્ઠ પદાર્થોની પણ ઉપમા તે હીનોપમા જ ગણાય, જેથી એ આખ્યાન અનુપમ જ છે.

આ નર્મદાના તટ ઉપર અત્યત પવિત્ર, પરમેશ્વરસરખા મનાયલા, દિવ્યમૂર્ત્તિ નામથી પ્રસિદ્ધ એક મોટા સર્વ વિદ્યાના જાણનાર બ્રહ્મર્ષિ થયા છે. તેમનુ આ દોષ માત્રને હરનારૂ આખ્યાન છે.

સરસ્વતિ કહે છે, હે માતા ! એ મોટા ઋષિનું નામ દિવ્યમૂર્ત્તિ શાથી પડયું, એ પણ સઘળું મને જાણવાની ઇચ્છા છે, માટે મૂળથી જ મને સઘળું કહો.

લક્ષ્મી માતા કહે છે, હે સત્કથામા પ્રીતિવાળી ! તને આરભથી જ કહુ છુ. એક ધર્મદત્ત નામના અત્યત પવિત્ર મનના સદાચરણી મહાત્મા હતા. તેમને વિદ્યામા અત્યત પ્રીતિ હતી તેથી પોતાના મોટા વયપર્યંત વેદ તથા વેદાગસહિત સપૂર્ણ શાસ્ત્રને ભણ્યા હતા. તે સઘળી વિદ્યા ભણી રહ્યા પછી તેમને પિતરોના, દેવના તથા ઋષિના એમ ત્રણ પ્રકારના ઋણ જે સર્વને ગૃહસ્થાશ્રમમા રહીને આપવા પડે છે, તે આપીને મુક્ત થવાની ભાવનાવડે ગૃહસ્થાશ્રમ કરવાની ઇચ્છા થઈ, અને તેથી કોઈ પવિત્ર મનની, પુણ્યવાન્ અને ધર્માચરણી માતાપિતા તથા બધુવાળી કન્યા પ્રાપ્ત થાય તો ઠીક એક સકલ્પથી પોતાના આશ્રમમા આવી બેઠા. ત્યાર પછી એક પવિત્ર બ્રાહ્મણ જે પોતાની કન્યા અનેક સદ્‌ગુણથી શોભતી અને યોગ્ય વયને પ્રાપ્ત થયેલી હતી તેને યોગ્ય વર મેળવી આપવાની શોધથી નીકળેલો હતો, તે આ આશ્રમમા આવી પહોચ્યો. તેણે આ ધર્મદત્તની કીર્તિ તો ઘણી શ્રવણ કરેલી, પણ તે આ કન્યાદાન સ્વીકારશે કે નહિ એ જ સશયમાત્ર હતો. તે નિવારણ કરવા ત્યાં જાતે આવ્યો હતો તે કન્યાના પિતાએ આ ધર્મદત્તની ઇચ્છા જાણી પછી શુભ દિવસમા શુભ લગ્ન સાધીને પોતાની કન્યાનુ આ ધર્મદત્તને વિધિવડે દાન આપ્યુ એ કન્યાનુ નામ મહાવિદ્યા હતું. હે સરસ્વતિ ! આ પ્રમાણે લગ્ન થયા પછી ક્રમે કરીને તે મહાવિદ્યા પોતાનુ મોટુ વય થવાથી અનુકૂળ સેવાવડે પોતાના પતિને પ્રસન્ન રાખવા લાગી. સદાચરણને પાળતી તથા પતિની આજ્ઞાપ્રમાણે ધર્મકર્મને કરતી તે પોતાના પતિસહિત આનદમા દિવસો ગાળતી હતી તે મહાવિદ્યાનું યોગ્ય વય થઈ ગયા છતા, જ્યારે તેને ગર્ભની સ્થિતિ થયેલી ન જાણી ત્યારે તેના પતિને પોતાનો ગૃહસ્થાશ્રમ નિષ્ફળ થશે કે શુ એવું ભય થવા લાગ્યુ. તેથી તત્કાળે તેણે પ્રજા થવામાં વિઘ્ન કરનાર દોષની નિવૃત્તિ કરવામા સમર્થ એવો એક મંત્ર તે મહાવિદ્યાને આપ્યો. અને કહ્યુ કે 'હે પુણ્યના બળવાળી ! આ પવિત્ર તુલસી તથા બિલ્લીના વૃક્ષની

મધ્યે બેશીને તુ આ મંત્રનો પ્રતિદિન એક હજાર જપ કરજે. એથી તારુ સર્વ પ્રકારે શુભ થશે. વધારે નવરાશ મળે તો વધારે જપ કરજે.' આ પ્રકારની પતિની આજ્ઞાપ્રમાણે તે મહાવિદ્યાએ રુડે પ્રકારે ઉપાસના કરવા માડી. તેથી પરમેશ્વરની કૃપાવડે તેના દોષનો નાશ થવાથી એક વર્ષપછી તેને ગર્ભ રહ્યો, અને દશ માસ પૂર્ણ થતા મહા તેજસ્વી પુત્રને તે મહાવિદ્યાએ જન્મ આપ્યો. શુદ્ધિસ્નાન થયા પછી પુત્રનુ મુખ જોઈને તે ધર્મદત્ત પિતાને પરમ સતોષ થયો, અને તેનુ દિવ્ય રૂપ તથા તેજ જોઈને કહ્યુ કે હે સાધ્વિ ! આ તારા પુત્રનુ અનુપમ રૂપ છે માટે એનુ નામ દિવ્યમૂર્ત્તિ આપજે. આ પ્રકારે આ દિવ્યમૂર્ત્તિ નામવાળા મોટા ઋષિ જન્મીને રાત્રિદિવસ વધતા સાત વર્ષના થયા ત્યારે તે ગર્ભથી આઠમે વર્ષે વિધિપ્રમાણે જનોઈ પહેરાવવાનો શુભ સસ્કાર તેના પિતાએ તેને કર્યો. પછી પોતાના પુત્રને સમર્થ વિદ્વાન્ કરવાની અભિલાષાવાળા તેના પિતાએ ક્રમે કરીને સંપૂર્ણ ભિન્નભિન્ન વિદ્યાના સસ્કાર તેના અત:કરણમા નાખ્યા પછી તે તે વિદ્યાને તે સપૂર્ણ રૂપમા ભણવા લાગ્યા. તે પુણ્યવાન્ ધર્મ-દત્ત તથા મહાવિદ્યાએ પોતાના પુત્રનુ સારુ સુખ લીધુ. તેનુ રુડે સ્થળે લગ્ન કર્યું. પછી દૈવગતિથી તેમનો પરમેશ્વરના સ્વરૂપમા શમા-વાનો સમય આવવાથી શરીરનો કાળ થઈ ગયો.

સરસ્વતિ કહે છે, હે માતા ! તે મહાવિદ્યાએ જપેલો મત્ર જો તમારા જાણવામા હોય તો કૃપા કરીને મને કહો. કોઈ સમયે મને પણ કામ આવે.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી ! વૃદ્ધની પરપરાથી એ મત્ર મારા જાણવામા છે, તથાપિ આ સઉના સાભળતા એ મત્ર બોલાય નહિ કારણ કે બીજાના સાભળતા બોલેલા મત્રના જપથી ઇષ્ટ પ્રસન્ન થતા નથી, અને એ ગુપ્ત રાખવાનો છે એવુ સમજાવવાસારુ જ એનુ નામ મત્ર કહેવાય છે. વળી હે સદાચરણમા પ્રીતિવાળી ! એ મત્ર સમર્થ પિતા, પતિ કે ગુરુના મુખથી ગ્રહણ કરેલો હોય તો જ ફળ આપે છે. પવિત્ર અત:કરણવાળી માતાને પણ પુત્રીને મત્રો-પદેશ આપવાનો અધિકાર છે, જેથી હું આપુ તો ચિતા નથી પણ વિધિથી અપાયલો મત્ર જ ફળ આપે છે. પોતાની મેળે સાભળી અથવા વાચીને ગમે તેમ જપેલો મત્ર ઘણે કાળે અલ્પ ફળ આપ-નાર થાય છે, અને કેટલાક મત્ર તો એમ જપવાથી પ્રસંગે વિપરીત ફળ પણ આપે છે, ને વ્યર્થ શ્રમ પણ આપે છે. આ કારણથી આજે આ ઠેકાણે મે એ મત્રનો ઉચ્ચાર કર્યો નથી.

પછી ધીરે ધીરે તે દિવ્યમૂર્ત્તિ સર્વ વિદ્યાના જાણનાર થયા, અને લોકોમા તેમની સત્કીર્તિ તેમના પિતાકરતા પણ વધારે ચાલવા માડી. ઘણે દૂરથી પણ બ્રાહ્મણના પુત્રો તેમને આશ્રમે વિદ્યા ભણવા આવવા લાગ્યા કેટલાક વિદ્યાર્થીઓ તો પાસેની વસતિમાથી બ્રાહ્મણોને ઘેરથી પાકું એટલે રાધેલુ અન્ન માગી લાવી જમતા અને ભણતા. તે રાધેલુ અન્ન જેને માધુકરી પણ કહે છે, તે માધુકરી ભિક્ષા સર્વ પાપને નાશ કરનાર છે એમ મોટા પુરુષોએ કહ્યુ છે.

આટલે સુધી તો આ દિવ્યમૂર્ત્તિના માતાપિતા તથા જન્મ અને એમની પ્રસિદ્ધિવિષે ઘણું જ ટુકામા મે તને કહ્યુ છે. હવે એમના આશ્રમની સઘળી કથા કહુ છુ, તે પ્રીતિથી શ્રવણ કરો એ દિવ્યમૂર્ત્તિ મહાપુરુષની અર્ધાગનાનુ નામ સરિતા હતું એ બાલપણમા ઘણી ચપળ હોવાથી તથા કામકાજ ઉતાવળથી કરનારી હોવાથી એના પિતાએ એનુ નામ સરિતા જ રાખ્યુ હતું. સરિત્ શબ્દનો અર્થ નદી થાય છે, અને નદીનો પ્રવાહ જેમ વેગથી ચાલે છે, તેમ સઘળા કામમા પોતાની પુત્રીનો વેગ જોઈને એનુ નામ સરિતા રાખેલુ, અને તે જ પ્રસિદ્ધ રહ્યું, બાકી પ્રથમ નામ તો કુમુદ્વતી રાખ્યુ હતુ આ કુમુદ્વતી જેનુ પ્રસિદ્ધ નામ સરિતા પડચું હતુ તે સ્વભાવે ઘણી ચચળ હતી. વ્યવહારના સઘળા કામકાજમા પ્રવિણ હતી, પતિઉપર પ્રીતિવાળી હતી સઘળા પ્રકારના દુરાચારણથી દૂર રહેનારી હતી. સુરૂપવાળી હતી ટુકામા કહીએ તો સઘળા ઉત્તમ ગુણવાળી હતી, પણ ઘણી રીસાળ હતી. નદીના પૂરની પેઠે પ્રસગે તેને ક્રોધનો ઉભરો પણ આવતો, અને અસ્થિર સ્વભાવવાળી હતી તેથી વખતે સામાના વચનને સમજફેરથી ઉલટા અર્થમા લેઈને રીસ કરનારી હતી, અને લગાર ક્રોધના આવેશમા આવ્યા પછી બોલવામા વિવેકની મર્યાદાને પણ વખતે ઓળગી જાય એવી હતી પોતાના દોષને પ્રથમથી ન જોનાર હતી. પાછળથી પોતાની ભૂલનો પશ્ચાતાપ કરનારી હતી પોતાને સત્કીર્તિ મળે એવી ઇચ્છાવાળી હતી. બીજાની શ્રેષ્ઠતા જોઈને તેમાં મોહને ન ધરનારી, પણ ન્યાયથી પોતાને તેવા પદાર્થો મળે એવા પ્રકારના યત્નમા પ્રીતિવાળી હતી. કોઈ સમયે અનુકૂળ વૃત્તિના પ્રવાહમા તો પ્રિય ભાષણને કરનારી, અને કોઈ સમયે પ્રતિકૂળ વૃત્તિના પ્રવાહકાળે તો લગાર કઠોર વચનોને બોલનારી હતી તે કઠોર વચનોને પણ મોટા દ્વેષથી નહિ, પણ ઉતાવળમા વિચારીને બોલવાના અવકાશને ન લેવાથી ગાફલપણાથી બોલતી હતી, અને તેથી જ પોતાની ભૂલ સમજાયાથી પાછળથી સતાપને પામતી હતી. ઘરકામમાં ઘણો શ્રમ કરનારી હતી. આલસ્યાદિ તમોગુણનાં કાર્યરૂપ દોષોથી રહિત

હતી. આ વગેરે ગુણદોષ તો આગળ એના સ્વભાવનું પ્રકટ ચિત્ર પડતાં સમજાશે. હવે હે શાણી સરસ્વતિ ! એ સરિતાના પતિ દિવ્યમૂર્ત્તિ મહાપુરુષના અંતઃકરણનું સામાન્ય સ્વરૂપ કહું છું તે સાવધાન ચિત્તથી સાંભળો.

જેવું એ દિવ્યમૂર્ત્તિ મહાપુરુષનું શરીર રમણીય હતું તેવું તેમનું અંતઃકરણ પણ અધિક સદ્‌ગુણ તથા સદ્વિદ્યાથી શોભાવાળું હતું. યોગ્ય વિચારથી જ કાર્યમાત્રનો નિર્ણય કરવાનો એમનો સ્વભાવ હતો. બુદ્ધિમાન્ મનુષ્યોને પણ જેમના હૃદયનો પાર ઘણે કષ્ટે કંઈક જણાય એવું ગંભીર તો એમનું હૃદય હતું. એમની બુદ્ધિ આ સંસારના પારને પામીને અનવધિ ચેતનસ્વરૂપને સંબંધ કરીને સ્થિર થયા સરખી થઈ હતી. એમનું ચિત્ત ચંચળતાને ત્યજીને અચંચળ અને અવિક્રિય ચેતનતત્ત્વનું ચિંતન કરી તે પરમતત્ત્વના અનુસંધાનના અભ્યાસવાળું થઈ ગયું હતું. એમનું મન વ્યર્થ ઉઠતા સંકલ્પોથી રહિત થયું હતું, તથા ઇચ્છાનુકૂળ યોગ્ય સંકલ્પને અભિમાનીના સાવધાનપણાપૂર્વક કરતું, તથા અભિમાનીએ નિવૃત્ત કર્યેથી એ મન અમનભાવને પામી સ્વસ્થ રહેતું થયું હતું. અહંવૃત્તિ શરીરમાં પ્રકટ રહ્યા છતાં, ‘શરીર એ જ હું જ છું’ એ પ્રકારના ભાવથી રહિત થઈ હતી, તથા ‘આ બ્રહ્માંડના અંતર તથા બહિર વ્યાપી રહેલું પરમતત્ત્વ જે એક, અનાદિ, અનંત તથા અજર અમર સ્વયંપ્રકાશ છે તેથી હું જૂદી વસ્તુ નથી પણ આદિ મધ્ય તથા અંતમાં તે રૂપ જ છું’ એવા ભાવમાં સ્થિર થનાર થઈ હતી. પ્રાણિમાત્રઉપરથી એમને વૈરભાવ શમી ગયો હતો. કોઈ પણ પાણીપદાર્થ રાગનો એટલે અત્યંત પ્રીતિનો વિષય છે એવો ભાવ કદાચિત્ પણ એમના અંતરમાં ઉઠતો નહતો. એમને સઘળા પોતાના માનેલા પદાર્થોમાં થયેલો મમત્વભાવ છેક અદૃઢ થઈ ગયો હતો. હુંપણું તો પરમતત્ત્વ જે ચેતનસ્વરૂપ તેનાથી અભેદસરખું નિશ્ચય થઈ ગયું હતું, એ તો અહંવૃત્તિના સ્વરૂપમાં તને સમજાયું હશે. આ જગત્‌ને ચેતનતત્ત્વના વિલાસ કે ચમત્કારરૂપે જોતા આનંદવડે પોતાના બાકી રહેલા, દેહને ટકાવી રાખનાર પ્રારબ્ધકર્મના અંશને પૂર્ણ થવાની વાટ જોતા હતા. અત્યંત બળવાળા વેગથી આવેલા પ્રારબ્ધકર્મવિનાના દુર્બળ પ્રારબ્ધના ક્ષયના ઉપાયને તો તેમણે પ્રથમ જ કરીને તેનો ક્ષય કરી લીધો હતો. પણ જેટલા પ્રારબ્ધકર્મનો ભોગવડે જ ક્ષય કરવાનો હતો, તેને તે મહાપુરુષ અણુછતાસરખા રહ્યા રહ્યા ભોગવતા જણાતા હતા. લોકવ્યવહારમાં પોતાને સ્થિર રાખનાર કારણોને જાણનારા તે દિવ્યમૂર્ત્તિ મહાત્મા તે કારણોનો સ્વભાવથી અંત આવતાપર્યંત, જે જે કાળે જે જે વ્યવહાર આવી રહેતા, તે તે કાળે તે તે વ્યવહારને

વિરોધી તથા અવિરોધી ભાવનાના ત્યાગપૂર્વક કરી રહેતા હતા. આ જગત્ સાત્વિક, રાજસ, તથા તામસ એવા ત્રણ સ્વભાવવાળી માયા અથવા પ્રકૃતિના પ્રકટપણાથી છે એવું જાણતા હતા. સાત્વિક, રાજસ, તથા તામસસ્વભાવ, આ સમગ્ર જીવો જે એ માયાની સત્તામા જ વર્તે છે, તેમને પોતાના સ્વભાવને અધીન રાખીને વર્તાવે છે, એ પણ તેમને અજાણ્યુ નહતું તે ત્રણ સ્વભાવના અભિમાનસહિત પોતાને કર્તા તથા ભોક્તા માનનાર જીવ જે જે કર્મોને કરે છે તે તે કર્મો આ માયાની સત્તાને ઉલ્લંઘન કરતાસુધી જીવને ફળ આપ્યા વિના રહેતા નથી, એ વાર્તા પણ તે સ્પષ્ટ રીતે જાણતા હતા. પોતાના શરીરમા બીજા જીવોના વિરોધી તથા અવિરોધી રહેલા સસ્કારોને તથા પોતાના શરીરરૂપ નિમિત્તથી બીજાને અનુકૂળપ્રતિકૂળ ફળ મળવાના સભવને પણ રુડે પ્રકારે જાણતા હતા. આ સત્વ, રજ, તથા તમ જે જીવોને બધન પમાડનાર છે તેને ગુણ એવુ નામ આપ્યુ છે. ગુણ એવુ દોરડીનુ પણ નામ છે દોરડી જેમ જીવોના શરીરને બાધવાના હેતુરૂપ છે, તેમ આ ત્રણ ગુણ પણ જીવોને બાધનાર હેતુ ગણાય છે એ બધનથી છૂટવાના સઘળા યોગ્ય તથા સરળઅમરળ ઉપાયોને પણ તે જાણતા હતા. હે દીકરી ! તને ટુકામા એટલુ જ કહુ છું કે તે મહાપુરુષ જાણવા માત્રનુ જે શિખર છે, તેના ઉપર બેઠેલા હતા, તથાપિ લોકમા સાધારણ વિદ્વાનની પેઠે પોતે વ્યવહાર કરતા રહેતા હતા. આમ છતા પણ મેલવાળા હીરાને જેમ ઝવેરીઓ જોતા જ અત્યત મૂલ્યવાળો તેના શુદ્ધ સ્વરૂપના પ્રમાણમાં જાણે છે, તેમ આ મહાપુરુષને પણ જાણનાર પુરુષો ખરે રૂપે જાણતા હતા. સસારમા રહેલા શરીરનો ઉપયોગ થાય અને જીવોને પોતાનુ હિત પ્રાપ્ત થાય એવો નિર્દોષ વ્યાપાર જાણીને વિદ્યાર્થીઓને ઇચ્છાપ્રમાણે વિવિધ વિદ્યા ભણાવવાનુ કામ કરતા, તેઓ આ નર્મદાના પવિત્ર તટમા નિવાસ કરતા હતા. સસારના ચિત્રવિચિત્ર સ્વરૂપને આશ્ચર્યરહિતપણે જોતા રહેતા. હે સરસ્વતિ ! આખા જગતના જીવોને નાનાપ્રકારના ભારને ખેચાવનાર, તથા કદાચિત્ પણ નિવૃત્તિ ન આપતા નિરતર સતાપનાર આપનાર છ રિપુઓ વિદ્વાન્ પુરુષોએ નક્કી કરેલા છે. તે આ શોક, કામ, ક્રોધ, લોભ, મોહ તથા ભય છે, જેને વશ પડેલા આ જીવો નિરતર દુખના પોકાર કર્યા જ કરે છે. તે છ મહા રિપુને એ દિવ્યમૂર્ત્તિ મહાપુરુષે પોતાને વશ વર્તાવ્યા હતા. એવા એ મહાપુરુષના સ્વભાવનુ આ સામાન્ય સ્વરૂપ મેં તને સક્ષેપમા કહ્યું છે. એમના સ્વભાવનુ વિશેષ સ્વરૂપ તો તેમની વિવિધ વાણીવડે કરેલી લીલાથી, તથા એમના પ્રસગાનુસાર થયેલા

ભાવથી આગળ સ્પષ્ટ જાણીશ. હે દીકરી ! એમના વિદ્યાર્થી તો અસંખ્ય થતા, તથા યથાશક્તિ ભણીને પોતાને આશ્રમે જતા, પણ લાંબા કાળથી, સંપૂર્ણ વિદ્યા શીખવાની અભિલાષાવાળા વિદ્યાર્થીઓ તો ઘણા કાળસુધી એમના આશ્રમે રહેતા. તેમા છેક નિકટ સંબંધ રાખીને નિત્ય સેવામા તત્પર રહેવાની ઇચ્છાવાળા દશ વિદ્યાર્થીઓ અધિક કાળ એમના આશ્રમને સેવતા હતા. તે દશના નામ આ પ્રકારના હતાંઃ— **શુકલવૃત્તિ, મહાજ્યોતિ, ધૂમ્રલોચન, ઉજ્જવલકીર્તિ, પ્રિયવાદી, પિંગલનયન, શાંતિશર્મા, વિશ્વબંધ, હરિહરમૂર્ત્તિ, અને વિદ્યાધર.**

આ દશ વિદ્યાર્થીઓ ગુરુકુલવાસ ઘણા દિવસ કરનાર હોવાથી તેઓ ગુરુના શાંત સ્વભાવને જાણનારા હતા. એમાના કેટલાક તો માધુકરીથી પોતાનો નિર્વાહ કરતા, અને કોઈ તો કાચી ભિક્ષા લાવી ગુરુની ભોજનશાળામા જ જમતા એ વિનાના બીજા ઘણા તો સમીપના ગ્રામોમા પોતાના સગાસંબંધીને ઘેર રહીને આ મહાપુરુષના આશ્રમમા ભણતા, અને ઘણા તો સમીપ રહેનારા બ્રાહ્મણોના પુત્રો પોતાને ઘેર જમતા, અને ભણતા. કેટલાએક તો પોતાને બેસવાના આસનો પોતાને ઘેરથી લાવતા, કોઈ તો સારા સદ્‌ગૃહસ્થોપાસે માગીને લાવતા, અને કોઈ નિર્માલ્ય પ્રારબ્ધીને તો બીજે ન મળી આવવાથી ગુરુના આશ્રમથી જ મળતા હતા ઘણા વિદ્યાર્થીઓ તો નો વિદ્યાર્થીઓના ધર્મને જાણનારા હતા. કોઈ કોઈ તો અર્ધ જાણનાર અને અર્ધ ન જાણનાર એવા હતા. જે જે નવા વિદ્યાર્થીઓ આવતા, તે જૂના વિદ્યાર્થીઓની નીતિને જોઈ જોઈને શીખતા હતા તેમા ઉત્તમ બુદ્ધિવાળા આવનાર વિદ્યાર્થી તો ઉત્તમ બુદ્ધિવાળાની ઉત્તમ નીતિને જ જોતા, તથા તે પ્રકારે શીખીને ચાલતા મધ્યમ બુદ્ધિવાળા આવનાર નવા વિદ્યાર્થીઓ તો મધ્યમ નીતિવાળાની રીતભાત જોઈને શીખતા, અને તે પ્રમાણે નીતિ પાળતા, અને મંદબુદ્ધિવાળા તો મંદબુદ્ધિ જૂના વિદ્યાર્થીઓની નીતિરીતિ જોતા, શીખતા તથા પાળતા.

હે **સરસ્વતિ** ! આ લોકમા એવો નિયમ છે કે પોતાના સ્વભાવ તથા કર્મને અનુકૂળ સ્વભાવ તથા કર્મવાળા બીજા મનુષ્યોસાથે સ્નેહ કરવો સર્વને ગમે છે. જે જેવા સંસ્કારવાળા હોય છે, તેને તેવા સંસ્કારવાળા મળે પણ છે, અને તેમની સાથે તેવાને તરત મેળ પણ મળે છે, એ નિયમથી આ વિદ્યાર્થીનુ મંડળ પણ પોતપોતાના અનુકૂળ સ્વભાવવાળાના સંબંધ કરીને તેમના આચરણો શીખવા માડ્યુ. આ રીતે તે દિવ્યમૂર્ત્તિનો આશ્રમ ઘણા વિદ્યાર્થીઓથી શોભતો હતો. ઘણા વિદ્યાર્થીઓ તો પોતપોતાના ભણવાના કામમા જ મચ્યા

રહેતા. કોઈ કોઈ તો ગુરુની પીઠ થવા પછી ભણવાનું પડ્યું મૂકીને આડીઅવળી વાતો કરતા બેસતા, અને કોઈ તો ગુરુના વિદ્યમાન છતાં પણ લગાર અંતરે બેશીને પોતાના સખાઓજોડે ગપ્પાં મારતા હતા. આ પરસ્પરમાં જૂદા સ્વભાવવાળા વિદ્યાર્થીના મોટા સમુદાયમાં સદા કાળ પરસ્પરનો સારો સ્નેહ કાયમ રહેતો નહતો. હે દીકરી ! આ જગત્ સમવિષમ સ્વભાવવાળી પ્રકૃતિવડે રચાયુ છે, તેથી આ જગતનાં પ્રાણિઓ પણ સમવિષમ સ્વભાવવાળાં છે જેથી આ વિદ્યાર્થીઓમાં પરસ્પરને ભારે રાગદ્વેષ પણ ચાલતો હતો. ઘણા તો પોતે ભણવામા પાછા પડતા, અને આગળ ભણી જનારની અદેખાઈ કરતા હતા એક બીજાના સાચા કે જૂઠા દોષોને કોઈ અનુકૂળ વેળાએ તે વિદ્યાર્થીઓ પોતાના વિદ્યાગુરુઆગળ પ્રકટ કરતા, તથા તેમના ઉપર ગુરુની અપ્રીતિ થાય એવી ઇચ્છા અંતરૂમાં રાખતા. કોઈ કોઈ મંદબુદ્ધિ તે પોતાના મંદ પ્રયત્ન તથા પ્રારબ્ધના બળથી સત્વર વિદ્યામા આગળ વધતા ન હતા, પણ તેમા તેઓ પોતાનો દોષ બીજાઆગળ પ્રકટ ન કરતા પોતાના ગુરુના દોષને જ પ્રકટ કરતા હતા. કેટલાક તો પોતાના પાપસંસ્કારના પ્રેર્યા પોતાના ગુરુમાં વિષમદર્શિપણાવગેરે દોષોનો આરોપ કરીને મનમા રોષ રાખતા, અને કોઈ તો સારા સંસ્કારવાળા ઉત્તમ વિદ્યાર્થીઓ પોતાના ગુરુને ઈશ્વરસમાન જાણતા, માનતા, તથા અન્યના આગળ તેવા જ ભાવથી શ્રીગુરુની સ્તુતિ કરતા

આ પ્રકારે ઉત્તમ, મધ્યમ, તથા મંદ પુરુષપ્રયત્નવાળા તથા તેવા જ ત્રિવિધ પ્રારબ્ધવાળા સારા, મધ્યમ તથા નઠારા સ્વભાવને અનુસરનારા તે વિદ્યાર્થીઓને સમાન પ્રીતિવડે તે દિવ્યમૂર્ત્તિ મહાપુરુષ, પોતાના પુત્રને જેવી પ્રીતિથી વિદ્યા આપવામા આવે છે તેવી પ્રીતિવડે વિદ્યા ભણાવતા હતા. ઘણા વિદ્યાર્થીઓ વારવાર પરસ્પરમા વઢીને ગુરુપાસે ન્યાય કરાવવા જતા હતા, ને તે બંને જણા હું નિર્દોષ છુ, મારો દોષ હોય તો મને શિક્ષા કરો, એમ કહેતા. પણ સર્વના અંતઃકરણના સ્વરૂપને તથા મૂઢ અવિદ્યાના સ્વભાવને જાણનારા તે દિવ્યમૂર્ત્તિમહાપુરુષ તો અનુકૂળ યથાર્થ યુક્તિવડે બંનેને સુબોધ આપીને બંનેના મનનુ સમાધાન કરતા, તથા 'આવા ક્લેશમાં તમારે ઉતરવુ નહિ' એવી સારી સલાહ આપતા. પણ જેમ મર્કટનુ સૈન્ય અચંચળપણે એક બાંધેલા નિયમમા કદાચિત્ પણ ક્રમપ્રમાણે નિયમિત સ્થળે જાય નહિ, તેમ આ વિદ્યાર્થીઓ પણ નિરંતર સહજ કારણોને ઉભા કરીને પરસ્પરમા લડવાડ કરતા. આ પ્રકારના વિદ્યાર્થીઓના પોતપોતાના જ અજ્ઞાનવડે કરાતા ક્લેશોના સ્વરૂપને જાણીને તે

પરમદયાળુ **શ્રીદિવ્યમૂર્ત્તિએ** એક દિવસ સઘળા વિદ્યાર્થીઓને બેસાડીને આ પ્રકારનાં થોડાં પણ અત્યંત હિત કરનાર વચનોને શ્રવણ કરાવ્યા.

શ્રીદિવ્યમૂર્ત્તિ ગુરુ કહે છે, હે વિદ્યાર્થીઓ ! તમે તમારે કરવાનાં કામને નિરંતર વિચાર કરો. પરસ્પરમા મિથ્યા ક્લેશનાં કારણોને ઉપજાવો મા. તમારા માતાપિતાએ તમને ઘણે કષ્ટે ઉછેરીને મોટા કર્યા છે, ને અત્ર મોકલ્યા છે, તે આવા વિનાકારણના ક્લેશોમા આયુષ્ ગાળવાને મોકલ્યા નથી, પણ સત્વર વિદ્યા ભણીને તેમને સુખ આપો એવી આશાથી અત્ર મોકલ્યા છે. માટે જન્મ આપનાર માતાપિતાનાં કષ્ટ સત્વર કાપવાની ઇચ્છા રાખીને કાળજીપૂર્વક વિદ્યાને ભણો. આ વિદ્યાર્થીઅવસ્થા કોઈ પ્રકારના પણ વ્યવહારસુખને આપનારી નથી, માટે એ અવસ્થાનો રુડા પ્રકારના યત્નવડે વહેલો અત આણવાને તત્પર થાઓ. અવિદ્યા સઘળા ક્લેશોનુ કારણ છે, અને વિદ્યા સઘળા પ્રકારના ક્લેશોનો નાશ કરનાર છે, માટે આ ક્લેશને નાશ કરનાર વિદ્યા મેળવવાના સ્થાનમા આવીને ક્લેશના કારણરૂપ અવિદ્યાનો સગ કરીને તમે શામાટે સેવો છો ? આ સઘળા વિદ્યાર્થીઓને સઉએ પોતાના ભાઈની પેઠે ત્રેવડવા જોઈએ, કારણ કે કુટુબી જનની પેઠે ઘણા કાળસુધી એક સ્થળે રહો છો. જગત્મા ગુરુથી વિદ્યા મેળવનાર સર્વ તથા પિતાથી પોષણ પામનાર સર્વ બધુવર્ગ ગણાય છે. બધુવર્ગમા ક્લેશ કરવો એ અધમ મનુષ્યનુ કામ ગણાય છે, માટે તેનો ત્યાગ કરીને તમે સર્વ સુખશાતિથી આપ આપણા અધ્યયનમા ચિત્તને રાખો આ પ્રથમ અવસ્થા વિદ્યા ભણવામા ઘણી અનુકૂળ છે, માટે તે અમૂલ્ય વેળને વ્યર્થ ખુઓ મા. હે સારા સ્વભાવવાળા વિદ્યાર્થીઓ ! તમે અવિચારને વશ થઈને પોતાના સ્વભાવને બગાડવાના યત્નને રાખતા અટકો, નઠારા સ્વભાવને ઓળખતા થાઓ, અને ઓળખ્યા પછી તેનો સગ ન કરવા તથા પોતામાં હોય તો તેને ત્યજવા સાવધાન થાઓ. તમે પરસ્પરના દ્વેષને છોડીને મૈત્રી રાખો. આગળ ભણનાર સાથેની મૈત્રી તમને અભ્યાસમા મદદ કરનાર છે. અસત્ય બોલવાનો અભ્યાસ લગાર પણ રાખવો નહિ, કારણ તેથી આપણું તપ, આપણી વિદ્યા તથા મેળવેલી મોટી કીર્ત્તિ એ સર્વ વિનાઅગ્નિએ જ બળીને ભસ્મ થઈ જાય છે. આપણો ફરીથી કોઈ વિશ્વાસ કરતું નથી. માટે યશ, વિદ્યા, તપ તથા અચલ કીર્ત્તિ અને સઘળા પ્રકારના સુખને આપનાર સત્યને જ સદા સેવવાનો આગ્રહપૂર્વક અભ્યાસ રાખો. ગુરુ, પિતા, માતા, તથા સપૂર્ણ વડીલ સબધીનુ અપમાન કરવાનુ અતર્મા સદા ભય રાખો. કારણ શ્રેષ્ઠનુ અપમાન કરનારઉપર સૃષ્ટિમાં સઉથી શ્રેષ્ઠ જે **પરમેશ્વર** છે તે પ્રસન્ન

રહેતા નથી, અને ઈશ્વરની પ્રસન્નતા મેળવ્યાવિના આ જગતમાં આપણાં તુચ્છસરખાં પણ કાર્ય સુગમતાથી પાર પડતા નથી. હે સુખ પામવાની ઇચ્છાવાળા વિદ્યાર્થીઓ ! તમને ઘણું શુ કહું ? તમે સર્વ જાણો છો કે સદ્‌ગુણી થયાવિના જગતમા પૂજ્ય ગણાવાતું નથી; અને જગતમાં પૂજ્યપણું પામ્યાવિના જન્મનુ સાર્થકપણું થતું નથી, તથા કીર્તિને કે સુખને પણ પમાતું નથી. માટે સદ્‌ગુણમાત્રને ઓળખીને તેનો આપણા હૃદયમા સગ્રહ કરો, અને તેના વિરોધી જે દુર્ગુણો છે, તેને લગાર પણ વિલંબ કર્યાવિના ઓળખી ઓળખીને કાઢો. આ લોકમા દુર્ગુણ, કુસગ, અને શત્રુ ગાફલપણું રાખવાથી બળવાન્ થાય છે, અને સાવધપણુ રાખવાથી દુર્બળ થાય છે, તેથી સદા સાવધાન રહો. વળી બીજાના દોષોને જોવાનો અભ્યાસ કોઈ પણ સુખની અભિલાષાવાળાએ રાખવો નહિ. સર્વના ગુણમાત્રને જ જોવાનો નિરતર અભ્યાસ રાખવો. કદાચિત્ પ્રયોજન પડવાથી પદાર્થમાત્રના દોષોનુ દર્શન કરવાનો પ્રસગ આવે તો તે સાવધાનપણાથી કરવુ. ત્યાં જેટલા જેટલા દોષને આપણે દોષરૂપે નિશ્ચય કરતા જઈએ તેમાનો કોઈ પણ આપણામા ગુપ્ત વા પ્રકટપણે રહેવા ન પામે એવી કુશળતા રાખવી, એને જ આ સ્થલે સાવધાનપણું જાણવુ. હે પ્રિય વિદ્યાર્થીઓ ! કોઈ પણ કામને સાધવાયોગ્ય ગણ્યા પછી તેમા આલસ્ય તથા પ્રમાદને રાખશો નહિ. ત્યા 'હા કરીએ છીએ, હા કરીએ છીએ,' એમ કરી દિવસ કાઢવા તે, તથા તે સહજ સાધ્ય થશે નહિ એવાં અનુમાનોવડે તેમા પ્રવેશ કરતા ઢીલ કરવી, તેને આ સ્થલે તમારે આલસ્ય સમજવુ, અને 'એમા તે શુ મોટુ કરવાનુ છે ! મરયા તે સમયે તત્કાળ કરી નાખીશુ, આપણે કયા બીજાની પેઠે અકુશળ છીએ, જે અઢી દહાડે અઢી કોશ ચાલશુ,' એ વગેરે ભાવને અધીન થઈને દિવસ ગત કરતા કાર્ય ન સાધવું, તેને આ સ્થળે પ્રમાદ સમજવો. દરેક કાર્ય કરવામા હિમત તથા ધૈર્યને રાખવા, પણ ભય તથા અધૈર્યવડે કાયર થવાપણુ રાખવુ નહિ ત્યા ઘણા દિવસ યત્ન કરવા છતાં પણ ઈપ્સિત ફળ ન જણાયાથી તે ફળ ન જણાવાના યોગ્ય કારણોનો વિચાર કરી, તેને યોગ્ય કાળે યથાક્રમે સિદ્ધ કરવાપર્યંત ઉત્તરોત્તર પૂર્ણ ઉત્સાહપૂર્વક પ્રવૃત્ત રહેવું, તેને આ સ્થળે ધૈર્ય સમજવુ. વિઘ્નાદિથી ભય પામીને પાછા હઠવારૂપ દુર્બળતાને સેવવી નહિ. આ આજે કહેલાં વચનોને પોતપોતાના મનમા દૃઢ રાખવાને તમે સર્વ ફરી ફરી સભારતા રહેજો. વળી અવકાશે કહેવાયોગ્ય વચનો તમને કહીશ. આમ કહીને તે ગુરુ નિવૃત્તિમા ગયા અને વિદ્યાર્થીઓ પોતપોતાના મનમા વિવિધ પ્રકારે વિચાર કરતા તથા બોધને સભારતા પોતપોતાને વ્યવહારે લાગ્યા.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરીઓ ! હવે આજે ઘણો સમય થયો છે માટે આ દિવ્યમૂર્ત્તિ મહાપુરુષના વિદ્યાર્થીઓના તથા તે મહાપુરુષની સ્ત્રીના પ્રતિકૂળ સ્વભાવના સ્વરૂપો, તથા તેમના સબંધમાં થયેલા સઘળા રસિક વૃત્તાતને પરમેશ્વરની મરજી હશે તો કાલે કહીશ. માટે આજ તો તમે સર્વ પોતપોતાને કામે લાગો. આમ કહીને સર્વ ઉઠી ગયા.

મનોહર કહે છે, આ પ્રમાણે પોતાની સરસ્વતી વગેરે પુત્રીઓને તથા તે સરસ્વતીની સખીઓને સુબોધવાળી કથા કહીને તે લક્ષ્મી માતાએ પોતાના કામમા પ્રવેશ કર્યો. બોલો 'જય જય શ્રીસદ્‌ગુરુદેવ' ( સર્વ બોલે છે. પછી નિયમપ્રમાણે પદ ગાય છે, ને સર્વે શ્રવણ કરે છે )

### પદ. રાગ કાફી.

આ જીવ પડ્યા જાળે રે, ગુરુવિણ કોણ છોડે,
માયાનો પાશ સબળો રે, અન્ય જીવ કેમ ત્રોડે. ટેક.
જેમ જેમ મુક્ત થવાને ઇચ્છે, તેમ તેમ બેસે દૃઢ પાશ,
અન્ય કુશળની સહાયવિના શી, આપે છૂટ્યાની આશ,
ગુરુ ગ્રહો એવા રે, જે વજ્રની પણ બેડી મોડે, આ જીવ૦
નિશદિન દુઃખરૂપ ફળ દેનારા, આ વ્યવહારો સધાય,
પણ સુખના સાધન દેનારા,—ગુરુસમીપે નવ ધાય,
મૂઢ જીવ એવા રે, લીએ સુખ કેમ કોડે, આ જીવ૦
આ મન ને ઇંદ્રિયો વિરોધી, વિષયવિષે વહી જાય,
ક્લેશ સકળ કર્મબધન લાવે, મુક્તત્ત્વ કો વિધિ થાય,
ગુરુ કળ આપી રે, હરિપદે ચિત્ત ચો'ડે, આ જીવ૦
ઉન્મત્ત મનને અકુશ મારી, ચલવે સીધી વાટ,
ઇંદ્રિયને ઉન્માર્ગ ત્યજાવી, ઉતારે ઉજ્જવળ ઘાટ,
કાટ સઘ ટાળી રે, પ્રભુપદે મતિ જોડે; આ જીવ૦
નીચની સગતિ ને મતિ નીચી, છોડવે શ્રીગુરરાય,
માટે સુજન સઘ શોધીને સેવો, શ્રીસદ્‌ગુરુના પાય,
મનહર સુખ સાચુ રે, આવી મળે કાળે યોડે, આ જીવ૦

**વિઠ્ઠલજી**—જય જય શ્રીસદ્‌ગુરુદેવ. ( સર્વ બોલે છે. )

**દાસ**—અહાહા ' આ આખ્યાનની ટો બલિહાડી છે વિડ્યાડ્ડીયોને કેવો સાડો બોઢ આપ્યો છે. જેના નસીબમા સાડું ઠનાડ હસે ટેના પેતમાં ઉતડસે. કેમ વિઠ્ઠલજી ' ખડુ કે ખોતું ?

**વિઠ્ઠલજી**—એમા શો સશય છે. ભાઈ ' એકેક આખ્યાન એવા નીકળે છે કે न भूत न भविष्याति આપણાથી જે એમા કહ્યું છે

એટલુ ધારણ કરાય અને તે પ્રમાણે ચલાય તો પછી બાકી શુ રહે ? પણ સઉ એ તો દૈવઅધીન ને આપણા પ્રયત્નઉપર છે. ચાલો દાસ ! હવે સમય થઈ ગયો છે. ઉઠો સર્વે. ( નમન કરી ઉઠે છે. દાસ પણ નમન કરી ઉઠે છે. એટલે વારાફરતી સર્વે નમન કરીને પોતપોતાને ઘેર જાય છે )

**ધનલક્ષ્મી**—(ઘરમા જઈને ગોવર્ધનને લખતા જોઈને) ઓહો ! હજી તમે તો લખ્યા જ કરો છો કે શુ ? મારો પાર આવ્યો પણ હજી તમારો પાર ના આવ્યો ! કેમ વારુ હજી કેટલી વાર લાગે એમ છે ? એવુ શુ લખવાનુ આવ્યુ છે જે રાત્રે જાગીને લખવું પડે છે ?

**ગોવર્ધન**—હવે પાર આવ્યો છે. હુ તારા આવવાની જ વાટ જોતો હતો. આ કાંઈ કોઈની વેઠ નથી. આ તો ખાસ મારો પોતાનો ખાનગી વિષય જ લખવાનો હતો. હશે, હવે કહો આજે શુ સાભળ્યુ ? અને તેઉપર સારો કે માઠો શો મત બાધ્યો ?

**ધન૦**—મારો મત તો આ કામમા સારો જ પડ્યો. તમે વધારે વિદ્વાન્ રહ્યા એટલે તમારો મત સારો કે માઠો પડે, એ મારા હાથમાં નથી, પણ મને તો આ સારુ જ જણાયુ છે. ( પછી સાભળેલી મથળી વાત સ્મરણમા રહી એટલી કહી સભળાવે છે. )

**ગોવર્ધન**—ના ના તુ કહે છે તેમ મારો પણ વિચાર આ સાભળતા તો સારો જ બધાય એમ છે. વિવિધ આખ્યાનોવડે બોધ આપવાની આપણા લોકની પૂર્વથી ચાલતી આવેલી નીતિ ઘણી વખાણવાયોગ્ય જ છે, અને તારી ઇચ્છા હશે તો ભલે, આ કામમા તને રોકવાની મારી ઇચ્છા નથી. પણ દરમાસે અથવા મહિનામા બે ચાર વાર સાધારણ રીતે તારી પરિક્ષા લેઈ જોઇશું. અને તેમાથી તને કાંઈ વિશેષ જ્ઞાન થયુ એમ મને જણાશે તો તને શાબાશી આપીશ, નહિ તો પછી ઠપકો પણ મળશે ખરો. કેમ છે કબુલ ?

**ધન૦**—હા કબુલ છે. મને તો જણાય છે કે રોજ આ પ્રમાણે સાભળવામા આવશે તો મારી પોતાની મેળે ગમે તે વાંચવાકરતા મને વધારે ફાયદો થશે ખરો, અને એમા કયા વધારે વખત જાય છે જે ? લગાર દિવસે પણ સઉની સારી સગતિથી મારા જીવને આનંદ થાય. એકલુ બેશી રહેવાથી દિવસ મોટો લાગે છે, ને કાંઈ બરાબર મનને પણ સારું લાગતું નથી.

**ગોવ૦**—હશે, તને સુખ થવાનો સભવ જણાય તો અવશ્ય જજે. હવે સૂવાનો સમય થઈ ગયો છે માટે આટલેથી જ બસ. ( પછી સૂઈ જાય છે. )

---

# दिवस १९.

**વિજયા**—( સવારમાં ઉઠીને ગાય છે ).

### પદ. રાગ ધનાશ્રી.

( હે હરિ) હરઘડી કરજો સહાય, જીવની હરઘડી કરજો સહાય. ટેક.
આ ભવમા દશ દિશ દાવાનલ,—સમ દુ:ખજ્વાળા લહાય,
જીવમાત્ર દુઃખથી તરફડતા, સુખ દો કોને ન કહાય, જીવની૦
તાપ ત્રિવિધિથી સઉ શેકાતા, અલ્પજ્ઞ જ્યા ત્યા ધાય,
ઉગરવાનુ દ્વાર દાખવી, કો સુખદાતા થાય ? જીવની૦
કાળતણા ભયથી જ વિકળ થઈ, ઇષ્ટશરણને ચ્હાય,
પણ માયા પ્રભુની છળવાળી, ફરી ફરી કળને વ્હાય, જીવની૦
ઉચ્ચ સ્વરે આ જીવ અબળવત્, શ્રીહરિના ગુણ ગાય,
તોપણ વ્હાર કરો ન પ્રભુ કા, શું નવ સધ જગાય ? જીવની૦
સાવધ છો પ્રભુ રક્ષક જગના, અતર જોતા જણાય,
મનહર પ્રભુ આ જીવ સકળ, તો આપતણા જ ગણાય, જીવની૦

**ચંચળા**—( પ્રભાતમા ગાય છે. )

### પદ. રાગ વેળાવળની દેશી.

ઓ મન તુ શીખામણ માનને, શીદ વહી વહી જાતું રે,
કાચી કાયાનો ત્યજ વિશ્વાસ તું, જેથી સુખ સઉને થાતુ રે, ઓ મન૦
આ વિવિધ વસ્તુઓ જોઈને, મિથ્યા મથી કા તુ ધાતું રે,
એક અચલ વિશ્વેશને, ત્યજી મદ નિત્ય કા ના ગાતું રે, ઓ મન૦
આ મનુષ્યો મૃત્યુમુખે જાય છે, તેનુ જોતા નવ લેખુ રે,
સાચી કીર્ત્તિને સુખ લેઈને, જાતુ કોકને પેખુ રે, ઓ મન૦
સદ્‌ગુણ સઘળા તુ શોધીને, ઉરમા દઢતાથી ધાર રે,
દુર્ગુણમાત્રને ઓળખી, કાઢ હ્રદયથી બહાર રે, ઓ મન૦
ઉજજ્વળ યત્ને આ વ્યવહારને, સાધી સુખ સઉ લેને રે,
અદઢ આસક્તિ આ પદાર્થોમા,—કરતા કલેશ ત્યજી દેને રે, ઓ મન૦
પ્રતિદિન બોધ શુ આપીએ, દેતાં લજ્જા અતિ આવે રે,
કાં ન લજ્જા તુજને આવતી, છેક દુષ્ટ કા તુ કહાવે રે, ઓ મન૦
આ લીંબોળીયો પણ પાકતા, કાઇક મિષ્ટસમ થાતી રે,
તુ તો ક્રમે કરીને વાધતાં, બાધે તરવાર તાતી રે, ઓ મન૦
વિનવી કહું છુ વીરા માનને, આવી તક ફરી ના’વે રે,
મનહર પ્રભુપદ પામવા, કા ના તનુ નિજ તાવે રે, ઓ મન૦

**દાસ**—(સાંભળીને) ઢન છે, ટમે પન હવે ટો હડ કડવા માંદી છે હોં. આ ભજન પન અનામજેવું છે.

**ચંચળા**—એમાં શું ? તમારી દયાથી હવે મારા ઉપર ભગવાનની મહેર થઈ છે. તે મને ગમે તેવા કપરા બોલ હોય છે પણ ઝટ મોંઢે ચઢી જાય છે. સારું થયું જે મને આ તકે સાંભર્યું. હું તમને રોજ કહું છું કહું છું કરુ છું, ને વળી ભૂલી જાઉ છું. વારુ તમને તે દહાડે ભટજીએ બોલવાનું સુધારવાનુ કહ્યું હતું પણ હજી બરાબર કેમ વારુ સુધરતું નથી ? મને લાગે છે કે તમે લગાર કાળજી રાખતા નથી, બાકી છેક સુધારો થયાવના તો નહિ રહે.

**દાસ**—(પોતાને કાને હાથ અડાડીને ગાલે તમાચો મારવાની પેઠે સ્પર્શ કરીને ) અ...રે, ખ...રી વા...ત છે. જુવો હવે કેવું બોલાયુ ' પન મને...ટેવ ..પ . ડી ગઈ છે...તે ગફલ...ત...થી બોલાઈ જાય છે, પન જાઓ, હવે પછી કસુ...ર...થાય...તો મને કાન પકડાવજો. આ નાખ્યો તો છુ, ને આ વખ...તે જ મા...રી જીભનો સુ...ધા...રો...થવા લાગ્યો છે,...તેથી...ત્રન દિવસમા જો બ...રાબ...ર ઝપા .ટા...થી બોલાસે...તો આજ...થી ચો ..થે... દહા...ડે સ...રસ્વ . તી મા.. તાને નામે ઘીનો દીવો ક . રીને એક નાલીયે...ર વ . ધે.. રસુ ને પાચ બ્રામનને, પાચ ગો.. રનીને, પાચ કુમારકાને, પાચ બ...ટુકને ભોજન કરાવીસુ, ખરુ કેની ? હવે મને ખા...ત...રી છે કે મા...રા જનમોજનમની કાસલ આજ ..થી જસે. પછી લગા...ર કસ...ર હસે...તો...તેની કઈ ચ તા...ન...થી. કેમ ખરુ કે નહિ ?

**ચંચળા**—લો આજે ખાસુ મજેનુ બોલ્યા. લગાર ધીમે ધીમે બોલ્યા ખરા, પણ ફક્ત 'અણ' ને 'અળ' બોલવામા તમારી ભૂલ થઈ છે. મેં બરાબર સરત રાખી છે. પણ આ બાધા રાખી છે એટલે જરૂર મટી જશે ને સરસતીનો વાસો જીભમા થશે, ને તમે ભજન પણ પછી ઘણા સારા જોડશો. આજ મને બહુ સારું લાગ્યુ. રોજ મારા મનમાં લગાર તમે પાચના દેખતા બોલતા ત્યારે ખોટુ લાગતું હતું, પણ તેની કાંઈ હું શરમ રાખતી નથી. તોપણ આપણું ચાલે ત્યા લગી સુધારાય તો ઘણું સારુ .

**દાસ**—હવે આજ...થી તમે મા...રો તમાસો જોજો. ને પછી કહેજો હવે તો લગા...ર પણ ભૂલ આવવા...દેવાનો નથી. એ વાત ખા...તર નીસા કરીને જાણજો.

**ચંચળા**—ચાલો ત્યારે હવે હું તૈયારી કરીને બોલાવુ એટલે આવીને જમી લો. આ બધાને નિમિત્તે આપણા ભટજીને પણ આ-

પણે ઘેર પધરાવાશે, ને જમાડાશે. એ પણ ઘણું સારું થશે. (જાય છે. દાસ સમય થયા પછી બોલાવે છે, એટલે જમીને પછી પોતાને કામે બહાર નીકળે છે. )

**ચંચળા**—( જમીને બારીએ ઉભી છે એટલે એક પોતાના પીયેરના પાડોશમાં રહેનારી તુળજા નામની સ્ત્રી જતી હતી તેને જોઈને ) આવો તુળજા બહેન ! કયા જઈ આવ્યા ? કઈ ઘણે દહાડે દેખાઓ છો ! હમણાના આતરફ આવ્યા નથી !

**તુળજા**—( ઘરમા આવીને દાદરે ચઢતા ) શુ કરુ બહેન ! મને રાડને તો મોત આવે તો મરવાનીએ નવરાશ નથી. જો આપાર્ગું ચાલતું હોય તો તેનેએ કહુ કે બાપા બે ઘડી ઉભુ રહે. પણ શુ કરીએ, ત્યા કોઈનુ ચલણ નથી. અડધી રાત જતાં પણ જ પીને સુવા વારો નથી તમે શુ પૂછો છો ચંચળ બહેન ! ઘરમા રોટલો છતા સુખે ખાવાનુ નથી.

**ચંચળા**—જુઓ તુળજા બહેન ! આ સસારમા કામ કઈ ખુટવાનુ નથી. જ્યારે ત્યારે પણ આવરદા ખુટવાનુ છે માટે સમજીને ઘડીભર નિરાતે બેશીયે તો બેસાય. નહિ તો કામ કઈ કહેવાનુ નથી જે મને પછી કરજો.

**તુળજા**—શુ કરુ બહેન ! તમે જાણો છો કે આ જજમાન-ગોરનુ નાતું પડ્યુ. જેને ત્યા ના જઈએ તેને ખોટુ લાગે. રોજ પચભાગ લેવા ફરવાનુ બે ગુમાસ્તા રાખ્યા છે, તોએ મારે પચભાગ બાધવા થોડે ઘેર જવુ પડે છે. વળી જ્યા ગયા ત્યા પાછી ચાર વાતો કહેવી સાભળવી તો હોય જ જેને ત્યા લગાર વાત કરવા ના બેશીએ તેને માઠુ લાગે. હમણા તો ઘેરેઘેર પેલા મકન ને ભૂરીની વાતો ચાલે છે. જુઓ બહેન ! જગત્ તો આરસીજેવુ છે. ને વળી આધળુ-એ કહેવાય છે. તેથી કોઈ વાત સાચીએ ચાલતી હશે, કેટલી વાતો જૂઠી ન પગીએ ચાલતી હશે. પણ ન્યાતમા ને પરન્યાતમા જ્યાં ત્યા એની જ વાતો કરતી બૈરીઓ બેઠી હોય છે.

**ચંચળા**—એવી શી વાતો ચાલી છે, ને તેણે શુ કર્યું છે ? એ વાત હજી મારા સાભળ્યામા નથી આવી ! કહો તો ખરા લગાર કે એવું શુ થયુ છે ?

**તુળજા**—હમણાનાં બહેન ! તમે કાયાનુ કલ્યાણ કરવા માડ્યું છે. ભક્તિભાવમા પેઠા છો, એટલે તેતરફે આવતા નથી, તે તમને શેની ખબર પડે ! એ તો પેલો મકન ઘરમા રોજ એની જૂતીને મારતો કુટતોની, એની વરવાડ જોવા લોક મળતુ, તેને તો તમે ઓળખ્યો કેની?

**ચંચળા**—હા હા, પણ તે તો ફરી પરણ્યો હતો, ને જૂનીને તો ઘરમાંથી કાઢી મૂકી હતી કેની ? તેનું શું છે જે ?

**તુળજા**—એ જૂની તો બચારી, એ નવીને પરણ્યો તે પહેલાંની જૂદી રહેતી'તી. ને પંચે મળીને તેને નામે પાચસેના દાગીના ત્રીજે ઠેકાણે મૂક્યા'તા ને વિશ મણ દાણો ને ત્રણ જોડ લૂગડા આપવાનો ઠરાવ કર્યો'તો, ને એ એક જીવતા ફરી પરણ્યો'તો તે બાબતના બસેં દંડના ન્યાતે લીધા'તા. એ તો થયું'તું ને પરણ્યા પછી વળી કોઈ બ્રાહ્મણે કહ્યું'તું કે એ જૂની નસીબવાળી છે, તેને ઘરમા રાખશો તો તેને નસીબે તમે સુખી થશો. ને તે બાઈને પુત્રનુ સુખ પણ છે. ત્યારે વળી પાછુ સમાધાન કરીને રાખી'તી, ને પહેલો છોકરો જૂનીને થયો'તો ને પછી બે વરસે નવીને છોકરો થયો તો. તે આજ થોડા દહાડાપર નવીનો છોકરો માદો થઈને ગુજરી ગયો ત્યારે પેલી બચારી જૂનીને માથે નાખ્યુ છે કે એણે તો મારો છોકરો મારી નાંખ્યો ને પાછી લડવાડ કરીને પેલી જૂની બચારીને કાઢી મૂકી છે, ને પેલા દાગીનાએ લેઈ લીધા છે, ને આખી ન્યાતમા હોહા થાય છે. બહેન ! લોક પણ બહુ ગાડા છે મે તો મારી આટલી ઉમર થઈ પણ એક ઉપર બીજી કરીને કોઈ ન્યાતમા પણ મે કોઈને સુખી દીઠા નથી. વનાકારણ અબળાનો નિસાસો લેવો, પછી ભલુ તે કેમ થાય ? હા, જો તેની મરજીથી કરે ને બનેને બરાબર રાખે, ને બને માણસ સારા મળે, પોતે પણ સમજીને ઘર ચલવે તો વળી સુખી થાય, પણ બધા એવા સારા એકઠા મળે કયાથી ?

**ચંચળા**—અરે બહેન ! આ જગતમા પરમેશ્વરને કહીએ કે કોઈને બૈરાનો અવતાર આપીશ નહિ. બૈરાની જાતને ખરૂ જોઈએ છીએ તો દુખનો છેડો નથી. જેને પરમેશ્વરે સારા માણસથી પાનુ પાડ્યુ હોય, તેને ફક્ત સુખ છે.

**તુળજા**—અરે ચંચળ બહેન ! આપણે કહીએ, પણ પરમેશ્વર કંઈ છેક એવો ગાડો છે ? સંસારમા કોઈને જ બૈરાનો અવતાર ના આપે તો પછી સંસાર ચાલે કેમ ? બૈરાવગરનો સંસાર ચાલતો કહીં કથાપુરાણુમાએ આપણા સાભળ્યામા આવ્યો નથી. આ ભગવાનને પણ લક્ષ્મી છે, મહાદેવને પણ પારવતી છે, ને બ્રહ્માને પણ સાવિત્રી છે, ને એ વગર બધાએ દેવતા ને મોટમોટા ઋષિઓ થઈ ગયા છે, પણ સઉના ઘરમા બૈરા લખ્યા છે, આ બચારા હનમાનજીજેવાને બાળબ્રહ્મચારી લખ્યા છે, ત્યારે જુઓને, એમને ત્યાં શી શોભાએ છે ? આ રડ્યુખડ્યુ કોઈ શનિવારને દહાડે પળી તેલ કે ચપટી સિદુર કે ચાર દાણા અડદના ચઢાવી આવે છે ! ને મહા

જુલમ ત્યારે આકડાના ફુલનો હાર ! ને કાળીચૌદસ આવે ત્યારે બે ચાર વડા કે પછી પાચ વડા ને પાચ પુરીઓ ચડાવે છે ! બીજુ કશું લેતા કે દેવા મળે નહિ ! માટે ખરૂ પૂછો તો બહેન ! આ સંસાર તો બધો બૈરાનો છે. એના વડે ઘરબારની ને ઘરની બધી શોભા છે. નહિ તો ત્રીજે દહાડે આ સસારનું મીંડુ ના વળી જાય? આપણે આટલુ સમજીએ છીએ તો પરમેશ્વર ના સમજે ? વળી જુઓને આ મહાદેવજીના બે છોકરા, એક ગણપતિ ને બીજા સ્વામી કાર્તક. તે ગણપતિને સિદ્ધિ ને બુદ્ધિ બે મળ્યા છે, ત્યારે ઘેરે ઘેર પૂજાય છે. પેલા સ્વામી કાર્તક બચારા કુવારા, તેનુ કોઈને નામ દેઈએ તોએ ઓળખતુ નથી ! માટે ચંચળ બહેન ! તમે નક્કી જાણજો કે આપણે બૈરાવના સસારમાં આ મરદોની તો કશા વરણમા ગણત્રી નથી એમ જાણજો. એ તો બધુ ઠીક જ છે, તે આપણે ઘરમા રહેવાનુ એટલે બધુએ દુ:ખ ખમીને બેશી રહેવું. આપણા માબાપની ચડતી દોલત થાય તે સારુ આપણે આપણા ધણીને માન આપીને ચાલવાનુ છે.

**ચંચળા**—તુળજા બહેન ! તમે કહો છો તે ખરૂ, પણ એમ કહીએ તો પરમેશ્વરે એકલા બૈરા જ સસારમા કર્યા હોત તોએ સસારનુ તો મીંડુ જ હતુ કેની? માટે એ તો ભગવાનની લીલા છે. પણ આપણા માથાના મુગટ જે પુરુષ છે, તે જ આપણે તો પરમેશ્વર જાણવા. બીજા પરમેશ્વર કઈ આપણી નજરે ચઢે છે? એટલે પતિ એ જ પરમેશ્વર સાચા

**તુળજા**—અરે બહેન ! અમે તો બ્રાહ્મણ છીએ તે આ કથાપુરાણમા વાચીએ અને લોકને કહીએ છીએ કે ભાઈ ! પરમેશ્વર ઘટઘટમા વ્યાપક છે. પણ આટલા વરસ થયા તોએ મારા દીઠામા ક્યાએ રાતવરત પણ પરમેશ્વરનો પડછાયો સરખોએ આવ્યો નથી. પછી સાચુ શુ ને જુઠુ શુ છે તે તો રામ જાણે

**ચંચળા**—(લગાર હસીને) લો લો તમે બ્રાહ્મણ છો પણ આમ બોલો છો તે લગાર વિચારતા નથી ? રાતવરત કે પડછાયો તે ભૂતને માટે કહેવાય કે પરમેશ્વરને માટે ? ને આપણે તો આ પવનને પણ જોતા નથી, તેથી શુ થયુ? પણ આપણે દીસે અડકે છે, ત્યારે જાણીએ છીએ કેની કે છે ? તેમ પરમેશ્વરને શાસ્ત્રમા જ્ઞાનસ્વરૂપ કહ્યા છે, તો આપણને આ બધુ જ્ઞાન થાય છે, ત્યારે પરમેશ્વર પણ આપણા ઘટમા છે જ કેની? એ તો આપણા મનનો મેલ જે પાપથી બધાયો છે તે છૂટયાવિના આપણને ભગવાનનુ દર્શન શેનું થાય ? પાપી માણસને મોટા પુરુષનુ દર્શન જ થતું નથી તો પરમેશ્વરનુ તો કયાથી જ થાય?

**તુળજા**—અરે બહેન ! પરમેશ્વર તે કંઈ રસ્તામા પડ્યા છે કે સહુને દેખાય ?

**ચંચળા**—(લગાર હસીને) અરે ! પરમેશ્વર તો ઘરમાં રસ્તામાં અને બધે વસી રહ્યા છે, પણ પરમેશ્વરનું સ્વરૂપ એવું ઝીણું છે કે તે આ આપણી આંખે દેખાતું નથી. આ ઝીણી જીવાત ઉડે છે, તેને પણ આપણે દેખી શકતાં નથી, ને આ પાણીમાના પોરા જે છેક ઝીણા હોય છે તેને પણ આપણે દેખતાં નથી, તો તેના એવા ઝીણા શરીરમાં પણ વ્યાપી રહેલા પરમેશ્વરને આપણે શી રીતે જોઈ શકીએ ? એ તો જ્યારે તેમની દયાથી આપણને જ્ઞાનની આંખો આવે ત્યારે આપણે દેખીએ.

**તુળજા**—ઓહો ચંચળ બહેન ! તમે ભણ્યા ગણ્યા નથી તોએ તમે બધી વાતના જાણ થયાં છો !

**ચંચળા**—એ તો આ અમારા પડોશમા વિજયાલક્ષ્મી ને મનોહર ભટજી રહે છે તેમના પ્રતાપથી આટલુ સમજતા થયા છીએ. બાકી હુ તો કશુએ ભણી નથી. તમે તો ભણ્યા છો, નહિ વારુ ?

**તુળજા**—હા રે બહેન ! હુ તો આ જજમાનને ઘેર સઘળા કર્મકર્માતર કરાવુ છુ ને ! મારા બાપે જ મને એટલુ તો ભણાવેલુ છે. તે આજે સુખે પેટ ભરીએ છીએ. નહિ તો રોજ ઉઠીને બીજાનુ ઓશીયાળુ વેઠવુ પડત

**ચંચળા**—તે તમારાથી બૈરાંથી લગનવિવા'નુ ને બધુએ કામ કરાવાય ખરુ ?

**તુળજા**—આ તમારા વાણીયાનુ કરાવાય. બ્રાહ્મણનું મને ના આવડે.

**ચંચળા**—બ્રાહ્મણનુ ને વાણીયાનુ બધુએ જૂદુ હોય છે ? બાકી લગનવિવા'તો સહુનાએ સરખા કેની ? ત્યાએ વરકન્યા પરણાવવા ને અહિએ વરકન્યા પરણાવવા.

**તુળજા**—નારે બા ! એમા તો બહુ ફેર વાણિયાના લગન તો મારા જેવીએ જેમ તેમ કરીને ચલાવી લે. ને બ્રાહ્મણમા એવુ ના ચાલે ત્યા તો બધા વેદના મત્ર ભણવા પડે. આ વાણિયા તો કશુ સમજે કરે નહિ, એટલે જ્યા ત્યાથી જે ભણવાનુ કેરવી મૂકયુ હોય તે ભણીને હાથેવાળો મેળવીને મગળફેરા ફેરવ્યા એટલે થયુ ! ને આ કણબીયોમા તો તમારા કરતાએ ઓછુ ! એ લોકમા પણ આ લગાર તગાર ભણીને રીતપ્રમાણે બધુ કરે એટલે ચાલે.

**ચંચળા**—તે અમારો લોક ન સમજે, ને તમે ગમે તેમ ચલાવો, ત્યારે સઘળો દોષ તો તમારે માથે જ કેની ? અમારે તો કહેવતવાળી વાત કે 'અજાણ્યાનો દોષ નહિ !' પણ પાછળથી તમારે એ બધુ ભોગવવાનુ કેની ?

**તુળજા**—અમે તો તરત જ છેલ્લું ભણી જઈએ છીએ કે ભૂલચુક ઓછુવત્તું જે થયુ હોય તેની ક્ષમા આપજો. એટલે અમારે તો પરમેશ્વરને ત્યાં છૂટકો '

**ચંચળા**—એમ હોય ત્યારે તો બાવા તમે જાણો. આ અમે તો તમારે ભરોસે રહ્યા, એટલે તમે જાણો ને પરમેશ્વર જાણો. કેમ એમ જ કેની ?

**તુળજા**—હાસ્તો. પણ અમે અમારે માથે પડે એવુ રાખતા નથી તો ' ને પરમેશ્વર તો દયાળુ છે, એટલે પછી માફી આપે તો ?

**ચંચળા**—પણ જાણી જોઈને પાપ કરે, ને પછી માફી માગે, ને ફરી પાપ કરે ને ફરી માફી માગે, એવા ઠગને તો પરમેશ્વર પણ જાણે એટલે પછી માફી તે શેની આપે ? માઠુ ના લગાડશો હો '

**તુળજા**—ના રે બહેન ' માઠુ શેનુ ' હુ તો મારે જાણું છુ, તેપ્રમાણે કરાવુ છુ. પછી એમા દોષ હશે તો જેણે મૂળથી એવો ખોટો રસ્તો પાડયો હશે તેને માથે પાપ ' તે ભોગવે ' મારે તો કઈ અડે એવુ નથી. લો ચાલો બહેન ' મે આજે તમને ઘણા ખોટી કર્યા છે. મારે તો હજી ઘણા ઘર ફરવાનુ છે. ( જવા માડે છે. )

**ચંચળા**—આવજો તુળજા બહેન ' ને વત્તુઓછુ બોલાયુ હોય તો માફ કરજો હો.

**તુળજા**—એમા તે શુ માફ કરવુ'તું. રીતની વાતમા ખોટું લગાડવાની મને ટેવ નથી તો. તમે તો શુ, પણ આ બીજા લોક તો મને, 'આવો તુળજા ભવાની '' એમ કહીને બોલાવે છે. પણ તેનુ - એ મને કઈ દુ ખ લાગતું નથી, તો આ તમારી વાતમા દુ ખ શેનુ ? ને મારે તો બહેન ' ખરુ પૂછો તો રોજ સો બસે ઘર ફરવાનુ, તે કોઈ કઈ કહે ને કોઈ કઈ કહે પછી હુ રોજ બધાનુ દુઃખ લગાડુ તો મારાથી જીવાય કેમ ? એ તો આ કાને સાભળવુ ને આ કાને કાઢી નાખવુ, ને મોટુ પેટ રાખવુ, એટલે જે આવે તે માહી સમાય. આવજો હો ચંચળ બહેન ' ( એમ બોલતી જાય છે. )

**ચંચળા**—વારુ. ( ઘરમા વળતા ) અરેરે ' આવી વાતો કરીને મે શો ફાયદો લીધો ? નકામો વખત ગયો. પણ હશે, એમાથીએ શીખામણ લેવાશે તો ઘણીએ છે. ચાલ બહેન ' વખત થઈ ગયો છે તે સૌ મારી વાટ જોતા હશે. ( ઘરમાથી ઝટ પરવારીને જાય છે )

**વિજયા**—(ચંચળાને) આવો ચંચળ બહેન ' આજ કઈ મોડુ થયુ.

**વિજળી**—મે આવતા પેલા તુળજા ભવાનીને ઓટલે ચઢતાં દીઠા'તા, તે કઈ વાતચીત કરતા વાર લાગી હશે.

**ભાગીરથી**—હશે કોઈ દિવસ કોઈ આવે જાય, ત્યારે લગાર મોડું પણ થાય.

**ચંચળા**—અરે બહેન ! મારો સ્વભાવ હજી કંઈ બરાબર છૂટ્યો છે ? મેં જ એને જતી બોલાવી, અને બોલાવી એટલે પછી જાણો જ છો કેની ?

**ભાગીરથી**—ચાલો હવે સમય થયો છે, માટે આરંભ કરો. બોલો 'જય જય **શ્રીસ**દ્‌ગુરુદેવ.' ( સઉ બોલે છે. )

**વિજયા**—( નિયમપ્રમાણે પદ ગાય છે. )

**પદ. ગરબી.**

હાં રે સખી સારી શીખામણ લીજીએ.
હા રે દેખી દુર્ગુણીને મનમાં અતિ બ્હીજીએ, હાંરે સખી૦
સુસંગતિથી સદ્‌ગુણ આવે, જેથી કલ્યાણ નિજ કીજીએ રે; સખી૦
આ લોકમા યશકીર્તિ મેળવી, અંતે મુક્તિ પામી રીઝીએ રે; સખી૦
કુસંગતિથી ક્રોધ વધે ને, મિથ્યા અવરપર ખીજીએ રે; સખી૦
લોભ વધે ને કૃપણતા આવે, મોહવારિથી સદા ભીજીએ રે; સખી૦
સદ્‌ગુણ આવ્યે પાપ ટળે સઉ, દાન સુપાત્રને દીજીએ રે; સખી૦
અંતર શુદ્ધ થતા મન સ્થિર કરી, પ્રેમે **પ્રભુ**ભક્તિરસ પીજીએ રે, સખી૦
દુર્ગુણ ધારી વ્યર્થ ભવસાગરમા, તરવાની આશે કર વીંઝીએ રે; સખી૦
મનહર **પ્રભુ**ને શરણ થયાવિણ, જાશે આ જીવ ગતિ[1]ત્રીજીએ રે; સખી૦

**ભાગીરથી**—' જય જય **શ્રીસ**દ્‌ગુરુદેવ.' ( સર્વ બોલે છે. ) કાલે તો પેલી **સત્ત્વમતિ**ને તેના **પ્રબુદ્ધ** નામના પતિએ અંતમા એવું કહ્યું હતું કે આપણા ધનસબધી તપાસ કરીને હુ તને કહીશ, અને આ તારા કહેલા વિચારપ્રમાણે હવે આપણે સઘળા અર્થને રુડે પ્રકારે સિદ્ધ કરી આપનાર જે દાન, ધ્યાન અને જ્ઞાનનો ક્રમ છે, તેને જ જ સત્વર સાધ્ય કરવા યત્ન કરીએ. એથી જે આપણે કરવું છે તે સઘળુ સિદ્ધ થશે. આ ક્ષણે તો આપણા નિયમિત કામમા પ્રવેશ કરીએ. પણ રાત્રે નવરાશે તું કહેશે તે નિયમપ્રમાણે ચાલવાને આપણે પૂરતો વિચાર કરીશુ. એમ કહીને પોતપોતાને કામે લાગ્યાં છે.

**વિજયા** ઇષ્ટસ્મરણ કરીને કહે છે, પછી રાત્રિએ તે **પ્રબુદ્ધ** પુરુષ પોતાની પ્રતિવ્રતા **સ્ત્રી**સમીપ બેશીને આ પ્રમાણે બોલ્યોઃ હે સ્ત્રિ ! તપાસ કરતા જણાયુ છે કે આપણા હાથમા આવ્યા પછી આપણા ધનનો વધારો જ થયો છે, કંઈ ઘટાડો થયો નથી, અને આપણા પોતાના સંબધના ઘરખર્ચકરતાં એક ચતુર્થાંશ ધર્માદા ખર્ચ થાય છે. એથી કઈક વધારે પણ ઓછું નહિ. માટે હવે જે તારી ઇચ્છા હોય તે

---

૧ અધોગતિ.

તુ મને કહે તે પ્રમાણે આપણે કરવાને યોગ્ય બંદોબસ્ત કરીએ.

**સત્ત્વમતિ** કહે છે, હે **ભગવન્** ! આપ સર્વે વાર્તાને તથા દાનના પ્રકારોને જાણો છો, તેમ છતાં મને કહો છો તો મારી અલ્પ-મતિપ્રમાણે હું કહુ છુ.

**પ્રબુદ્ધ** કહે છે, હે સત્કર્મમા પ્રીતિવાળી ! આ સસારમા ઘણે સ્થળે એમ જણાય છે કે કોઈ ઘરમા પુરુષની પુણ્યકર્મમા પહેલ હોય છે, ઉદારતા પણ પુરુષમાં વધારે હોય છે, સન્મતિ તથા સદ્ધર્માચરણ પણ પુરુષમા વધારે હોય છે, અને કોઈ ઘરમા તો સ્ત્રીની ધર્મકર્મમા આગેવાની હોય છે, તથા તેને પુણ્યકર્મમા મતિનો પ્રવેશ પ્રથમ હોય છે. આમ છે તેમા આપણા ઘરમા પ્રથમ તારી પુણ્યમતિનો ઉદય થયો છે તો એક વાર તારા વિચારપ્રમાણે તુ કહે. તેમા વધ-ઘટ કરવાયોગ્ય જણાશે તો હુ કહીશ.

**સત્ત્વમતિ** કહે છે, સામાન્ય ધર્મકર્મ આપણા ઘરને ઘટે એવા તો થયાં જ કરે છે, પરતુ હવે વધારો કરવામા મને જે લાગે છે તે હુ કહુ છુ.

૧. નિત્યદાનનો નિયમ રાખવામા અને એમ લાગે છે કે નિત્ય બે નવા સત્પાત્ર બ્રાહ્મણના જોડાને જમાડવા. તેમા એક બ્રાહ્મણ તથા એક સુવાસિનીનો તમારા નિમિત્તનો સકલ્પ, ને એક મારા નિમિત્તનો સંકલ્પ. તે બંનેને ઇચ્છાપ્રમાણે ભોજન જમાડીને તેમને સાધારણ પહેરવાના વસ્ત્રના દાન આપવા.

૨. પ્રતિમાસે વિદ્વાન્ બ્રાહ્મણોની એકસો ને બત્રીશની સખ્યા જમાડવી, અને તે દરેકને **મહેશ્વરરૂપ મહારુદ્ર**ઉપર અભિષેક કરાવી તે નિમિત્ત દક્ષિણા તથા એકેક વસ્ત્ર, આસન, તથા સધ્યાના પાત્ર આ-પવા એટલે **મહારુદ્ર**નો સકલ્પ થાય. આ વર્ષના બાર માસપર્યંત આપ્ર-માણે કરવુ. પછી આવતે વર્ષે કરવા ન કરવાનો નિર્ણય ત્યારે કરીશુ.

૩. એક સારા કુટુંબનો સમાસ થાય એવા બાર સારા ઘર કરા-વવાનો આરભ કરવો, અને તે પૂર્ણ થાય ત્યારે તેમા એકેક વર્ષનુ અન્ન ભરીને તથા એક વર્ષમા જોઇતા સ્ત્રીપુરુષના વસ્ત્ર મૂકીને તથા રસોઈ કરવા તથા પાણી ભરવાના તાંબાપીતળ વગેરેના વાસણો પણ મૂકીને તે જૂદાજૂદા પવિત્ર, કુળવાન્, વિદ્વાન્ અગ્નિહોત્ર રાખનારને કે ઉત્તમ વેદતત્ત્વવિત્ ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણને અર્પણ કરવા, કે જેથી તેમાં નિરતર વિદ્યાર્થીઓને ભણાવવાનિમિત્ત વેદઘોષ થયા કરે. તે ઉપર યથાશક્તિ અલકાર ને વસ્ત્ર તે દાન લેનાર સ્ત્રીપુરુષને પહેરા-વવાં તથા ઉપર કાંઈ રોકડી દક્ષિણા આપવી. તે દાનપાત્ર સ્ત્રીપુરુષનો નિરંતર નિર્વાહ થવાઅર્થે એ મનુષ્યનું રુડે પ્રકારે પોષણ થાય એટલુ અન્ન જેમાં ઉત્પન્ન થાય એવા પૃથ્વીના ક્ષેત્ર સંપાદન કરી આપવાં.

આ પ્રકારે બ્રહ્મપુરી આપવાનુ મોટુ પુણ્ય છે, માટે એ કાર્યનો પણ અનુકૂળતાપ્રમાણે બંદોબસ્ત કરવો.

૪. એક મુક્તિમંદિર સ્થાપવાને મોટું રમ્ય સ્થાન બંધાવવું. તેમાં નિરંતર સત્કથાવાર્તા થાય, એવી વ્યવસ્થા કરવી. તે મંદિર, મોક્ષના માર્ગને રુડે પ્રકારે બોધ કરનાર, પોતે મુક્તત્વના અનુભવને કરનાર, ઉપદેષ્ટાધર્મને સ્વીકારનાર, કોઈ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગૃહસ્થાશ્રમને સેવનાર બ્રાહ્મણ પુરુષને અર્પણ કરવુ જોઈએ. ત્યા નિરંતર જે શ્રોતા અધિકારી આવે તેમને સર્વને સુખપૂર્વક બેસવાનો મોટો મંડપ કરવો, અને તે ગૃહસ્થ મહાત્માને નિવાસ કરવાનુ સ્થાન તેથી ભિન્ન કરવુ. તે મંડપમા નિરંતર એક પુરુષના અભાવે બીજા કોઈ તેવા પુરુષ જ ઉપદેશ કરવાના વ્યવહારને ઉત્તરોત્તર ચાલુ રાખે એવો બની શકે ત્યાસુધી યોગ્ય બંદોબસ્ત કરવો. આ સંસારમા જીવમાત્રને નિરંતર દુ:ખના કારણરૂપ જે અવિદ્યાજન્ય બંધનની પ્રતીતિ છે, તે છોડવવાસમાન કોઈ મોટું પુણ્ય નથી. આ લોકમાં રાજાઓ જ્યારે મોટું પુણ્ય કરવા ધારે છે, ત્યારે થોડા દિવસની કેદવાળા કેદીઓને છોડી મૂકે છે, અને તે મહા પુણ્યનુ કૃત્ય મનાય છે, તો તેકરતા આ તો અસંખ્યગુણુ અધિક પુણ્ય ગણુવુ ઘટે છે કારણુ કે આ રાજાઓ તો આ વર્તમાન શરીરમા જ માત્ર થોડા દિવસની કેદ ભોગવનારને તે કેદથી મુક્ત કરે છે; અને આ તો જન્મોજન્મની મળતી કેદ નિરંતરને માટે છોડવે છે. વળી એક વાર છૂટેલો કેદી કેદમા જવાસરખો ગુન્હો કરે તો પુન: કેદમા જાય છે, અને આ તો એક વાર મુક્ત થયેલો ફરી બંધન પામવાસરખો ગુન્હો પણ કરે નહિ, અને ફરી કેદને પણ પામે નહિ, માટે આ શ્રેષ્ઠ છે. વળી આ રાજાઓ તો તે કેદીના માત્ર એક પ્રકારના જ બંધનની નિવૃત્તિ કરે છે, જેમા બીજાં અનેક પ્રકારના વ્યવહારના બંધન તો તેને કાયમ જ રહે છે, અને આ તો જીવોના અનેક જન્મનાં અનેક પ્રકારના દુ:ખના કારણરૂપ સર્વ બંધનને ત્રોડીને મુક્ત કરે છે. આ પ્રકારે મુક્ત થયેલો પુન: કદાચિત્ પણ બંધન કે જન્મમરણાદિ કોઈ પ્રકારના પણ દુ:ખનો અનુભવ કરતો નથી. માટે સદા કાળની મોટી કેદથી મુક્ત કરવાસમાન બીજુ કોઈ પણ પુણ્ય નથી, એ વાર્તા સાચી જ છે. માટે આ મુક્તિમંદિરની રુડે પ્રકારે વ્યવસ્થા ચાલે એવો યોગ્ય બંદોબસ્ત કરવો જોઈએ, અને તેનિમિત્ત થોડી પૃથ્વી પણ લેઈને તેનો નિરંતર ખર્ચ ચલાવવા અર્થે સ્થાપવી જોઈએ.

૫. આપણા જાણુવામા આવે એવી રીતે તપાસ કરીને જે અયાચક વ્રતને પાળનાર વિદ્વાન્ કે ભગવદ્ભક્તિપરાયણ બ્રાહ્મણ આ વા

પુરુષ હોય તેને નિત્ય નિર્વાહપૂરતું અન્ન પહોંચાડવાની ચોકસ મનુષ્ય નિમીને વ્યવસ્થા કરવી જોઈએ.

૬. આપણા જાણવામા આવે તે નિરાશ્રિત, વૃદ્ધ, અપંગ, જેનાથી કોઈ પણ પ્રકારે પોતાનુ પેટ ભરવાની મહેનત થઈ ન શકે એવાં હોય તેમને નિત્ય પેટપૂર રાંધેલુ અન્ન મળે એવુ કોઈ સ્થળ બાંધીને ત્યા વ્યવસ્થા કરવી. તે અનાશ્રિતનો જે વર્ણ હોય તે વર્ણાશ્રમધર્મનો નાશ ન થાય એવી રીતે પવિત્ર બ્રાહ્મણોદ્વારા તે અન્ન રંધાવીને તેમને જમાડવાની વ્યવસ્થા કરવી જોઈએ. એ નિરાશ્રત બ્રાહ્મણ જ હોવા જોઈએ એવો કોઈ નિયમ નથી. આ પ્રકારનાં કાર્ય ક્રમવાર કરવાને ગોઠવણ કરતા આપણા નાણા પૂરતાં ન જણાય તો પછી તેમાં વધારે ઓછુ કરવાને યોગ્ય વિચાર તમારે કરવો.

આ પ્રકારના સ્ત્રીના વચન સાભળીને તે પ્રબુદ્ધ પુરુષે પોતાના કારભારીને બોલાવ્યો, અને આ સઘળા કામ કરવાસંબધમાં તેને સઘળી હકીકત કહી સભળાવી. અને તે કાર્ય સુગમતાથી ધારવાપ્રમાણે થશે કે કેમ એવિષે પ્રશ્ન પૂછ્યો. આ સાંભળીને તે કારભારી વિનયથી નીચે પ્રમાણે બોલ્યો.

કારભારી કહે છે, હે મહારાજ ! આપની આજ્ઞાપ્રમાણે કાર્ય કરવામાં વિલબ થશે નહિ. ધારણાપ્રમાણે સઘળી વ્યવસ્થા સુગમતાથી થોડા કાળમા કરાવવાને પણ કાઈ અડચણ નથી. તથાપિ એક વિજ્ઞપ્તિ છે કે આવુ મોટુ ધર્મકાર્ય કરવાનો એકદમ આરભ કરવામા વધારે નાણા રોકાશે, અને આપનાસમાન કોઈ પણ ધનવાન્ એકદમ આવા કાર્યને કરવા હિમત ભીડે નહિ. તેથી જો અવસ્ય કરવુ જ હોય તો સઘળા કામનો એકદમ બદોબસ્ત કરીએ, અને જો આજ્ઞા હોય તો વારા ફરતી દરવર્ષની પેદાશમાથી થોડે થોડે સઘળા કાર્ય કરીએ. પછી જેવા આપ ધણીનો હુકમ.

પ્રબુદ્ધ કહે છે, આપણી એક દર રોકડનો કેટલામો ભાગ આ સઘળા કાર્યમા મળીને રોકાશે ? તેનો તમે બાંધેલો અન્જમાયશ મને કહો.

કારભારી કહે છે, આપણી આજ જેટલી રોકડ રકમ છે, તેનો ચોથો હિસ્સો તો જરૂર રોકાશે, એમ જણાય છે. પછી કામના સ્વરૂપપ્રમાણે કાઇકિ વધારે ઓછુ થાય ખરુ.

પ્રબુદ્ધ કહે છે, આ સઘળા કામ ધારવાપ્રમાણે પૂર્ણ થવામા કેટલો કાળ જશે એમ ધારો છો ?

કારભારી કહે છે, ઘણી ઉતાવળથી કરીએ તો પણ સઘળું થતાં લગભગ બે વર્ષ થાય ખરાં. પછી કાંઈ વધારે ઓછી મુદત થાય, પણ એટલો આશરો ખરો.

પ્રબુદ્ધ કહે છે, બે વર્ષ થઈ રહે ત્યારે ત્યાં પર્યંતમા ધીરે ધીરે જ થયું ગણાશે, અને પાછી આ બે વર્ષની કમાણીનો મેળ કરતા કાંઈ વધારે ખર્ચ આપણી ગણત્રીપ્રમાણે ગણાશે નહિ. માટે કાલથી તમે કોઈ સાવધાન મનુષ્યદ્વારા સ્થાન વગેરેનો સઘળો બંદોબસ્ત જલદી કરવા માડો, અને જે જે તજવીજ થતી જાય તે તે મારે કાને તત્કાળ નાંખતા રહો. જે બાર ઘર બ્રાહ્મણોને આપવાનાં છે, તે જો સારી વસતિમાં અને સારા ઘાટબંધ લાગે પડતા તૈયાર મળે એવાં હોય તો તેની પણ તપાસ કરજો.

કારભારી કહે છે, જેવી આજ્ઞા. હવે બીજો શો હુકમ છે?

પ્રબુદ્ધ કહે છે, હાલ તો એ જ. હવે તમે જાઓ, વળી બીજું કાંઈ હશે તો કાલે કહીશ.

તે કારભારી નમન કરીને ગયા પછી પ્રબુદ્ધ પોતાની સ્ત્રીને કહે છે, આ કારભારીના મનમા આ આપણી ધારણા એકદમ ઘણી ભારે પડી એમ જણાય છે.

સત્ત્વમતિ કહે છે, એનો વિચાર સાધારણ વ્યવહારના વિચારવાળા મનુષ્યોની નીતિના પ્રમાણનો હશે, તેથી આ એને કઠિન લાગે, પરંતુ આ અસ્થિર સંસારમા મારી ધારણાપ્રમાણે તો આપણા અર્ધ ધનનો પણ એકે કાળે ખર્ચ કરીએ તોપણ તે વધારે ગણાય નહિ.

પ્રબુદ્ધ કહે છે, જો આપણી ઉમર વૃદ્ધાવસ્થાને લગભગની હોય ત્યારે તો કોઈ પ્રકારનો પણ એના કે આપણા કે કોઈના પણ મનમા સંકોચ નહિ. પરંતુ આ આપણી તો હજી પ્રથમાવસ્થા જ જણાય છે. માટે સઉ સજ્જનને વિચાર આવે.

સત્ત્વમતિ કહે છે, વૃદ્ધાવસ્થાને પામેલા, સંસારમાં પોતાની ધારણાઓથી નિરાશ થયેલા પુરુષો આ પ્રમાણે કરે એમા તો કાંઈ આશ્ચર્ય નથી. માત્ર આપણાસરખા આશાના ભરેલા ગણાતા કરે એ જ નવાઈની વાર્તા ગણાય.

પ્રબુદ્ધ કહે છે, આ લોકોના વિચાર તો એવા છે કે આ સંસારમા ધન એ જ સઉથી મોટો પદાર્થ છે, અને તેનાથી જ સઘળો વ્યવહાર સિદ્ધ થાય છે. માટે જ્યા સુધી વ્યવહારમા છીએ ત્યા સુધી સઘળો વિચાર રાખવો.

સત્ત્વમતિ કહે છે, એ અવિચારવડે નિશ્ચય કરનાર લોકોના સઘળા નિશ્ચયો પ્રમાણ કરવાજેવા વિચાર કરતા જણાતા નથી. કારણ કે આ ધનવડે જ જો સઘળા અર્થ સિદ્ધ થતા હોય તો ઘણા ધનવાન્ પુરુષો તથા મોટા પૃથ્વીપતિઓ શા કારણથી મરે છે, એ જણાતું નથી. ઘણા ધનવાન્ની સ્ત્રી મરે છે, પુત્ર મરે છે, અને મરતાં નથી

તો તેઓ ઘણા રોગોને ભોગવનાર હોય છે, તથા તેમનો નિરંતર નિરોગ રહેવારૂપ અર્થ સિદ્ધ થતો જણાતો નથી તો પછી આ ધન શો અર્થ સિદ્ધ કરે છે, એ જણાતું નથી. વળી ઘણું કરીને સઘળા ધનવાનોના વંશનો, જો ધન કાયમ રહે છે તો ઉચ્છેદ થાય છે. અને ઘણા ધનવાનો, પુત્રની આશામાને આશામાં ધનનો સંચય કરતા મરણને સ્વાધીન થાય છે, તથાપિ તેમની પુત્રની આશા પણ આ ધનથી પૂર્ણ થતી નથી, તો પછી કયો વ્યવહાર એથી સિદ્ધ થાય છે ? વળી ઘણા નિર્ધનોને પુત્ર થાય છે, અને તેઓ ધન મેળવી ધનવાન્ થાય છે, અને ઘણા ધનવાનોના પુત્રો પોતાનુ ધન ખોઈને ભીખારી થાય છે. તો આ ચંચળ ધન તથા આયુષ્નો શો ભરોસો રાખવો ?

મારા પિતાના મુખથી એમ પણ મારા સાભળવામા આવ્યુ છે કે ઘણું નિષિદ્ધ માર્ગે આવેલું ધન તેના દોષને નિવારણ કર્યાવિના તે ધનવાનને પુત્રોત્પત્તિમા વિરોધ રાખે છે. માટે તેવા ધનનો સન્માર્ગે વ્યય કરનાર ધનવાન્જ પુત્રને દેખવા પામે છે. વળી એક પક્ષથી જોતા ધનના કાળજીવડે સંચયની જરૂર પણ નથી. કારણ કે ઘણુ રક્ષણ કર્યા છતા પણ આ ધન જનાર થાય છે ત્યારે ગમે ત્યાથી પણ માર્ગ કરીને પોતાની મેળે જાય છે, અને આવનાર થાય છે ત્યારે ગમે તે દ્વારે આવે પણ છે. આમ હોવાથી અપુત્રવાન્ કે પુત્રવાનને પણ સંચયની અગત્ય નથી. પુત્ર કદાચિત્ સુપુત્ર ઉઠે તો તે પોતે જ ધન સંપાદન કરવામા સમર્થ થાય છે, ને તેના અનુકૂળ યોગથી તેને મળી પણ આવે છે ને જો કુપુત્ર હોય તો પણ ધનનો સંચય વ્યર્થ જ ઠરે છે. કારણ કે તે પોતાના દુર્ભાગ્યથી તત્કાળ જ પ્રાપ્તધનનો નાશ કરી નાખે છે અને પ્રજાવિનાનાએ ધનસંચય કરવો વ્યર્થ જ છે, એમા કાંઈ આશ્ચર્ય જ નથી. જે ધન સત્કર્મમા ખરચાતુ નથી, તે ધન અંતે પાપને જ ઉત્પન્ન કરનાર થાય છે. માટે બુદ્ધિમાન્ ધનવાને તો ગજાકરતા વધારે નહિ, તો યથાશક્તિ સદ્વ્યય તો કરવો જોઈએ. હે સર્વજ્ઞ પતિ ! આ મારા અબળાના વિચાર છે, તે જો આપને યોગ્ય લાગે તો જ અમલમા આણવા, નહિ તો નહિ. એ વાર્તામા આપની ઇચ્છાઉપરાત મારો આગ્રહ નથી. ધનવાન્ પિતાએ પોતાના પુત્રમાટે પોતાના ધર્મપ્રમાણે યોગ્યતાપ્રમાણે ધનનો સંચય કરવો, એ વિષે હું ના કહેતી નથી. પરંતુ ધનવાન્ પિતાએ પુત્રના સુખની આશાથી પોતે સત્કર્મ ન કરતા ઉલટા પાપકર્મ કરીને પણ ધનનો સંગ્રહ કરી મૂકવો, એ વિચાર મને અધિક યોગ્ય જણાતો નથી. માટે હવે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો.

પ્રબુદ્ધ કહે છે, હે સ્ત્રિ ! આ તારા સઘળા વિચાર ઘણા યોગ્ય

છે, એમ હું ગણું છું માટેજ તે પ્રમાણે કરવામા વિરોધ માનતો નથી. તું નિઃશંક રહે. તારી ઇચ્છાપ્રમાણે હવે આપણે આ દુખરૂપ વ્યવહારસુખની આશાને ન ગણકારીને દાન, ધ્યાન તથા જ્ઞાનને જ સાધ્ય કરવા યત્ન કરવો છે

હરદત્ત ગિરિજાને, અને પેલા વિષ્ણુશર્મા ધ્વજપાળ શેઠને કહે છે, સાભળો. પછી બીજા દિવસથી તે પ્રબુદ્ધ પુરુષે નિત્ય દાન આપવાનો આરભ કર્યો, તથા ક્રમે કરીને આપણા કારભારીદ્વારા બીજા પણ સઘળા ધર્મકાર્યના આરભ કરાવ્યા. આ વાર્તા ધીરે ધીરે લોકમાં પ્રસિદ્ધ થવા લાગી. તે જાણીને સજ્જનો તો પ્રસન્ન થવા લાગ્યા, અને ઘણા કૃપણ ધનવાનો તથા દુર્જનો તો તેમના સત્કર્મના આરભથી ચાલતી કીર્તિને સાભળીને અતરમા ઘણુ બળવા લાગ્યા. આ જગતમા દુર્જન મનુષ્યો પોતે તો કોઈ સારું કામ કરી શકતા નથી પણ કોઈ કરે છે, તો તેને દેખીને ખમી શકતા પણ નથી લોકમા એક પ્રસિદ્ધ કહેણુ આવા પ્રસગમાટે ચાલે છે કે એક દુર્જન માણસને માર્ગમા કોઈ સજ્જને જોયો, ત્યારે તે દુર્જનનુ મૂળ સ્વભાવથી જ મુખ મલિન, અને નિર્માલ્ય હોય છે, તોપણ વધારે નિર્માલ્ય મુખ જોઈને આ પ્રમાણે પૂછ્યુ

દોહરો

કા ખોયુ કે વાવર્યું, કે વણસ્યુ કઈ કામ,
તેજવિના આ લોહસમ, દીસે કા મુખ આમ ?

હે ભાઈ ! તમે માર્ગમા આવતાં કઈ ધન ખોયુ કે શુ, અથવા કઈ ઉદાર ચિત્તથી કોઈની દેખાદેખીથી કાંઈ ધન વાવર્યું કે શુ, અથવા કઈ તમારા ધારેલા કામનો બિગાડ થયો કે શુ ? આ તમારુ મુખ નિસ્તેજ લોહના જેવુ તેજવિનાનુ કેમ દેખાય છે ? ત્યારે પેલા દુર્જને ઉત્તર વાળ્યુ કે—

નથી ખોયુ નથી વાવર્યું, નથી વણસ્યુ મુજ કામ;
દુઃખ આ ઉરમાં પ્રકટિયુ, દેતા દેખી દામ.

ભાઈ ! મેં કઈ ખોયુ કે વાવર્યું નથી. તેમ જ મારુ કાંઈ કામ પણ બગડ્યું નથી. પણ મે એક જણને ધનનું દાન કરતો દીઠો, તે જોઈને મારાથી ન સહનથતા મારા હૃદયમા દુખ થઈને આ મારું મોઢું મલિન થયું દેખાય છે.

આ પ્રકારના દુષ્ટ, કૃપણ, દુર્જન મનુષ્યો તે પ્રબુદ્ધના રુડાં કૃત્યવિષે સાંભળીને અતરમા પ્રજળવા લાગ્યા, અને પાછળ કોઈ સ્તુતિ કરે ત્યારે ત્યા તે દુર્જનો એવું બોલે કે 'શું છે જે, એ ના કરે ! હરામના નાણા આવ્યા હોય તે કરે જ તો ! અને વળી એને આગળ

પાછળ એટલો વળેલો છે, એટલે કોઈ ખાનારપીનાર તો છે નહિ ! એ કરે એમા શી મોટી નવાઈ છે ' એવું હોય તો સઉએ કરે ' ને એવુ છતાં જો કોઈ આમ નહિ કરે તો તેના કાળાં કર્મના ભોગ જાણવા. આટલુ કર્યું તેમા એણે શી મોટી ધાડ મારી ' મારા જેવાને એવુ હોય તો એથી દશગણુ કરુ '' આ વગેરે અનેક પ્રકારના વચનો બોલીને તેમની ઉજ્જવલ કીર્તિને ડાઘ લગાડવા યત્ન કરતા, પણ જેમ મૂર્ખ મનુષ્ય સૂર્યનારાયણને ઝાખા કરવાની ઇચ્છાથી ધૂળનાં પોટલાં આકાશમા ઉછાળીને પોતે જ ધૂળવાળો થાય છે, તેમ તે પ્રબુદ્ધની કીર્તિને નાશ કરવાની ઇચ્છાવાળા પોતે જ અપકીર્તિને પામેલા છતા વધારે પામતા હતા.

હરદત્ત કહે છે, હે સ્ત્રિ ' મોટા સમુદ્રના જળને જેમ ચકલી નાશ કરી શકતી નથી, અને મદગલિત હસ્તિની શોભાને કોઈ કૂતરા બૂમો મારી મારીને હણી શકતા નથી, તેમ તે દુર્જનો પણ પ્રબુદ્ધની કીર્ત્તિને ઢાંકી શક્યા નહિ. હે સાધ્વિ ' જેમ વજ્રના બનેલાં શરીરમા ડખ મારી મારીને વીછી પોતે જ પોતાના આકડાને નિર્બળ કરી નાખે છે, તથા ગરુડને દશ કરીને મારી નાખવાની ઇચ્છાવાળો સર્પ જેમ પોતે જ મરાઈ જાય છે, તેમ આ પ્રબુદ્ધનો દ્વેષ કરનાર પોતે જ પોતાના પાપને વધારી સતાપને પામતા હતા. મહાપાતકાદિદોષને વશ પડેલા દુર્જનો નિરતર પાપમા જ પ્રવીણ મતિવાળા હોય છે, તેથી તેવાઓને સુધારવામા કોણ સામાન્ય પુરુષ પ્રયત્ન કરે ? કોઈ નહિ. અને મહાપાતકાદિદોષથી પણ મુક્ત કરનાર મહાત્મા તેમને શુદ્ધ કરવા સમર્થ ખરા, પરતુ તે દુર્જનો પોતાના દુર્દૈવથી તે મહાત્મા પુરુષનુ તો દર્શન પણ પામી શકતા નથી, જેથી ઉત્તરોત્તર અધોગતિના અધિકારી તે દુર્જનો નીચ મતિથી ક્યારે છૂટશે, એનો કોઈ કાળ નિર્ણય કરી શકાતો નથી.

હે સાધ્વિ ' જેમ આ લોકમા પુણ્યાત્મા પ્રાણિઓ પાપીઓને જોઈને પ્રસન્ન થતા નથી, તેમ દુરાત્મા પાપી પ્રાણિઓ પણ સજ્જન પુણ્યાત્મા પુરુષને જોઈને પ્રસન્ન થતા નથી. એ નિયમપ્રમાણે તે પ્રબુદ્ધના ત્રિલોકમાં યશકીર્ત્તિને આપનાર સત્કર્મોનો સમારંભ જાણીને દુષ્ટ જનો જ્યા ત્યા અપ્રસન્ન થઈ ફરતા બોલતા જણાયા, પણ તેમની કંઈ ઉત્તમ જનોમાં ગણના હોતી નથી, તેથી તે પોતે જ માત્ર પ્રજળી રહેતા હતા.

આ પ્રકારે દિનપ્રતિદિન વ્યતીત થતા, ધારેલા કાર્યો પૂર્ણ કરતાં તે સત્ત્વમતિ અને પ્રબુદ્ધ પુરુષ ઉત્તરોત્તર પ્રસન્ન થતાં સઘળા કાર્યોને પ્રથમ નિશ્ચય કર્યાપ્રમાણે કરી રહ્યાં. ત્યાર પછી મુક્તિમંદિરમાં પધ-

રાવવાનિમિત્ત તેઓ ઉત્તમ મહાત્માની માત્ર ખોળ કરતા હતાં. વેદવેત્તા પવિત્ર બ્રાહ્મણોને દિવ્યસરખાં બાર ભવનો વિધિપ્રમાણે આપ્યા, પરંતુ આ મંદિરમાં તો અસંખ્ય જીવોનુ કલ્યાણ કરવામા સમર્થ એવા કોઈ મહા મુક્ત સર્વજ્ઞસરખા પુરુષને તેઓ પધરાવવા ઇચ્છતા હતા. તેથી તેવા પુરુષની શોધ ઠામઠામ કરવાનો યત્ન તે પ્રબુદ્ધ પુરુષે આરંભ્યો હતો.

હે પાત્રાપાત્રને જાણનારી ! આ લોકમાં જડ ધાતુ માત્રને જ યથાર્થ ઓળખવી એ કામ પણ કઠિન છે, તેમ જ પાષાણની જ એક ઉત્તમ જાતિ જેને આપણે મણિ વગેરે કહીએ છીએ તેની પણ પરીક્ષા કરવી કઠિન છે. વળી આ વનસ્પતિ આદિ ઐાષધિઓના પણ માત્ર દૃષ્ટિએ જોઈને ગુણદોષ કહેવા અત્યત કઠિન છે, તેમ જ આ સત્પુરુષોને મનુષ્યના સમાન શરીરવાળા છતા મહાત્મારૂપે ઓળખી કાઢવા, એ વાર્તા કઈ સહેલી નથી. ઘણા મૂર્ખ એટલે પદાર્થપરીક્ષામા અકુશળ મનુષ્યો, કોઈ પણ માણસને જોઈને તરત તેના સારાનઠારાપણાનું મત બાંધે છે, પણ તે યોગ્ય વિચારથી સિદ્ધ થતું નથી. એક સાધારણ મનુષ્યના ગુણદોષનો જ નિર્ણય તત્કાળ કરાતો નથી, તો મોટા પુરુષના સ્વરૂપનો નિર્ણય તો તત્કાળ થાય જ ક્યાથી ? જેમ મણિ આદિની પરીક્ષા કરનાર પુરુષોમાં પણ એક તો મણિને પોતાના હાથમા લેઈને ચોકસ જોઈને તેની ખરી કિમત કરનાર હોય છે, બીજો તો તે મણિ આદિને બીજાના હાથમા રહેલો છતા ચોકસ દૃષ્ટિમાત્ર નાખીને તેની ખરી કિંમત કરે છે, અને ત્રીજો તો મણિ આદિને બીજો કોઈ પુરુષ પોતાના હાથની મુઠીમાથી લગાર ઉંચો ઉછાળીને પોતાની મુઠી ઢાકી રાખે છે, તેટલામા જ તેની ખરી કિમત કરે છે, અને ચોથો તો અન્યની મુઠીમા રાખેલા મણિને મુઠી ઉઘાડીને પાછી બધ કરે, એટલી વારમા જ માત્ર દૃષ્ટિએ પડતા જ પરીક્ષા કરી કિમત કહે છે. અને આ પ્રકારે જ સુવર્ણના પરીક્ષકો પણ ઉત્તમમધ્યમદાદિ પ્રકારે પરીક્ષા કરે છે· કોઈ તો કસોટીઉપર કસમાત્ર મૂકીને, કોઈ તો કાપીને જોયા પછી, કોઈ તો તાવી જોઈને અને કોઈ તો ટીપ્યાપછી, એમ ખરી કિમત કરે છે, તેમ આ મનુષ્યોની પણ સાધારણ પરીક્ષા કરવાની રીતિઓ છે. ત્યા કોઈ તો માત્ર પુરુષની ક્રિયાને જ જોઈને, અને કોઈ તો તેનામા રહેલા એક વા અનેક ગુણને જાણીને, તથા કોઈ તો તેના અતરમા રહેલા ગુણો તથા બહારની પ્રવૃત્તિ બે જોઈને, અને કોઈ તો તેને માત્ર જોઈને જ પરીક્ષા કરે છે. આ અનેક પ્રકારે સઘળા પદાર્થોની પરીક્ષા કરાય છે, પરંતુ મહાત્મા પુરુષની પરીક્ષા અન્ય જીવો સહેલાઇથી

કરી શકે એમ ક્વચિત્ જ બને છે. કારણ કે તેમના સામાન્ય તથા વિશેષ લક્ષણોને નિઃશંકપણે એક પ્રકારે જ વિધાન કરતા શાસ્ત્ર પણ અટક્યા છે. કારણ કે મહાત્માની સ્થિતિ નાના ભેદવાળી હોય છે; અને આમ હોવાથી તે સઘળા મહાત્માના ચિહ્નોમાથી જે ચિહ્નવડે આપણે પરીક્ષા કરવી હોય તે ચિહ્ન ખરામા પણ જણાય અને ઢોંગીમા પણ તત્કાળ દેખવા માત્રથી જણાય. માટે બરાબર સહવાસવિના મહાત્માને જાણી લેવા અશક્ય છે. યોગ્યસત્પુરુષ બીજા સત્પુરુષને જાણી શકે, સત્પુરુષ બીજા ઢોગીને ને અન્ય સર્વને જાણે પણ ઢોગી કે બીજા, તે મહાત્માને તત્કાળ જાણી શકે નહિ, માટે સહવાસ કરીને અને ઉપર કહેલા સઘળા લક્ષણોના મૂળરૂપ ક્રિયાઆદિને જોઈ સમજીને પછી યોગ્ય રીતે જાણી શકાય, તો જાણી લેવું ઘટે છે.

આ પ્રકારની સઘળી વ્યવસ્થાને જાણનાર તે પ્રબુદ્ધ પુરુષે જે જે પુરુષોની કીર્ત્તિ સારા પુરુષોદ્વારા સાભળેલી તે તે પુરુષોના સમીપ વારવાર જઈને તેમના સહવાસને સેવવા લાગ્યો, અને તેમ કરીને પછી તેણે એક સર્વોત્તમ પુરુષને પોતાના મનથી નિર્ણય કરીને, મોટા વિનયથી પ્રાર્થના કરીને પેલુ મુક્તિ આપનાર સ્થાનરૂપ મદિર તેમને સ્વાધીન કર્યું, તથા મોટી પૂજ્ય બુદ્ધિવડે તેમના સમીપ નિત્ય બેશી શાસ્ત્રના સિદ્ધાન્તને શ્રવણ કરવા લાગ્યો. એ સ્થાને તે વસતિના સઘળા પુણ્યવાન્ પુરુષો શ્રવણ કરવાને ધીરે ધીરે આવવા લાગ્યા, અને આ પ્રબુદ્ધના કાર્યને જોઈને તે સઘળા ઉત્તમ પુરુષો તેની ભારે સ્તુતિ કરતા ઉપકારને માનવા લાગ્યા.

આ રીતે ઈશ્વરેચ્છાથી બે વર્ષની મર્યાદામા તો ધારેલા સઘળાં કામોની વ્યવસ્થા તેઓ કરી ચુકયા, અને આનદથી બીજા એવાં સત્કાર્યો કરવામબંધી વિચારને વશ થયા.

વિષ્ણુશર્મા કહે છે, હે દ્વ્રજપાળ શેઠ ! આપ્રમાણે પુણ્યકર્મને કરવાનો આરભ કરનાર તે પ્રબુદ્ધ પુરુષની સત્ત્વમતિ સ્ત્રીને દૈવગતિથી તથા પુણ્યના પ્રભાવથી ગર્ભ રહ્યો. તે આ બે વર્ષ પૂર્ણ થયા, અને સઘળા કાર્ય કરી રહ્યા, ત્યારે તે ગર્ભ રહ્યાને પણ પાચ માસ પૂરા થયા હતા આમ થવાથી તે સત્ત્વમતિ તથા પ્રબુદ્ધ પુરુષ જેમની સઘળી સ્થૂલ વાસનાઓ મટી નહોતી, તે પોતાના મનમા ઘણા પ્રસન્ન થતા જણાયા, અને જે જે સારા માણસો એ વાર્તાને જાણવા લાગ્યા, તે તે સર્વ એમના શુભને ચિતવવા લાગ્યા. અનેક સજ્જનો પોતપોતાના મનમા આ પ્રકારના વિચાર કરવા લાગ્યા.

એક સજ્જન વિચાર કરે છે, અહોહો ! આ જગત્મા પુણ્યકર્મસમાન બીજો કોઈ પણ મોટો પદાર્થ નથી. પરમેશ્વર પણ પુણ્ય-

કર્મથી જ પ્રસન્ન થાય છે. આ પ્રબુદ્ધ બ્રાહ્મણે પ્રાણથી પણ વહાલુ પોતાનું ધન કાંકરાસમાન ગણીને દાનાદિ પુણ્યકર્મમાં ખરચી નાંખ્યું તો જેને માટે કોઈને પણ ખાસ આશા નહોતી, એવી એની સ્ત્રીને ગર્ભ રહ્યો અને ઈશ્વર કરશે તો થોડા દિવસમા આ પ્રાણથી પણ પ્રિય ધનને બદલે તેવો જ પ્રાણથી પણ પ્રિય ગણાતો પુત્રરૂપ પદાર્થ એને મળશે. ખરે, આ પોતાના ધનને આ પ્રમાણે દાનમા આપી દેનાર ઉદાર પુરુષોનાં અંતઃકરણ વજ્રના સમાન દૃઢ હોવા જોઈએ. બીજાં દુર્બળ હૃદયવાળાં મનુષ્યોથી તો આવા પુરુષોના પૂછવાથી પણ આટલું ધન ખરચવાને સંમતિ આપી શકાય નહિ. માટે એવા પુણ્ય કરનાર પુરુષોને જગતમાં ધન્ય છે. એમનું જ જીવવું, ધનનુ મેળવવુ, તથા ખર્ચવુ સાર્થક છે. હે ભગવન્ ! જેને ધન આપો તેને આવી મતિ આપજો. આ લોકમા ઘણું કરીને ધનવાનને કૃપણ જ કરો છો, એ ઘણું અયોગ્ય છે. પણ હે પ્રભુ ! તમે કોઈને કૃપણ કે દાતાર કરતા જ નથી. સઉ પોતાની શુભાશુભ કમાણીના પ્રમાણમા જ તેવા સારા કે નઠારા થાય છે. હશે, આપણને ઈશ્વર ધન આપે તો એવી મતિ આપે એ જ માગીએ છીએ, નહિ તો ધનવાન્ ન કરે એ જ સારુ છે.

બીજો સજ્જન વિચાર કરે છે, આહા ! ધન્ય છે આ પ્રબુદ્ધ પુરુષના માતપિતાને કે આવો કુળને તારનાર પુત્ર મેળવ્યો છે ! પુત્ નામના નરકમાથી પિતરોને તારનાર હોવાથી પોતાથી ઉત્પન્ન થયેલા બાળકને "પુત્ર" એ નામ કહેવાય છે, તો એ પુત્ર નામ આ પ્રબુદ્ધે જ સાર્થક કર્યું છે. કહ્યું છે કે 'હે કુલવતિ સ્ત્રિયો ! જો પુત્રને જન્મ આપો તો પરમેશ્વરના સ્વરૂપને જાણી અસંખ્ય જીવોના કલ્યાણ કરનાર મહાત્માને જન્મ આપજો, અને તેમ ન બને તો દાતાને જન્મ આપજો કે જે અસંખ્ય પુણ્યાત્મા રંક બ્રાહ્મણાદિના દારિદ્રયદુઃખનો નાશ કરે, અને અન્નદાનવડે અસંખ્ય જીવના જીવનના આધારરૂપ થઈ પડે. અને તેમ નહિ તો શૂરવીરને જન્મ આપજો કે જેનાથી પાપાચરણી, પ્રજાને પીડનારા, પોતાના ધર્મને જાણનારા, અધર્મી પાપીઓને જ નિરંતર બળ આપનારા એવા દુષ્ટ રાજાઓને ભય ઉત્પન્ન થાય, તથા તે રાજાઓનુ તે શૂરવીર પુત્રોવડે નિકંદન થઈ પ્રજાનુ રુડે પ્રકારે રક્ષણ થાય. અથવા તો નિરભિમાન વિદ્વાનને જન્મ આપજો કે જેનાવડે આ અસંખ્ય જીવો નાના પ્રકારની વિદ્યાઓને પ્રાપ્ત કરી પોતાના અજ્ઞાનના નિવારણપૂર્વક પોતપોતાના આ લોક તથા પરલોકમા થવાયોગ્ય હિતને સાધે. એ વિનાના બીજા અસંખ્યને જન્મ આપશો તોએ ભલે, ને નહિ આપશો તોએ ભલે. એમાં કાંઈ જગપ્રસિદ્ધ સાર્થકપણું ગણાવાનું નથી.' આ પ્રકારે જેનાં માતપિતાને

ધન્યવાદ મળ્યો છે એવો આ પ્રબુદ્ધ સ્તુતિને પાત્ર કેમ ન ગણાય? ગણાય જ.

ત્રીજો સજ્જન વિચાર કરે છે, અહો ! ધન્ય છે આ પ્રબુદ્ધ પુરુષને કે જેણે પોતાનું નાનું વય છતાં તથા સ્ત્રીનું પણ બાળકવય છતા આવા પુણ્યકર્મમાં પ્રીતિ કરી છે ! આ જગતમાં આશાને કોઈએ જીતી નથી, એમ કહેવાય છે, તથાપિ આવા વિરલા પુરુષોએ આશાના દાસ પોતે ન થતા તેને દાસી કરીને રાખી છે, એમ આ નજરે જોતાં સ્પષ્ટ જણાય છે. ઘણા માણસો પોતાનુ તથા સ્ત્રીનું પકવ વય થયાં છતા પણ પુત્રની આશા રાખી પુનઃ પુનઃ લગ્ન કરે છે, પણ દાનકર્મમા પ્રીતિવાળા થતા નથી, અને મરણપર્યંત પણ આશાના પાશથી બંધાએલા તે એમ જ કહે છે કે 'ભાઈ ! પરમેશ્વર કરે ને કાલે પુત્ર થાય, તો પછી તેને જોઈએ કે નહિ ?' આમ કહીને કંઈ પણ પુણ્યદાન કર્યાવિના મરીને આ મધમાખીઓની પેઠે હાથ ઘસતા જ રહે છે. આ લોકમા પુણ્કર્મ કરનારસમાન કોઈ પણ શ્રેષ્ઠ નથી. દાન કરનારનો હાથ સદા ઉપર જ રહેલો હોય છે. પરમેશ્વર પણ દાતાઓપાસે પોતાના પ્રાપ્તધર્મની રક્ષાવાસ્તે નીચો હાથ ધરી લેવા ગયા છે. આ બલિરાજાને ત્યાં વિષ્ણુએ વામણુ કુરૂપવાળુ શરીર કરીને દાન લીધુ છે. પણ બલિરાજા કે જેને શુક્રાચાર્યે કહ્યું કે આ વામન તારુ સર્વ હરણ કરવાને આવ્યો છે, માટે આપવાને વિચાર કર. પણ દાનશૂર બલિરાજા તે વચનપ્રતિ લગાર પણ લક્ષ ન કરતા પોતાનુ સર્વ પણ જો દાનમાં અપાશે તો તે અંતે આખરે મારુ જ છે, એવુ જાણીને મોટી પ્રસન્નતાથી વિષ્ણુને માગેલું દાન આપી મોટો થયો છે, અને વિષ્ણુએ વામનરૂપ ધરીને દાન લેનારને સૂચવ્યુ છે કે હે ભાઈઓ ! દાન લેનારને નિરંતર લઘુતા પ્રાપ્ત થાય છે. મતલબ એ કે સદાએ દાનના આપનારને જ જગતમા મોટાપણું છે. કુરણુ પણ દાનવડે જ શ્રેષ્ઠ ગણાયો છે. મુરુધ્વજ રાજા કે જેણે બ્રાહ્મણને પોતાનુ અર્ધ શરીર વહેરીને આપવામા પણ લગાર આનાકાની કરી નથી, તો તેને ઈશ્વરે પ્રસન્ન થઈને સર્વોત્તમ પદ આપ્યુ છે. માટે દાન આપનારને આપવાથી પણ અધિક મળે છે, એ આ જનમંડળમા સ્પષ્ટ છે. તથાપિ સર્વથી આપી શકાતું નથી. એ જ સર્વના કર્માદિ દોષનો પ્રભાવ છે. પુત્ર, ધન, રાજ્ય, પૃથ્વી, શરીર આદિ મોટા પદાર્થોને પણ જેઓ તુચ્છ પદાર્થની પેઠે આપી દેવામાં અચકાતા નથી, તેઓ અન્ય ક્ષુદ્ર પદાર્થો આપવાને તો કેમ જ અચકાય ? આહા ! આ સંસારમાં જે કાંઈ સુખસરખું દેખાય છે તે આ દાનકર્મનો મહિમા છે. હે પ્રભુ ! અમને પણ એવો કોઈ સમય યોગ્ય લાગે તો આપજો, કે જેમાં સર્વ આપીને અંતે તમારા પદને

પામીએ, અને આ જન્મમરણનું દુઃખ વેઠ્યું છે તે સાર્થક કરીએ.

ચોથો સજ્જન વિચાર કરે છે, આ પ્રબુદ્ધ પુરુષને લોકો ધન્યવાદ આપે છે, એ તો યોગ્ય જ છે. પરંતુ ખરો ધન્યવાદ તો એની સ્ત્રીને ઘટે છે. કારણ કે સ્ત્રીજાતિમાં નાનું વય છતાં આવા ઉદાર સ્વભાવાળી તે નિવડી છે. ઘણા પુરુષો બિચારા, કષ્ટવડે મેળવેલા ધનમાંથી કિંચિત્ ધર્મ કરવા જાય છે, તો ઘરમાં સ્ત્રી વાઘની પેઠે પકડે છે, હજારો તિરસ્કાર કરે છે, અત્યંત ક્લેશ કરે છે, પુરુષને સંતાપ આપે છે, ને અંતે દાનધર્મ પણ કરવા દેતી નથી. કોઈ કોઈ સ્ત્રી તો જેમ કોઈ મોટા ઉદરવાળી રાક્ષસી ઘણો ઘણો આહાર કરવા છતાં પણ તૃપ્ત થતી નથી, અને નિરંતર ખાંઉ ખાંઉ કર્યા કરે છે, તેમ અનેક પ્રકારના વિભવ પ્રાપ્ત છતાં પણ પુરુષને, 'લાવ, લાવ'જ કહ્યા કરે છે. અને સત્પાત્ર પુરુષ કદાચ દાન કરવા ધારે છે, તો તે સ્ત્રી આ પ્રકારનાં કઠોર વચન સંભળાવે છેઃ 'હે પતિ' તમે એક વાર મારું પેટ ભરો, અને મને તૃપ્ત કર્યા પછી તમારે ગમે તેમ કરો. હું કે જેનો હાથ ઝાલીને તમે લાવ્યા છો, તેને પૂરો સંતોષ આપ્યાવિના બીજું કાંઈ પણ કરવાની સત્તા તમને નથી. હું તમારી થઈ ત્યારથી જ આ સઘળા પદાર્થસહિત તમે મારા થયા છો, તે મારી પ્રસન્નતાવિના તમારાથી બીજું આ આડુંઅવળુ પુણ્યદાનનુ કામ થાય નહિ. હજી તો આપણે બાર વરસના બેઠા છીએ ત્યા લગી પુણ્ય કેવું' મરવાના સમયે જ પુણ્ય તો કરવાનુ. હજી તો મને આશા છે તે ઈશ્વર કરશે તો કાલે ભોગવનારો આવશે. (અને હોય છે તો કહે છે કે) આ ભોગવનારા છે તેને શુ ભીખ મગાવવી છે? માટે એક વાર મારી ઇચ્છાજેટલુ મને આપીને પછી દાન કરો.' આ વગેરે અનેક વચનોને સંભળાવતાં પણ સત્કર્મમા ધનનો વ્યય કરવા દેતી નથી પણ ધન્ય છે એ સ્ત્રીને તથા એનાં માતાપિતાને કે જેને આ નાનુ વય છતા પુણ્યદાન કરવાનુ જ મોટું વ્યસન પ્રકટ્યુ છે. ઘણી કુળવાન્ સ્ત્રિયોએ પોતાના અલંકારસહિત સર્વ, દાન કરવાઅર્થે પતિને આપ્યુ છે, ઘણી પતિવ્રતાઓએ પતિની ઇચ્છાથી પ્રાણપર્યંત પણ આપવામા સંકોચ માન્યો નથી. એવી સાધ્વી સ્ત્રિયોને ધન્ય છે' હે પ્રભુ' ધન અને ઉદારતા આપો તો આવી કુલીન સ્ત્રી પણ આપજો કે આ સંસારમાં ધાર્યે આરે ઉતરી શકાય.

હે દેવજપાળ શેઠ' સૂક્ષ્મમાં કહુ છુ કે આ વગેરે અનેક પ્રકારના વિચારો કરીને સજ્જનો તે પ્રબુદ્ધ તથા સત્ત્વમતિની સ્તુતિ કરતા હતા. આ પ્રકારની સ્તુતિને સાભળતા પણ જેમના મનમાં લગારે ગર્વ કે મોટાઈની અસર થતી નથી, એવાં તે સ્ત્રીપુરુષ દાનકર્મ કરતાં

આનંદમાં દિવસ કાઢવા લાગ્યાં. ઈશ્વરેચ્છાથી જ્યારે તે સ્ત્રીને દશ માસ થયા ત્યારે શુભ સમયમાં પુત્રનો પ્રસવ થયો. આ પુત્રના પ્રસવનો મોટો ઉત્સવ તેમણે કર્યો. વિધિપ્રમાણે યોગ્ય સમયે શુદ્ધિસ્નાન કરીને સૂતિકાગૃહથી જ્યારે તે સત્ત્વમતિ બહાર આવી ત્યારે તે દિવસપર્યંત બાકી રહેલાં સંપૂર્ણ દાન પવિત્ર બ્રાહ્મણોને આપ્યાં. પછી એક દિવસ પુન તે સ્ત્રીપુરુષ એકાંતમા બેશીને આપ્રમાણે વિચાર કરવા લાગ્યાં'

**વિજયા**—જય જય **શ્રીસદ્**ગુરુદેવ. ( સર્વ બોલે છે. પછી નિયમપ્રમાણે પદ ગાય છે. )

**પદ.**

આ જગમા છે એક જ સાર રે, તત્ત્વવિચાર સજની,
જેથી ત્યજીને આ ભવદુઃખમાર રે, પડીએ પાર સજની ટેક.
સંસારે જન્મમરણ દુ ખ મોટું, છે આધિવ્યાધિનો ભાર રે, પડીએ૦
પુણ્યકર્મ કર્યાથી આ હૃદયે, પ્રકટે છે શુભ સંસ્કાર રે, પડીએ૦
સત્સંસ્કારબીજક ત્યા ન ઉગે, જ્યા કુકર્મરૂપી છે ક્ષાર રે, તત્ત્વ૦
અન્ન ઉદરમા ઘાલીએ જેવુ, આવે છે તેવા ડકાર રે, તત્ત્વ૦
ધર્મવિના કોઈ સંગ ન ચાલે, આ તન પણ બળી થાતું છાર રે; તત્ત્વ૦
અધર્મીઓ જન્મી દુ ખ ભોગે, દેખી આપણ થાતા બેજાર રે, તત્ત્વ૦
અપ્રિય દુ ખ અણઇચ્છ્યા આવે છે, તેને કાપશે ધર્મકુઠાર રે, તત્ત્વ૦
ગ્રીષ્મે સૂકેલા વર્ષામા થાતા, જળબળથી વૃક્ષ ટટાર રે, તત્ત્વ૦
અધર્મ ગ્રીષ્મ, ને ધર્મ છે વર્ષા, મનવૃત્તિ વૃક્ષવેલી ધાર રે, તત્ત્વ૦
આ ભવકારાગૃહથી નીકળવા, છે સત્કર્મ એક જ દ્વાર રે, તત્ત્વ૦
સત્કર્મથી સન્મતિ ઉપજે છે, તેથી આ જ્ઞાનભંડાર રે, તત્ત્વ૦
વિજયા અબળના પ્રભુ છે બેલી, તે જ્ઞાને થશે એક તાર રે, તત્ત્વ૦

**ભાગીરથી**—જય જય **શ્રીસદ્**ગુરુદેવ (સર્વ બોલે છે પછી સમય થઈ જવાથી સઉ વારાફરતી પોતપોતાને ઘેર જાય છે. )

**મનોહર**—[કથાનો આરંભ થયાપૂર્વે જ બહારથી આવીને બીજા ખંડમા બીજે દાદરેથી આવીને પોતાની જગાએ બેસીને સઘળુ સાભળતો હતો તે પોતાના મનમા વિચાર કરે છે ] અરે! આ સ્ત્રીને હુ મારા કરતા ઓછી સમજણવાળી જાણુ તો એ મારી ભૂલ પણ કેમ ન ગણાય? મારા આગળ એ વિવેકથી વર્તીને પોતાના ડહાપણને પ્રકટ કરતી નથી, પણ આજ એના સામર્થ્યનો વિચાર કરવાનો મને સમય મળ્યો છે ઘણા વિચાર તો મારા કરતા પણ એક અંશ ચઢીને કરતી જણાય છે, અને કેટલાક તો મારા સમાન પણ છે, અને માત્ર કોઈ પ્રસંગે જ મારાથી ન્યૂન વિચારબળ વાપરતી દેખાય છે. પણ

એની સમજણુ આજે જોતાં તો મને અસાધારણુ લાગે છે. હું ધારતો હતો કે બૈરાઓ બેશીને કાંઈ સાધારણુ વાતો કરતાં હશે, પણુ આ તો જાણે રત્રિની કથાની પ્રતિમા જ પાડતી હોય, એવુ કરે છે. (આ પ્રકારે વિચાર કરે છે એટલામા વિજયા ઘરમા આવે છે, તે મનોહરને જોઈને આશ્ચર્યને પામીને કહે છે. )

**વિજયા**—અરે ! આજે ક્યારના આવ્યા છો ! મે તો કંઈ આવતા જાણ્યા નહિ ! સાચુ કહેજો, ક્યારના આવ્યા છો ?

**મનોહર**—જૂઠું શુ કરવા કહીશ, થોડી વારથી આવ્યો છુ.

**વિજયા**—અમારી કથા થઈ રહ્યા પછી આવ્યા'તા કે પહેલાં?

**મનોહર**—તમારી કથા થયા પહેલા જ આવ્યો છુ.

**વિજયા**—કહો વારુ, ક્યાથી તમે સાળજ્યુ છે તે ? એટલે મને સમજાશે.

**મનોહર**—'સખી સારી શીખામણુ લીજીએ' એ ભજન ગાયું ત્યાર પહેલા લગાર જ વારે આવ્યો હતો, પણુ કપડા મૂકવામાં શી વાત તે પહેલા થતી'તી તેની સ્મૃતિ નથી.

**વિજયા**—ત્યારે તો તમે પ્રથમથી જ આવ્યા છો. અરેરે ! ત્યારે તો બધીએ વાત સાભળી હશે ?

**મનોહર**—કેમ વારુ, કાંઈ મને ગાળભેળ દેતા'તા કે શું, કે બીજી કાંઈ મારાથી છાની વાત હતી કે શુ ?

**વિજયા**—(દાતતળે લગાર જીભ દાબીને) શિવ શિવ ! એવુ તે વળી હોય ! હજી મનમા એવો વહેમ છે કે શુ ?

**મનોહર**—મને તો વહેમ નથી. પણુ 'અરેરે ! ત્યારે તો બધીએ વાત સાભળી હશે,' એ વાક્ય વહેમ ઉપજાવે એવા ભાવનુ છે.

**વિજયા**—ના ના, મે તો કહ્યુ કે મારી મૂર્ખાઈ તમે વાત સાંભળીને જાણી હશે તો ! એ ભાવ રાખીને મે તો આ વાક્ય કહ્યુ છે.

**મનોહર**—આજ લગી તારી મૂર્ખાઈ માનતો'તો, પણુ તે મારો વહેમ આજથી ટળી ગયો.

**વિજયા**—એમ કહીને મારુ હાસ્ય કરો છો કે શુ ?

**મનોહર**—સત્ય જ કહુ છુ આજ મને ઘણો આનદ થયો છે.

**વિજયા**—(લગાર શરમાઈને) હશે, મારે શુ છે. મારામા તમારી સત્તા જ સઘળુ બોલાવે છે કેની, માટે યશ કે અપયક્ષ જે હશે તે આપનો જ છે.

**મનોહર**—(હસીને) અપયશ બીજાને ઓઢાડવો તે આ યુક્તિથી બોલ્યાવિના બને નહિ. પણુ આજથી મને તારા સબધમા મોટો સતોષ રહેશે. ચાલો હવે વાળુની તૈયારી કરો. હમણાં વળી વખત થશે.

**વિજયા**—આજે બહુ વાર લાગે એમ નથી. (એમ કહી જલદી તૈયારી કરે છે, ને વાળુ કરીને બેસે છે. પછી સમય થયાથી સર્વે વારા ફરતી આવે છે.)

**વિઠ્ઠલજી**—(પોતાના આવી બેઠા પછી દાસને આવ્યા જોઈને) આવો દાસ! બેસો, આજે તો સારા સમયઉપર જ આવી પહોંચ્યા છો.

**દાસ**—આપની મેહે...રબાની છે, એ...ટલે સમય કેમ ચુકાય?

**મનોહર**—ધન્ય છે દાસ! આજે લગાર સંભાળીને બોલ્યા તો કેવુ ઠીક બોલાયુ! એ જ પ્રમાણે સાચવીને બોલશો તો જલદી સુધારો થશે.

**દાસ**—ભગવાનની મ...રજી, ને આપની...દયા છે...તો કાલ..થી નીમ લી...ધો છે...તે હવે મગ...દુર ન...થી કે બોબ...ડુ બોલાય. ક...રતા હ...રતા...તો ધ...ણી છે. આપ...ણે કાંઈ એ વા...તનુ અભિમાન ન.થી.

**વિઠ્ઠલજી**—આજ મારો આત્મા ઘણો પ્રસન્ન થયો, તમે ચોખ્ખુ બોલ્યા તેથી. લો ચાલો હવે ભટજી મહારાજ? શી આજ્ઞા છે?

**મનોહર**—હા હવે સઉ આવ્યુ હોય તો આરંભ કરીએ. કાલ ક્યાથી રહ્યુ છે?

**વિઠ્ઠલજી**—ગઈ કાલે તો પેલા દિવ્યમૂર્ત્તિ મહાપુરુષે પોતાના વિદ્યાર્થીઓને બોધવચન કહ્યા, અને પછી તે વચનોને મનન કરવાની આજ્ઞા આપી નિવૃત્તિમા ગયા, પછી લક્ષ્મી માતાએ પુત્રીઓને એમ કહેલુ કે હવે આ વિદ્યાર્થીઓના તથા તે મહાપુરુષની સ્ત્રીના પ્રતિકૂળ સ્વભાવના સ્વરૂપો તથા તેમના સબંધમા થયેલા સઘળા રસિક વૃત્તાતને પરમેશ્વરની મરજી હશે તો કાલે કહીશ. માટે આજે તો તમે તમારે કામે વળગો. અહિથી રહ્યુ છે.

**મનોહર**—(ઇષ્ટસ્મરણ કરીને) પછી બીજે દિવસે પાછાં તે લક્ષ્મી માતા પોતાની પુત્રીઓને તથા સરસ્વતીની સખીઓને બેસાડીને આ પ્રકારના વચનો કહેવા લાગ્યા.

**લક્ષ્મી** માતા કહે છે, હે બહેન **સરસ્વતિ**! પેલા વિદ્યાર્થીઓને બોધ આપીને તે દિવ્યમૂર્ત્તિ મહાપુરુષ એકાતમા જઈને નિત્ય નિયમપ્રમાણે સ્વસ્થ બેઠા. પેલા બહાર રહેલા વિદ્યાર્થીઓમાંથી જે બીજે સ્થળે રહેતા હતા, તેઓ પોતપોતાની પોથીઓ બાધીને પોતપોતાની શક્તિપ્રમાણે બોધવચનનું સ્મરણ કરતા પોતાને આશ્રમે ગયા. અને કોઈ તો બીજે સ્થળે રહેનાર છતાં પણ સમય હોવાથી ગુરુના આશ્રમસમીપ જ વૃક્ષોને છાયે નિવૃત્તિએ બેશીને પોતાના પાઠ ગોખતા તથા બોધનુ સ્મરણ કરતા હતા. અને ગુરુના ઘરમાં નિવાસ કરના-

રમાં પણ કોઈ તો ગુરુનાં વચનોનો વિચાર કરતા, ને કોઈ તો પોતાનો પાઠ વાંચતા તથા ગોખતા હતા, અને કોઈ તો વિલક્ષણ વિચારોને પણ પોતાના મનમાં કરતા હતા. હે દીકરી ! હવે પ્રથમ તો તે દશ વિદ્યાર્થીઓના સ્વભાવનાં સામાન્ય સ્વરૂપને તમારા આ- ગળ કહું છું, તે સાભળો. તે દશ વિદ્યાર્થીઓનાં નામ તો તમને યાદ રહ્યાં હશે. ૧ શુક્લવૃત્તિ, ૨ મહાજ્યોતિ, ૩ ધૂમ્રલોચન, ૪ ઉજ્જ્વલ- કીર્ત્તિ, ૫ પ્રિયવાદી, ૬ પિંગલનયન, ૭ શાંતિશર્મા, ૮ વિશ્વવધ, ૯ હરિહરમૂર્ત્તિ, અને ૧૦ વિદ્યાધર. આ દશેના સામાન્ય સ્વભાવને વારાફરતી ટુંકામા હવે કહુ છુ તે સાંભળીને તેમને ઓળખી રાખો. પછી પ્રસગમાં તેમના વિશેષ સ્વરૂપ તમને જણાશે.

૧ શુક્લવૃત્તિ નામનો વિદ્યાર્થી તો બિચારો ચોખ્ખા મનનો હતો. પોતાના ગુરુને ઈશ્વરસમાન મનથી જાણતો, તથા બહારથી પણ તેવી જ મર્યાદા પાળતો. જે જે વચન ગુરુના મુખથી નીકળે, તે તે તેના હૃદયમા પ્રથમથી જ દૃઢપણે વસતા હતા. તેમા તેને કદાચિત્ પણ સંશય ઉઠતો નહોતો. તે પોતાના યત્નને ગુરુના પ્રસાદવડે જ સફળ થવો ધારતો. વિદ્યા ભણવામા અત્યંત પ્રીતિવાળો, તથા મોટા ધૈર્યથી તેને ધારણ કરવામા ઉમગવાળો હતો વિદ્યાને પામતા છતા પણ વિદ્વાનપણાના અભિમાનથી વેગળો રહેતો હતો. પોતે વિદ્વાન્ છે એવુ જણાવવાને પાચ વિદ્યાવાળામા કે સામાન્ય મનુષ્યના સમુદાયમા પોતાની મેળે આગળ પડતો નહોતો. આગળ પડવાસરખો પ્રસંગ બીજાઓવડે આવે તો પોતે જય મેળવતો છતા તે જયવડે થનાર હર્ષથી નિરાળો રહેતો હતો. ગુરુએ એકવાર કહેલી પાલન કરવાયોગ્ય નીતિને કદી વિસારતો નહોતો. કોઈને પણ દુઃખ ઉત્પન્ન કરવાની ઇચ્છાને વશ થતો નહોતો. અણછતા બીજાને પોતાના વ્યવહારથી દુઃખ થયાનુ સમજતો, ત્યારે તત્કાળ તે દુઃખ માનનારપાસે વિનયથી ક્ષમા માગવામા લગાર પણ સકોચને માનતો નહોતો. પોતાની મત- લબજેટલુ ભાષણ કરતો અને બીજાને જરૂર પડે તો તેના કામપૂ- રતુ બોલતો, પણ વિનાકારણ બીજા વિદ્યાર્થીઓસાથે અથવા અન્ય માણસોસાથે બોલબોલ કરવાના નઠારા સ્વભાવને તે કદી પણ સેવતો નહોતો. પોતાની ભણેલી વિદ્યાને યત્નવડે ઉપસ્થિત રાખતો અને ગુરુ જ્યારે પૂછે ત્યારે લગાર પણ અચકાયાવિના યોગ્ય ઉત્તરને આપતો હતો. પોતાના અંતઃકરણમાં જે જે દોષને ગુરુના વચનથી ઓળખતો, તે તે દોષને તત્કાલ કાઢવા યત્ન કરતો, અને કાઢતો કે તેને જિતતો ત્યારે જ પતો હતો. નિયમિત ભોજન કરનાર તથા ઓછા આહાર- વાળો હતો. પોતાને મળેલી વિદ્યાથી સંતોષ નહિ માનતા નવી વિ-

દ્યાને મેળવવા નિરંતર વિચાર કરતો. સઘળા પરિચયમા આવેલા માણસોસાથે સમાન પ્રીતિ રાખવા ધારતો. કોઇઉપર પણ દ્વેષ રાખીને તેનુ અનિષ્ટ ઇચ્છતો ન હતો. પ્રયોજનવિના વધારે સ્નેહીઓ કરતો ન હતો. ગુરુપત્નીને ગુરુના સમાન જ સંમાન આપતો હતો. ગુરુપત્નીનો ઉગ્ર સ્વભાવ દેખે તો તેમને શાંત કરવામા કુશળતા રાખતો. કારણવિના સમીપની વસતિમા લોકોને ઘેર જવાનો બિલકુલ અભ્યાસ રાખતો નહોતો. ગુરુના આશ્રમમા દરેક પ્રકારના કામ કરલગાર પણ લજ્જા ધારતો ન હતો. હે દીકરી સરસ્વતિ ! હુ તને ટુંકામા કહુ છુ કે સઘળા વિદ્યાર્થીઓના મંડળને શોભાવનાર, સઘળા પ્રસિદ્ધ દોષોથી રહિત, અને વિદ્યાર્થીના ધર્મને યથાર્થ જાણનાર તે સર્વ પ્રકારે વખાણવાયોગ્ય હતો.

૨ મહાજ્યોતિ નામવાળો વિદ્યાર્થી પણ તીવ્ર બુદ્ધિવાળો હતો ઉતાવળથી ભણવાની ઉમેદવારીવાળો છતા તે ઉતાવળે ભણેલી વિદ્યા પણ તે પ્રમાદથી વિસારતો ન હતો, પણ તેને તત્કાળ ગોખી તૈયાર કરી લેતો હતો. ગુરુમા સંપૂર્ણ અંશે ઇષ્ટબુદ્ધિવાળો છતા ગુરુની સેવાવડે ગુરુની અધિક પ્રીતિ મેળવવાની ઇચ્છાવાળો હતો, તો પણ કોઈ પ્રસંગે પોતાના ઉતાવળા તર્ક કરવાના સ્વભાવથી જાણે ગુરુકરતા પણ હુ કોઈ કોઈ વેળા તર્ક કરવામા આગળ જાઉં છુ એવો પોતાની વૃત્તિમા ભાવને ઉઠેલો અનુભવતો હતો. પોતાની ભણેલી વિદ્યાસબંધે બીજાઓજોડે ચર્ચા કરવાની અધિક રુચિવાળો હતો. પોતાની ગુરુના મુખથી કે અન્યના મુખથી સ્તુતિ સાભળીને ચિત્તમા પ્રસન્નતાને જોતો હતો ગુરુ તથા ગુરુપત્નીની પોતાઉપર કૃપા રહે એવા અભિપ્રાયથી તેમની ઇચ્છાને જાણતા તત્કાળ સાક્ષાત્ આજ્ઞા કર્યાવિના પણ તે તે કાર્ય કરીને તેમને સંતોષ પમાડવામા અધિક ઉમંગવાળો હતો વિદ્યાને જિહ્વાગ્રે રાખવામા કુશળ છતા કોઈ વેળા પોતાના સ્મરણશક્તિના અભિમાનથી ઓછો શ્રમ કરી રાખવાથી યોગ્ય સમયઉપર જોઈતા સાહિત્યવિના અચકાતો, તો પણ પ્રબળ બુદ્ધિવાળો હોવાથી પોતાની અકુશળતા બહાર પડવા દેતો નહિ. પોતે કોઈને દુઃખ ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળો નહિ છતા બીજાવડે કોઈનુ ટીખળ કરાયાથી તેમના વિરોધને જોવાને રાજી હતો, તથા તેવે પ્રસંગે હાસ્ય કરી તેમા ભાગ લેતો હોય તેની પેઠે દૂર રહ્યો પણ વર્તતો હતો. બનતા સુધી સઘળાના મન સંભાળવાને યત્ન કરતો, પણ પ્રસંગે તેના ઉતાવળા સ્વભાવથી કોઈનુ મન દુખાય એવુ થતું હતું. એમ છતા પણ પાછળથી વિનયવડે તેમની પ્રીતિ મેળવી લેવામા યુક્તિવાળો હતો પોતાના કરતા આગળ ભણનારને જાણીને પોતાના

મનમા ગણુગણુતો હતો. અને તેના કરતા આગળ જવાને ગભરાટ કરતો, અને તેમ ન થાય તો પોતાના મનમાં કચવાતો હતો. તથાપિ તે કચવાટ બીજાને જાણવામા આવે એમ કરતો નહોતો. પોતાની જાણેલી વિદ્યાકરતા પણ વિદ્વાનના મંડળમા વધારે વિદ્યા જાણતો હોય એવો પ્રકાશ પાડતો હતો. કોઈથી પણ પરાજય પામવાના પ્રસંગે અનેક પ્રબળ યુક્તિ કરતો અને પોતે હારવાનો પ્રસંગ જાણે તો પછી વાદનો અંત આણતો. પણ ખોટો આગ્રહ કરીને પોતે જય મેળવવા ઇચ્છતો ન હતો. પોતાના ભણવાના કામથી પરવાર્યાવિના, તેમ જ ગુરુ તથા ગુરુપત્નીની ઇચ્છાનુકૂળ કાર્ય કર્યાવિના, ગાફલપણાથી બીજા જોડે વાતો કરવામા અથવા આળસ રાખી રહેવામા કદાચિત્ પણ આનંદ માનતો ન હતો. પોતાના વખાણથી રાજી થવાના સ્વભાવવાળો છતા પણ મને સર્વ વખાણે તો સારુ એમ માનતો ન હતો. તેમ જ ખોટા વખાણ કરે તો તેને જાણી મનમા અકળાતો, તથા પોતાની ખોડને જાણી સુધારવામા આગ્રહવાળો હતો. હે દીકરી ! આ વગેરે ઘણા સારા ગુણો તેનામા હતા, તેથી નહિ જેવા તેના થોડા દોષો ગણવા જેવા ન હતા.

૩ ધૂમ્રલોચન નામનો વિદ્યાર્થી તો વિદ્યા ભણવામા ઓછી કાળજીવાળો હતો, તેમ જ ભણવામા તથા ભણેલી વિદ્યાને ગોખવામાં ભારે આળસવાળો હતો વિદ્યાના મર્મને જાણીને બુદ્ધિમા આરૂઢ કરી લેવામા ઘણી ઓછી શક્તિવાળો હતો, તેમ છતા પણ પોતે સારુ ધારણ કરવાની શક્તિવાળો હોય એવુ ડોળ ઘાલનારો હતો. અંતરમાથી ગાફલપણ તથા ભોળપણવાળો હતો, છતા મોટા અભિમાનવાળો હતો પોતાની સમજણ ભૂલભરેલી હોય તોપણ તેને ખરી માનીને અમલ કરવા જતો હતો. પોતાને ભણવાની ઝાઝી રુચિ નહિ થવાથી નિયમિતપણે અધ્યયનને આગ્રહથી કરવાની ટેવવાળો ન હતો. બીજા વિદ્યાર્થીઓને ભેળા કરીને માલવિનાની વાતોના તડાકા મારવાનો ભારે રસીઓ હતો. તેની વાત સાભળવામા સામેલ ન થાય તો તેને લાગ જોઈને ધુરકાવતો હતો. નકામીસરખી વાતોને પણ લાબી ચલાવી તે સબધે ટેચ કરવાના સ્વભાવવાળો હતો પોતે ધારેલા કામને કરવામા ઉમંગવાળો છતાં, તે ખોટે રસ્તે કરવા જતો હોય, ને વચમા જો કોઈ ખરો માર્ગ દેખાડવા યત્ન કરે તો કોઈ વાર તો તેની શિક્ષા લક્ષમાં લે, ને કોઈ વાર તો પોતાની જીદથી તે શીખામણ દેનારને તિરસ્કાર કરીને ક્રોધે ભરાય એવો લહેરી હતો. પોતાથી આગળ પડીને ભણનારઉપર તો તેનો સામાન્ય દ્વેષ હતો, પણ પોતાથી આગળ પડીને કામ કરી યશ મેળવવા જનારઉપર તો તેને ભારે દ્વેષ થઈઆવતો. તેને એક વાર આવેલા દ્વેષનો ઉભરો કોઈ વાર તો થોડી વારે શમતો,

ને કોઈ વાર ઝાઝે વખતે શમતો, તોપણ તેને તેના પ્રસગોનું સ્મરણ થતાં જ પાછો ઉભરો આવી જતો. તેને ધીરેથી વાર્તા કરવાનો ઓછો અભ્યાસ હતો, તોપણ પ્રસંગે મર્યાદાથી વાર્તાનો આરંભ કર્યા છતાં પાછળથી ક્રમે કરીને વેગ આવતા કોઈવાર વિવેક અને મર્યાદાનો પણ ઝટ ભંગ કરતો હતો. તેનુ ચિત્ત કોઈ કોઈ પ્રસંગે શૂન્યસરખું રહેતું, તોપણ જાણે સદા કાળ વ્યાપારવાળું જ હોય એવું ચચળ દેખાતું. તેનામા વગવિનાની, કાર્યમા ઉતાવળ કરવાનો વિલક્ષણ સ્વભાવ હતો, તેથી સામા માણસના બોલવાના પૂર્ણ આશયને લક્ષમા લીધાવિના જ તેમાં વિરોધભાવની કલ્પના કરીને તત્કાળ વૃત્તિમા ઉગ્ર ભાવ લાવતો હતો. ગુરુ તથા ગુરુપત્નીને અનુકૂળ વર્તવાની ઇચ્છાવાળો છતા અસાવધ સ્વભાવવાળો હોવાથી સઘળા કામ તેમની રુચિપ્રમાણે કરવામાં અસમર્થ જણાયો હતો. પોતાના દોષને પાછળથી જાણીને પશ્ચાત્તાપ કરવાના સ્વભાવવાળો હતો ખરો, પણ ઘણું કરીને તેને પોતાના દોષને દોષરૂપે જાણી ઓળખવાનો તથા તેને ત્યજવાનો ભારે આગ્રહ નહોતો. તેનામા કોઈ કોઈ વાર તો શાતિનો ભાસ જણાય, પણ ક્યારે અને શા નિમિત્તથી એને ક્રોધ ચઢશે, એ કળાતું નહોતુ. તેને ક્રોધનો આવેશ આવતો ત્યારે તે કયા ઉપાયથી શમાવવો, એ બીજા વિદ્યાર્થીઓ ભાગ્યે જ સમજતા હતા. તેના આ ઉગ્ર સ્વભાવને જાણનાર સઘળા વિદ્યાર્થીઓ તેની રુચિ સભાળવા યત્ન કરતા, પણ તેની અનિયમિત રુચિ હોવાથી તે સઘળા વિદ્યાર્થીઓ પ્રસગે પોતાના યત્નમાં નિષ્ફળ થતા, અને કોઈ કોઈ વાર પણ એક દરે સઘળા વિદ્યાર્થીઓ તેના ક્રોધના ભોગ વારાફરતી થતા. ગુરુ જ્યારે સર્વ વિદ્યાર્થીને બોધ આપતા હોય ત્યારે સઉથી આગળ બેશીને બોધ સાભળવામાં પ્રીતિવાળો ખરો, પણ અસ્થિર સ્વભાવથી તેનુ ચિત્ત મધ્યે જ કોઈ પ્રસગની શાખાઉપર ચઢી જતું, તેથી તે યોગ્ય પ્રકારે સઘળો બોધ ધારણ કરી શકતો નહોતો. ગુરુ સમીપ હોય, ને ગુરુમુખે કોઈ પ્રસગ ચાલતો હોય તો તેમા પણ ગાફલ સ્વભાવવાળો તે વચ્ચે પોતાનુ ડહાપણ ડોળવા જતો હતો, અને કદાચિત્ તેની વાર્તાઉપર સમગ્રનુ લક્ષ જતું ન જણાય તો તે પોતાના સમીપ બેઠેલા કોઈને પણ પોતાની વાર્તા સાભળવામાં જોડીને, આવેલા ઉભરણને કાઢી નાખતો હતો. તેને વારવાર ગુરુએ આપેલા બોધનુ પણ તે ઘણું કરીને વિસ્મરણ કરતો હતો, અને ભૂલકણા સ્વભાવનો હોવાથી એકથી અધિક વાર કોઈ કામ કરવાને કહ્યા છતા પણ ભૂલી જઈને તે કામ યોગ્ય સમયે કરવામા પાછો પડતો. જ્યારે ફરી કોઈ સભારે કે દૈવયોગે તેને સાભરે ત્યારે અકળાઈને કરતો. જ્યારે તેને કોઈ નિમિત્તથી

અંતરમાં સંતાપ થતો, ત્યારે તે ધુંધવાતા અગ્નિની પેઠે ધુમરાયેલો દેખાતો, તથા વિકસળ મુખમુદ્રાવાળો પણ પ્રસંગે જણાતો હતો. તેવા સમયમાં જે કોઈ વિદ્યાર્થી, પ્રસંગથી સંબંધમાં આવે તેના ઉપર ક્રોધને પ્રકટ કરતો હતો. કોઈ કોઈ વાર તો ક્રોધના આવેશમાં આવીને પોતાના કેવળ નિર્દોષ ગુરુમા પણ દોષનો આરોપ કરીને અવગુણનું કથન કરતો, અને તે ગુરુને અથવા બીજા શ્રદ્ધાવાળા વિદ્યાર્થીઓને પટાંતરે સભળાવતો. તે પોતે ગુરુના દોષ કથન કરવા, વખતે પ્રવૃત્ત થતો, પણ જો કોઈ તેના ગુરુના દોષને કથન કરવા માડે તો તેને તે અત્યત ધિક્કારતો, તથા લગાર પણ સહન કરી શકે એવો ન હોતો. જેથી તેનામા ગુરુભક્તિનો અંશ તો પાકો ખરો, પણ પોતાના અંતઃકરણના દોષોને વશ વર્તેલો હોવાથી તે દોષોની પ્રબળ અવસ્થા-સમયે તેને પોતાની કૃતિનું ભાન રહેતું નહોતું. બીજા વિદ્યાર્થીઓની પ્રીતિ મેળવવાની રુચિવાળો ખરો, પણ સામાની રુચિને ઓળખવામા કાચો, તથા પોતાના સ્વભાવને વશ રાખવામા દુર્બળ હોવાથી તે સર્વની અનુપમ પ્રીતિનુ પાત્ર થઈ શકતો નહોતો. પોતાના ગુરુની કીર્તિને તથા યશને ચિરકાલપર્યંત રહે એવે પ્રકારે સ્થાપવાની નિર્દોષ અને ઘટે તેવી ઇચ્છાવાળો ખરો, પણ દુર્બળ અતઃકરણવાળો હોવાથી તેમાં નિરાશ થતો પોતાના દોષોને પોતે ઓળખવામાં પાછો પડતો, અને બીજા કહે તો પ્રસંગે સાભળતો, ને પ્રસગે ક્રોધ કરતો તેથી બીજા તેના દોષને જાણનારા, તેના ઉપર દયા રાખનારા, ગભીર હૃદયવાળા, વિચક્ષણ વિદ્યાર્થીઓ પણ તેને મુખે તેના દોષને કહેવાની હિમત ધરતા નહોતા. ગુરુના ઘરના સઘળા પ્રકારના કામ કરવામાં તે પોતાને નાનમ માનતો નહોતો, અભિમાનીની પેઠે વર્તતો છતો પણ ઘણા કામો નિરભિમાનીની પેઠે કરતો હતો. સામાં મનુષ્યને મારી વર્તણુકથી ખેદ થશે કે નહિ, એનો વિચાર કર્યાવિના સ્વચ્છંદે વર્તતો હતો કોઈ કોઈ વેળા તો જિતેલા મનવાળા પુરુષની પેઠે આનદમગ્ન પણ રહેતો હતો. પરંતુ બીજા વિદ્યાર્થીઓને તેના નિર્મળ અતઃકરણનો વિશ્વાસ પડતો નહોતો. આ સઘળુ છતા પણ ગુરુના આશ્રમમા ભારે ટેલટકોરો કરનારો છે એમ જાણીને સઘળા વિદ્યાર્થીઓ તેની અનુકૂળતાને જાળવવાને યત્ન કરતા હતા. કોઈ વાર જેમ તે પોતાના ગુરુને ક્રોધાવેશમા કાંઈ કઠોર વચનો બોલી જતો, તેમ જ કોઈ વાર ક્રોધાવેશમા ગુરુપત્નીને પણ નેષ્ટ લાગણી થાય એવાં નિષ્ઠુર વચનો પટાતરે સભળાવતો. પરંતુ એના સ્વભાવને જાણનાર સર્વે એને, સમય અને સ્થિતિ જોઈને કઈ કહેતાં નહિ, ને દરગુજર કરતાં. હે દીકરી સરસ્વતિ ! આ વગેરે ઘણા ગુણદોષ તે ધૂમ્રલોચ-

નમાં હતા, તો પણ એકદરે જોતા તેને ખાવાપીવા વગેરેમા મોટો સ્વાર્થ જણાતો નહોતો. જેથી ખરુ જોતા તેનામાં ગુણ ઘણા, ને દોષ ઓછા હતા, તો પણ જેમ ઓછા બળવાળા વાદળા મોટા બળવાળા સૂર્યના પ્રકાશને ઢાંકી દે છે, તેમ તેના સઘળા સારા ગુણોને પ્રસગે ઢાકીને તે દોષો બહાર પડતા જણાય એવા હતા.

૪ ઉજ્જ્વલકીર્ત્તિ નામનો વિદ્યાર્થી તો કાળજીથી ભણનારો હતો, તથા અન્ય સઘળા પોતાને કરવાનાં કામોને કરવામા ઘણો ચોકસ હતો. માતાપિતાજેવા ગણીને ગુરુ તથા ગુરુપત્નીની આજ્ઞાને પાળતો, તથા કોઈ વાતે પણ તેમનો ઠપકો આવે નહિ, એવુ ધારીને આગળ આગળથી કરવાના કામને કરી મૂકતો હતો પોતાના ભણવાના સમયમા પણ ગુરુને વધારે શ્રમ પડે એવુ કઈ કરતો નહોતો. એકવાર ભણેલાને પાકુ કરી લેતો, તથા બીજા વિદ્યાર્થીઓને પણ પોતે આવડતા પાઠ ભણાવીને ગુરુના શ્રમને ઓછો કરતો હતો. સઘળા વિદ્યાર્થીઓના કામમા પણ પોતાનુ કામ પરવારી મદદ કરતો હતો. પૂછ્યાવિના કોઈની જોડે વાતો કરતો નહોતો. બીજા વિદ્યાર્થીઓ રોગાદિથી પીડાતા હોય તો તેમને પાણી પાતો તથા પથારીવગેરે કરી આપીને તેમની સેવા કરતો નિરતર એવી ઇચ્છા જ રાખતો કે સર્વ કોઈ મારાથી સતોષ પામે તો સારુ. મારાવડે કોઈને પણ અસતોષ કે દુઃખ ન થાય તો ઠીક. બીજા કોઈ એનો ખોટો દોષ કાઢે ને લઢે તો એ બિચારો ગરીબસરખુ મુખ કરીને સઉનુ સાભળતો, પણ કોઈને કઠિન વચનથી સામુ ઉત્તર વાળતો નહોતો. તે એમ જાણતો કે માણસને પોતાના દોષ, દોષરૂપે બરાબર જણાતા નથી, તેથી સઘળા વિદ્યાર્થીઓને કહેતો કે તમે મને મારો દોષ દેખો તે અવસ્ય જણાવજો, અને પછી જો કોઈ દોષ જણાવે તો તેનો ઉપકાર માનતો, તથા પોતાના દોષને યત્નવડે ટાળતો હતો. પૂરા બે પહોર પણ તે નિદ્રા લેતો નહતો. એક પહોર રાત્રિ રહે ત્યારનો ઉઠીને પ્રથમ પોતાને ગોખવાનુ સઘળુ ગોખી લેતો પછી સઘળુ પોતાનુ કામ પરવારીને સ્નાન કરતો. બીજા વિદ્યાર્થીઓની પ્રીતિ મેળવવાની આશાવાળો હોવાથી તેઓએ કહ્યાપ્રમાણે વખતસર તેમને જગાડતો તેમને સ્નાન કરવાપર્યંતની સઘળી જોગવાઈ કરી આપવામા જોઈતી મદદ કરતો ત્યાર પછી ગુરુના ઉઠવાના સમયે દ્વારસમીપ હાજર રહેતો. તે પહેલા ગુરુને દાતણ પાણી વગેરે જોઈતો પદાર્થ તૈયાર રાખતો. ગુરુ બહાર આવી પોતાના નિયમિત સ્થાને બેસે તે વખતે જોઈતા કોઈ પણ પદાર્થ માગવા ન પડે એવી સઘળી વસ્તુની ગોઠવણ રાખતો. ગુરુને માટે સ્નાન કરવાનુ પાણી તથા પહેરવાનુ સોળુ વગેરે તૈયાર રાખી સ્નાન

કરાવતો, અને તત્કાળ ગુરુને સંધ્યાપૂજા વગેરે કરવાના સ્થાનને સ્વચ્છ કરીને ત્યા ધૂપ, દીપ વગેરે સઘળા ખપના પદાર્થોને નિયમપ્રમાણે ગોઠવી રાખતો. એટલુ કરવા છતાં રસોઈ કરવામા ગુરુપત્નીને ભારે શ્રમ ન પડે, એટલા માટે પ્રથમથી સઘળા રાત્રિએ સ્વચ્છ કરાયેલા પાત્રોને પાકશાળામાં ગોઠવી રાખતો. પાણી, સ્વચ્છ પાત્રોમા રસોઈને માટે ગાળીને તૈયાર રાખી મૂકતો. રસોઈના સ્થાનમાં ઉપયોગ પૂરતા થોડા કાષ્ઠ પણ લાવીને તૈયાર રાખતો. ગુરુપત્નીને સ્નાન કરવાના જળને પણ તૈયાર કરી રાખતો અને સમયઉપર ચૂલામા અગ્નિ પ્રકટ કરી આપતો, તથા સઘળુ અન્ન જે બીજા વિદ્યાર્થીઓએ વીણીને સ્વચ્છ કરી રાખ્યુ હોય તે પાકશાળામા પાત્રોતળે ઢાંકીને મૂકી છાડતો. આ પ્રકારના સઘળા કામોને આલસ્યવિનાનો તે ચપળ વિદ્યાર્થી કરતો તેમ છતાં પણ જાણે નવરાશમા ને નવરાશમા હોય એમ દેખાતો. બીજા વિદ્યાર્થીઓ તેમ કરવા ધારતા પણ તેવું થઈ શકતું નહોતું. આટલુ કરતા પણ તે હું આટલું બધુ કામ કરુ છુ, એવુ કોઈને જણાવવા સરખુ એક પણ ચિહ્‌ન કરતો ન હતો. આથી તેના ઉપર સર્વેની ઘણી કૃપા રહેતી હતી. હે દીકરી ! એનામા દોષ એટલા તો અલ્પ હતા કે તે બિલકુલ નહતા એમ કહીએ તો ચાલે

૫ પ્રિયવાદી નામનો વિદ્યાર્થી પણ ઘણો ભલો હતો. તેના નામપ્રમાણે સઉને પ્રિય લાગે એવી તેની વાણી પણ હતી. પોતાના ગુરુને સર્વકરતા શ્રેષ્ઠ વિદ્વાન્ તે ગણતો હતો અને ઈશ્વરબુદ્ધિથી ગુરુની સેવામા પણ અનુકૂળ રહેતો હતો. ગુરુએ શીખવેલા પોતાના પાઠને ખરા કરવાને વખતે બીજા ઋષિના આશ્રમતરફ નીકળી જતો. ત્યા કાંઈ ફેરફાર સમજવામા આવતો તો તેને લગાર એવી શંકા થતી કે મારા ગુરુએ કહ્યુ છે તે સાચુ હશે કે આ ? એટલો સંશયમાત્ર થયા પછી પણ તેને એમ થતુ કે મારા ગુરુએ કહેલા વચન જ વિશ્વાસ કરવા યોગ્ય સત્ય છે. વળી સમયઉપર તે શંકારૂપે પૂછીને ગુરુઆગળ સિદ્ધ કરી લેતો હતો. સઘળા વિદ્યાર્થીઓને પ્રિય વચનથી પોતાના ઉપર પ્રીતિવાળા કરતો હતો. આપણો અર્થ પણ મીઠા વચનથી જ્યા ત્યા સારતો હતો. ભિક્ષાનુ અન્ન માગવા જતો હતો ત્યાથી પણ પ્રિય વચનના પ્રભાવે બીજા વિદ્યાર્થીઓકરતા સારુ અને વધારે અન્ન થોડી વારમા લાવતો હતો સારા સુબોધ આપનાર શ્લોકો કહી કહીંથી શોધી લાવતો, તથા સર્વેને સંભળાવતો, તથા શીખવતો હતો મોટા વૃત્તના સારા શ્લોકોને સુકંઠથી પ્રાત.કાળમા ગાતો, તે સર્વેને પ્રિય લાગતુ, તેથી તેનુ કરવાનુ કામ બીજા વિદ્યાર્થીઓ વહેચી લેઈને એને મોકળો રાખતા હતા. જેમ વાતુળ પદાર્થ લોકમા રુચિકર ગણાય છે,

તેમ મીઠું બોલનાર માણુસ પણ સઉને રુચિ ઉપજાવનાર હોય છે, તેથી આ પ્રિયવાદી જ્યાં જ્યાં બેસતો ત્યા ત્યાં સર્વને એ પ્રસન્ન કરી પ્રિય થઈ રહેતો. એક બીજાની સુખદુઃખની વાર્તાને સાંભળતો તથા તેમને ધૈર્ય આપતો; પણ એક બીજાઆગળ કોઈની સાચાજૂઠી કરવાનો સ્વભાવ રાખતો નહતો. ઘણા હસમુખા સ્વભાવનો હોવાથી લગાર ટીખળી હતો, પણ પોતે આગળ પડીને કોઇનું હાસ્ય કરી અપ્રિય થતો નહતો. બીજાને લગાર બોધ કરીને તેના મારફત કાંઈ ટીખળ કરતો હતો. ભણવામાં એવો કુશળ હતો કે બે દિવસનું એકે દિવસે ભણતો, અને વળી તેને પોથીનો ખપ ન પડે, એવી રીતે થોડી વારમા પાઠ પણ કરી લેતો. લગાર શરીરે બહુ સદૃઢ નહતો, તેથી શરીરસંબંધી મહેનત કરવામા આળસવાળો હતો. પણ ગુરુ કે ગુરુપત્નીએ ખાસ સોપેલુ કામ એટલી ચપળતાથી ને સ્વચ્છતાથી કરતો કે તેમા કદી ઠપકો ખાવા વારો આવતો નહિ. તેના મનમાં એમ હતું કે આ સર્વ વિદ્યાર્થીઓમા હુ સઉથી બુદ્ધિની કળામા ચઢતો છુ, અને જનપ્રિય ગુણવાળો છુ, તેમ જ કંઈક કોમળ શરીરવાળો છું. લગાર જાડુ કે સુસ્વાદવિનાનું અન્ન હોય તો તેને ગળે કષ્ટે કરીને ઉતરતું હોય એમ જણાતું. તેથી સઉ તેને સુવાળા ગળાનો ગણતા. હે દીકરી ! તેનામા ઘટે ત્યા પણ જોઈએ તેવુ દીનત્વ આવતુ નહોતું, તો પણ એકંદરે તેનામા કેટલાક ગુણ એવા સારા હતા કે તેના દોષો ઉઘાડા પડીને તેને હાનિ કરે નહિ. જેટલા દોષો હતા તે મોટા દોષમા ગણવા જેવા નહતા, તેથી તેની ગુણવાન્ વિદ્યાર્થીમા જ ગણના થતી હતી.

૬ પિંગલનયન નામનો વિદ્યાર્થી તો ભણવામાં છેક જ લોથાર હતો. તે સર્વ વિદ્યાર્થીઓમા લગાર મોટા વયનો હતો, તથા સહજ જાડી બુદ્ધિનો હતો. જેમ સુકાઈ ગયેલુ ઝાડ રસને ધારણ કરી શકતું નથી, તેમ તે એવા શુષ્ક અંતઃકરણનો હતો કે વિદ્યારૂપ રસને પોતાના બળથી ધારણ કરી શકતો નહતો. શાસ્ત્રના મોટા અને સાધારણ સિદ્ધાન્તોને તો ગુરુના અનુગ્રહથી તે ઠીક ઠીક ધારણ કરી લેતો હતો, પરંતુ સૂક્ષ્મ મર્મમા તેની બુદ્ધિનો પ્રવેશ થતો નહતો. આમ છતા પણ જાણે પોતે પૂરા પંડિત થઈને બેઠા હોય એવુ ડોળ ઘાલીને પાચના મંડળમાં બેસતો હતો. દિવસમા કોઈ વેળા જ તેનુ ચિત્ત પ્રસન્ન જણાતું, નહિ તો આખો દિવસ ચઢેલી ભ્રકુટિથી રહેતો હોય એમ રહેતો. પોતાની મતલબે સઉને બોલાવે, ને સઉની પાસે જાય, પણ સામાને મતલબ પડે, ત્યારે જતાં લગાર મોઘોસોંઘો થતો હતો. પોતાની ધારણા પાર પડતી હોય ત્યારે તો મગન થતો ને વળી સઉને રાજી કરતો, ને વળી કંઈ

ધારણા પાર ન પડવાસરખી આવે ત્યારે પાછો સુંમસરખો થઈને બેસતો. વિદ્યામાં એટલો બધો પ્રવીણ ન છતાં પણ આશાતૃષ્ણાનો એવો તો ભરેલો હતો કે તેનો કોઈ દિવસ પાર ન આવે. મોઢેથી વિદ્યા ભણવાની મોટી આતુરતાવાળો છે એમ જણવે, પણ અંદરથી મોટા મોટા મિથ્યા મનોરથોને વશ થઈને ભણવામાં ચિત્તને પરોવતો ન હતો. પોતાનો નિત્યનો પાઠ ગોખવા નિમિત્તે પોથી છોડીને બેસે, ને પાનુ હાથમાં લે, પણ એટલામાં તો તેનુ મન આકાશ ને પાતાળમા ભ્રમી આવતું હોય એવુ ચકડોળે ચઢતું હતુ. વાતો કરવાનો બહુ રસિયો ખરો, પણ એની વાત સાભળે ને જે હા હા કરે તેની સાથે વાતે વળતો, પણ જે એની વાતને વચમાં તોડવા સરખાં પ્રમાણ-વચનો બોલે, તેવાની સાથે વાત કરવામા પાછો હઠતો. મોજમા આવે ત્યારે ગુરુના આશ્રમનુ કામ કરે, ને નહિ તો કામ કરવાનુ આવશે એમ જાણીને આઘો પાછો ખસી જાય. કામ પણ પોતાના હાડને ઘણાં સભાળીને કરતો, સઘળી વાતે પાછળ છતા પારવના અભિમાનવાળો, અને મિજાજીનુ ઝાડકણુ હતો. પોતાના કામમા બીજા વિદ્યાર્થીઓ અનુકૂળ રહી મદદ ન કરે તો તેમની લઢીને ધૂળ કાઢતો ને બીજાના કામમાં મદદ આપવાના સમયે સાફ ના કહેતો. એવો છતા પણ ઘણું ખરુ ગુરુની આજ્ઞાને ભંગ કરતો નહતો, તથાપિ જ્યારે પોતાને ફાવતું ન થયુ હોય તો ગુરુની આજ્ઞાને પણ ગણકારતો નહોતો. ગુરુ શ્રદ્ધાભક્તિવાળો ખરો પણ ઘડીમા ગુરુના દોષને જોતો, ને ગુરુના મુખે પણ અકળાઈને ગુરુની પ્રવૃત્તિને પોતાના મનથી દોષરૂપ ગોઠવીને કહેતો તોપણ અંદરથી છેક ખળ નહિ, તેથી પ્રસગે ગુરુ તેને યોગ્યપ્રકારે સમજાવીને સમાધાન આપે, ત્યારે પોતાની ભૂલનો પસ્તાવો કરતો, ગળગળોસરખો થતો હતો. બીજા વિદ્યાર્થીઓ જોડે એને ઘણુકરીને હળતુ નહિ, તેથી તે પોતાનુ આસન સભાળીને સઉથી વેગળો જ સુતો બેસતો હતો. પોતે બીજાના આસનમા બેસતા મોટો સકોચ માનતો નહોતો, પણ પોતાના આસનમા કોઈ આવી બેસતું, તો તેના ઉપર ક્રોધ કે દ્વેષથી જોતો હોય તેમ અભાવ જણાવતો સર્વને બોધ કરતા જ્યારે ગુરુ ગુણદોષનુ સ્વરૂપ સમજાવી કહેતા ત્યારે તે ગુરુએ કહેલા સઘળા દોષોને તો બીજા વિદ્યાર્થીઓમા બંધબેસતા કરતો હતો, અને જે ગુણોનાં સ્વરૂપ આવે તેને તો બેઠો બેઠો ગોઠવીને પોતામા બધબેસતા કરતો હતો, અને પછી જ્યારે પ્રસગ આવે ત્યારે ગુરુને કહેતો કે જુઓ મહારાજ ! તમે રાત્રિદિવસ આ વિદ્યાર્થીઓને બોધ આપો છો, પણ હજી એ આપનાં વચનને પાળીને આ પોતાના દોષને ત્યજે છે ? ત્યારે તો દિવ્યમૂર્ત્તિ

આ દોઢ વિદ્યાર્થીના સ્વરૂપને જાણનાર હોવાથી પ્રસન્ન વદનથી બોલતા કે ' હે ભાઈ ! એ સર્વે વિદ્યાર્થીઓ પોતાના દોષને ત્યજવામાં તારા જેવા ચપળ અને કુશળ નહિ હોય; માટે નહિ ત્યજતા હશે તો ધીરે ધીરે ત્યજશે. '

વળી તે પિંગલનયન વિદ્યાર્થી રસનેંદ્રિયના સ્વાદવાળો હતો, તેથી લગાર મિષ્ટાન્નમાં પ્રીતિવાળો હતો. વળી તે પોતાના શરીરમાં વધારે પ્રીતિવાળો હતો, તેથી શરીરને તથા રસરુધિરાદિ ધાતુઓને સદૃઢ કરનાર ઘૃત, દુગ્ધ, શર્કરા આદિ પૌષ્ટિક પદાર્થમાં અધિક પ્રીતિવાળો હતો. પોતે આનંદમાં હોય, અને બેચાર વિદ્યાર્થીઓના સંબંધમાં બેઠો હોય, ત્યારે મિષ્ટાન્ન ભોજનની વાતો કરવામા રસમય થતો હતો. એ સુસ્વાદવાળા ઉત્તમ ભોજન જમવામા લગાર લાલચુ હતો, પરંતુ સ્વાભિમાનવાળો હોવાથી પ્રતિષ્ઠાપૂર્વક નિમંત્રણ પ્રાપ્ત થયાવિના કોઈ સ્થળે જમવા જતો નહોતો. બ્રાહ્મણોની ચોરાશી કે તેવો મોટો સમુદાય જમતો હોય તો તેમા જવાને તે ઇચ્છતો નહોતો, અને જ્યાપર્યંત ઓછા સમુદાયમા પ્રતિષ્ઠાપૂર્વક ભોજન મળતું ત્યાપર્યંત તે મોટા સમુદાયમાં જમવા જતો પણ નહોતો કોઈ કોઈ વેળા પોતે ગુરુના દોષને કથન કરતો, તથા કોઈ દોષ કથન કરે તો સાંભળતો, પણ પાછળથી ગુરુના મિથ્યા દોષ કહેવા તથા સાભળવામાં મોટુ પાપ છે એમ માનીને પોતાના અપરાધનો પશ્ચાત્તાપ કરતો, અને ગુરુના સન્મુખ જ તેવો અપરાધ થયો હોય તો ક્ષમા પણ માગતો હતો. તે ઘણા આકળા સ્વભાવનો હોવાથી વારવાર અસાવધપણે ચીડાઈ જતો હતો, અને તેના અતરમા તેને ઝાઝી વાર પરિતાપ થતો, તો પણ પાછુ અનેક વિચારથી પોતાના મનને સમાધાનમા લાવતો. એના ચીડાવાના સ્વભાવથી જાણીતા થયેલા બીજા ટીખળી સ્વભાવના વિદ્યાર્થીઓ એનુ ટીંખળ કરતા, અને તેને ન સહન કરવાના સ્વભાવવાળો એ વારવાર ગુરુને તે બીજા વિદ્યાર્થીઓના દોષ કહેતો, તેથી તે પરમ દયાળુ ગુરુ તે બીજા વિદ્યાર્થીઓને એનું ટીંખળ ફરી ન કરવા સુબોધ આપતા, પણ એના પ્રારબ્ધયોગથી અણછતો પણ એવો યોગ આવી જતો કે એને બીજાએ મારુ હાસ્ય કર્યુ છે, એવો વહેમ પેસતો, અને તેથી સતાપ થતો, પણ ગુરુની કૃપાથી વળી સતોષ માની રહેતો. એવા ચીડીયા સ્વભાવનો છતા પણ પ્રસંગે સર્વને રજન કરે એવો રસિલો, રગિલો, અને મોજીલો પણ હતો. કઈ કઈ નુક્તાઓ કહીને પોતાની વૃત્તિના અનુકૂળસમયે તો સઉમાં હળીમળી ખેલતો, રમતો, હસતો; અને વળી લગાર પ્રતિકૂળ થયુ કે ત્યાથી પાછો હઠતો. હે દીકરી સરસ્વતિ ! આ બિચારો

[પિંગલનયન કંઈ છેક એવો દૂષિત અંતઃકરણવાળો કરીને કાઢી નાંખવાજેવો નહોતો, તોપણ તેના કેટલાક દોષોથી તેમાં મુખ્યત્વે કરીને પોતાના જ સુખને સાધી લેવામાં પ્રીતિવાળો તથા લગાર જીભના ચટકાવાળો જણાયાથી એના ઉપર સઉનો કટાક્ષ રહેતો હતો. હવે ખરું જોતા તો મિષ્ટાન્ન મળે તો રાજી રાજી થઈને જમવામા તો ઘણું કરીને સઘળા વિદ્યાર્થીઓ જ કુશળ હતા, પણ આ બિચારો પોતાના સ્વભાવને પ્રકટ કરીને તેના વશવર્તિપણાથી તેની વાતો કરતો, અને જુક્તિ કરી મેળવતો, તેથી એ ખુલ્લો પડ્યો. એટલા એના દોષને ન ગણીએ તો બીજા ગુણ પણ એનામાં ગણવાજેવા હતા. હે શાણી છોકરીઓ ' આજે તો તમને આ છ વિદ્યાર્થીઓનાં સાધારણ સ્વભાવનાં સ્વરૂપ કહ્યા છે. હવે વળી બાકી રહેલાના સ્વભાવના સ્વરૂપને પરમેશ્વરની મરજી હશે તો કાલે કહીશ. આજે તો સઉસઉને કામે વળગો એમ કહીને ઉઠી જાય છે.

**મનોહર**—જય જય **શ્રીસદ્‌ગુરુદેવ**. ( સર્વે બોલે છે. પછી નિયમપ્રમાણે એક પદ ગાય છે. )

**પદ. સીતાના મહિનાની લય.**

વીરા નથી આ જગમા સાર, વિચારીને જુઓ;
આ આયુષ્ જાણો અમૂલ્ય, વૃથા શીદ એ ખુઓ.
મળીયાં ચક્રવર્તિનાં રાજ્ય, તે પણ ત્યજીને ગયા,
ભીખારીનું ભિક્ષાપાત્ર,—રહ્યુ પણ તે નવ રહ્યા.
નથી યૌવન, ધન ને રાજ્ય, રહ્યું કોનું સાભળ્યુ;
જે જે ઉપજ્યું ગણાયુ જગમાહી, તે તે સર્વે તો ટળ્યું.
એવું જાણે પણ આ જીવ, ન ત્યજતા મોહને;
એવા ક્ષણિક પદાર્થને કાજ, કરે ઘણા દ્રોહને.
ધિક ધિક્ આ જીવને ધિક્, જો સત્ય ન ઓળખે;
અનિત્યે ન આવે સુખ, આ શાસ્ત્ર સઉ એ લખે.
માટે ચેતીને મારા વીર, ત્યજો દુષ્ટ વાસના;
સેવી **સદ્‌ગુરુ** કરજો યત્ન, થાજો નિરાશ ના.
આ ઘટિત સાધી વ્યવહાર, ધારો નિજ ધર્મને,
આ ટાળવા મનના મળ, રચો રુડા કર્મને.
ચિત્તચાંચલ્યરૂપ વિક્ષેપ,—હરો, કરી ઉપાસના;
ધારો એવા ઇષ્ટનુ શરણુ, જે હરે દુઃખ દાસનાં.
નથી **મનહર પ્રભુ**વિણુ ક્યાંહી, વિશ્રાતિ જીવને;
માટે ત્યજી મિથ્યા અભિમાન, સેવો સદા **શિવ**ને.

**વિઠ્ઠલજી**—જય જય **શ્રીસદ્‌ગુરુદેવ**. ( સર્વે બોલે છે. )

**દાસ**—આહાહા ! ! આ આજની ક..થામાં પ..ણ વિ..દ્યાર્થીઓના મનની અ..દ્ભુત વાતો આવી છે. જો એ સમજીને પો..તાનો સુ..ધારો કરે તો..તેને પછી સું બાકી રહે ? કેમ વિ..ઠ્ઠલજી ! ખરું કે ખોટું ?

**વિઠ્ઠલજી**—અરે ! એટલામા પણ સમજે તેનુ તો કામ થઈ જાય એવું છે. પણ ભાઈ આ જીવને અનેક જન્મના વિરોધી સસ્કાર પડ્યા હોય તે ઝટ દઈને ક્યાથી સમજી જવાય ? પણ ધીરે ધીરે સર્વ સિદ્ધ થાય છે, ઉતાવળે કાંઈ આંબા પાકતા નથી. માટે સઉએ સતોષથી આપણું કર્તવ્ય કર્યા જવું, ફળ આપનાર ધણી સમર્થ છે. લો દાસ ! હવે ચાલો. આજે પણ સમય થઈ ગયો છે. ( એમ કહીને ઉઠે છે. )

**દાસ**—(ઉઠતા) બોલો સી કુંજબિહા..રીલાલકી જે. ( નમન કરીને જાય છે. બીજા પણ સર્વ નમન કરતા વારાફરતી જાય છે. મનોહર તથા વિજયા પણ આનદવાર્તા કરતા ઇષ્ટસ્મરણમા વૃત્તિઓને જોડતા સુઈ જાય છે. )

---

# दिवस २०.



**વિજયા**—( પ્રભાતમા ઉઠીને ઈશ્વરસ્તવન કરે છે).

**પદ. રાગ પ્રભાત.**

(નિત્ય પ્રભાત મન વિચાર સત્ય બ્રહ્મ દેવા, એ લય.)

ભક્તપ્રતિપાલ પ્રભુ, દયાદાન દીજે,<br>
સકળ મળ શમાવિ વિભુ, કૃપા પ્રબળ કીજે, ભક્ત૦<br>
અકળ ગતિ આપની, હુ વિકળ મતિ ન જાણુ,<br>
ગુણ અંનત આપના છે, અધમ શુ હું વખાણુ; ભક્ત૦<br>
વિવિધ જાતિમાં અનેક—જન્મદુઃખ લીધા,<br>
પણ અજન્મ થવા કદી, સુકૃતો ન કીધા, ભક્ત૦<br>
આપતણી ભક્તિ ના'વી, કાળ અમૂલ્ય જાતો,<br>
ક્લેશનો અધિકારી જીવ, સન્મુખ ન થાતો, ભક્ત૦<br>
વારવાર વિનવિ કહું, નિત્ય સુખ આપો,<br>
જન્મમૃત્યુતણું કષ્ટ, કળ કરીને કાપો, ભક્ત૦<br>
ક્ષણ ક્ષણ ઉર ચણુણ દાઝી, હૃદય આ સિઝાતું,<br>
કોટિ યત્ન પણ કૃપાવિણ, શાંત નથી થાતું, ભક્ત૦

આપ છો સર્વજ્ઞ હું, અલ્પજ્ઞ શું ઉચ્ચારુ,
આપચરણશરણ થવા, ગજુ ન ગણું મારુ; ભક્ત૦
આ મન હરણ કરી સઘ, અમન કરી સ્થાપો,
મનહર પ્રભુ કહાવી, હરો ન કાં ત્રિતાપો; ભક્ત૦

**વિજયા**—(મનોહર સ્નાન કરી સંધ્યા કરવા બેસે છે ત્યારે) કેમ વારુ ? તમે કાલે અમારી કથા સાભળીને કાંઈ ખોડખાપણ કાઢી નહિ ?

**મનોહર**—બીજી તો કાંઈ ખોડખાપણ નથી, પણ કોઈ કોઈ સ્થળે તો મારા કરતા પણ વધારે કિમતી વિચારો તારા હૃદયમાથી નીકળે છે, એને જો તું દોષ ગણતી હોય તો ભલે. બાકી બીજું તો બધુ સારું જ હતુ.

**વિજયા**—એમ મારા વખાણ કરીને મને બોધ આપવાનું કામ માથેથી કાઢી નાખવું ધાર્યું છે કે શુ ? હું તો હજી મને ઘણી પાછળ સમજુ છુ.

**મનોહર**—ત્યારે તું કહેતી હોય તો હુ તને મિથ્યા વખોડુ. ને નકામો બોધ આપુ જાણી વાતનો તો કઈ નવો બોધ ગણાય નહિ. પણ તને જો બોધની જરૂર જ હશે તો હુ તો તને તકઉપર બોધ આપતો રહીશ. એવો બોધ આપણા મનમા કોઈ વેળા આવી ગયો હોય છે, તોપણ સમયઉપર તે વચનો બીજાના મુખથી સભળાય તો લાભ થાય છે, એમ ગણી તને પ્રસગઉપર આપતો રહીશ. હમણા તો હુ તારી કાલની કથામા કહેલા દાનની પછી કરવાયોગ્ય કહેલા ધ્યાનને સેવવાની યોગ્યતાવાળો થવા સંધ્યા કરુ છુ. તુ પણ તારે કામે લાગ.

**વિજયા**—આ સમય વાર્તા વધારવાનો નથી, માટે જે કહો છો તે સાંભળીને ઉત્તર આપ્યા વિના જાઉં છું, તે ક્ષમા કરજો. (એમ બોલી પ્રસન્ન મુખથી જાય છે.)

**ધનલક્ષ્મી**— (ગાય છે.)

**પદ. ગરબો.**

પ્રભુ લીજે મારી સંભાળ રે, ચરણે લાગું છું,
ભય આપે આ કર્મ ને કાળ રે, મુક્ત કરો માગું છું.
નથી કીધા મે પુણ્ય અપાર રે, મહા પદ લેવાને,
સદા સેવ્યા આ વિષય અસાર રે, જીવપદે રહેવાને.
જાણ્યુ હાવે જગે સત્સગ રે, નિત્ય સુખદાતા છે,
એક વિશ્વપતિ અકળ અભંગ રે, જીવતણા ત્રાતા છે.

પ્રભુપદે હવે વળિયું ચિત્ત રે, પુણ્ય કાંઈ પ્રકટયું છે,
રુડું લાગે ન સુતગૃહવિત્ત રે, જેથી મન બગડયું છે.
નથી સદ્‌ગુણ આ ઉરમાંહ્ય રે, પ્રભુપ્રીતિ થાવા,
શુદ્ધ ભક્તિ દ્દઢ ભાવ નવ થાય રે, વિભુના ગુણ ગાવા.
અલ્પજ્ઞ અમો અબળા જાતિરે, અન્ય કાંઈ નવ જાણું,
પ્રભુરૂપ ગણી સેવી નિજપતિ રે, પાપનો અંત આણું.
પતિસેવાથી થાજો પ્રસન્ન રે, એ જ વર ઇચ્છું છું,
સ્થિર થાય આ ચચળ મન રે, ધાટ એ પ્રીછુ છું.
અહોરાત્ર એ જ હૃદયમાં આવે રે, હરિરૂપે થઈએ,
કો વિધ નિજ સ્વરૂપ જ ભાવે રે, શું કરી ક્યાં જઈએ ?
ધનલક્ષ્મીપતિ પ્રભુ ધન્ય રે, કરુણા કીધી છે,
શ્રીહરિ ગોવર્ધનનાથ રે, શરણે લીધી છે.

**ગોવર્ધન**—(એકદમ પથારીમાથી ઉઠીને) કેમ વારુ, તેં આજે આ શુ ગાયુ ? અને એ તેં ક્યારે અને ક્યાથી પાઠ કર્યુ ? (તેના સામુ જોઈને) આ હાથમા કાગળ શેનો છે ?

**ધન૦**—એ તો આ મેં ગાયુ, તે આ કાગળઉપર લખ્યુ છે તે મારી મેળે બેશી વાચતી'તી. કેમ વારુ, કઈ મનને ન ગમે એવુ લાગ્યુ કે શુ ?

**ગોવ૦**—હા, લગાર કાનને કઠોર લાગે એવી શબ્દરચનાવાળુ જણાયુ ખરુ. કોણે તેં લખ્યુ છે ? તને પણ કવિતા કરવાનો શોખ થાય છે કે શુ ?

**ધન૦**—સારા કામની હોસ તો કોને ન હોય ? પણ ન આવડે ત્યારે એમ કહીએ કે એ વાતની મને હોસ નથી. પણ તે મિથ્યા પોતાનો ભાર રાખવાને જ હો.

**ગોવ૦**—ભલે તારી ઇચ્છા હોય તો તને સારી કવિતા કરતા આવડે એવુ શીખવુ. પૂર્વે ઘણી સ્ત્રિયો સારી કવિતાઓ કરનારી હતી એમ જણાય છે.

**ધન૦**—ત્યારે આ મેં લખીને ગાઈ, એ તે કવિતા કહેવાય કે બીજુ કઈ ?

**ગોવ૦**—ના એ ખરી કવિતા કહેવાય નહિ. એ તો ગરબીના રાસડા કહેવાય, ને મનના ઉભરા કાઢ્યા કહેવાય ! ઠીક છે, કાઈ ન કરે તે કરતાં ઠીક જ છે.

**ધન૦**—ત્યારે કવિતા તે શેને કહેવી ? ને તે કવિતાનું કઈ લક્ષણ આમા આવ્યુ છે ખરુ કે નહિ ?

**ગોવ૦**—કવિતામાં તો રસઅલંકાર વગેરે ઘણી બાબતો જોવાની

છે તેમાંનું આમાં પ્રાસાનુપ્રાસ વગેરે કોઈ કોઈ લક્ષણ છે, પણ માંહી સારા જોઈએ તેવા અલંકાર નથી.

**ધન૦**—અલંકાર તે આ અમારાં ઘરેણાં જેમ અલંકાર કહેવાય છે, તેવા જ કેની ?

**ગોવ૦**—હા, હા, તેવાજ. સ્ત્રિયોને પણ અલંકાર જ શોભાવે છે કેની ?

**ધન૦**—અલંકારશોભા બીજાને દેખવા માત્ર ખરી, પણ પહેરનારને તો ભાર લાગે, ને વળી બેડી ને બંધનની પેઠે અકળામણ આણનાર, ને વળી સૂતાં બેસતાં શરીરમા ખુંચે, ને તેથી દુઃખ થાય એ તો વળી જૂદું ! એવાં દુઃખ આપનાર ઘરેણાં મારી કવિતાને મારે પહેરાવવાં નથી તો. જુઓની મને પણ કંઈ વધારે દાગીના પહેરવાનો શોખ છે કે મારી કવિતાને પહેરાવવાનો હોય ? પણ એ વિના રસ શેને કહે છે ? ને એમા કાંઈ રસ ખરો કે નહિ ?

**ગોવ૦**—એમ તો સાધારણ અલકાર પણ ખરા ને શાંતરસ પણ કહીએ તો ચાલે ખરો. ઈશ્વરની સ્તુતિ અથવા એવાં ભજનોમાં શાતરસનો ભાસ હોય છે ખરો, પણ સઘળા રસમા રાજા તો શૃંગાર રસ છે.

**ધન૦**—એક વાર તો તમે શાત રસને પણ રાજા કહેતા'તા, નહિ વારુ ? ને હવે વળી આમ કેમ ?

**ગોવ૦**—ઘણાનો મત એવો છે ખરો, પણ તેમાં ઘણા વિવાદ છે.

**ધન૦**—અણસમજણથી વિવાદ ચાલે તેનો તો કાંઈ અંત નથી, પણ મારા જેવીના સાધારણ વિચારથી તો એમ જણાય છે કે સઘળાને શાતિમા જ સુખ જણાય છે, માટે રાજા તો શાંત રસ જ હોવો ઘટે છે.

**ગોવ૦**—તે એમ પણ ઘણા જણનુ માનવુ છે, પણ હજી બે મત છે ખરા. પણ જનરુચિ ભિન્ન છે, એટલે એનો કંઈ એક પરિણામ કોઈ કાળે પણ આવે એમ જણાતું નથી. હશે, લાવ દાતણપાણી. આજ હું પણ ઘણો મોડો ઉઠયો છું, ને હજી મારે ઘણું કામ પણ કરવાનુ છે.

**ધન૦**—( દાતણપાણી આપીને ) કેમ વારુ, ત્યારે આ છેક નકામુ જ જણાતું હોય તો એને ફાડી નાખું ?

**ગોવ૦**—લાવ જોઉં. (સઘળુ વાંચી રહીને) ઠીક છે, ફાડી નાખવાજેવું તો નથી. તેં તારા વિચાર પદમાં ઠીક જણાવ્યા છે, ને કવિતાનું ડોળીયું પણ જણાય છે, પરતુ આટલાથી સતોષ નહિ માનતાં ધીરે ધીરે નિર્દોષ અને સુંદર કવિતા કરવાને ઉમંગી થવું, એમ મારા કહેવાની મતલબ છે.

**ધન૦**—આમા કાંઈ જાણવા જેવા દોષ જણાવો તો ખરા, એટલે હું પણ જાણું તો ખરી.

**ગોવ૦**—અરે દોષમા શુ લેવા જવું'તુ ? આ તારું નામ જ અર્થપુનરાવૃત્તિ દોષવાળું છે ! ( કાગળમાં તેના નામના **ધન** અને **લક્ષ્મી** એ બે શબ્દ દેખાડીને ) આ બને શબ્દ એક જ અર્થને જણાવનાર છે.

**ધન૦**—ત્યારે શું કરીએ તો એ દોષ મટે ? હવે કંઈ બીજું નામ તો પડાય નહિ. ત્યારે જો તમારી ધ્યાન પહોચે તો **ધન્યલક્ષ્મી** લખું, એટલે પછી તે દોષ મટ્યો ગણાશે. (હસીને)ને આ તમારુ નામ છે તે તો **ગોવર્ધન** પર્વતને નામે નામ છે, ત્યારે તમારા નામમા પણ જડતા દોષ નહિ ગણાતો હોય કે ?

**ગોવ૦**—હા, એમ કરીશ તોપણ અડચણ નથી. લે, એ પ્રમાણે કરીને એવા લખે તેનો સગ્રહ કરજે, અને મને અવકાશે બતાવજે. અને આ તારી ક્લિષ્ટ કલ્પનાથી શોધી કાઢેલો જડતા નામનો દોષ તો ગણનારાએ ગણ્યો પણ નહિ હોય, પણ હવે તેં શોધી કાઢ્યો, એટલે ગણીએ તો ગણાય ખરો. ચાલ હવે હમણા તો એ વાર્તાને પતાવ. ( પછી બને જણ પોતપોતાને કામે લાગે છે. )

**ચંદન**—( મેડા ઉપર ફરતા ફરતા ગાય છે. )

**પદ.** (સદ્ગુરુની સગતિ રે શોધી નહિ મળે, એ લય.)

**ઓ**ધવજીને અબળા પૂછે એટલુ,
કહો વીરા શી હરિએ કહાવી વાત જો,
હરિવિણુ વીલી વિરહિણી આ ગોપીએ,
શોકાગ્નિમા દહન કરી છે જાત જો, ઓધવજી૦
બીજા શુ જાણે ઉદ્ધવ આ દુ:ખને,
પ્રેમજળે નથી ભીના જેના નેણ જો,
પ્રિયતમને વિરહે આ પ્રાણ પતી જશે,
વહાલાવિણુ કો ઠારે વદી પ્રિય વેણ જો; ઓધવજી૦
જુઠો સ્નેહ જગતનો અમને ના ગમ્યો,
ત્યારે બાધ્યો અવિચળ પ્રભુશુ નેહ જો,
પણ ના પ્રભુને ગમી પ્રીતિ અમ રકની,
જેથી અમને દીધો હરિએ છેહ જો, ઓધવજી૦

**કૃષ્ણદાસ**—(કાઈ વાચતા વાચતા આ સાભળતો હતો, તે એકદમ ઉઠીને ધાટો કાઢીને) અરે ઓ મૂરખ ! આ સો બડબડાટ કરે છે. વગર સમજણનો ? હું અહિ બેઠો છુ તેની તને ખબર નથી ?

સુ તું નથી જાણુતી કે મને એ વાતની ઘણી ચીડ છે? ક્યારનો હું બોલતો નથી ! મારા મનમાં કે હમણાં મારા તરફ જોસે તો એની મેળે બડબડતી બંધ થસે. પણુ તારું ભાન ક્યાં છે જે?

ચંદન—( તેના ધાટાથી એકદમ ચમકે છે. પછી તેનુ બોલવું સાંભળી રહીને ) જાઓ જાઓ, તમારી આવી ખરાબ ટેવ મને ગમતી નથી. એકદમ આવડો મોટો બરાડો પાડીને બોલ્યા, તે હું તો રાંડ ચમકી ગઈ ! કહ્યુ આ શી ધાડ આવી ! હુ મારે ગરબી ગાતી'તી, તેમાં તમને શું આવડું જોર આવી ગયુ કે રડયા કાનમા ધાક પડી ગયા એવો મોટો બરકો પાડી ઉઠયા ! કેમ કઈ ધીરેથી કહેવાતુ નહોતું ? તમે તે મને બહેરી જાણી કે શુ ? આવી વાત કરો તે મને ના ગમે !

કૃષ્ણ૦—(મોટેથી) ખરુ કહેતા આવડો ચટકો લાગે છે, ત્યારે સુ તારી અક્કલ ફુટી ગઈ છે ? તને મે કેટલી વાર કહી મૂકયુ છે કે જેમાં ઓદ્ધવ ફોદ્ધવનાં નામ આવે એવી ખરાબ નજીસ ગરબીઓ મારા આગળ ગાવી નહિ.

ચંદન—લો, એ ઓદ્ધવે શો તમારો બાપ માર્યો છે, જે એનુ નામ તમારા આગળ બોલવુ નહિ ! વળી નથી બોલતાં તેમ તેમ તો છેક જ કામ ચઢી વાગે છે ! એવી ગરબીઓ તો આખા મુલકમા ગવાય છે કે હું કાંઈ નવાઈની ગાઉં છુ ! ના સાભળવી ગમે તો આપણે આપણી મેળે કાનમા રૂના પૂમડા કે આંગળીયો મુકીને બેશીએ ! આવડા મોટા ધાંટા કાઢીને ગળુ શીદ દુઃખવીએ !

કૃષ્ણ૦—( મોટેથી ) અરે બળ્યો એ મુલક ! ને મુવા સાલા લોકો ગાનારા ! તારે તે લોકનો ખપ છે કે મારો ? તને તારે એક વાર ના કહી કે ફલાણી વાત નહિ કરવી, તેમ છતા ફરી ફરીને સા માટે હુ નારાજ થાઉ તેવું કરે છે ? સીખામણુની વાત કહીએ છીએ ત્યારે કહે છે કે ધાંટા કાઢો છો ! લગાર ભાન રાખ ભાન, સીધે રસ્તે ચાલે તેને કોઈ સાલો આર મારે ?

ચંદન—અરે જાણી જાણી મોટી સીખામણ ! આવરે મારી સીખામણુ ! આવા હોકારા કરીને તે વળી સીખામણ દેવાતી હશે ! અને તમને તે એવી સીધા ને વાકા રસ્તાની શી ખબર છે જે ! તમે તો એક તરેહવાર સ્વભાવના છો ! જેમ કોઈ અનાડી હાકનારો સીધા ચાલનારને ને ન ચાલનારને એમ બને બળદને પરોણીના ગોદા માર માર કરે છે, તેવા તમે છો ! રજ્યા મૂરખ મનના હોય તેનેએ આવી ગરબી સાભળતા આનદ થાય, ને તમે તો પેલા મુજીની પેઠે કશાથી રાજી જ થવાના નહિ ? તેનો તે શો ઉપાય કરીએ ?

**કૃષ્ણ૦**—ના ના, તે એવી ગડબડ મડબડ મારા આગળ નહિ ચાલે ! કહેનાર કહી રહી ! હુ જેમ કહુ તેમ જ તારે ચાલવું પડસે, અને એકવાર કહ્યા છતાં જો ન ધ્યાનમાં રાખ્યુ તો પછી ચૌદમુ રતન તૈયાર છે એમ જાણજે. લોકોને સાલાને સી અક્કલ હોય છે ! હુ તો કોઈનામા એવી અક્કલ દેખતો નથી !

**ચંદન**—તમે શેની દેખો ! આખા મુલકના લોકની અક્કલ તો આવીને તમારામા સતાઈ રહી છે, એટલે તમને લોકોમા શેની દેખાય ? પણ તે કંઈ જણાય કે મારે તે કેવી ગરબીઓ ગાવી કે જેથી તમારા મનની પાખડીઓ ખીલે ! રડયુ જે ગાઈયે તેમા કહે છે કે આ ગાઈશ નહિ ! ત્યારે શુ તમારુ ને મારુ કરમ ગાઉં, કહો ?

**કૃષ્ણ૦**—અરે છેક મૂરખની પેઠે સુ બોલે છે ! જો તારામા બે દાણાએ અક્કલ હોય તો ગાવાની ચીજની કંઈ ખોટ છે ? કેમ સારાં માણસો કઇ નહિ ગાતા હોય કે ?

**ચંદન**—ગાયુ ગાયુ સારા માણસે ! બધાંએ નઠારાં ને પોતે એક સારા ! પોતાનું હાક હાક કરો છો, પણ હુ પૂછુ છુ કે ઓદ્ધવે શો તમારો બાપ માર્યો છે તે કંઈ જણાય ? તેનો તો ઉત્તર અપાતો નથી, ને બીજી નકામી ટેચ વધારો છો !

**કૃષ્ણ૦**—અરે એકલા ઓદ્ધવઉપર છાપુ માર્યું છે ? જેમાં ઓદ્ધવનુ, ગોપીનુ કે કહાનનુ કે એવાં એવા નામો જેમા આવે તે તે મારે કામનુ નહિ ! ફરી ફરીને સુ કહેવડાવે છે ?

**ચંદન**—તમને જ્યારે એવા એવા નામની ચીઢ છે, ત્યારે લગાર ટાઢા પડો, ને તમારુ નામ શુ છે, તે લગાર મને કહી સભળાવો. પછી જુઓ, તમને પણ હાથ પકડીને ઘરમાથી કાઢી મૂકુ છુ કે નહિ ! ચાલો તમને એવાં નામની ચીઢ છે, તો મને પણ એવા નામની ચીઢ છે ! તમે તો પોતાના નામમાં તે ગોપીઓના **નાથ**, ને ઓદ્ધવના ઇષ્ટ—**ભ**ગવાનના દાસની પદવી લઈને બેઠા છે તો તે તમારુ નામ તમને કડવુ ઝેર જેવુ કેમ લાગતું નથી ? તે નામ તો તમે તમારી મેળે જ તે દા'ડે મને બોલાવ બોલાવ કરતા'તા, ને રોજ ધમપછાડ કરી રહ્યા'તા, ને હવે કેમ એવા એવાં નામ ગળે વળગે છે ? ચાલો ઉઠો બોલો એટલી વાર છે, નહિ તો લો આ સાબુ કે પેલી કાળી માટી, ને એ તમારું અણગમતું નામ જ્યા હોય ત્યાથી ધોઈ નાખો !

**કૃષ્ણ૦**—(લગાર નરમ પડીને) એ તો મૂલથી માબાપે પાડયું છે તે છે. અમે કઈ નવુ તો થોડું જ પાડયું છે ?

**ચંદન**—ત્યારે છાનામાના બેશી રહોને ! આ નામો કઈ મેં પાડયાં છે, ને આ ગરબીઓ કઈ મેં કરી છે ? ને એ ગરબીમા શી

બીજી એવી વાત ન ગમવાની છે જે ? લગાર સમજણ રાખો સમજણ ! છેક નાદાની ન કરો.

**કૃષ્ણ૦**—પણ જેમાં રાસની વાત આવે, ને કહાનગોપીના બોલ આવે તે આજ પછી કોઈ દિવસ મારા આગળ ગાઇસિ નહિ. સમજી ?

**ચંદન**—એ તો હું સમજી, પણ આ તો ભમરગીતાની વાત છે, રાસની વાત ક્યાં છે ? તમે પણ પેલા હાથીની સુંઢને ને પુછડાને પણ નો'તા ઓળખતા એવા સોદાગરજેવા છો તો ! અને સો વાતની એક વાત કહી, કે તમારું નામ તમે કાઢી નાખો, ને પછી એવી ગરબી ગાઉં તો મને કહેજો. હવે સમજ્યા કેની ?

**કૃષ્ણ૦**—(લગાર હસીને) સમજ્યા સમજ્યા હવે, બેસ છાનીમાની. આજનો દહાડો વળી જવા દઉં છુ, ત્યારે વધારે છાકી જાય છે કે ?

**ચંદન**—આજનો દહાડો જવા દો છો, ને બીજા બધા દહાડાને તો દોરડે બાંધી રાખતા હશો ? શી ગાડી ગાડી વાતો કરો છો ? તમે જાણો છો કે તમે જેટલા પગરણ લડાઇના માડો છો, તે ખોટા માડો છો, ને દરેકમા તમે હાર પામો છો તોયે પણ પેલા વીંછીભાઇના આકડાની પેઠે મરડાટ મૂકતા નથી ચાલો તમે તો નવરા છો. મારે તો ડોશી બૂમો પાડશે ( નીચે જાય છે. )

**ભૂધર**—(કૃષ્ણદાસનો પાડોશી જે આ સઘળી વાતને બેશીને સાભળતો હતો તે મનમા) અરે રે ! આ તે સાળો કેવો મૂરખ છે ! એ દાણા જોવા જઈએ તો અક્કલ નથી ! આ તે શો વખત દિનપરદિન આવવા માંડયો છે ! શુ આ તે આ રાડ અગ્રેજી વિદ્યાને માથે વરદાન છે કે શુ ? શુ આ બધાએ અગ્રેજી ભણનારાઓ છેક આવા ને આવા તિતાલી ને તિસ્મારખાના બેટા જેવા થતા હશે કે, આ તે આ એક જ મૂરખ થયો છે ? બીજા ઘણાએ ભણેલાને આપણે જોઈએ છીએ, પણ આવો મૂરખ તો આ જ જણાય છે. રોજ આવી ને આવી ખોટી લડવાડથી બેવકૂફ જેવો લડે છે ! જો બિચારી કેવુ સારુ જ્ઞાનનુ ભક્તિનુ, ભગવાનના નામનુ ભજન ગાતી'તી, તેને બંધ કરીને અધુરું રખાવ્યુ, ને પાપનો પોટલો બાંધી બેઠો ! હશે, આપણે શુ ? એના કરમ એ ભોગવશે. હમણાં કઈ કહેવા જઈએ તો આપણી જોડે બાઝે ! પણ આ છોકરી ડાહી છે, તેથી સાંકળી કાકીને કહીશુ, તે એ પણ બબ્બે ઘડી જઈને કથા સાભળે; નહિ તો આ ઢેડવાડો કોઈ દહાડો મટવાનો નથી. એ મૂરખો આવે તોપણ સુધરે ખરો, પણ અત્યારમા કોણ એનુ મો ઉઘાડે ? ( એમ વિચાર કરતો ઉઠીને પોતાને કામે જાય છે. )

(સઘળી સ્ત્રિયો પોતપોતાના કામથી પરવારીને સમય થાય છે, એટલે વારા ફરતી **વિજયાના** ઘેર આવે છે. )

**ચંચળા**—(ભાગીરથીને) પેલી **સત્ત્વમતિને** પુણ્યદાન કરવાની મરજી થઈ, એવી મને કોણ જાણે ક્યારે થશે ? હજી તો એક રૂપિયો ધરમમાં વાવરવો પડે છે તો જીવને પૂછવું પડે છે, ને માંહેથી બળ-બળ થતુ જણાય છે, તો આવા મોકળા મનથી તો ખરચ કેમ જ થાય ? શું આખો જન્મ આવો ને આવો જ જશે કે શુ ?

**ભાગીરથી**—અરે બહેન ! તમને તો ધન આપ્યુ છે તો કોઈ દહાડો ઈશ્વર ઉદારતા પણ આપશે, પરંતુ અમારા જેવાને તો ધને નથી, ને ઉદારતાએ નથી, તેમની શી વલે એનો વિચાર કરોને ! તમને તો કાલે **પરમેશ્વર** એવી સારી બુદ્ધિ આપશે.

**ચંચળા**—તમારા મોમા સાકર બહેન ! હુ તો એ જ માગુ છું કે આપણે હાથે ખૂબ પુનદાન થાય. ને તમારી શી વાત બહેન ! તમે તો બ્રાહ્મણ, ને મળતરપરમાણે દાન પણ કરો છો, કંઈ મારી પેઠે છે કે છતુ છે ને કરતા નથી ?

**પારવતી**—અરે બહેન ! પુન તે કંઈ અમથા થાય છે ? એ તો ધન મળે છે, એટલે હાથે ને છાતીએ જમના દૂતો બેસે છે ! એક પાઈ પણ શેની અપાય ! પેલા ભવની સારી કમાણી હોય, ત્યારે પુનદાન બધુએ થાય છે. લો **વિજયાલક્ષ્મિ** બહેન ! હવે કંઈ ચલવો, એટલે આ કાન પવિતર થાય બીજી વાતોનો કંઈ છેડો આવે છે ? આ મારી **ચંચળ** વહુ તો પૈસાવાળી છે, ને વળી એની બુદ્ધિ સુધરી છે, તે એ તો દાન કરીનેએ કલ્યાણ પોતાનુ કરી લેશે, પણ મારા જેવી અભાગણીને તો આ તમારી કથા સાભળી જ કલ્યાણ કરવાનુ છે. પૈસો તો **પરમેશ્વર** આપશે ત્યારની વાત ત્યારે છે.

**ચંચળા**—કાકીજી ! મારોએ જીવ ઉદાર થશે ત્યારની વાત ત્યારે છે હમણા તો મારે પણ આ તમારી પેઠે જ કલ્યાણ કરવાનુ છે ચાલો બહેન ! પદ બોલો. (જય બોલાવે છે.)

**વિજયા**—( પદ બોલે છે. )

**ગરબો.**

સખિ કહુ છુ હિતની વાત, શુણજો હેત ધરી,
જેથી સુખ આવે સાક્ષાત્, દુઃખને દૂર કરી. ટેક.
પ્રથમ જગત્મા યશ મેળવવા, સદ્ગુણ સઘળા સજવા રે,
અપકીર્ત્તિ દેનારા સઘળા, અવગુણ ઉરથી ત્યજવા, શુણજો૦

આદિ કુળજ્ઞાતિકેરું શુભ, કરવા ઉદ્યમ ધારો રે,
પછી નિજ નગરનિવાસી દેશી, એમ ક્રમે કરી તારો; શુણુજો૦
અવિચારે આ જગ સુખી કરવા, મિથ્યા શ્રમ નવ કરશો રે,
અવરતણાં દુઃખ કેમ હરાશે, જ્યાં લગી નિજ નવ હરશો; શુણુજો૦
સહુનાં સુખનું સ્વરૂપ વિચારો, શોધો સુખદ ઉપાય રે,
વળતા યત્ન કરો યુક્તિથી, તો સુખ સઘ સધાય; શુણુજો૦
ધાડ પડી શુણી વિકળ થઈને, મૂઢ જન બ્હારે ધાય રે,
શસ્ત્ર નથી કર, નથી કળ ઉરમાં, કહો રિપુ કેમ મરાય; શુણુજો૦
માટે નિજપરહિત કરનારે, જોઈએ જે જે કરવુ રે,
મનહર પ્રભુ તે કીધા વિણુ તો, ધાતાં અજય લઈ મરવું; શુણુજો૦

**ભાગીરથી**—(જય બોલાવીને) કાલે તો અંતમાં એ આવ્યું હતુ કે તે સત્ત્વમતિને દશ માસ પૂર્ણ થવાથી પ્રસવના સમયે શુભ લગ્નમાં તે સત્ત્વમતિએ પુત્રને જન્મ આપ્યો, અને તે પ્રબુદ્ધ પુરુષે પુત્રના જન્મના હર્ષનિમિત્ત દાનકર્મ વગેરેથી યોગ્ય સમયે મોટો ઉત્સવ કર્યો. પછી સૂતિકાગૃહમાથી કેવળ શુદ્ધિસ્નાન કરીને તે સત્ત્વમતિ બહાર આવી ત્યારે તેણે પોતાને કરવાનાં રહેલા નિત્ય દાનને રુડે પ્રકારે કર્યાં. પછી એક વેળા તે સ્ત્રીપુરુષ નિવૃત્તિએ બેશીને આ પ્રકારના વિચારને કરવા લાગ્યા. આટલુ કહીને બંધ રાખ્યુ હતું.

**વિજયા**—(ઇષ્ટનું સ્મરણુ કરીને) પછી તે સત્ત્વમતિ પોતાના પતિને આ પ્રકારનાં વચનો કહેવા લાગી.

સત્ત્વમતિ કહે છે, હે ભગવન્ ! આપણે ધારેલા પુણ્યકર્મ તો ધારવા પ્રમાણે અમલમા આવી ગયા છે, અને પરમેશ્વરે તેનુ આ ફળ પણ આપણે જાણીએ તથા સર્વ લોકો જાણે એવુ આપ્યુ છે. આથી મારા પિતાનુ કહેલુ શાસ્ત્રસંમત વચન સાચું ઠર્યું. ઘણા ધનવાનોને પુત્રસંતતિ થતી નથી, તેમાં તે દુષ્ટ ધન પણ કારણુરૂપ ખરુ. માટે એવા ધનવાનોએ તે ધનનો ભોગવનાર શુદ્ધ વારસ ન ઉત્પન્ન થવામા કારણુરૂપ ગણીને તે ધનનો કોઈ વિશેષ અંશ પણ સત્કર્મમા વહેતો કરવો જોઈએ છે. પણ આ લોકમા જોતા ઘણા ધનવાનો અપુત્રવાન્ છતા પણ લગારે ધન સન્માર્ગે વાવરવા ઇચ્છતા નથી, એમા તેમના પાપકર્મ જ માત્ર પ્રતિબંધક કારણુરૂપ હશે. આપણે આ કરેલું પુણ્ય-કર્મ પણ એ સંપૂર્ણ ધનના પ્રમાણુમા જોઈએ તેટલું નથી, તોપણ ઠીક થયુ છે. હવે જ્યારે આપને યોગ્ય લાગે ત્યારે આપણે વળી બીજાં સત્કર્મ કરવા વિચાર કરીશુ, આ સંસારમા બીજાં સઘળાં વ્યસનકરતાં પુણ્યકર્મનું વ્યસન શ્રેષ્ઠ ગણાય છે, માટે જેમ આપણે

ખાવા પીવા વગેરે સઘળાં વ્યસનોને નિત્ય સેવીએ છીએ, તેમ દાન-ધર્મકર્મનું વ્યસન પણ નિત્ય રાખવું જ જોઈએ. જુઓ, આ પુત્રનું તેજ કેવું છે ! હજી હમણા તો એની આ ચામડીનો રંગ રતાશઉપર જણાય છે, પણ વૃદ્ધો કહે છે કે એ તો ઘણો ઉજ્જવલવર્ણ થશે. પણ આ એનુ મોટું કપાળ તો જુઓ ! મારા પિતા રોજ કહેતા કે હે દીકરી ! કોઈને કોઈનો પદાર્થ, ખરી રીતે જોતા, કામ આવતો નથી, માત્ર આપણું કપાળ મોટુ જોઈએ. મોટા કપાળવાળો તેજસ્વી પુરુષ કદાચિત્ પણ અત્યંત દુર્બળ અને દુઃખવાળી અવસ્થાને નિરંતર ભોગવતો નથી, તે વચનઉપર મને ઘણો વિશ્વાસ હતો. અને તે પ્રમાણે આ તમારા પુત્રનુ પણ કપાળ ઘણું મોટુ છે, તે જોતા મને ખાતરી થાય છે કે આપણે આ ધનને પુષ્કળ પુણ્યદાનમા ખરચીશુ તો પણ આગળ એ ભુખે મરનાર નથી.

પ્રબદ્ધ પોતાની પતિવ્રતા સ્ત્રીના આ પ્રકારના વચનો સાભળીને કહે છે, હે સ્ત્રિ ! આપણે ધર્મમાર્ગે ધન ખરચ્યુ છે, પણ મારા જાણવા પ્રમાણે આ બે વર્ષમા આપણને લાભ પણ સારો આવ્યો છે. આપણા ધનની વ્યવસ્થા કરનાર કામદારોને તેમના વ્યાપારમા ચિત્ત નાખવુ ઠીક ફાવે એવા વિચારથી આ સઘળા ધર્મકાર્યમા જે ધન વ્યય કરાય તે કામ કરવામા કુશળ એવો એક બીજો કાર્યભારી પ્રથમથી જ રાખી લીધો હતો. તેણે પણ ઘણી કુશળતાથી ધારેલા કામ ધાર્યા કરતા પણ સારી રીતે અને કિફાયતથી કર્યા છે, એટલે આ પુણ્યદાન કરવામા હવે આપણે કોઈ પ્રકારના પણ નિમિત્તથી પાછા હઠવા જેવુ નથી. એક તરફથી વ્યાપારનો પણ વધારો ચાલે છે, અને બીજી તરફથી આ કામનો પણ તને યોગ્ય લાગે તેમ વધારો કરીશુ. હે સ્ત્રિ ! આપણે સ્થાપેલા મહામુક્તિમદિરમા હવે આ વસતિના ઘણા સજ્જન પુરુષો કથાવાર્તા શ્રવણ કરવાને આવે છે, અને સર્વ મોટી પ્રસન્નતા દેખાડે છે. આપણા વૃદ્ધોના પુણ્યથી તથા ઈશ્વરની કૃપાથી એ મહાપુરુષ પણ અત્યંત યોગ્ય મળ્યા છે. જાણે કોઈ ઈશ્વરાશ કે લીલાવિગ્રહને ધારણ કરીને આ જગત્મા માત્ર જીવોના ઉદ્ધાર કરવાને જ પ્રકટ્યા હોય એમ મને તો જણાય છે. એમને આ જગત્મા કોઈ પણ પદાર્થ જાણે મેળવવાની આતુરતા હોય એવુ તો જણાતું નથી. આ મોટુ સ્થાન તથા ક્ષેત્રાદિ સઘળા પદાર્થ એમને અર્પણ કર્યા, તે જોઈ કે જાણીને એમને કોઈ પ્રકારનો લગાર પણ વિલક્ષણ હર્ષ થયો હોય એમ જણાયુ નથી. મારી પ્રાર્થનાને સ્વીકારીને જ માત્ર આપણા ઉપર અનુગ્રહબુદ્ધિથી પ્રબળ ભાવિને જાણીને એમણે એ સ્થાનમા પધારવાને વૃત્તિ ધારી છે, એમ કહેવાને

મને લગાર સંકોચ જણાતો નથી. એમને જેમ કોઈ પણ પદાર્થને મેળવવાની ઇચ્છા નથી, તેમ જ કોઈ પણ કારણને લેઈને એમને ક્રોધ પણ ઉત્પન્ન થતો જણાતો નથી, એવો નિયમ છે કે જે પુરુષનુ ચિત્ત કામરાગવાળુ હોય છે, તેને અવસ્ય ક્રોધ થયા વિના રહેતો નથી. તેથી જ્યારે એમનો ક્રોધ નિર્મૂળ થયા સરખો જણાય છે, તો અવસ્ય એમના કામરાગ પણ શમી ગયા છે, એમા સંદેહ કરવા સરખુ નથી. એમને પોતાનુ અપ્રિય બોલનારઉપર પણ આરૂઢ દ્વૈષ કોઈ ક્ષણે જણાયો નથી, રાત્રદિવસ એમનુ ચિત્ત પ્રસન્ન હોય એમ લાગે છે. કોઈ વેળા જાણે દ્વૈતદર્શનના અભાવવાળી સ્તબ્ધવૃત્તિ રહેતી હોય એમ જણાય છે, પરંતુ તે ટાણે પણ એમના ચિત્તમાં અપ્રસન્નતા હશે એવુ મુખ જોનારને અનુમાન થતું હોય એમ નથી. આ વગેરે સામાન્ય સંબંધથી જણાય છે કે એમણે અંતરૂના છ રિપુઓ તો પોતાને વશ કર્યા છે. એમની વ્યાખ્યાન કરવાની શક્તિ જોતાં તો જાણે દેવતાઓના ગુરુ બૃહસ્પતિને પણ વિસરી જવાય એવી છે. શ્રોતાઓના મનનુ સમાધાન કરવામા તો જાણે બીજા **શ્રીશંકર** કે **વિષ્ણુ** હોય એવા ભાસે છે. અનેક પ્રકારની સુગમ યુક્તિવડે ઘણા ગહન વિષયને પણ શ્રોતાઓના લક્ષમા આણે છે. એમને 'અમુક પદાર્થ અત્ર જોઈશે તે આણજો કે આણો' એવુ બોલવાનો સ્વભાવ જ નથી. મનુષ્યનો ઘણો મોટો સમુદાય જ્યા આવજાવ કરે, ત્યાં અનુકૂળ તથા પ્રતિકૂળ સ્વભાવના પણ મનુષ્યો ઘણા હોય છે, તથાપિ એમનો જાણે અનુકૂળપ્રતિકૂળ ભાવ છૂટી ગયો હોય તેની પેઠે સર્વથી રાગદ્વેષથી રહિતપણે વર્તે છે, તેથી લોકના કલ્યાણ કરવામાં જેવા પુરુપ જોઈએ તેવા જ આપણને એ પ્રાપ્ત થયા છે, એમા હવે શંકાસરખું નથી. આ જીવોને બોધ કરીને પરિણામ પામવાયોગ્ય પદને પમાડનાર સર્વજ્ઞ ઈશ્વરસરખા અત્યંત કુશળ પુરુષ જ ગુરુ અથવા સદ્ગુરુ પદને યોગ્ય છે. અને એવા સદ્ગુરુની જ મન, વાણી, તથા શરીરવડે સેવા કરનાર પુરુષ આ લોકમા કૃતકૃત્ય થાય છે. હે ઇષ્ટેચ્છાવાળી ! આ વિચિત્ર સૃષ્ટિમા અનેક પ્રકારના સ્વભાવના મનુષ્યો છે, તે સર્વ મનુષ્યોના સ્વભાવને યથાવત્ જાણનારને તથા તે તે સ્વભાવનાં મનુષ્યોને કેવા પ્રકારના ક્રમથી આ સંસારથી પાર ઉતરાય છે, તે સંપૂર્ણ માર્ગરૂપ ક્રમને જાણનાર પુરુષ જ સદ્ગુરુ થવા યોગ્ય છે. મૂળ અવિદ્યા પ્રકૃતિના સ્વરૂપને તથા તેના સંપૂર્ણ આ પ્રપંચરૂપ કાર્યને પોતપોતાના સાક્ષાત્ કારણદ્વારા અંતમા અપરિણામિ વસ્તુમા લય કરવાને સમર્થ એવા તથા આ વિવિધ ન્યૂનાધિક સામર્થ્યવાળા જીવોને તે તે પ્રકારના સંપૂર્ણ લયક્રમને વિધિપૂર્વક સધાવનાર પુરુષ જ સદ્ગુરુ-

પદને યોગ્ય છે. નાના પ્રકારની સાધનસામગ્રીને પોતે જાણીને તથા અન્ય જીવોને જણાવીને જે વસ્તુરૂપ થયા થકા સર્વને વસ્તુરૂપ કરવામાં કુશળ છે એવા, તેમ જ તે વસ્તુરૂપ થવામાં વિવિધ અનેક માર્ગમાં આવનાર સંપૂર્ણ વિઘ્નોને તથા તે વિઘ્નોના પ્રતિબંધક ઉપાયને જાણનાર છતાં તેને યોગ્ય સમયે પ્રત્યેક અધિકારીને જણાવી ઉપયોગ કરવાની યુક્તિ આપીને અભયપદને પ્રાપ્ત કરવામાં નિપુણ એવા પુરુષને જ સદ્‌ગુરુ પદ મળેલું શોભે છે.

આ લોકમા ઘણા પુરુષો પોતે મુક્ત થયા હોતા નથી, મોક્ષના યથાર્થ સ્વરૂપને જાણતા નથી, તેમ જ મોક્ષના યોગ્ય ઉપાયને પણ જાણતા નથી તોપણ ગુરુ તથા સદ્‌ગુરુપદની ઇચ્છાથી લોકને અનુકૂળ વર્તાવવામાં યત્ન કરતા જણાય છે. પરંતુ તેવા પુરુષોનો તે યત્ન, તથા તેમની ઇચ્છાને અધીન વર્તનાર અકુશળ અનધિકારિઓવડે મોક્ષનિમિત્ત કરાયેલો અયથાર્થ સઘળો યત્ન વંધ્યાના ગૃહસ્થાશ્રમની પેઠે વ્યર્થ જ જાય છે. માટે શાણા મનુષ્યોએ આ સંસારમાં ગુરુ અથવા સદ્‌ગુરુ કરવામાં પણ અત્યંત વિચારનો ઉપયોગ કરવો ઘટે છે. આ સ્થળે સંપૂર્ણ વિવિધ લૌકિક વિદ્યા તથા કળાને પૂર્ણરૂપે શીખવનારને તો 'ગુરુ' શબ્દથી ઓળખાવ્યા છે, અને કેવળ મોક્ષપર્યંતના સંપૂર્ણ ઉપાયને સધાવનાર મહાપુરુષને તો સદ્‌ગુરુ શબ્દથી ઓળખાવ્યા છે. આ પ્રકારના ગુરુ તેમ જ સદ્‌ગુરુ સર્વને જગત્‌મા સર્વ સ્થળે મળી આવવા કઠિન છે. કોઈ પુણ્યવાન્ પ્રાણિને જ તેના ઉગ્ર પુણ્યના તથા ઉગ્ર વર્તમાન પ્રયત્નના પ્રભાવે પ્રાપ્ત થાય છે. આમ છે માટે હે સાધ્વિ ! આ મહાત્મા પુરુષ જેવા જોઈએ તેવા આપણને પ્રાપ્ત થયા છે, તે પણ આ આપણા પુણ્યપ્રયત્નના બળથી જ પ્રાપ્ત થયા છે, એમા લગાર પણ સંદેહ નથી. ગુરુ તથા સદ્‌ગુરુવિના કોઈ પણ પુરુષ આ સંસારમા અખંડ ઉજ્જ્વલ યશકીર્તિને પામ્યો હોય એવું જણાતું નથી, માટે આપણે પણ સદ્‌ગુરુ કરવા કે કેમ, એ વિષે હવે અવશ્ય વિચાર કરવો ઘટે છે. આ લૌકિક વિદ્યાનિમિત્ત તો બાળપણામા ગુરુ કરવામા આવ્યા છે, અને તેથી હવે આ લૌકિક કોઈ અર્થ માટે નવા ગુરુને સાક્ષાત્ કરવા સરખી અગત્ય જણાતી નથી, પણ ઘણો વિચાર કરતા કોઈને સદ્‌ગુરુપદે સ્થાપવાની અગત્ય જણાય છે ખરી.

આ વ્યવહારમાં ઉપયોગી સઘળી વિદ્યા તથા કળાઓ જે સાંભળીને તથા નજરે દેખીને પણ વિચક્ષણ પુરુષો શીખી શકે એવી જણાય છે, તે પણ પોતાની મેળે પૂર્ણ રૂપમાં શીખી શકાતી નથી; તેમાં પણ ગુરુની સહાયતાની સર્વને અગત્ય પડે છે, તો આ મહાવિદ્યા કે જેના સાધકબાધક હેતુનું પ્રત્યક્ષ જ્ઞાન તે સંભવવું પણ કઠિન છે, તેવી

વિદ્યા પોતાની મેળે જ સંપૂર્ણ અંશે સમજી લેવાની આશા રાખવી, એ તો કેવળ દુરાશા જ જાણવી; અર્થાત્ સદ્‌ગુરુની સહાયતાની એમાં અનિવાર્ય અગત્ય છે, એમાં કોઇથી પણ ના પડાય એવું નથી.

વળી સંપૂર્ણ મોટા પુરુષો તથા રામકૃષ્ણાદિ જેમને ઈશ્વરના લીલાવતારમા ગણ્યા છે, તેમણે પણ સર્વ જીવોને આ પ્રકારનો ક્રમ દેખાડવા માટે વસિષ્ઠ ઋષિ તથા સાંદીપનિ ઋષિને ગુરુ કર્યા છે. કોઈ પુરુષને પ્રાચીન ગ્રંથોમા જેમ આકાશમાંથી અચાનક ઇચ્છેલુ ફળ પડે ને મળે, તેમ અચાનક પોતાના અંતઃકરણમાંથી જ સંસ્કાર ઉઠીને એ વિદ્યા મળી એમ લખ્યુ છે, તથાપિ તેવાં સ્થળોમાં પણ નિમિત્તરૂપ કારણને જ સદ્‌ગુરુ ગણ્યા છે, અથવા તો પૂર્વ જન્મોમા શ્રીસદ્‌ગુરુદ્વારા જ્ઞાનની અણીઉપર આવેલાને જ અન્ય જન્મમાં પોતાની મેળે જ્ઞાન થાય છે એવુ સ્વીકાર્યું છે. જેથી સર્વ પ્રકારે ગણતા કોઈને સદ્‌ગુરુની પ્રાપ્તિવિના કદાચિત્ પણ જ્ઞાન થયું હોય, એમ આદિ કાળથી જ સ્વીકાર કરાયુ નથી. માટે હે સ્ત્રિ ! આ મારા સરખાએ શ્રીસદ્‌ગુરુ કરવાની અગત્ય છે, એમા તો કંઈ વિચારવા સરખું જ નથી.

સમગ્ર ગ્રંથો તથા મોટા પુરુષોના ચરિત્રો વગેરે જોવાથી પણ સર્વને સદ્‌ગુરુના આશ્રયની જરૂર છે એમ જ જણાય છે.

ઘણું કરીને સઘળા જ ઈશ્વરાનુગ્રહને મેળવેલા ગ્રંથકારોએ પોતાના ગ્રંથના આરંભમાં જેમ જગદાધાર ઈશ્વરને નમસ્કારાદિ પ્રયોગ કરીને મંગલાચરણ કર્યા છે, તે જ પ્રમાણે સદ્‌ગુરુને પણ ઈશ્વરરૂપ જાણીને, અને કોઈ સ્થળે તો ઈશ્વરથી પણ અધિક ગણીને નમસ્કારાદિ પ્રયોગ કરીને મંગલાચરણ કર્યા છે. તેથી તેમના સિદ્ધ અનુભવપ્રમાણે સદ્‌ગુરુની અગત્ય છે, એમ સર્વ જીવોને સૂચવી ગયા છે, એમ તેમની કૃતિઉપરથી ગ્રહણ કરવામા કોઈ બાધ જણાતો નથી.

ઘણા સમર્થ પુરુષોદ્વારા લખાયેલાં નીચે પ્રમાણેના અર્થનાં પ્રમાણવાક્યો પૂર્વકાળથી બળવાન્ પ્રમાણરૂપ મનાતા પૂજ્ય ગ્રંથોમાં સ્થળે સ્થળે સ્થાપન કરાયેલા જણાય છે.

આ સંસારમાં પુણ્યવાન્ પુરુષોની જેવી પરમેશ્વરના ઉપર પ્રીતિ હોય છે, તથા જેવી પ્રીતિથી પરમેશ્વરની ભક્તિ તે પુણ્યવાન્ પ્રાણિઓ કરે છે, તેવી જ પ્રીતિ તથા તેવા જ પ્રેમવડે જો શ્રીસદ્‌ગુરુની ભક્તિ તે પુણ્યવાન્ પુરુષો કરે છે, તો તેવા ગુરુ ઈશ્વરના ભક્તના અંતઃકરણમાં જ આ સત્શાસ્ત્રવડે પ્રતિપાદન કરાયેલી સદ્વિદ્યાનો પ્રકાશ થાય છે.

કોઈ પણ પ્રાણિથી આ જગતમાં શરીરના મોટા બળથી કે

બુદ્ધિના બળથી કે ગૃહક્ષેત્રાદિના બળથી કે સગા કુટુંબના મોટા સમુદાયના બળથી કે મોટી રાજ્યસત્તાથી કે બંધુ અથવા ભૃત્યના બળથી કે અત્યંત લક્ષ્મીના બળથી પણ **પરમેશ્વરના** સ્વરૂપને પમાતું નથી, તથાપિ એક **શ્રીસદ્**ગુરુના પ્રસાદથી પ્રાપ્ત થયેલા ઇષ્ટના અનુગ્રહથી જ માત્ર **પરમાત્મા**ના અવિનાશ પદને પમાય છે. માટે કલ્યાણને ઇચ્છનાર પુણ્યવાન્ પુરુષે તો સર્વ યત્નને બાજુએ રાખી સઉથી પ્રથમ યોગ્ય **શ્રીસદ્**ગુરુનુ શરણુ જ મેળવવુ.

આ લોકમા જન્મ ધરીને નાના પ્રકારની લૌકિક વિદ્યાઓ તથા અનેક કલાઓના જાણવાથી, કે દેશવિદેશમા વિચરવાથી કે મોટા વ્યાપારોના કરવાથી, કે મોટા સમારભવાળી રણભૂમિમા ઘણી કુશળતાથી શત્રુઓના સૈન્યને હણવાથી, કે ગજ, અશ્વઉપર કે રથાદિમા બેસવાથી, કે નાના પ્રકારના રત્નસુવર્ણાદિના અલકારોથી શરીરને શોભાવવાથી આ અખડ સુખસ્વરૂપ **પરમેશ્વરના** પદને પમાતું નથી, પણ માત્ર જીવોના ઉદ્ધાર કરવામા અત્યંત કુશળ એવા **શ્રી સદ્**ગુરુની કૃપાથી જ **તે** સુખસ્વરૂપ પદને પમાય છે. માટે દુ:ખને ટાળવાની ઇચ્છાવાળા પુણ્યવાન્ પ્રાણિએ તો અનેક યત્નથી પણ ઈશ્વરરૂપ **શ્રીસદ્**ગુરુનો આશ્રય જ ધરવો આ સસારમા અનેક પ્રકારના દુ:ખરૂપ બધનોમા પડેલા જીવોમાથી કોઈની પણ સુદર રૂપવાળી સ્ત્રિયોના નિરતર સબંધથી, કે પુત્રપૌત્રાદિના વધારાથી, કે નાના પ્રકારના છળપ્રપચથી, કે લોકમા કરાતી સ્તુતિથી કે દુર્જનોની નિંદાથી, કે ધર્મના મિથ્યા ડોળથી, કે ઉત્તમ પ્રકારના સ્વાદિષ્ટ ભોજનોના જમવાથી, કે નીરસ વિષયોના સબધમા ચલાવેલી ચર્ચાથી, કે જગત્મા મનાયલા કિમતી પદાર્થોના સપાદનથી, કે સપૂર્ણ ધનાદિ પદાર્થના નાશથી, કે પ્રિય પ્રાણીપદાર્થના વિયોગથી પણ આ અજર અમર અને સદા એકરસ, નિર્વિકાર **પરમાત્મતત્ત્વ**મા સઘળા દુખની નિવૃત્તિપૂર્વક સ્થિતિ થતી નથી, પરતુ માત્ર દયાના સમુદ્રજેવા **શ્રીસદ્**ગુરુની વિમળ દૃષ્ટિના કરુણાભરેલા કટાક્ષમાત્રથી જ **તે** સુખસ્વરૂપમા સ્થિતિ થાય છે, માટે સર્વ સુજનોએ મહાપ્રયત્નવડે પણ તેવા દયાળુ **સદ્**ગુરુના ચરણમા પ્રીતિવાળા થવુ

એક ઘરને કે ગ્રામને કે નગરને કે દેશને કે ખડને કે સમગ્ર પૃથ્વીને પોતાને અધીન વર્તાવવાથી, કે શરીરબળ કે બુદ્ધિબળથી દેશમા દિગ્વિજય કરવાથી, કે પારદાદિ રસોના મારણથી, કે મહાસમુદ્રના જળને સુગમ તરવાથી, કે પક્ષીઓની પેઠે ગુટિકા આદિ સાધનોવડે આકાશમાર્ગે ગમન કરવાની શક્તિ મેળવવાથી, કે અનેક ઔષધિ આદિની

સહાયતાથી તામ્રાદિ ધાતુઓનાં રૂપનો ઉચ્છેદ કરીને સુવર્ણાદિ ધાતુઓમાં તેનાં રૂપાંતર કરી જાણવાની કીમીયાગરની કીર્તિને મેળવવાથી કે પૃથ્વીમાં ગુપ્ત રહેલા ધનના નાના પ્રકારના અંજનાદિના યોગથી દર્શન કરવાના સામર્થ્યને પ્રાપ્ત કરવાથી પણ આ અનેક દુઃખ દેનાર જન્મમરણના કારણરૂપ સંસારનું ભય છૂટીને પરમાનંદરૂપ અત્યંત અભય સ્થાનને પમાતું નથી, પરંતુ માત્ર **શ્રીસ**દ્‌ગુરુનાં ચરણની ભક્તિ કે જે ઉગ્રપુણ્યના બળવિના પ્રાપ્ત થતી નથી એવી છે, તે ભક્તિથી જ તે પરમાનંદસ્વરૂપ નિર્ભય સ્થાનને પમાય છે. માટે નિર્ભયપણાની ઇચ્છાવાળાએ સઘળા કાર્યનો તિરસ્કાર કરીને પણ અહંકારનો નાશ કરી **શ્રીસ**દ્‌ગુરુના ચરણમાં મસ્તક મૂકીને કૃતાર્થ થવું.

ગંગા, યમુના, તાપી, નર્મદા, કાવેરી, સરયુ, સરસ્વતી, સિંધુ, ગોદાવરી, આદિ અનેક પાપને નાશ કરનાર નદીના તરવાથી, કે તેમના દર્શનથી, કે તે તે નદીના જળમાં સ્નાનમાત્ર કરવાથી, કે તેમના જળના પાન કરવાથી, કે લવણ, ઇક્ષુ, સુરા, સર્પિ, દધિ, ક્ષીર કે જળના સાતે સમુદ્રના તરવાથી, તેમના દર્શનથી, કે તેમાં સ્નાન કરવાથી, કે તેમનું પાન કરવાથી પણ આ સંસારબંધન જે સર્વને અપ્રિય છે, તે છૂટતું નથી, પણ માત્ર આ ભવસાગરને તરાવી પાર ઉતારનાર **શ્રીસ**દ્‌ગુરુના બે ચરણરૂપ નૌકા જ આ ભવબંધનથી છૂટા કરીને દુઃખસમુદ્રથી પાર કરે છે. માટે ભવદુઃખરૂપ સમુદ્રને તરવાની ઇચ્છાવાળાએ તો જીવમાત્રના તારક **શ્રીસ**દ્‌ગુરુના ચરણને જ અનેક યત્ને પણ સ્પર્શ કરવા ઇચ્છા રાખવી.

બ્રાહ્મણે વિધિપ્રમાણે **શ્રી**ગુરુથી સંસ્કારપૂર્વક ગાયત્રી મંત્રોપદેશ લીધા વિના પોતાની મેળે જ પાઠ કરી લીધેલા ગાયત્રીમંત્રના અનેક પુરશ્ચરણ કર્યાં છતાં પણ તે પુરશ્ચરણો ગુરુના અનુગ્રહવિના યોગ્ય ફળને આપનાર થતા નથી. તેમ જ બ્રાહ્મણે કરેલા નિત્યનૈમિત્તિક, કામ્ય કે પ્રાયશ્ચિત્ત કર્મ પણ ગુરુના પ્રસાદવડે જ ફળને આપનાર થાય છે, તથા પૂર્વે કરાયેલા નિષિદ્ધ કર્મના બળને તત્કાળ નાશ કરનાર થાય છે. માટે સર્વ પ્રકારે જોતાં આ જગતમાં અદ્‌ભુત સામર્થ્યવાળો તો **શ્રી**ગુરુનો પ્રસાદ જ છે. ( આ સ્થળે પ્રસાદ એટલે ભોજનરૂપ પ્રસાદ નહિ, પણ અંતઃકરણના પ્રેમાવેશથી થયેલો આશીર્વાદરૂપ પ્રસાદ સમજવો. ) માટે આપણા પ્રાપ્તબળની સત્તાથી સર્વ સજ્જનોએ ગુરુપ્રસાદ મેળવીને જન્મ સાર્થક કરવો.

મોટા તીર્થોના સેવન તથા દ્વારાવતી, કાશી, અયોધ્યા, અવંતિકા, મથુરા, કાંચી, આદિ મોક્ષને આપનારી મુક્તપુરીઓમાં નિરંતર

નિવાસ કરવાથી, કે તે મુક્તપુરીમાં મરણ પામવાથી, કે હિમાદ્રિ તથા વિન્ધ્યાદ્રિના મધ્યના આર્યાવર્તમાં જન્મ પામવાથી, કે તેમાં નિવાસ કરીને મરણ પામવાથી સાક્ષાત્ મોક્ષ મળતો નથી. જો કે તે પ્રકારનાં કર્મ મોક્ષનાં અવાંતર કારણો છે, તથાપિ મોક્ષનું સાક્ષાત્ કારણ તો **શ્રીસદ્**ગુરુના અનુગ્રહથી મહાવાક્યના શ્રવણદ્વારા ઉત્પન્ન થનાર જ્ઞાન જ છે. માટે જ્ઞાનના પણ સંપાદન કરાવનાર હોવાથી મોક્ષના મુખ્ય કારણરૂપ **શ્રીસદ્**ગુરુના અનુગ્રહને જ પ્રાપ્ત કરવામાં સજ્જનોએ નિરંતર પ્રયત્ન કરવો.

મંત્ર, યંત્ર તથા તંત્રાદિ ઉપાયોવડે શત્રુના સંહાર કરવાથી કે ધનવાનને, સ્ત્રીને કે રાજાને આપણે વશ વર્તાવવાથી, કે તેમને પોતાઉપર મોહ ઉપજાવીને સ્વાધીન કરવાથી, કે દૂર દેશથી સ્ત્રી, ધન, સજ્જન, દુર્જન, ધનવાન્ કે રાજા વગેરેને પોતાના પૂર્વોક્ત વિદ્યાના બળથી આપણા સમીપ આકર્ષણ કરવાથી, કે શત્રુ અથવા દુર્જનોના ચિત્તમાં ઉદ્વેગ આદિના ઉદ્ભવ કરીને તેમને એક સ્થાનથી બીજે સ્થાને ભ્રમતા કરવાથી, કે જળ, શસ્ત્ર, અસ્ત્ર, કે શત્રુના હસ્તપાદાદિના સ્તંભનના કરવાથી કે બે સજ્જનોને કે મિત્રોને કે સ્ત્રીપુરુષને કે માતાપિતાથી પુત્રને કે બે રાજકર્તાને પરસ્પર દ્વેષ ઉત્પન્ન કરાવનાર સાધનોના સિદ્ધ કરવાથી પણ સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન્ પરમેશ્વરના પદને પમાતું નથી; પરંતુ **શ્રીસદ્**ગુરુની કૃપાનું પાત્ર થયેલ મનુષ્ય તો આ ત્રિલોકપતિ ઈશ્વરના પદને યોગ્ય થયો થકો સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન્ અને સ્વતંત્ર થાય છે. તેથી, તેમ જ તે મંત્ર, યંત્ર કે તંત્રના પ્રયોગ જે ક્ષુદ્ર ફળની ઉત્પત્તિ કરનાર છે, તે પણ તે તે વિદ્યાના પ્રવર્તક ગુરુઓના પ્રસાદવિના સિદ્ધ થતા નથી, એ વાર્તા મંત્રાદિ શાસ્ત્રમા પ્રસિદ્ધ છે, માટે આ પરતંત્રતા તથા અલ્પજ્ઞપણારૂપ જીવપદથી ઉગરવાની ઇચ્છાવાળી સ્ત્રી કે પુરુષાદિ પ્રજાએ તો અવશ્ય સર્વ સિદ્ધિના આપનાર **શ્રીમ**હેશ્વરરૂપ **શ્રીસદ્**ગુરુની ચરણરજને જ મસ્તકે ધારવાની ઇચ્છા કરવી.

મોટા સામર્થ્યવાળા પૃથ્વીપતિઓ પણ રાજસૂય કે અશ્વમેધાદિ યજ્ઞ કરીને **શ્રી**ગુરુના પ્રસાદવડે જ તેની પરિસમાપ્તિદ્વારા આ લૌકિક ઐશ્વર્ય મેળવવાને સમર્થ થાય છે, તો અલૌકિક ઐશ્વર્ય જે નિત્ય અને દુર્લભ હોવાથી અનેક સહસ્ત્રમા કોઈને જ પ્રબળ પુણ્યથી પ્રાપ્ત થનાર **શ્રીસદ્**ગુરુનાં ચરણની સેવાના પ્રભાવે પ્રાપ્ત થવા યોગ્ય છે, તેને મેળવવાની ઇચ્છાવાળાએ તે ચરણસેવાના પ્રભાવને પ્રાણાંતપ્રયત્ને પણ કાં મેળવવો નહિ? અર્થાત્ મેળવવો જ જોઈએ.

આ સંસારમાં યજ્ઞથી દાનથી, તપથી, વ્રતથી, અને તીર્થોના

ભ્રમણથી કે તેવાં જ અનેક કષ્ટના યોગથી રાજભોગાદિ અનિત્ય ફળની ઇચ્છા રાખી જીવો પોતાના અમૂલ્ય આયુષ્યને અનેક જન્મપર્યંત ગાળી નાખે છે. તથાપિ એક કે બે જ જન્મમા અથવા વર્તમાન જન્મમાં પણ થોડા કાળમા જ નિત્ય સુખની પ્રાપ્તિ કરનાર થોડા કષ્ટવાળા **શ્રીસદ્**ગુરુની પ્રસન્નતા મેળવી આપનારાં કર્મને આ લોક કેમ કરતા નથી, એ આશ્ચર્યની વાર્તા છે. પરંતુ મોટા પુણ્યના સંચયવિનાના પાપાત્મા પ્રાણિઓમાં તે ફળ મેળવવા યોગ્ય સંપત્તિના અભાવે એમ થાય છે, એવું જાણનાર સર્વજ્ઞ પુરુષો તેમા આશ્ચર્ય માનતા નથી.

યોગિનીઓની કે યક્ષિણીઓની કે ઇતર દેવાદિકની ઉપાસના જે ક્ષુદ્ર ફળને આપનાર છે, તેમને અસખ્ય લોકો સેવવાની ઇચ્છાવાળા જણાય છે, પરંતુ નિત્ય અવિક્રિય સુખની ઇચ્છાવાળા છતાં આ જીવો તે સુખને સહજમા પ્રાપ્ત કરી આપનાર **શ્રીસદ્**ગુરુ દેવની ઉપાસનામાં આસક્ત થતા જણાતા નથી, એનુ શું કારણ હશે, એવી શંકા થાય છે. પરતુ જીવોના દુર્ભાગ્યને જાણનારને, તથા કર્મ કે પ્રયત્નનું ફળ આપવાના જે નિયમો છે, તેને જાણનાર સર્વજ્ઞ પુરુષને એ વિષે કશી શકા થતી નથી.

જેમ રોગીના રોગની યથાર્થ પરીક્ષા કરનાર તથા તેના સમ્યક્ ઉપાયને જાણનાર વૈદ્ય જ તે રોગીના બળાબળને જોઈ યોગ્ય ઉપાયથી તેને નીરોગ કરે છે, તેમ જ સર્વ જીવોને એકે કાળે થયેલો અસાધ્યસરખો, અને કષ્ટસાધ્ય અવસ્થાની પરિસીમાએ આવેલો આ ભવરોગ, તેને અત્યત નિપુણ ઈશ્વરસમાન **શ્રીસદ્**ગુરુરૂપ વૈદ્ય જ નિવારણ કરવાને સમર્થ છે. પરંતુ નિરુપાય થવાય છે કે તે રોગથી એકે કાળે સાજા થવાયોગ્ય આ જીવોના પ્રબળ કર્મ તથા યત્ન નથી.

જો કોઈ પુરુષ આ બ્રહ્માડમા રહેલા સપૂર્ણ આકાશને પોતાની મૂઠીમા ધારણ કરી રાખવાને સમર્થ થાય તો તેને **શ્રીસદ્**ગુરુના અનુગ્રહવિના જ આ અવિનાશિ પરમેશ્વરનુ પદ મળે છે, અર્થાત્ **શ્રીસદ્**ગુરુના અનુગ્રહવિના કોઈ પણ જીવને પરમેશ્વરનુ પદ મળતું નથી એ જ ભાવ છે.

હે સ્ત્રિ! આ વગેરે અનેક વચનો પૂર્વકાળથી મોટા પુરુષો કહેતા આવીને સર્વ જીવોને એ જ વિચાર જણાવતા આવ્યા છે કે આ જગત્માં પ્રાણિમાત્રને દુઃખ ટાળવાની તથા સુખ પામવાની ઇચ્છા છે, અને તે ઇચ્છા **શ્રીસદ્**ગુરુના આશ્રયવિના કદાચિત્ પણ પૂર્ણ થતી નથી. માટે સર્વ પ્રવીણ પુરુષ વા સ્ત્રિયે તો અવશ્ય આલસ્ય તથા પ્રમાદાદિ દોષોને ન સેવતાં **સદ્**ગુરુનાં ચરણને જ સેવવાં.

આમ છે માટે હવે મારે બીજા સર્વ વ્યવહારમા જેમ આલસ્ય-રહિત રહેવુ પડે છે, તેમ આમાં પણ રહેવુ જોઈએ, અને જે યોગ્ય પુરુષને આપણે મુક્તિમંદિરમાં પધરાવ્યા છે, તેમને જ વિધિવડે મારે સદ્ગુરુ કરવા. કારણ કે એવા યોગ્ય પુરુષ ક્યાહિ પણ ખોળતાં મળે એમ નથી.

ઉરદત્ત કહે છે, હે સત્કથામા પ્રીતિવાળી ! આ પ્રકારના તે પ્રબુદ્ધ પુરુષના વચનોને શ્રવણ કરીને અત્યત પ્રસન્ન વદનથી તે સત્ત્વમતિ આ પ્રકારના પ્રિય વચનો પોતાના પતિને કહેવા લાગી.

સત્ત્વમતિ કહે છે, હે ભગવન્ ! આપ કે જે સર્વ વાર્તાને રુડે પ્રકારે જાણો છો તેમને હુ મ દબુદ્ધિવાળી સ્ત્રી શુ અધિક યોગ્ય અભિપ્રાયને આપી શકનાર છુ ? માટે નિઃશ કપણે આપની અનુપમ પવિત્ર ધારણાને સત્વર પાર પાડો. આ લોકમા અમે અબળાઓ નિરતર પતિના સુખવડે જ સુખી છીએ, અને પતિને જેમ જેમ વધારે સુખ થાય તેમ તેમ અમે પ્રસન્ન થઈને એવી જ ઇચ્છા કરીએ છીએ કે આથી પણ અધિક સુખ અમારા પતિને મળો. શાસ્ત્રમા પણ એમ કહ્યુ છે કે પ્રાણિમાત્રને પોતાનો આત્મા અત્યત પ્રિય છે, અને પોતાના સુખઅર્થે જ તે બીજાના સુખને ઇચ્છે છે. સ્ત્રી પતિને સુખી જોવામા પોતાના જ સુખને ધારે છે. એ જ પ્રમાણે પુરુષો સ્ત્રીને, પુત્રને કે અન્ય પ્રાણિપદાર્થને પોતાના સુખમાટે જ સેવે છે, અને સ્ત્રિયો પતિની તથા માતાપિતા પુત્રની, તેમ જ અન્ય સર્વ જે જે બીજાની સેવા ઉઠાવે છે, તે પોતાના સુખની આશાથી જ ઉઠાવે છે, માટે આ સસાર કેવળ સ્વાર્થી પણ કહેવાય છે.

વળી એમ કહેવાય છે કે સ્ત્રી પુણ્ય કરે તો તેમા પતિનો ભાગ નહિ, અને પુરુષ પુણ્ય કરે તો તેમા સ્ત્રીનો અર્ધો ભાગ છે વળી પુરુષ પાપ કરે તો તેમા સ્ત્રીનો અર્ધો ભાગ નથી, પણ જો સ્ત્રી પાપ કરે તો તેમા પતિનો અર્ધો ભાગ છે. માટે પુરુષોએ પોતાને પાપ આવવાનુ ભય રાખીને નિરતર પોતાની સ્ત્રિયોને પુણ્યકર્મમાં પ્રીતિવાળી અને સદાચરણી કરવી ઘટે છે, અને સ્ત્રિયોએ પોતાને અર્ધ ભાગ પુણ્ય લેવાની આશાવડે નિત્ય પોતાના પતિને પુણ્યકર્મમાં જોડવાની ઇચ્છા રાખવી ઘટે છે. આમ છે માટે આપના સુખનો ભાગ લેનારી હુ તો આપને એ જ સલાહ આપુ છુ કે જે પ્રકારે આપને અવિનાશ સુખ પ્રાપ્ત થાય એવુ હોય તે પ્રકાર સઉથી પ્રથમ કરવો જોઈએ.

સઘળા પ્રકારના વ્યવહારસુખને એક પ્રકારથી જોતા પામેલાં આપણે હવે એવા અખંડ સુખના ઉપાયોને જ કરવા યોગ્ય છીએ.

માટે આપની વૃત્તિને અનુકૂળ લાગે તે શુભ સમયમા વિધિપૂર્વક **શ્રી-સદ્‌ગુરુ**ના પૂજનને કરીને તેમની પ્રસન્નતાપ્રમાણે અનુગ્રહ મેળવવા-યોગ્ય વ્યવસ્થા કરો.

**પ્રબુદ્ધ** પુરુષ આ પ્રકારનાં પોતાની સ્ત્રીના અનુકૂળ વચનોને શ્રવણ કરીને બોલ્યો, હે સ્ત્રિ! કાલે પ્રાતઃકાલમાં બ્રાહ્મ મુહૂર્તમાં ઉપ-દેશ ગ્રહણ કરવાનો યોગ્ય સમય મે નિર્ણય કરીને જ આ વાર્તા અભિપ્રાયમાટે તારા સમીપ કાઢી હતી. કારણ ઉત્તમ મતિવાળી સ્ત્રીનો પોતાને કરવાયોગ્ય સઘળા સરળ કાર્યોમા અભિપ્રાય લેવો, તથા ઉ-ભયના વિચારની એકતા કરીને તે તે યોગ્ય કાર્ય કરવાં, એવો પતિનો ધર્મ છે, તેથી મેં તને પૂછ્યુ છે. અને કેટલાક એવા કાર્ય હોય છે કે તેના યોગ્ય પરિણામઉપર ગયાવિના વધુ કાને પ્રવેશ કરે તો ભયકર રૂપ ધારણ કરી શકે, તેવા કાર્યને તો સ્ત્રિના કે કોઇના પણ અભિપ્રાયને લીધાવિના કુશળ પુરુષે તત્કાળ સિદ્ધ કરી લેવા, અને પછી પ્રકટ થવાના પ્રસગે પ્રકટ કરવા. આ કાર્ય તો આપણુને હવે સુગમ અને સરળ છે, માટે ચિતા નથી. હે સઘળા કાર્યમા પ્રવીણ સ્ત્રિ ! તુ આજ રાત્રિએ પૂજનાદિના સઘળા સાહિત્યને ભેળા કરાવીને તૈયાર રખાવજે, અને સવારમા સૂર્યોદય થયા પૂર્વે અવશ્ય કાર્યને સાધી લઇશુ મે **શ્રીસદ્‌ગુરુ**રૂપ મહાત્માને પ્રાર્થના કરીને તેમની આજ્ઞા પણ આજે પ્રાત.કાળમા મેળવી છે. આ ક્ષણે તો હુ અગત્યના કા-મસર બહાર જઈ આવુ છુ, એમ કહી બહાર જાય છે.

પછી **સત્ત્વમતિ**એ પોતાના પતિની આજ્ઞાપ્રમાણે સેવકોપાસે સઘળો સામાન તૈયાર કરાવી એક સ્થળે પવિત્રતાથી મૂકાવી રાખ્યો, અને જ્યારે રાત્રિએ પોતાના પતિ આવ્યા ત્યારે તેમને આ પ્રમાણે દેખાડી દીધો હે **ભ**ગવન્ ! આ નાના પ્રકારના સુગધવાળા પુષ્પોને આ સુદર છાબમા સુકાઈ કે કરમાઈ ન જાય, એવી સભાળથી ભ-રાવી રાખ્યા છે. આ દૂધ, દહીં, ઘી, મધ, તથા શર્કરા એ પચા-મૃત ગુરુના ચરણના પૂજનસમયે સ્નાન કરાવવા જોઈએ, તે પણ જૂદા જૂદા સ્વચ્છ પાત્રોમા ભરી રાખ્યા છે. માત્ર દૂધ જો પ્રાતઃકા-ળમા એટલુ જલદી આપણી ગોશાળામાથી આવી પહોચશે તો બ-દલી લઇશુ, નહિ તો આ પણ ઉષ્ણ કરી રાખેલુ છે, એટલે ચાલશે એમ છે. આ સ્વચ્છ જળ ભરી લઈ જવામાટે લોટો તથા ઉપપાત્ર પણ મજાવીને તૈયાર રાખ્યુ છે. આ પૂજન કરીને ચરણ લુછવાનુ સ્વચ્છ નવું વસ્ત્ર પણ તૈયાર માહે મૂક્યુ છે આ નાના પ્રકારના ધૂપ કરવાના પદાર્થો પણ તૈયાર કરીને આ પાત્રોમા ભરી રાખ્યા છે. આ દીપક કરવાને દીવીઓમા ઘી પૂરીને દીવેટો તથા રૂના ઉભા પૂમડા

કરીને પણ માહે ગોઠવી મૂક્યાં છે. તે સમયે માત્ર પ્રકટ કરવાનો શ્રમ રહે એમ છે. આ નાના પ્રકારનાં ફળો તથા દૂધનાં બનાવેલાં આ પકવાન પણ નૈવેદ્ય ધરવા સ્વચ્છ પાત્રોમાં તૈયાર મૂકાવી રાખ્યાં છે. આ ચરણને સ્નાન કરાવવા માટે મોટો ચાદીનો થાળ તથા આ આચમની તથા આ અર્ઘ્યપાત્ર પણ બીજાં સઘળાં પૂજાનાં સાહિત્યસહિત એકઠાં કરી રાખ્યાં છે. આ નાના સુગંધવાળા પદાર્થવડે તથા કેસરવડે યુક્ત ઘસેલા ચદનને પૂજન કરવા માટે સુંદર પાત્રમાં ભરી રાખ્યું છે. આ શ્રીફળ, સોપારી, તથા પાન વગેરે મુખવાસના પદાર્થો પણ મૂક્યા છે. આ પાચ સુદર વસ્ત્ર પણ આપે આજ્ઞા કર્યા પ્રમાણે કઢાવીને તૈયાર બંધાવી રાખ્યા છે, તે અર્પણ કરવાના સમયે સેવકને છોડી આપવા આજ્ઞા કરશો, કે તત્કાળ છોડી આપશે. આ અલંકાર પણ શ્રીસદ્‌ગુરુના અગઉપર ધારણ કરવાને આપે સૂચવ્યા પ્રમાણે કાઢીને તૈયાર રાખ્યા છે. આ ઘી પૂરીને રૂનાં પુમડા મૂકીને આરતી પણ તૈયાર કરી રાખી છે, તથા છૂટું કપુર પણ સાથે પડીકામાં રાખ્યુ છે. એ વિના આ સુદર પાટ જે અર્પણ કરવાની આપે ઇચ્છા જણાવેલી તે પણ તૈયાર જ રખાવ્યો છે હવે જો મારી ભુલકણી વૃત્તિથી કાંઈ તજવીજ કરવામા ખામી રહી હોય તો આપ કૃપા કરીને મને કહો, તો આ ક્ષણે તૈયાર કરાવી લેઉં. હા હા, આ જુઓ, પૂજનના અતમા દક્ષિણા મૂકવાને સુવર્ણની મહોરો પણ તૈયાર છે.

પ્રબુદ્ધ કહે છે, હે સ્ત્રિ ! તારા કામમા કોઈ વેળા પણ ઠપકો આવવા સરખું તે કર્યું નથી, અને હવે પછી તેવો ઠપકો આપવાનો સમય આવશે એવી આશા પણ નથી. આ સત્રળું તો તૈયાર થયુ છે, પણ મને લાગે છે કે મારે વિધિથી દેહશુદ્ધિપ્રાયશ્ચિત્તપૂર્વક સ્નાન કરવુ પડશે, માટે તેમાં ગાયનુ મૂત્ર તથા ગાયનુ છાણ તથા મૃત્તિકા તથા ભસ્મ તથા અપામાર્ગ (ઝ ઝેડાના છોડ) તથા થોડા જવતલ પણ રખાવજે, અને દર્ભ પણ આપણા ઘરમાથી જ તૈયાર રખાવજે. વખતે પૂજન કરાવનાર બ્રાહ્મણ તે સમયે પોતે ન લાવ્યો હોય અને માગે તો કયા વળી મગાવીએ. વળી બે જનોઈના નવા જોટા માહે મૂકાવજે, કેમકે ઘણું કરીને બદલવા પડશે. અને મારે સ્નાન કરીને પહેરવાના સ્વચ્છ ધોએલાં અથવા નવા વસ્ત્ર પણ સાથે તૈયાર રખાવજે એટલે પછી કાંઈ બાકી નથી અને જણાશે તો તે વેળાનુ તે વેળાએ થઈ રહેશે. બ્રાહ્મણોને દક્ષિણાદાન આપવાને પણ થોડું ધન આપી મૂકજે એટલે ફરી મગાવવુ ન પડે. ચાલો હવે, પાછુ પ્રહર રાત્રિ રહેશે, ત્યારે મારે ઉઠવાનુ છે, માટે હુ સુઇ જાઉં છુ. તું પણ આટલી વાર્તાનો બંદોબસ્ત કરીને સુઈ જજે. એમ કહી સુવા જાય છે. સત્ત્વમતિ પણ

બીજા સઘળા પદાર્થનો બંદોબસ્ત કરીને પુત્રને સંભાળતી પોતાને સ્થાને ઇષ્ટનું સ્મરણ કરતી પોતાના પતિને નમસ્કાર કરતી સૂઈ જાય છે.

[વિજયા—જય જય શ્રીસદ્‌ગુરુદેવ. ( સર્વે બોલે છે. પછી પદ ગાય છે. )

### પદ. ગરબી.

આ ભવમાં તરવું દોહલું, ઓ બહેની રે,
ગુરુવિણ તરવાની આશ, જીવને શેની રે.
આ હું મારું કરતા મરે, ઓ બહેની રે,
યમપુરીમાં દુઃખની વાત, કહું શી તેની રે.
આ સાચાજુઠા જગે કરી, ઓ બહેની રે,
દુઃખસુખથી ભરીયાં પેટ, ગતિ શી તેની રે.
આ માતપિતા નવ સેવીયાં, ઓ બહેની રે,
દીધાં પતિને જેણે દુઃખ, ગતિ શી તેની રે.
જેણે સાસુશ્વશુરને દુભીયાં, ઓ બહેની રે,
જેણે વહુને દીધી પીડ, ગતિ શી તેની રે.
જેણે ઢોગી ગુરુને પૂજીયા, ઓ બહેની રે,
જેણે પાપીશુ બાધી પ્રીત, ગતિ શી તેની રે.
જેણે સજ્જનની નિદા કરી, ઓ બહેની રે,
જેણે દુષ્ટના કીધા વખાણ, ગતિ શી તેની રે.
જેણે દાન દીધા જ કુપાત્રને, ઓ બહેની રે,
જેણે સાધુને દીધો ક્લેશ, ગતિ શી તેની રે.
આ ઈશ્વરને નવ ઓળખ્યા, ઓ બહેની રે,
જેણે કીધો પ્રભુનો નિષેધ, ગતિ શી તેની રે.
જે નાસ્તિકના સંગી થયા, ઓ બહેની રે,
જેણે નિંધા ઇષ્ટ ગુરુદેવ,, ગતિ શી તેની રે.
સુખ કોનું દેખી નવ ખમે ઓ બહેની રે,
વળી દુઃખીને પણ દે તાપ, ગતિ શી તેની રે.
એવાં અનેક પાપ કરી ટળે, ઓ બહેની રે,
કરે ઘોર નરકમાં વાસ, ગતિ એ તેની રે.
માટે સુખને જે જગે ઇચ્છતા, ઓ બહેની રે,
તેણે ઝાલવી સીધી વાટ, ગતિ શુભ તેની રે.
શ્રી હરિગુરુને સેવશે, ઓ બહેની રે,
ગણી માતપિતાસમ જેહ, ગતિ શુભ તેની રે.
આ ઈંદ્રિયમનને જિતીને, ઓ બહેની રે,

જેણે ટાળ્યા સઘળા ક્લેશ, ગતિ શુભ તેની રે.
જે જગ આ હરિસમ ભાળતા, ઓ બહેનીરે,
મનહર પ્રભુસમ તે થાય, ગતિ શુભ તેની રે.

**ભાગીરથી**—જય જય શ્રીસદ્‌ગુરુ દેવ. ( સર્વ બોલે છે. )

**ચંચળા**—આહાહા ! આ બિચારી સત્વમતિની પરમેશ્વરે સાહ્ય કરી, ને એને દીકરો આપ્યો, એ ઘણું રુડું કર્યું. એના જેવી આ લાખો બૈરાંની મેદનીમાં જોઈએ તો એક પણ ભાગ્યે મળે, નહિ વારું ભાગીરથી !

**ભાગી૦**—તમે ખરું કહો છો. એવા પુણ્યના બળવાળી તે ઘણી ક્યાંથી હોય ?

**ચંચળા**—મને તો એ થાય છે કે તેના ધણીએ લગાર કહ્યું કે કેવી ટપટપ બધી વસ્તુઓ ભેગી કરીને મૂકી છાંડી, ને આવ્યા એટલે દેખાડી ! પેલા બચારાને લગાર પણ મહેનત પડવા દીધી નહિ ! બૈરી તે એનુ નામ કે પોતાના ધણીની મરજીપ્રમાણે વગર કહ્યે સમજીને ચાલે. કેમ કાકીજી ! સાભળ્યુ ? આ પ્રમાણે જ્યારે બધો સામાન ભેગો કરીને સદ્‌ગુરુની સેવા કરાય ત્યારે પરમેશ્વર પણ રાજી થાય. આપણને એવી સેવા કરતા આવડે પણ ખરી ? ખરૂં બોલજો.

**પારવતી૦**—જુઓ ચંચળ વહુ ! ‘ જેના કામ તે જે કરે ’ તમારા કે મારા જેવીની પૂજા સેવા કરવાનુ કહ્યુ હોય તો બિચારો એક પરમહસ જેવો થઈને ફરનાર હતો, તેની એક બૈરીએ સેવા કરી’તી, ને અધમુઓ કર્યો’તો તેવી થાય. ખબર છે ? આવડે નહિ ઘેશ, ને રાધવા પેશ, એવુ જ તો.

**ચંચળા**—ના ના કાકીજી લગાર કહો તો ખરા કે તે ખોટા પરમહસને શી રીતે અધમુવા જેવો કર્યો ? અમેએ જાણીએ તો વળી ચેતીને ચાલીએ. લગાર મારે વાસ્તે સઉ ખોટી થશે. લો કહી દો એટલુ.

**પારવતી૦**—એમા શુ ? એ તો બે બોલની વાત કહેવાની છે. ઉનાળાના દા’ડા હતા, ને ચૈતર વૈશાખની છેલ્લી મોસમ હતી, તેવામા ફરતા ફરતા કહીંથી આવીને એક પરમહસ મહાદેવના દેરામાં ઉતર્યા’તા. બહેન ! ખરા પરમહસ તો કહે છે કે બોલતા નથી, ને કોઈ સામુ જોતા નથી, ને તેને કોઈ વાતની કોઈની ગરજ પણ નથી. તે તો જીવતા મરી ગયા જેવા હોય છે. પણ આ તો કોઈ પેટ ભરવાને થયેલા કચ્ચા પરમહસ હતા. તે દેરામાથી બેશીને રોજ લોકમાં ચા’વા થવાને સારુ કથાવાર્તા કરતા. લોકો જાણે એટલે નોતરા ચાલતાં થાય કેની ? પછી તે કથામાં ઘણાં બૈરાઓ પણ સાંભળવા બેસે. તેમાં એક

બચારી મારા જેવી ભોળી બાયડી હતી, તેણે એક દહાડો સઉના દેખાદેખી તેમને જમવાનુ નોતરૂ દીધુ. તે જમવા ગયા ત્યારે પેલી બિચારીએ તો લગાર સાધારણ જમવાનું કર્યું'તું, તે મૂકીને જમાડ્યા. પણ પેલા ભાઈનું કાંઈ મન માન્યું નહિ. પછી જમી ઉઠીને લગાર બોધ કરવા બેઠા કે 'માઈ! તને ગુરુની કે મહાત્માની સેવા કરવાની બરાબર ગમ નથી. તેથી જો કલ્યાણકી ઇચ્છા હોય તો બરાબર મેં કહું તેસી સેવા કરણી.' પેલી બચારી બોલી, 'મહારાજ ! તમે કહો તેવી કરું, હુ તો અજ્ઞાન છું!' તે બોલ્યા, 'દેખ માઈ! સવારકા પો'રમેં બડી ફજરમેં મહાત્માને બોલાવવા. રાતનું કોરા ઘડામેં પાણી ઠડું કરીને રાખી મૂકવું. પાછલી રાતની રસોઈ કરી રાખવી. તેમાં દહીં, ભાત, થોડા મીઠા પદારથ; ને પછી ગુરુ મહારાજકું અચ્છા જલથી નવડાવીને અગાસીમેં બેસારીને, અચ્છા સુગંધીવાળા ચંદન ચોપડીને, પછી જમવા બેઠાડવા. ને ઉપરસેં થોડા થોડા પંખાથી પવન નાખવા. એસી ભાવનાસે જમાડવા તો કલ્યાણ થાય.' આ પ્રકારના બોધને કરીને પછી તે તો પોતાને આસને ગયા. તે બાઈ તો આજ કાલ કરતા ફરી જમાડવાનુ વિસરી ગઈ, ને તે પરમહંસ તો વળી બીજે કહીં નીકળી ગયા. તે પાછા ભોગજોગે માગશર મહિનો ઉતરતા આવી પહોચ્યા. પેલી બાઈ તો મનમા રોજ પસ્તાતી કે અરેરે! મેં પેલા મહારાજના કહેવા પ્રમાણે સેવા કરાઈ નહિ, ને જમાડાયા નહિ. પેલા આવ્યાની ખબર પડી કે તરત પેલી બચારી તો હરખઘેલી થઈ ગઈ, ને સાંજના જઈને નોતરૂ દઈ આવી, કે મહારાજ! મારા ઉપર દયા લાવીને સૂરજ ઉગતાપહેલાં પધારજો. પેલા બોલ્યા, 'ક્યા ધંધુર માસ કરતી હે કે'? (ધનસંક્રાતિમાં સવારના પહોરમાં વહેલા બ્રાહ્મણો જમાડે છે, તેને ધનુર્માસ કહે છે.) તેણે, સમજી નહિ, તોએ કહ્યુ કે 'હા મહારાજ!' નોતરૂ દઈને ગઈ કે પેલીએ તો સંધ્યાકાળથી જ કોરી ગાગર ને ઘડો ભરીને પાણી અગાસીમાં ઝાકળે મૂકી દીધુ, ને વહેલી ઉઠીને ખૂબ વાટકી ભરીને ચંદન ઘસી મૂક્યું. દહીં મોળું સારુ લાવી મૂક્યુ ને ભાત કરી મૂક્યો, ને એક વાટકો ભરીને દળેલુ મીઠું જે નિત્ય રસોઈને માટે કાઢી રાખેલુ, તે પણ નજીક રાખી મૂક્યુ. અગાસીના ચોકમાં પાટલો એક નહાવાનો, ને એક જમવાનો મૂકી છાંડ્યો. પેલા મહારાજ પણ સૂરજ ઉગતાપહેલાં આવીને ઉભા. 'કેમ માઈ! કેટલી વાર? મેં તો આયા છુ!' પેલી બોલી, 'આવો મહારાજ! આ પાટલાઉપર નહાવાને બેસો, એટલે હુ પાણી લાવું છુ.' ખરેખરી ટાઢના દહાડા તો એવા હતા કે ઉઘાડું પાણી સરખુએ હોય તો ઠરી જાય. પેલી તો બચારી ગઈ, ને

મોટી ગાગર રાતની ઠારી મૂકેલી, તે હિમથીએ જાણે ટાઢી હોય એવી થઈ ગઈ હતી તે લાવી. પેલા પરમહંસ તો બચારા ધ્રુજતા ધ્રુજતા પાટલાઉપર બેઠા'તા, તે પેલીએ તો એકદમ લાવીને ઉપર ગાગર રેડી તે પેલો તો બચારો ઠરીને ઠુણકાજેવો થઈ ગયો. દાંત કડકડવા લાગ્યા. હોઠ ફડફડવા લાગ્યા. એક ઓઢવાનુ લાબ્યા'તા, તે તો પહેર્યું, કેમકે પહેરેલું તો પલાળવું પડયું. પછી પેલીએ પેલા બીજા પાટલાઉપર બેસવાનું કહ્યું, તે ત્યા અગાસીના ચોકમાં પાટલાઉપર બેઠા. પેલી તો બચારી મોટા ભાવથી પેલું ચંદન લઈને આવી, તે ટાઢું હિમજેવુ તેને માથે, ને મોઢે, ને હાથે, ને પગે, ને આગળે, અંગુઠે, ને છાતીએ સારી પેઠે ચોપડી દીધુ. લગાર રહ્યું તે પીઠે પણ ચોપડી દીધુ. પછી બચારી રાજી થતી થતી પેલુ દહીં ને ભાત પીરસવા લાવી. તે પીરસીને પેલી મીઠાની વાડકી પાસે મૂકીને કહ્યું, મહારાજ ! આમાથી જોઈએ તે પરમાણે લેજો હોં. પેલા બાઈએ તો મીઠા પદારથ કહેલા, પણ આ બાઈએ તો મીઠું મૂકેલું, તે પેલા ભાઈએ તો ખાંડ સમજીને, મોટી વાટકીમાં ભરેલા મીઠામાંથી મોટો બાચકો ભરીને પેલા દહીંમાં નાખીને ધ્રુજતા ધ્રુજતાં, ને મનમા પેલી બાઈને ગાળો દેતા પેલું દહીં બધુ ભાતમા ચોળી દીધુ. ને 'નનનનારાયણ' એવુ બોલતાં મોમા મૂકયુ, કે ખારુ ઉસજેવુ લાગ્યુ. એટલામા પેલી બચારી ભાવિક ભક્તાણી પંખો લઈને આવી, ને પવન નાંખવા લાગી, ને પછી બોલી, મહારાજ ! મારાથી આપની કંઈ સેવા કરવા જેવી થઈ નથી. જે કંઈ બન્યુ તે કર્યું છે, એમ બોલતી પવન નાખવા લાગી. ત્યારે ટાઢમા ઠુઠવાઈ ગએલા અને છેક અકળાયેલા પેલા પરમહંસ ફડફડતા હોઠથી બોલ્યા, 'મમમ માઈ તતતતેરી સેવામે તો કછુ કસુર નહિ, પણ હજી મમમમેરા પપપાપી પ્રાણ નહિ જાતા, એટલા બાકી હે'. એમ કહીને પછી બાજુનો થોડો સારો ભાત હતો, ને થોડો બીજો લઈને બધુ એકઠું કરીને જેમ તેમ કરીને મોટે કોળીએ તેટલુ ખાઈને ઉઠીને પછી પોતાને આસને ગયા. પછી પેલીએ તો વાડકામાથી મીઠું, જોયુ તો ઘણુ ગયેલું, પણ મારા જેવી બચારી ભોળી તે કશુએ સમજી નહિ. પછી પેલા પરમહંસે સાજે બધા લોકોને પેલીની ગેરહાજરીમા સઘળુ કહી સંભળાવ્યુ. તે પાછળથી સઉએ પેલી બાઈને ધીટકાર કર્યો, ને પેલા પરમહંસ પણ રસ્તે પડી ગયા. એવી વાત છે, સાભળી બહેનો ! તેથી સેવા કરવાનુ કામ કંઈ સહેલુ નથી, સાભળ્યુ ચંચળ વહુ ! લો ચાલો બાઈ! મે સઉને આજે અમથા ખોટી કર્યા. (એક કહી ઉઠે છે.)

**ચંચળા**—અમથાં ખોટી તો કેમ? એમાએ ઘણી શીખામણ રહી છે, કેમ **ભાગીરથી** બ્હેન! ખરુ કે નહિ?

**ભાગી૦**—ખરું છે. સઘળી વાતોમા શીખામણ તો હોય જ છે. (પછી વારાફરતી સર્વે જાય છે.)

( **મનોહર** ભટ્ટ આવે છે. **વિજયા**એ સઘળુ તૈયાર કરી રાખેલું તેથી જમીને પરવારી બેસે છે. બીજા પણ સર્વે પરવારીને પોતપોતાને ઘેરથી વારાફરતી આવી બેસે છે )

**વિઠ્ઠલજી**—(સર્વે આવી ગયુ છે, એમ કહીને) કાલે તો અંતમા પેલા **પિંગલનયન** નામના વિદ્યાર્થીના અંતઃકરણનુ સામાન્ય સ્વરૂપ કહીને બંધ રાખ્યુ છે. હવે **શાંતિશર્મા**, **વિશ્વબંધ**, **હરિહરમૂર્તિ**, અને **વિદ્યાધર**, એ ચાર પેલા દશમા બાકી રહ્યા છે. પછી તો જે આગળ હોય તે ખરું.

**મનોહર**—( ઇષ્ટનુ સ્મરણ કરીને નમસ્કાર કરીને) પછી બીજે દિવસે પાછા પેલી સઘળી છોકરીઓને બેસાડીને **લક્ષ્મી** માતા બોલ્યાં, હે શાણી છોકરીઓ! હવે વળી ચિત્ત દઈને સાભળો. પેલા બાકીના વિદ્યાર્થીના સ્વભાવ કહું છુ.

૭ **શાંતિશર્મા** નામનો વિદ્યાર્થી તો ભણવામા ઘણો ચપળ હતો. ઉમરે લગાર નાનો હતો, પણ બુદ્ધિબળથી મોટાજેવો હતો. તે ઉપરથી જોતા તો જાણે શાંત હોય એવો હતો, પણ અંતરથી તો નિરંતર ઉદ્યોગવાળો હતો. તે પ્રયોજનજેટલુ થોડુ બોલનાર હતો, પણ ઘણું અને ઉપયોગી બોલવાના સામર્થ્યવાળો હતો. ઉપરથી તો જાણે ઘણો શરમાળ સ્વભાવનો હોય એવો જણાતો, પણ વિદ્વાનના સમાજમા દૃઢ અંતઃકરણથી બોલનારો તથા વિવાદમાં ભારે ટક્કર લઈને સામાને હઠાવીને પોતે જય મેળવનારો હતો. સઘળા જોડે બોલવામા તથા વર્તવામાં ઘણા વિનયવાળો હતો, તો પણ પ્રસંગ આવે તો બીજાને મર્મવચન બોલીને મશ્કરી કરવામા કુશળ હતો. કોઈ વિદ્યાર્થીઓ પરસ્પર લઢે તો બંનેની વાતો સાંભળી ડોકું હલાવ્યા કરતો, પણ કોઈને ખોટું ખરું સ્પષ્ટ કહેતો નહતો. એકબીજાની ગેરહાજરીમા જે સમીપ હોય તેના પક્ષને બળવાન્ કહીને તેને સારું લાગે તેમ ચઢાવી આપતો. પરસ્પરમાં વધારે થતા વિરોધને બંને પક્ષના સમાધાનપૂર્વક શમાવવામા કુશળ હતો, તોપણ સાધારણ વિરોધને તો જોવાની હોસવાળો તે કલેશને આરંભથી જ ઉપજતો અટકાવવાને પ્રયત્ન કરતો નહતો. પોતે ભણેલું બીજા પાછળનાને ભણાવતો, પણ પોતાના બરોબરીયા ભણનારને આ આગળ ભણી

જશે એવી ધાસ્તીથી પૂછ્યા છતાં પણ બરાબર ઉત્તર આપતો નહતો. પોતાના સમાન ભણનારાઓમાં સહુથી શ્રેષ્ઠ કહેવડાવવાની હોંસવાળો હતો, અને શ્રમ કરીને તેમ કહેવડાવતો હતો. તે માહેથી ખળ હોય એવું અનુમાન બીજાને થતું, અને તે ઓછું બોલનારો તેથી, તેને મીઢો અથવા શાંતિબ્રહ્મા કરીને કહેતા હતા. ગુરુભક્તિમાં પ્રીતિવાળો હતો ખરો, પણ તે ઝાઝો વખત આઘોપાછો થઈને ભણવામાં મગ્ન રહેતો, તેથી ઘણો વખત તેને ગુરુસેવાની તક મળતી નહતી. ગુરુપત્ની વા ગુરુની આજ્ઞાપ્રમાણે ઝટ કામ કરી આપતો પણ વારવાર કામ આવે એવી રીતે ઘણો વખત નજરઆગળ રહેતો નહતો. વિદ્યાર્થીઓમાં નિમેલા કામને તે કરતો, પણ તેને નાનો જાણીને તેના ઉપર ભારે કામનો કાંઈ બોજો નાખ્યો નહતો. ગુરુની તો સર્વના ઉપર કૃપા હતી જ. પરંતુ આ પોતાની બુદ્ધિથી ભણવામા વહેલો વધતો તેથી તે ગુરુને વહાલો છે, એવો બીજા કેટલાક વિદ્યાર્થીઓ તેના સબધે ગુરુને આરોપ મૂકતા હતા. હે દીકરી ! એનામા ગુણ ઘણા અને દોષ ઓછા, એમ ચોકસ વિચારથી જોનારને જણાતુ, પણ સાધારણ વિરોધથી જોનારને એનામા વધારે દોષ ઉંડા છે એમ અનુમાન થતુ. તેમ છતાં પણ એનો સઉસાથે મતલબજેટલો સબંધ રાખી ઓછું બોલવાનો સ્વભાવ હતો, તથા તે સઉને સમયઉપર નમી નમી તેમનો વિરોધ શમાવતો, તેથી તે કોઈનો ખાસ વિરોધી ગણાતો નહતો. એ નિરતર પ્રસન્ન મુખથી જ રહેતો નહતો, તથાપિ એના અતઃકરણમા વધારે વાર ક્લેશનો પ્રબળ વેગ પણ રહેતો નહતો. સઘળી તરફથી જોતાં એની ગણના સારામાં હતી. કારણ કે ગુરુના કે ગુરુપત્નીના મનને ખેદ કે અપ્રીતિ થાય એવો પ્રયોગ કદાચિત્ પણ સાક્ષાત્ કે પરોક્ષ પણ કરતો નહતો.

૮ વિશ્વવધ નામનો વિદ્યાર્થી તો કાઈક પોતાના નામને સાર્થક કરે એવો હતો, તોપણ તે કોઈ કોઈવડે વખોડાતો હતો. એ પાઠ કરવાની વિદ્યામા ઘણો પ્રવીણ નહતો, પણ સમગ્ર વિદ્યાના મર્મને સમજી લેવામાં ભારે કુશળતાવાળો હતો. પોતે સમજેલી વિદ્યાને, પોતાના અધિક મનન કરવાના અભ્યાસથી, તથા તેમાં અનુકૂળ વિશેષ તર્કો કરીને તેને ઉંડો ઉતરી સમજી સિદ્ધ કરી લેતો તેથી વધારે શોભાવતો હતો. મોટા વિદ્યાના પાઠીઓને પણ તે તે વિદ્યાના મર્મમાં નાંખીને મુઝવતો, તથા તેની યુક્તિથી સઘળે પોતાના જયને ગવાડતો હતો. વાત કરવામા ઘણો ગભીર હૃદયવાળો હતો. ઉતાવળ કરીને પોતાના પારને સામો પામી જાય એવું લગાર પણ કરતો નહતો. અધિક તર્કના

બળથી ગર્વિષ્ઠસરખો તે કોઈ પ્રકારના કઠિન પ્રશ્નને પોતાના ઉપર આવેલો જાણીને મુઝાતો નહતો. જેવા પ્રકારનો વાદી વેષ લાવે તેવા પ્રકારના વેષને પોતે લાવીને તે વાદીને હરાવવામાં ઘણો ચાલાક હતો. વિદ્યાર્થીના મંડળમાં તેના આ પ્રકારના અંતરના સામર્થ્યથી તે ઘણો વખણાતો હતો. સઘળા વિદ્યાર્થીઓ તેની રુડે પ્રકારે સ્તુતિ કરતા હતા. પણ પિંગલનયનને ને એને ઘણી વાર બારમા ચંદ્રજેવુ ચાલતું હતું. પિંગલનયનવિના બીજા વિદ્યાર્થીઓ એના બુદ્ધિબળને જાણીને એની સાથે ઘણા સ્નેહથી વર્તતા. એ પણ અત્યંત અનુકૂળ મનુષ્યના સમુદાયવિના બીજા સ્થળમાં અત્યંત ઓછુ બોલનાર હતો, અને અનુકૂળ મંડળમા તો ખુલ્લાસાથી બોલતો તથા હસતો હતો. કોઈ કોઈ વાર અનેક પ્રકારના નિમિત્તથી એનુ હૃદય ક્લેશથી તપતું હતું, પરંતુ તે બીજાના જાણવામા આવે એવુ કરતો નહતો. નાના પ્રકારના તર્ક-વિતર્કથી કે સદ્વિચારથી તે પોતાના ક્લેશને પોતાની મેળે જ શમાવી દેવાના સામર્થ્યવાળો હતો. પોતાના ગુરુના અભિપ્રાયને ઓળખવામા પણ આ વિદ્યાર્થી સઘળા વિદ્યાર્થીઓ કરતા વધારે આગળ વધેલો હતો. તોપણ કોઈ કોઈ વાર ગુરુના યથાર્થ અભિપ્રાયને તત્કાળ સમજી જવામા પાછો પડતો હતો. વિદ્યાર્થીએ પાળવાયોગ્ય નીતિ તથા ધર્મને એ સારી રીતે જાણતો હતો, તથા આગ્રહવાળા સ્વભાવનો હોવાથી તે તે નીતિધર્મને જેમ બને તેમ અધિક અંશે પાળવામા યત્નવાળો હતો. જ્યારે જ્યારે તે પોતાના પ્રવૃત્તિના રચી લીધેલા નિયમિત પ્ર-કારને પાલન કરતો રહેતો, ત્યારે તો તે પોતાના મનમાં આનંદ માનતો, અને તેમા કોઈ વિઘ્ન કે નિમિત્ત કારણ આવવાથી ખલેલ થતું ત્યારે તો તે પોતામા અપ્રસન્નતાને અનુભવતો હતો. ગુરુની આજ્ઞાને લગાર પણ ઉલ્લંઘન કરવાની ઇચ્છાવાળો નહતો, તથાપિ કોઈ કોઈ વાર કેટ-લાક પ્રતિબંધરૂપ કારણોને લીધે તેને વિસ્મરણથી આજ્ઞાનુ ઉલ્લંઘન થઈ જવાનો સંભવ આવતો. પરંતુ તેમ થવાથી તે પોતાને ધિક્કા-રતો, તથા પશ્ચાત્તાપ પણ કરતો. ગુરુ તથા ગુરુપત્નીની અનુકૂળ સેવા ઉઠાવવાથી તેમના તથા ઈશ્વરના અનુગ્રહદ્વારા ઇચ્છેલા મનોરથ પૂર્ણ થાય છે એવુ તે જાણતો તથા માનતો, અને તેમ કરવા નિરંતર આગ્રહી થતો, પણ નિરુપાયે કોઈ વાર તે પાછો પડતો. એના ઉપર ગુરુ કે ગુરુપત્નીને સાક્ષાત્ અપ્રસન્ન કરવા સરખો પ્રસંગ ગુજર્યો નહતો, તેથી તેના ઉપર તેમની અપ્રીતિ છે, અથવા હશે, એવુ અનુમાન કર-વાને કોઈને કશુ કારણ નહતું. સઘળા વિદ્યાર્થીઓને પ્રસન્ન રાખ-વામાં ઘણી જ કાળજીવાળો હતો. વિદ્યાઓને ભણવામા જેવો કાળજી-વાળો હતો, તેવો જ તે વિદ્યાના ફળવિષે પણ વિચાર કરવામાં પ્રવીણ

મતિવાળો હતો. દરેક વિદ્યામાં તેના ઉત્તમ ફળના અનુમાનને સિદ્ધ કરીને પછી જ ઉત્સાહપૂર્વક પ્રવેશ કરનાર હતો. જે જે વિદ્યામાં તે જેટલી વિશેષ પ્રીતિથી પ્રવેશ કરતો હતો, તેટલી જ વિશેષ પ્રીતિથી તે તે વિદ્યાના ફળને આગળ આવેલા અનુભવવાને આતુર રહેતો હતો. તે પોતાના શરીરના રક્ષણમાં પ્રીતિવાળો છતા ગુરુની પ્રસન્નતા જાળવવામા શરીરને તૃણવત્ લેખતો હતો. તેને આધિવ્યાધિ દુખ સહન કરવામા પણ પ્રબળ ધૈર્ય હતું, તે વિરોધીઓની પ્રબળ સત્તાથી અસંતોષને માનતો ખરો પણ તેથી પોતાના નિશ્ચય કે ધૈર્યને ડગાવતો નહતો. વિદ્યાર્થીઓના મડળમા પોતાના નિયમિત કામને કરતો છતો ગમે તેના પણ બાકી રહેલાં કામને કરવામા આલસ્યવાળો નહતો. તે સેવા માત્રને કલ્યાણ કરનાર માનતો, તેથી આ સેવા ઉંચી છે કે નીચી એવો કદાચિત્ પણ વિચાર કરતો નહતો. હે દીકરી! આ વગેરે અનેક ગુણ તેનામા હતા, અને દોષો ઘણા જ થોડા હતા, તો પણ કોઈ વાર તેના જનપ્રિય સ્વભાવને જાળવવાના યત્નથી એકની પ્રીતિ જાળવતા બીજાની સહજ મિથ્યા અપ્રીતિ મેળવવાનો પ્રસંગ આવતો તેથી તેનામા કોઈ કોઈ દોષનો વ્યર્થ આરોપ પણ થતો હતો. પરતુ એકદરે જોતા તેની કેવળ ગુણવાનમા જ ગણના કરવી યોગ્ય છે.

૯ હરિહરમૂર્ત્તિ નામનો વિદ્યાર્થી તો તેના નામપ્રમાણે જાણે હરિ એટલે વિષ્ણુ, અને હર એટલે સદાશિવ એ બેના અશથી સૃજાયેલો હોય એવો હતો એ વિદ્યાર્થી ઘણો ભલો અને મડળને પ્રિય હતો. હે દીકરી! જેમ સાંદીપનિ ઋષિના વિદ્યાર્થી મડળની બળરામ તથા કૃષ્ણના પ્રવેશથી શોભા વધી હતી, તેમ આ વિદ્યાર્થીના મડળને તેણે પ્રવેશ કરીને શોભાવ્યુ હતું. જેમ વિષ્ણુભગવાન્ વિશ્વનુ અનેક પ્રકારે પાલન કરે છે, તેમ સર્વ રક વિદ્યાર્થીઓને જોઈતા અન્નવસ્ત્રાદિ પદાર્થની વ્યવસ્થા કરી આપીને આ હરિહર પણ સતોષતો હતો, અને જેમ સદાશિવ રુદ્રરૂપવડે કલ્પાતે સહારરૂપ કાર્યને કરે છે, તેમ તે હરિહર નામવાળો વિદ્યાર્થી પણ અન્ય વિદ્યાર્થીઓને પીડા આપનાર અન્ય દુષ્ટ જનોને પોતાના મન, વાણી, તથા શરીરાદિના બળવડે પરાભવરૂપ સહાર કરી આપણા સહાધ્યાયી મડળને પ્રસન્ન કરતો હતો. વળી જેમ શ્રી વિષ્ણુભગવાન્ તથા ભગવાન્ શ્રી સદાશિવ આ જગત્મા પોતાની લીલાથી શરીર ઉપજાવીને, અધમ, પાપી, તથા અધર્મીઓનો નિગ્રહ કરે છે, અને ધર્માત્મા ભક્તલોકોની રક્ષા કરે છે, તથા તેમને બળઐશ્વર્ય આપી શોભાને પમાડે છે, તેમ આ હરિહર વિદ્યાર્થી પણ અધર્મીઓને સહજમા જય કરીને આપણા તેજબળથી નિસ્તેજ કરતો હતો, અને આપણા ગુરુ-

ભક્ત ગુરુબંધુઓને તેમ જ અન્ય ધર્માત્માને તે નાના પ્રકારે સુખ આપી પ્રસન્ન રાખતો હતો. હે **સરસ્વતિ** ! એ વિદ્યાર્થી પોતાના પિતાના મોટા ધનના ભંડારનો પતિ થયો હતો, તેથી અષ્ટ મહાસિદ્ધિ આદિ ઐશ્વર્યવડે શોભતા હરિહરની પેઠે ઉદાર ચિત્તવાળો હતો. એ વિદ્યાર્થીનો આ શ્રીદિવ્યમૂર્તિ ગુરુના આશ્રમમા પ્રવેશ થયો ત્યારથી સર્વે વિદ્યાર્થીઓ વિશેષ આનંદને પામ્યા હતા, અને એને ધનેશ શ્રીકુબેરની સંજ્ઞાથી પરસ્પરમા ઓળખતા હતા. આવો ઋદ્ધિસમૃદ્ધિ-વાળો છતાં પણ અત્યંત નિરભિમાન હતો. ઉત્તમ પુરુષોના સમીપ દીનસ-રખો રહેતો, અને અધમ દુષ્ટોપ્રતિ તો ભય આપવામાં મહાકાલસ-રખો હતો. આ સઘળું છતા વિદ્યા ભણવામાં સમર્થ હતો. ભણવામાં તથા અન્ય કાર્યોમા શ્રમ કરવા છતાં પણ ગુરુસેવામાં અત્યંત અનુકૂળ સેવક જેવો હતો. ગુરુપત્નીની આજ્ઞાપ્રમાણે આશ્રમના કાર્યો કર-વામા સાવધાન રહેવા છતા ગુરુની વૃત્તિઅનુકૂળ સમયસર સઘળાં કાર્ય કરવામા પણ વિસ્મૃતિવાળો ન હતો. હે **સરસ્વતિ** ! ટુકામા કહુ છુ કે વિદ્યાર્થીધર્મને પાળવામા તથા સ્નેહને નિભાવવામા, તથા અન્ય સઘળા પ્રકારે તે હરિહર નામનો વિદ્યાર્થી સ્તુતિ કરવા જેવો હતો. સર્વની દૃષ્ટિથી કેવળ નિર્દોષ જણાય એવો કોઈ પણ પદાર્થ જગતમાં હોતો નથી, એ નિયમને જોતા જો એનામા દોષની કલ્પના કરીએ તોપણ તે દોષો ઘણા જ અલ્પ અર્થાત્ ન ગણવાજેવા હતા. તેથી એ વિદ્યાર્થીને ગુણપ્રધાન જ ગણવો ઘટે છે.

૧૦ વિદ્યાધર નામનો વિદ્યાર્થી તો સાક્ષાત્ વિદ્યાધરના પણ અધિપતિજેવો હતો. તેની બુદ્ધિ વિદ્યા ગ્રહણ કરવામા ઘણી તીવ્ર હતી. તેણે ઘણુ કરીને સંપૂર્ણ વિદ્યાના મર્મ રુડે પ્રકારે જાણી લીધા હતા. તે તે વિદ્યાનો સ્થૂલ ભાગ પણ તેણે રુડે પ્રકારે જોઈ લીધો હતો. બિચારો ઘણો શ્રમ કરીને સર્વ વિદ્યાના પારને પામ્યા સરખો થયો હતો તે આર્ય તથા અનાર્ય વિદ્વાનોમા અદ્વિતીય ગણાવા જેવો હતો, તથાપિ અત્યંત અભ્યાસ કરવાને અર્થાત્ તે સંપૂર્ણ વિદ્યાને જિહ્વાગ્ર કરી રાખવાને ઉત્સાહવાળો છતા શરીરપ્રકૃતિથી લગાર નિર્બળ હતો, તેથી છેક એટલો બધો શ્રમ કરી શક્યો નહતો તથાપિ વિદ્વાનોની સભામા વિજયી હતો. તેના સારા સ્વભાવથી તથા ઉજ્જવલ શ્રદ્ધા-ભક્તિથી તેણે ગુરુનો અનુગ્રહ પોતાના ઉપર સાચો મેળવી લીધો હતો. તે બીજા સમર્થ વિદ્વાનોને પણ સભામા નીચુ જોવાડે એવો હતો, તોપણ શાંત અને થોડુ બોલવાના સ્વભાવવાળો, તથા અભિ-માનનો ઉચ્છેદ કરી નાખવામા પ્રીતિવાળો અને ઉદ્યોગી હોવાથી તે વિદ્વાનોની સાથે પોતાની મેળે જ વાદ કરવા ઉતરતો નહતો. અન્યદ્વારા

પ્રાર્થનાપૂર્વક આગ્રહ કરાયાથી અથવા સામાને પ્રબળ અભિમાનથી ઉન્મત્ત થયેલો દેખીને તે ધીરે ધીરે કોઈ ગુહામાં બેઠેલા મદોન્મત્ત સિંહની પેઠે ગાજતો ગાજતો બહાર પડતો હતો; અને જેમ વ્યાઘ્ર અજાના બાળકને ફાડી નાખે છે, તેમ સ્વલ્પ કાળમાં તેને છિન્નભિન્ન કરી નાખતો હતો. તેને એક વાર ચર્ચા કરી વાદીને પરાજય કરતાં જોનાર વિદ્વાન્ તો પુનઃ કદાચિત્ પણ તેના સન્મુખ બેશીને વાદ કરવાની હામ ભીડતા નહતા. મોટા મોટા વિદ્વાનો રાગદ્વેષથી પરસ્પર વાદ કરી જય મેળવવામાં પ્રવૃત્ત થઈ સમારંભ ભરતા, અને મોટી વર્ષાઋતુના આરંભના મેઘના સરખી ગર્જનાઓ કરતા પરંતુ દૈવયોગે આ વિદ્યાધરનું તે સ્થળે આગમન થાય છે એમ જાણતા તો તત્કાળ જેમ સૂર્યના ઉદય પામવાના સમયમાં ઘુડ પક્ષી ભેખડમાં ભરાઈ પેસે છે, તેમ આજુબાજુ દબી બેસતા. તે પોતાના આ દિવ્યમૂર્તિ મહાપુરુષ ગુરુને પરમેશ્વરથી પણ અધિક ઉપાસ્યરૂપ માનતો. સુખ દુઃખ સહન કરવામા અંતઃકરણને અવિષમ અવસ્થામા રાખવામાં અધિક યત્નવાળો હતો. સઘળા વિદ્યાર્થીઓને પોતાના પ્રાણાત્મરૂપે પ્રિય માનતો હતો. જગતમા પોતાના ગુરુના જે દ્વેષી, તેમને પોતાના દ્વેષીરૂપે જોતો હતો અને પોતાના ગુરુના વિષે અનુકૂળ મતિવાળાને તો પોતે અત્યંત અનુકૂળ મતિના વિષયરૂપ ગણતો હતો. ગુરુની તથા ગુરુપત્નીની કરુણાદૃષ્ટિને નિરંતર ઇચ્છનાર હોવાથી તેમને અનુકૂળ સઘળી પ્રવૃત્તિ કરવામા લગાર પણ પાછળ પડતો નહતો. સર્વની પ્રીતિ મેળવવાને અધિક પ્રીતિથી યત્ન ન કરવા છતાં પણ તેના ઉપર સર્વની પ્રીતિ સહજ થતી હતી. આ વગેરે ઉત્તમ પુરુષોમા જે જે ઉત્તમ લક્ષણ જોઈએ તે તે સર્વ તેનામા હતા. જેથી હે દીકરી ! આ વિદ્યાધરમા તને કહી સંભળાવવા જેવો એક પણ દોષ નહોતો. વિદ્યાર્થીધર્મ ઘણા ક્લેશના કારણરૂપ ગણાયો છે, છતા તે વિદ્યાર્થીધર્મને એ ક્લેશવિના સહજ સ્વભાવસિદ્ધ કરી પાળતો હતો. આ પ્રકારના દશ વિદ્યાર્થીઓ તો પ્રથમથી આશ્રમમા રહી સેવા કરી પ્રસાદ લેતા હતા, તેથી એમના સ્વરૂપ તને કહી સંભળાવ્યા. એ વિના બીજા ઘણા બુદ્ધિમન્ત, ગુણવંત, કુલીન વિદ્યાર્થીઓ પોતાને આશ્રમે અથવા પોતાના સંબંધીના આશ્રમે જમીને અભ્યાસ કરતા. તેઓ ગુરુસેવા અત્યંત કરતા હતા, અને બીજા અનેક સદ્‌ગુણોવડે શ્રેષ્ઠ પંક્તિમા ગણાવા યોગ્ય પણ હતા. આ સર્વ વિદ્યાર્થીઓમા તથા એ વિના બીજા અનેક વિદ્યાર્થીઓમા કોઈ તો ઓછુ ભણેલા છતાં ઘણુ ભણેલાને ન ગણકારનારા અને મહાકુન્મત્તની પેઠે ગર્વિષ્ઠ રહેતા હતા. અને કોઈ તો ઘણું ભણેલા છતાં પણ હજી આપણે જોઈએ એટલી બરાબર વિદ્યા ભણ્યા

નથી, એમ માનીને નિરંતર મનમાં સંકોચ માનતા અસંતોષમાં રહેતા હતા. કોઈ તો પુરુષપ્રયત્નને બળવાન્ ગણીને ઘણે શ્રમે અધ્યયન કરતા, અને કોઈ તો ગુરુની કૃપાને બળવાન્ ગણીને પ્રયત્નથી ભણવા વિચારતા નહતા, પણ સાધારણ યત્ન રાખતા, અને ગુરુની કૃપા થશે તો સહજમાં સઘળુ આવડી જશે, એમ વિશ્વાસ રાખતા, ગુરુની પ્રસન્નતા જ માત્ર જાળવવામાં અધિક કાળજી રાખતા. કોઈ કોઈ આળસુ તો યત્ન પણ નહોતા કરતા, અને ગુરુની પ્રસન્નતા મેળવવા પણ કાળજી રાખતા નહોતા, અને એમ ધારતા કે આપણા પ્રારબ્ધમાં હશે, તો ગુરુની કૃપા પણ થશે અને વિદ્યા પણ આવડશે, માટે અમથા શા માટે મહેનત કરી મરીએ ? નસીબવિના કાંઈ મળવાનુ નથી. આ વગેરે અનેક પ્રકારના મતના તથા વિવિધ વિચારના કરનાર વિદ્યાર્થીઓ એ દિવ્યમૂર્તિ ગુરુના આશ્રમમાં અભ્યાસ કરતા હતા.

હે દીકરી સરસ્વતિ ! આ પ્રકારના અનેક વિદ્યાર્થીઓને વિવિધ વિદ્યાઓનું દાન આપતા તે દિવ્યમૂર્તિ પ્રસન્ન ચિત્તથી દિવસ વ્યતીત કરતા હતા. પ્રતિદિવસ એક પણ ક્લેશને આણનાર કારણ તો આશ્રમમાં થયા વિના રહેતું નહતુ. પરંતુ આનંદના સમુદ્રજેવા તે, તે ક્લેશનો પોતાના અંતઃકરણમા યથાવત્ સ્પર્શ થતો અનુભવતા નહતા. આ સંસારમા જીવોના પોતાને મળેલા સ્વભાવ તથા તેવડે પોતે મેળવી લીધેલા સંસ્કાર જૂદા જૂદા હોવાથી સર્વની વૃત્તિ એકસરખી હોતી નથી. સર્વની સમજણ એકસરખી હોતી નથી, અને સઉને સુખદુઃખ પણ એકસરખુ હોતું નથી. આમ હોવાથી તે એકબીજાના ઉપર અનુકૂળપ્રતિકૂળ ભાવવાળા વિદ્યાર્થીઓ એકબીજામા ભારે રાગદ્વેષ પણ પ્રસંગે રાખતા હતા. તે દિવ્યમૂર્તિ મહાપુરુષની પેલી સરિતા નામની સ્ત્રી ઘણે પ્રકારે વખાણને પાત્ર છતાં પણ તેના સાધારણ દોષથી તે પણ ક્લેશનાં કારણોને પ્રકટ કરતી હતી. પ્રતિદિવસે જ્યારે જ્યારે તે દિવ્યમૂર્તિ વિદ્યાર્થીઓને ભણાવવાના શ્રમથી થાકીને વિશ્રામ લેવા ઘરમા જઈને બેસતા ત્યારે ત્યારે તે સરિતા સ્ત્રી પોતાના મનના ઉભરાને પોતાના પતિસમીપ આ પ્રકારેં બોલીને કાઢતી હતી.

સરિતા મનનો ઉભરો કાઢતાં કહેતી કે હે ભગવન્ ! હું તમારો હાથ ઝાલીને આ આશ્રમમાં આવીને ભારે સુખની આશા રાખતી હતી, પણ તે મારી સઘળી આશાઓ ફોકટ જતી રહી. આ તમારા વિદ્યાર્થીઓની ધાડ એક દિવસ પણ મટતી નથી. બીજા માર્ગે જનાર આવનાર પણ આ આશ્રમમા રોજ બે ચાર પાચ ખરા ! તે સર્વને રસોઈ કરીને જમાડવાના મોટા શ્રમથી હવે હું થાકીને કાયર થઈ

પ્રાર્થનાપૂર્વક આગ્રહ કરાયાથી અથવા સામાને પ્રબળ અભિમાનથી ઉન્મત્ત થયેલો દેખીને તે ધીરે ધીરે કોઈ ગુહામાં બેઠેલા મદોન્મત્ત સિંહની પેઠે ગાજતો ગાજતો બહાર પડતો હતો; અને જેમ વ્યાઘ્ર અજાના બાળકને ફાડી નાખે છે, તેમ સ્વલ્પ કાળમા તેને છિન્નભિન્ન કરી નાખતો હતો. તેને એક વાર ચર્ચા કરી વાદીને પરાજય કરતાં જોનાર વિદ્વાન્ તો પુનઃ કદાચિત્ પણ તેના સમ્મુખ બેશીને વાદ કરવાની હામ ભીડતા નહતા. મોટા મોટા વિદ્વાનો રાગદ્વેષથી પરસ્પર વાદ કરી જય મેળવવામા પ્રવૃત્ત થઈ સમારંભ ભરતા, અને મોટી વર્ષાઋતુના આરંભના મેઘના સરખી ગર્જનાઓ કરતા પરંતુ દૈવયોગે આ વિદ્યાધરનુ તે સ્થળે આગમન થાય છે એમ જાણતા તો તત્કાળ જેમ સૂર્યના ઉદય પામવાના સમયમાં ક્ષુદ્ર પક્ષી ભેખડમા ભરાઈ પેસે છે, તેમ આજુબાજુ દબી બેસતા. તે પોતાના આ દિવ્યમૂર્તિ મહાપુરુષ ગુરુને પરમેશ્વરથી પણ અધિક ઉપાસ્યરૂપ માનતો. સુખ દુઃખ સહન કરવામા અંતઃકરણને અવિષમ અવસ્થામા રાખવામાં અધિક યત્નવાળો હતો. સઘળા વિદ્યાર્થીઓને પોતાના પ્રાણાત્મરૂપે પ્રિય માનતો હતો. જગત્મા પોતાના ગુરુના જે દ્વેષી, તેમને પોતાના દ્વેષીરૂપે જોતો હતો અને પોતાના ગુરુના વિષે અનુકૂળ મતિવાળાને તો પોતે અત્યંત અનુકૂળ મતિના વિષયરૂપ ગણતો હતો. ગુરુની તથા ગુરુપત્નીની કરુણાદૃષ્ટિને નિરંતર ઇચ્છનાર હોવાથી તેમને અનુકૂળ સઘળી પ્રવૃત્તિ કરવામા લગાર પણ પાછળ પડતો નહતો. સર્વની પ્રીતિ મેળવવાને અધિક પ્રીતિથી યત્ન ન કરવા છતા પણ તેના ઉપર સર્વની પ્રીતિ સહજ થતી હતી. આ વગેરે ઉત્તમ પુરુષોમા જે જે ઉત્તમ લક્ષણ જોઈએ તે તે સર્વ તેનામાં હતા. જેથી હે દીકરી ! આ વિદ્યાધરમા તને કહી સંભળાવવા જેવો એક પણ દોષ નહોતો. વિદ્યાર્થીધર્મ ઘણા ક્લેશના કારણરૂપ ગણાયો છે, છતા તે વિદ્યાર્થીધર્મને એ ક્લેશવિના સહજ સ્વભાવસિદ્ધ કરી પાળતો હતો. આ પ્રકારના દશ વિદ્યાર્થીઓ તો પ્રથમથી આશ્રમમા રહી સેવા કરી પ્રસાદ લેતા હતા, તેથી એમના સ્વરૂપ તને કહી સંભળાવ્યા. એ વિના બીજા ઘણા બુદ્ધિમન્ત, ગુણવંત, કુલીન વિદ્યાર્થીઓ પોતાને આશ્રમે અથવા પોતાના સંબંધીના આશ્રમે જમીને અભ્યાસ કરતા. તેઓ ગુરુસેવા અત્યંત કરતા હતા, અને બીજા અનેક સદ્ગુણોવડે શ્રેષ્ઠ પંક્તિમા ગણાવા યોગ્ય પણ હતા. આ સર્વ વિદ્યાર્થીઓમા તથા એ વિના બીજા અનેક વિદ્યાર્થીઓમા કોઈ તો ઓછુ ભણેલા છતા ઘણું ભણેલાને ન ગણકારનારા અને મહાઉન્મત્તની પેઠે ગર્વિષ્ઠ રહેતા હતા. અને કોઈ તો ઘણું ભણેલા છતાં પણ હજી આપણે જોઈએ એટલી બરાબર વિદ્યા ભણ્યા

નથી, એમ માનીને નિરંતર મનમાં સંકોચ માનતા અસંતોષમાં રહેતા હતા. કોઈ તો પુરુષપ્રયત્નને બળવાન્ ગણીને ઘણે શ્રમે અધ્યયન કરતા, અને કોઈ તો ગુરુની કૃપાને બળવાન્ ગણીને પ્રયત્નથી ભણવા વિચારતા નહતા, પણ સાધારણ યત્ન રાખતા, અને ગુરુની કૃપા થશે તો સહજમાં સઘળું આવડી જશે, એમ વિશ્વાસ રાખતા, ગુરુની પ્રસન્નતા જ માત્ર જાળવવામાં અધિક કાળજી રાખતા. કોઈ કોઈ આળસુ તો યત્ન પણ નહોતા કરતા, અને ગુરુની પ્રસન્નતા મેળવવા પણ કાળજી રાખતા નહોતા, અને એમ ધારતા કે આપણા પ્રારબ્ધમાં હશે, તો ગુરુની કૃપા પણ થશે અને વિદ્યા પણ આવડશે, માટે અમથા શા માટે મહેનત કરી મરીએ ? નસીબવિના કાંઈ મળવાનુ નથી. આ વગેરે અનેક પ્રકારના મતના તથા વિવિધ વિચારના કરનાર વિદ્યાર્થીઓ એ દિવ્યમૂર્તિ ગુરુના આશ્રમમાં અભ્યાસ કરતા હતા.

હે દીકરી સરસ્વતિ ! આ પ્રકારના અનેક વિદ્યાર્થીઓને વિવિધ વિદ્યાઓનુ દાન આપતા તે દિવ્યમૂર્તિ પ્રસન્ન ચિત્તથી દિવસ વ્યતીત કરતા હતા. પ્રતિદિવસ એક પણ ક્લેશને આણનાર કારણ તો આશ્રમમાં થયા વિના રહેતું નહતુ. પરતુ આનંદના સમુદ્રજેવા તે, તે ક્લેશનો પોતાના અંતઃકરણમા યથાવત્ સ્પર્શ થતો અનુભવતા નહતા. આ સંસારમાં જીવોના પોતાને મળેલા સ્વભાવ તથા તેવડે પોતે મેળવી લીધેલા સંસ્કાર જૂદા જૂદા હોવાથી સર્વની વૃત્તિ એકસરખી હોતી નથી. સર્વની સમજણ એકસરખી હોતી નથી, અને સર્વને સુખદુઃખ પણ એકસરખુ હોતુ નથી. આમ હોવાથી તે એકબીજાના ઉપર અનુકૂળપ્રતિકૂળ ભાવવાળા વિદ્યાર્થીઓ એકબીજામા ભારે રાગદ્વેષ પણ પ્રસંગે રાખતા હતા. તે દિવ્યમૂર્તિ મહાપુરુષની પેલી સરિતા નામની સ્ત્રી ઘણે પ્રકારે વખાણને પાત્ર છતા પણ તેના સાધારણ દોષથી તે પણ ક્લેશના કારણોને પ્રકટ કરતી હતી. પ્રતિદિવસે જ્યારે જ્યારે તે દિવ્યમૂર્તિ વિદ્યાર્થીઓને ભણાવવાના શ્રમથી થાકીને વિશ્રામ લેવા ઘરમા જઈને બેસતા ત્યારે ત્યારે તે સરિતા સ્ત્રી પોતાના મનના ઉભરાને પોતાના પતિસમીપ આ પ્રકારે બોલીને કાઢની હતી.

સરિતા મનનો ઉભરો કાઢતાં કહેતી કે હે ભગવન્ ! હું તમારો હાથ ઝાલીને આ આશ્રમમાં આવીને ભારે સુખની આશા રાખતી હતી, પણ તે મારી સઘળી આશાઓ ફોકટ જતી રહી. આ તમારા વિદ્યાર્થીઓની ધાડ એક દિવસ પણ મટતી નથી. બીજા માર્ગે જનાર આવનાર પણ આ આશ્રમમા રોજ બે ચાર પાંચ ખરા ! તે સર્વને રસોઈ કરીને જમાડવાના મોટા શ્રમથી હવે હું થાકીને કાયર થઈ

ગઈ છું. આ આખા દિવસમાં બે ચાર ઘડી પણ મને વિસામો મળતો નથી. મને એક દિવસ પણ સુખથી ખાવાનો સમય આવતો નથી. કોઈ દિવસ જો જમવામા સારા પદાર્થો થયા હોય અથવા રસોઈ વધારે સ્વાદવાળી થઈ હોય તો આ વિદ્યાર્થીઓનુ ધાડુ તે સઘળા સારા તથા સ્વાદવાળા પદાર્થોને માગી માગીને ખાઈ જાય છે, અને પાછળ મારે જમવાનુ કાંઈ રહેતુ નથી, તે હુ પછી થાકેલી ફરીથી રસોઈ ન કરતાં કાંઈ ટાઢું સૂકુ અન્ન ખાઈને દિવસ કાઢું છુ. કોઈ દિવસ રસોઈ વધારે સારા સ્વાદવાળી હોતી નથી, ને તેમના આગલા દિવસના સુમારપ્રમાણે હુ રસોઈ કરુ છુ, તો તે દિવસ એ સઘળા દાબીને ખાતા નથી, તેથી ઘણું અન્ન પડી રહે છે, તે પાછળથી મારે ટાઢુ ખાઈને દિવસ કાઢવા પડે છે, અને એમને નિત્ય ઉનુ કરી આપવુ પડે છે. કોઈ દિવસ જમી રહીએ છીએ ને તરત બીજા વટેમાર્ગુઓ આવે છે, એટલે તેમને માટે પાછી રસોઈ કરવી પડે છે, જેથી મને એક દિવસ પણ સુખમા જતો નથી. આ વિદ્યાર્થીઓમાંથી કોઈ તો પોતાનુ કામ બરાબર કરે છે, અને કોઈ તો પોતાનુ કામ બરાબર કરતા નથી, અને જ્યારે તેમને બૂમ પાડી પાડીને બોલાવીને કહીએ છીએ કે ભાઈ! તુ અમુક કામ કેમ વિસરી ગયો ? લે લગાર ઝટ કરી આપ. તો તેનું મોઢુ તોબરાજેવુ મોઢું ચઢીને થાય છે, અને બડબડાટ કરતો કામ કરે છે, ને વખતે એમ ને એમ બીજા કામનુ બહાનુ કાઢીને જતો રહે છે. આજે કેવુ છે કે જેને કામ કરવુ પડે છે, તેને કઠિન પડે છે, અને હુ કહુ છુ તો શત્રુજેવી લાગુ છુ. પણ મારાથી જેટલુ થાય તેટલુ હુ કરુ, અને પછી ન ચાલતા બીજાને કામ ના કહુ તો આ સઘળુ હુ એકલે હાથે ક્યારે કરી રહું ? અને કદાચિત્ તેમ પણ કરૂ, તો આ રસોઈનુ મોડુ થાય, અને જમવાનુ મોડુ થાય છે. તેનુ તમે તો કાંઈ ગણુતા નથી, પણ કેટલાએક વિદ્યાર્થીઓ તો મારી ધુવાપુવા કરી મૂકે છે, ને એકબીજાઉપર મોટા ધાટા કાઢે છે, ને માહોમાહે લઢે છે, ને માહે મળતા મને પણ કોઈ કઠિન વચનો પટાંતરે સભળાવે છે, તથાપિ એમને કોઈને કંઈ પણ કઠિન વચન નહિ કહેતા હુ મારી મેળે સઘળુ સહન કરુ છુ. પરતુ હવે મને જ્યારે અકળામણ આવવાથી ઘણો સતાપ થાય છે, ત્યારે આટલુ તમને કહીને સભળાવુ છુ. મારે તમારા વિના બીજી જગાએ મનની વાર્તા કરવાનુ ઠેકાણું પણ નથી. ખરુ પુછો તો આ તમારો પિંગલનયન તો છેક જ હાડકાનો આખો અને જીભનો પણ ઘણો ચાટો છે. જુઓ કોઈ જનાર આવનાર પ્રવાસી કે આ બીજા વિદ્યાર્થીઓ કે ગમે તે કોઈ કાંઈ ફળફળાદિ કે બીજા સુદર ખાવાના પદાર્થ તમારા આગળ ભેટ મૂકી જાય

છે, તે આવે કે ત્યારથી જ આ એક ઇંદ્રિયના જ્ઞાનવાળો પિંગલનયન તેને દૃષ્ટિમાં ધાલે છે. જો તે આપણને સાંભરે, ને એને આપીએ તો 'બીજા કરતાં મને ઓછું આપ્યું; આ બીજા વિદ્યાર્થીઓ જે ગુરુના વહાલા છે, તેમને વધારે આપો એટલે બસ,' એમ કરીને જ્યારે ત્યારે બડબડાટ કરે. વળી જો જોગજોગે આ કામની ધાડઆડે મને સાંભરે નહિ, અને તે પદાર્થ રહી જાય તો મને દોષપાત્ર ગણીને બીજા આગળ બોલે કે 'કાંઈ પણ સારી વસ્તુ આવે છે, તે તો ગુરુ-પત્ની પોતે જ ખાઈ જાય છે. આપણા દેખવામાં પણ આવવા દેતાં નથી. અને લગાર તગાર આપતાં હશે તો આ બીજાઓને આપતાં હશે. પણ મેં કોણ જાણે શું એમનો બાપ માર્યો છે કે એમનું બગાડયું છે, તે કઈ પણ સારી વસ્તુ હોય તો મને કોઈ દિવસ સંભારીને આપતા નથી.' એમ છતા જો મને તે આવેલો પદાર્થ પાછળથી સાભરે, અને સઉને આપુ તો એ પિંગલનયન એવું બડ-બડે છે કે આ આશ્રમમાં કોઈ દહાડો કોઈને સારી વસ્તુ આપવાનો ચાલ જ નથી. ઘણો સારો પદાર્થ આવે છે, પણ છેક બગડી જાય છે, ત્યાં લગી જીવથી છૂટતો નથી, ને પછી જ્યારે ફેંકી દેવા જેવો થાય છે, ત્યારે સઉને આપે છે. આ વગેરે અનેક પ્રકારે એનો બડ-બડાટ હજારો વાર મારા સાભળવામાં આવે છે; ને મને જ એવું કહે છે એમ નથી. જો તમે બીજા વિદ્યાર્થીઓને પૂછશો તો મારી પેઠે સર્વ તમને એના લક્ષણ કેવા છે તે કહેશે. ભણવા ગણવાને નામે તો કહે છે કે આરતી છે, પણ મિજાજનો પાર નથી. આ તો એની એકની વાર્તા કહી, પણ એવી ને એવી બીજા ઘણાની છે, તે જો આજે ને આજે કહેવા બેસુ તો પાર પણ ન આવે. ત્યારે વિચાર કરો કે આ વગર લેવેદેવે મારાથી કયા લગી સહન થાય? કોઈ કોઈ વાર જ્યારે મને ઘણો ક્લેશ થાય છે, ત્યારે હું મારી મેળે એકાતમાં બેશીને રડીને મારું મન ખાલી કરુ છુ. તમને આ સઘળું જાણ-વામાં છતા તમે મારી લગાર પણ કાળજી રાખતા નથી, તો તમસ-રખા મોટાને પાલવે પડીને મને શું સુખ મળ્યુ તે કહો. બધા વિદ્યા-ર્થીઓ તમારી મરજી સાચવે એટલે પછી તમારે શીદ મારી ભાંજ-ગડ, કરવી પડે કે હુ રાંડ જીવું છુ કે મરું છુ. તમને મારા તરફની લગાર પણ કાળજી નથી. બે વાર ગમે ત્યારે ભાવે તે ખાવુ, ને રાત્રદિવસ આ વિદ્યાર્થીઓસાથે તથા આવનાર જનાર લોકોસાથે માથાફોડ કરવી, એ જ માત્ર તમને ગમે છે. કોઈ દિવસ ઘરમાં આવીને નિરાંતે બેશીને મને સાંભરતું નથી કે તમે મને સુખદુઃખની વાત પૂછી હોય. તમે જ્યારે મને પૂછો નહિ, ત્યારે બીજે કયાં મારે

કહેવુ ? જેમ કૂવાની છાંયડી કૂવામાં જ શમાય છે, તેમ મારા મનના ઉભરા મનમા જ શમાય છે. ( લગાર રડીને કહે છે ) શું કરુ ? આરાં માબાપ પણ મારી કાળજી નથી રાખતાં, તો બીજું કોણ રાખે ? તે બિચારા નિરાધારસરખા પડયા, એટલે તે મારી સભાળ શી રીતે રાખે ? આ પ્રમાણે મારે એક દિવસ બળતરામા ને બળતરામાં મરવુ છે, પણ આ જન્મે તો સુખની ઘડી દેખવી નથી. હુ રોજ આ પ્રમાણે તમને કહીને થાકી, અને રડીરડીને મારી જાત ખરાબ કરી, પણ તમે ઉંઘ ઉડાડીને એકે દહાડો આ મારી પીડા ટાળવાનો ઉપાય કરતા નથી. બીજા લોકોનાં દુઃખની વાતો સાભળીને તેમના દુઃખ મટાડવાના ઉપાય કરો છો, ને મેં કોણ જાણે શુ બગાડયું છે જે મારી તમને લગાર પણ દયા આવતી નથી.

લક્ષ્મી માતા કહે છે, હે શાણી છોકરી ! આ પ્રકારનાં વચનો જ્યારે જ્યારે તે દિવ્યમૂર્ત્તિ મહાપુરુષ ઘરમા આવે, ને સ્ત્રીના સમીપ બેસે ત્યારે તે સ્ત્રી તેમને સભળાવતી, અને તેમના મનને ખેદ થાય એવુ કરતી. પણ તે મોટા મન તથા હૃદયવાળા અને શાતિના સમુદ્રજેવા દિવ્યમૂર્ત્તિ તેનુ ટુકામા આ પ્રકારે સમાધાન કરતા.

દિવ્યમૂર્ત્તિ સ્ત્રીનુ સમાધાન કરતા કહેતા કે હે કુળવાન્ માતા-પિતાવાળી ! તુ શાત થા. આ પ્રકારે મિથ્યા ક્લેશને વશ થા મા. તું આ સસારના સ્વરૂપનો તથા તારા સ્વરૂપનો વિચાર કર. આ વિદ્યાર્થીઓ જે એક પક્ષથી ગણુતા પુત્રસમાન છે, તેમના વડે સંતાપને પામીશ નહિ. તારા પ્રારબ્ધવશાત્ તને સુખ મળે છે, તથા મળશે, અને દુઃખ પણ મળે છે, તથા મળશે તેને ટાળવાની તારી ઇચ્છા છે, તો તું સુખદુઃખના સ્વરૂપને તથા તેના કારણને બરાબર ઓળખ, અને તેના સબધમા ઘટતા ઉપાય કર. આ જગત્ માયાના સબધવાળુ છે, તેથી દુઃખરૂપ છે, અને ચેતનના સબધવાળુ છે, તેથી સુખસ્વરૂપ પણ છે. માયાને જડ, દુખ, અને અસત્ કહી છે, તથા ચેતનને સત્, ચિત્ અને સુખસ્વરૂપ કહ્યુ છે. આમ હોવાથી ચેતન તથા માયાના સબધવાળો આ જગત્પ્રવાહ એક અશથી સુખસ્વરૂપ છે, અને એક અંશથી દુખરૂપ છે. તે બેમાથી જે દુઃખના કારણના અશ છે, તે જો શમી જાય તો પછી ત્રણ કાળમા તે જ્ઞાતાને દુખનો અનુભવ થતો નથી. માટે તું દુઃખથી છૂટવાનો જે ઉપાય છે તેને સાધ. જે જે વસ્તુને આપણે દેખીએ છીએ, તે ખરુ જોતા આપણને દુખ આપનાર નથી, પણ દુઃખને આપનાર તો આપણા અતઃકરણમા રહેલુ વસ્તુનુ અજ્ઞાન છે. આ સઘળા પદાર્થો તો આવનાર જનાર જણાય છે. તેથી તે પદાર્થો મળે ત્યારે તેનો નાશ

થવાનું ભય, તથા તે ન મળે ત્યાં પર્યંત તે પદાર્થની આશા, અને જાય ત્યારે તેનો વિરહ આપણને દુઃખ આપનાર થાય છે. માટે ભય, આશા તથા વિરહદ્વારા દુઃખ આપનાર પદાર્થના મોહનો તું નિરંતરને માટે ત્યાગ કર, અને સુખમાં રહે. તારાથી આશ્રમનુ જેટલુ કામ થાય એટલુ જ માત્ર કર, અને કષ્ટથી વધારે કરીશ નહિ. આ વિદ્યાર્થીઓ કામ કરે તે કરે, ને ન કરે તો અન્નાદિ પદાર્થ આપીને કોઈ પાસે કરાવી લેવું, અને કોઈ કરનાર ન મળે તો વિદ્યાર્થીઓને કહેવું, અને તે ન કરે તો તેવિના ચલાવવુ; પરતુ ખેદ કરવો નહિ. તેમ જ બીજાને ખેદ થાય એમ પણ કરવું નહિ. હે સાધ્વિ ! જેમ દશ દિશામાથી ઉડતાં આવીને પક્ષીઓ એક ઝાડઉપર રાત્રે વાસો રહે છે, અને પાછાં સવારમા તે સઘળા ગમે ત્યા દિશાઓમા ઉડી જાય છે, તેમ આ સંસારમા તથા આ આશ્રમમા પણ દિશાઓમાથી આવતા જતાં પ્રાણિઓનો થોડો કાળ જમાવ થાય છે, અને પાછાં પોતપોતાને માર્ગે અથવા તો કાળના મુખમા વહ્યા જાય છે. તેના સયોગ તથા વિયોગકાળે અનુકૂળ તથા પ્રતિકૂળ ભાવથી ખેદ કરવો એ ખરો વિચાર કરતાં ઘટિત નથી. વળી જેમ ધર્મશાળામા થોડા કાળમાટે ઉતરેલા પ્રવાસી પરસ્પર વઢે તો બુદ્ધિમાનોને આશ્ચર્ય થાય છે, તેમ જ થોડા કાળમાટે એક ગૃહ અથવા ગ્રામમાં આવી રહેલા આ સ્ત્રીપુરુષાદિ પ્રવાસીરૂપ પ્રાણિઓનો પણ મોટા મમત્વથી થતો વિરોધ બુદ્ધિમાન્ પુરુષોને આશ્ચર્ય પમાડે છે. માટે હે સ્ત્રિ ! તું અવિચારથી મોહવશ રહીને દુઃખનુ ભાન કરતી અટકીને સુવિચારથી સુખનુ ભાન કરતી થા. આ વિદ્યાર્થીઓ તો પોતાના અન્નજળ વગેરેના સંસ્કારને વશ થયા અહિં આવી રહે છે, તે પાછા પોતાને માર્ગે જશે. તેના સબંધથી મિથ્યા ક્લેશ કરીશ નહિ, અને હવે વળી તારી ઇચ્છા છે તો હુ તે વિદ્યાર્થીઓને આશ્રમના કામમાં કાળજી રાખવા કહીશ, જેથી તને વધારે શ્રમ થશે નહિ.

હે **સરસ્વતિ** ! આ પ્રકારના સમાધાનના વચનો સાભળીને તે સરિતા લગાર શાંત થતી, તો પણ પાછી બીજી વાર્તાઓને સભારીને વળી બોલતી કે હે પતિ ! તમે રોજ કહો છો કે હું વિદ્યાર્થીઓને કહીશ, પણ રોજ તે વિદ્યાર્થીઓ તેમ ને તેમ જ વર્તે છે. જુઓ, આ ધૂમ્રલોચન પણ સવારમા ઉઠે છે, ત્યારથી કોઈ કોઈ નિમિત્તથી ક્રોધ કરે છે, મોટા ઘાટા કાઢે છે, બીજા વિદ્યાર્થીઓને ધમકાવે છે, અને મને પણ રોષમા બોલે છે. એને કાંઈ કામ કહીએ છીએ કે ભારે બડબડાટ કરે છે, અને ઢોળફોડ કરે છે. તેથી મને એને કાંઈ પણ કામ કહેતાં મોટુ ભય થાય છે. એ ધૂમ્રલોચન ખરા કારણ-

વિનાનાં ઘણાં કામો રાત્રિદિવસમા કરે છે, પણ જો હું એને કાંઈ કામ સોપુ તો ભાગ્યે જ બડબડાટ કર્યા વિના શાંતિથી કામ કરે છે. જ્યારે એનો જીવ ઠેકાણે હોય છે ત્યારે તો એ કામ ઠીકઠીક કરે છે, પણ એનો મિજાજ ઠેકાણે નથી હોતો ત્યારે તો એને જોઈને જ મને કામ સોપવાની કે બોલવાની હિંમત ચાલતી નથી. આ બીજા વિદ્યાર્થીઓને તેવે વખતે હું જો કામ કહેવા જાઉં તોપણ એ બડબડાટ કરે છે, એટલે હું જ મારી મેળે સઘળુ મારાથી થાય એવુ કામ કરી લેઉ છુ, અને ઘણી વાર તો એ ધૂમ્રલોચન, તમને પણ ક્યાં ગણુ-કારે છે? તમારા સમુખ પણ મોટા ઘાટા કાઢે છે, તો મારું શુ ગજું? ત્યારે હવે મારે શુ કરવું? શુ મારે જન્મારાસુધી આવુ દુઃખ ભોગવવુ? તમે તમારા જ્ઞાનમાં ને ધ્યાનમા ને વિચારમા બેશી રહો છો, પછી બીજાં ગમે તો મરી જાઓ' તેનું કાંઈ તમને સ્નાનસુતક નડે છે? પણ જેને વેઠવું પડે તે જાણે' રોજ મારું શેરશેર લોહી બળી જાય છે, ને રોજ ઉઠીને હું વિદ્યાર્થીઓને વઢું એ કાંઈ સારું દેખાય? લોક કહેશે કે કેળને ઝાડે આ કૌવચ ક્યાથી વળગી છે? એટલે તમને તો નહિ બોલો એટલે સઉ કેળ ગણે, ને મને રાંડને સઉ કૌવચ ગણે, માટે મારે એમ ગણાવુ નથી. તેથી ગમે તેમ કરો, ને આ દુઃખ ટાળો. તમને રોજ કહુ, તેથી દુ.ખ લાગતું હશે પણ મારાથી ન સહન થાય ત્યારે શુ કરુ? મારે તો સુડીવચ્ચે સોપારી-જેવુ રહેવુ પડે છે. નથી તો તમને કહેવાતું, ને નથી આ બીજાને કહેવાતું. આમ રોજ મો બધ રાખીને મારે ક્યા લગી માર ખાવો, એ કાંઈ મને સૂજતું નથી. આ વગેરે વચનો સભળાવતાં નેત્રમા જળ આણુતા વળી કહેતી કે મારે સઉના આગળ ઓશિયાળો અવતાર કાઢવાનો, લુખોસૂકો પદાર્થ ખાવાનો, ને મનમા બળીને બેશી રહેવાનુ, એવું મારુ નશીબ ક્યાથી ઈશ્વરે ઘડ્યું? મારા પણ કર્મના ભોગ છે કે મારે નશીબે બધા માણસો સરખાં મળ્યા છે. આવા વચનોને સાભળતા પણ તે દિવ્યમૂર્ત્તિ પુરુષ તેનુ સમાધાન કરતા, અને કહેતા કે હે સ્ત્રિ' હું જેમ તમારો સર્વનો સારોમાઠો સ્વભાવ સહન કરવા પ્રયત્ન કરું છુ તેમ તુ પણ કરતી રહે. જે આવી ચઢે તે પ્રારબ્ધને ભોગવીને અત આણવો જ ઘટે છે. ખેદ કર્યે કાંઈ તરત મટતું નથી, માટે તુ શાંત થા. હું તને સુખ થાય એમ હવે ધીરે ધીરે કરુ છું. હુ બહારના શ્રમથી વિસામો લેવાને જ્યારે ઘરમાં આવું છુ ત્યારે તુ નિત્ય આ પ્રમાણે કરે છે, એ કાંઈ સારું નથી. માટે તુ પ્રિય બોલ-નારી, ધૈર્યવડે સહન કરનારી અને શાંત સ્વભાવવાળી થા. એ વગેરે વચનો બોલતા પાછા બહાર આવે છે, તો ત્યાં પણ પેલા પિંગલ-

નયન મોટા રોષથી મોઢું ચઢાવીને બેઠા હોય, તેને સમય મળવાથી તે પણ પોતાના મનના ઉભરા આ પ્રકારનાં વચનો બોલી કાઢતો.

પિંગલનયન બોલતો કે હે ગુરો ! આ મારી અનાથની વિનતિ સાંભળો, અને લક્ષમાં લો. હું તમને રોજ નિવેદન કરું છું કે આ દુષ્ટ વિદ્યાર્થીઓ મને ભારે સંતાપ આપે છે; વારંવાર મને તે લોકો પરસ્પર વાર્તા કરતાં મર્મવચનનાં બાણુ મારે છે. સઉ મળીને મને હસે છે. હું એમને કોઈને બોલાવતો નથી, તો પણ ચાડાલજેવાઓ મારો પીછો છોડતા નથી. મે એમને પગે લાગીને, હાથ જોડીને પણ કહ્યુ કે તમે મારું નામ લેશો નહિ, તથાપિ એ માનતા નથી. તમારી નિત્ય પ્રાર્થના કરવા છતા પણ તમે એમને રોકતા નથી, એ કાઈ સારી વાર્તા ગણાતી નથી. બીજા સર્વઉપર તમે દયા રાખો છો, અને એક મારાઉપર છેક આવી નિર્દયતા શામાટે રાખો છો ? મેં તમારું શુ બિગાડયું છે ? આ નકામાજેવું આસન જે આપે કૃપા કરીને મને આપ્યું છે, તેને આ વિદ્યાર્થીઓ મારી ગેરહાજરીમા ગમે ત્યાં નાખે છે. આ મારી પોથી તથા પાણીપાત્રને પણ જ્યાના ત્યા રહેવા દેતા નથી. એ સઘળા કર્મચાડાલ એક થઈને મને નિત્ય સતાપે છે, એ વાર્તાને જાણવા છતા તમે તેનો કેમ બદોબસ્ત કરતા નથી ? જેમ બીજા બધા તમારી સેવામા રજુ રહે છે, તેમ હુ પણુ મારાથી બને છે, તે આપની સઘળી સેવા બજાવુ છુ, તેમ છતા જો આપની ધ્યાનમા ન આવતું હોય, અને આ સઘળાની મરજીપ્રમાણે કરવુ હોય તો મને રજા આપો. તમે સઘળાને બોધ આપો છો પણ તે બોધને એ લોકો લગાર પણ પાળતા નથી, તો તેમને તમે શિક્ષા કેમ કરતા નથી ? એ બધા તમારા વહાલા વિદ્યાર્થીઓ છે, અને હું અળખામણો છું પણ એવું આપણા સરખા મોટા પુરુષને વહાલા અળખામણી ગણવુ ઘટતું નથી. આ સઘળા વિદ્યાર્થીઓમા સરદાર-જેવા થઈને રહેનાર આ વિશ્વવંધ, પેલો તીક્ષ્ણબુદ્ધિ, અને આ ધૂમ્રલોચન, એ ત્રણ જો મને સતાપ આપતા અટકે તો બીજા કોઈ એવા નથી કે મને સંતાપ આપે. સઘળા એ ત્રણની રુક્તિમા ચાલ-નાર છે, માટે એ ત્રણને તમે કેમ આજ્ઞા કરતા નથી કે એ મારું નામ દે નહિ ? આ વગેરે વચનો સાંભળતા તે ગુરુ સમાધાન આપતા કે હે ભાઈ પિંગલનયન ' તું તારો સ્વભાવ લગાર શાંત રાખ. જો ભાઈ! તું સઉથી મોટો છે, માટે આ સઉને બાળક ગણીને એમની કૃતિસામું જોવુ નહિ. અપરાધીને ક્ષમા આપવી એ મોટાનો સ્વભાવ છે, તેને તું સેવ; અને ઈશ્વર મને સુબુદ્ધિ આપે છે, ત્યા પર્યંત હું તમારામા વહાલાઅળખામણી કરતો નથી; તોપણ તને એમ જણાતું

હોય તો હું પણ હવે પછી સાવધાન રહીશ. આ વિદ્યાર્થીઓ તને ચીડવે છે, અને સંતાપ આપે છે, તેમાં કેવળ એકનો જ દોષ છે કે તારો પણ કંઈ છે, તેનો વિચાર કર. જો તેમનો જ દોષ હોય તો આપણે તેને લક્ષમાં લેવો નહિ, અને આપણો દોષ હોય તો તેને ત્યજવા યત્ન કરવો. આ લોકમાં એવો નિયમ જણાય છે કે પોતાનો દોષ કોઈ જોતા નથી. ઘણા બુદ્ધિમાન્ પુરુષો પણ પોતાના દોષોને ગુણબુદ્ધિથી સેવે છે. અને પારકાના ગુણને દોષરૂપે જોવામાં, અને પોતાના દોષને ગુણરૂપે જોવામા તો ઘણું કરીને આ સઘળા જીવો જ કુશળ છે. માત્ર બુદ્ધિમાન્ વિદ્વાન્ જે ગુણદોષના ખરાં સ્વરૂપને જાણનાર છે, તથા તત્ત્વવિચારમા ઉતરીને, પોતાના દોષને જ જોવામાં અત્યંત રુચિવાળા થઈને, તેને ટાળવામા પ્રયત્નવાળા હોય છે, તે જ માત્ર કુશળ પુરુષોમાં ગણાતા નિર્દોષ થઈ સુખને અનુભવે છે. આમ છે માટે હે સુબુદ્ધિને સેવવાની ઇચ્છાવાળા ! તું આપણા દોષોને જોવાનો પણ અભ્યાસ રાખ. કોઈ પણ પુરુષ આ સૃષ્ટિમા સઘળા જીવોના દોષને ટાળી સર્વને ગુણવાન્ કરવાને સમર્થ થતો નથી, પરંતુ પોતાના દોષમાત્રને ટાળીને સુખમા વસનાર તો કોઈ કોઈ મળી આવે એમ છે માટે તું આપણા દોષોને ઓળખીને ત્યજવામા પ્રીતિવાળો થા. જો આપણું ચિત્ત નિર્મળ થઈને શીતળ જળજેવું થયું હોય તો આ જગત્મા આપણો કોઈ શત્રુ નથી, પરંતુ આ જીવો પોતાના અજ્ઞાનવડે પોતાના મનથી જ મિથ્યા શત્રુઓને જગત્મા ઉપજાવી લે છે માટે કોઈ આપણો શત્રુ છે, એવો ભાવ ન ધારતા આપણું દોષવાળુ મન જ ખરો શત્રુ છે, અને તે જ આપણને યોગ્ય વિચારને વશ થયા વિના અંતરબહિર તાપને આપ્યા કરે છે, એવો વિચાર કરી સઘળા ઉપરનો વિરોધી ભાવ કાઢવા યત્ન રાખ. બીજાઓ આપણને શામાટે હસે છે તેનો વિચાર કર. તું જાણે છે કે જે મનુષ્ય ચીડાય છે, તેને સર્વ ચીડવવાને તૈયાર થાય છે, અને જે માણસ સામાના વિરોધી સ્વભાવને ઘોળીને પી જાય છે, તેને કોઈ ચીડવતું નથી. માટે હે ભાઈ ! તું આપણા સ્વભાવને જિતીને સુખી થા.

પોતાની જ રુચિપ્રમાણે ચાલનારો તથા પોતાની ધારણા પ્રમાણે જ બીજાને ચલાવવાની ઇચ્છાવાળો પિંગલનયન આ પ્રકારનાં ગુરુના વચનને સાભળીને ગુરુના પ્રતિ રોષ દેખાડતો આ પ્રકારના વચનો બોલતો: 'હે ગુરો ! તમે કહો છો, પણ હુ બધુંએ સમજું છુ. તમારી મતલબને હુ જાણું છુ. તમે પણ બીજાને બોધ આપવામા કુશળ થાઓ છો, પણ તે પ્રમાણે કરવામા કુશળ થતા નથી, તો મને એ બોધ કેમ લાગશે ? તમે પણ મને શીખા-

મણુ આપો છો, પણ એ દુષ્ટ વિદ્યાર્થીઓને શીખામણ આપવાનું ધારતા નથી, નબળાને સઉ હણવા જાય છે. દેવતાઓ પણ દુર્બળનો ઘાત કરાવવામાં રાજી જણાય છે. આ દેવીઓઆગળ પણ બકરાં તથા મરઘાંનો ભોગ અપાય છે; કાંઈ વ્યાઘ્ર કે સિંહનો વધ કરીને ભોગ અપાતો જણાતો નથી. અજ્ઞાન લોકો જેમ મોટાનો પક્ષ કરીને દુર્બળના વિરોધી થાય છે, તેમ તમે પણ આ બીજા વિદ્યાર્થીઓનો પક્ષ કરીને હુ દુર્બળનો દોષ કાઢો છો, ને મને બોધ આપો છો. મને બોધ આપો છો, તે કરતા તેમને એક વાર ભય આપીને કહો તો ફરી મને કોઈ પીડે નહિ, પણ તમારી જ એમા નરમ દૃષ્ટિ જણાય છે. હુ તો મારી મેળે સહન કરીશ, પણ મારા ઉપર છેક આવી ક્રૂરતા વપરાય છે, તેને તમે કેમ સહન કરો છો, તે હું જાણતો નથી. ગુરુપત્નીનો પણ મારા ઉપર દ્વેષ હોય એમ જણાય છે. તમે બધાને ઉપદેશ આપો છો, ત્યારે લગાર ઘરમાં પણ ઉપદેશ કેમ અપાતો નથી ? ઘણા ખાવાસરખા પદાર્થોને આશ્રમમા આવતા જોઉં છુ, પણ તે કોણ ખાઈ જાય છે, તે આપ જાણતા હશો. મને તો જ્યારે ત્યારે પદાર્થ આપે છે તે બગડેલો જ આપે છે દોષોને ઓળખતા હો, અને ટાળવામા સુખ મનાતુ હોય તો આપણા આશ્રમમા મોટો દોષ જે કૃપણતા છે તેને કેમ કાઢતા નથી ? આપણા વિદ્યાર્થીના મંડળને કોઈ સમયે કોઈ સ્થળે ભોજન કરવાનુ હોય છે, તો ત્યા પણ મને સર્વ મળીને સંતાપ્યાવિના રહેતા નથી. માટે મને સુખ થાય એવો આપ કૃપા કરીને બંદોબસ્ત કરો. નહિ તો મને આ આશ્રમમાથી નીકળી જવાની આજ્ઞા આપો. આ સર્વ વિદ્યાર્થીઓ તો મને આ સ્થળથી કાઢી મૂકાવવામા જ રાજી જણાય છે '

આ પ્રકારનાં વચનોને શ્રવણ કરીને તે પિંગલનયનના અવિવેકને લક્ષમા ન લેતા તે પરમદયાળુ દિવ્યમૂર્ત્તિ મહાપુરુષ પ્રસન્ન વદનથી તથા કોમળ વાણીથી બોલતા, હે ભાઈ પિંગલનયન ' મારા સહિત સર્વના દોષોને તુ વર્ણન કરે છે, તે સઘળુ યોગ્ય છે, પરંતુ તે દોષોને કેવી રીતે ટાળવાનો ઉપાય કરવો કે તે અવશ્ય ટળે, એ જો તારા જાણવામા હોય તો તુ કહે. મારા સમજવામાં એમ છે કે દોષ ક્રમે કરીને ટળશે, અને તે પણ પોતપોતાના દોષને જાણીને ટાળવા યત્ન કરશે ત્યારે. એવિના જો તત્કાળ દોષ જવાનો ઉપાય જાણતો હોય તો કહે. અને તારામા કોઈ દોષ છે, એમ તને જણાય છે કે નહિ ? તુ તને પોતાને કેવળ નિર્દોષ માને છે કે શું ? જો એમ જ હોય તો તું અમારા સર્વના દોષોને ટાળ. કારણ કે નિર્દોષ માણસ જ બીજાના દોષને ટાળી શકે, એ પણ એક નિયમ છે.

પિંગલનયન આ વચન સાંભળતાં જ ક્રોધ કરીને પોતાની પોથી વીંટાળીને આઘો જઈને બડબડતો મોઢું ચડાવીને બેસતો, અને કહેતો કે હશે, હશે, હું જ મૂર્ખ છું, હું જ સઘળા દોષવાળો છું, અને તમે તથા આ બીજા સર્વે નિર્દોષ છો. મારી વાર્તાથી ક્રોધ ચઢે તો મને ક્ષમા કરજો. મારે ન બોલવાનું બોલવું પડે છે, પણ આ ઠેકાણે મારા ગુણની કે મારા બોલની કિંમત જ નથી. એટલે મારે હવે કશું બોલવાનું નથી. મારા કર્મના ભોગ છે, તે હું ભોગવી લઈશ. તમે મારે માટે શ્રમ કરશો નહિ. આ વહાલા વિદ્યાર્થીઓને મારે સારું કડવાં વચનો સંભળાવશો નહિ. સઉથી હું તો નેષ્ટ છું, તો પણ જો ઘટતી હોય, ને હુ લાયક હોઉં તો મને દયા કરજો. મારા જેવાઉપર દયા રાખવાનું જ મોટું પુણ્ય છે. આ આશ્રમમાં હું આજપર્યંત રહ્યો, પણ કોઈનામા મેં દયા દીઠી નથી, પણ તે સારૂ નથી.

આ પ્રકારનાં વચનોને સાંભળીને તે દિવ્યમૂર્ત્તિ ગુરુ ત્યાંથી બીજી તરફ જતા, અને વિચારતા કે ક્રોધના આવેશમાં માણસને યોગ્ય કે અયોગ્ય બોલવાનો વિચાર રહેતો નથી, તે નિયમપ્રમાણે આ ક્ષણે આ પિંગલનયનના અંતઃકરણમા રોષ આવ્યો છે, માટે આ સમયે બોધ નિષ્ફળ જ થવાનો સંભવ છે. કારણ કે અંતઃકરણની વિષમાવસ્થામા બોધને વ્યવસ્થાપૂર્વક ધારણ કરી શકાતો નથી. બીજા વિદ્યાર્થીઓ એને સંતાપ આપવાસરખુ પ્રસંગે કરે છે ખરા, તોપણ એ પુતળુ કંઈ કેવળ નિર્દોષ નથી. એને પોતાના દોષ જોવાની ટેવ નથી, અને એ પોતાના શરીરને તથા પ્રાણને જેવાં પ્રિય ગણે છે, તેવા પોતાના દોષને પણ પ્રિય ગણતો હોય એવો દેખાય છે, એટલે એના દોષ જલદી મટવાનો સંભવ પણ ઓછો જણાય છે.

હે દીકરી ! આ પ્રકારે વિચારતા એ પિંગલનયનની ઉપાધિથી વેગળા ખસતા, તેવામા વળી પેલા ધૂમ્રલોચનના હોકારા કાને પડતા, અને તેના ઝપાટામા આવી ચઢતા. હવે તેના વિષે પણ થોડું સાભળો. ગુરુના આશ્રમમા ઘણું કરીને સઘળા કાર્યમા ફરી વળનાર તે ધૂમ્રલોચન, આશ્રમના સમીપ તુલસી વગેરે પવિત્ર પત્ર પુષ્પ ફલાદિના ઉપયોગી વૃક્ષોને મોટા શ્રમ તથા હોસ અને કાળજીથી ઉછેરતો, તથા ગો, વૃષભ અને અશ્વાદિ પશુઓના ગુરુના આશ્રમે રુડે પ્રકારે પાલન થાય તો ઠીક, એવી સારી ઇચ્છાવાળો પણ હતો. ઇચ્છાનો વિરોધ ક્રોધને અવસ્ય ઉપજાવે છે, એ નિયમથી તેને પોતાની નાના પ્રકારે બાંધેલી ઇચ્છાની શ્રેણીમાં ભંગ કરનાર કારણોનો પ્રવેશ થાય કે તત્કાળ ભારે ક્રોધ થતો, અને તે ક્રોધનો વેગ પણ પ્રબળ હોવાથી

તેને તે કાળે યોગ્યાયોગ્ય વિચારનું બળ કમી રહેતુ. આશ્રમસમીપ ઉછેરેલાં પુષ્પપત્રાદિનાં વૃક્ષોને શ્વાન, ગો કે વત્સ આવીને બગાડતાં કે ત્રોડતાં કે ક્યારાનો ભંગ કરતાં, ત્યારે તેને મોટો ક્રોધ થતો, અને તે ક્રોધના આવેશમાં તેમને તે ધમકાવતો, તથા મારતો. કોઈ સમયે મારેલાં શ્વાનાદિના પોકારને સાંભળતા તે દયાળુ ગુરુ તેને બોધ આપતા કે હે ભાઈ ધૂમ્રલોચન ! આ શ્વાનને આટલુ બધુ મારવું સારુ નથી. એને મારવાથી સમયે એનો નાશ થાય તો જીવહિંસાનો મોટો દોષ આવે છે. માટે કોઈ પણ પ્રાણિને મારતા સદા પાપનુ ભય ધરજે. આ વગેરે વચનને સાંભળતાં તે રોષથી બોલતો કે એવાં દુષ્ટોને મારવામાં હું કાંઈ દોષ સમજતો નથી. જે દોષ માને તે ભલે નહિ મારે. આમ છતા પણ હે ગુરો ! તમને ખબર છે કે હુ અન્યાયથી એમને મારતો નથી. ઘણી વાર અપરાધ કરતા જણાય છે ત્યારે જેમ કુલીન ઋષિઓના પુત્રને સુજ્ઞ શિક્ષક મૃદુ વચનોથી બોધ આપે છે તેમ હુ તેમને કહું છુ કે ‘ અરે ! તમે આ વૃક્ષોને કે ક્યારાઓને બિગાડશો નહિ. એ તો ગુરુઈશ્વરના પૂજનનિમિત્તે ઘણા કષ્ટથી ઉછેરાયેલા છે. ’ આવા મૃદુ વચનોને પણ જ્યારે તે ન ગણકારીને ફરી ફરીને આવી નુકસાન કરે છે, ત્યારે તેમને જેમ કોઈ લગાર આડા સ્વભાવના ઋષિના બાળકોને તેના શિક્ષક ભય આપનાર વચનોવડે બોધ આપે છે, તેમ હુ પણ એમને ભય આપતાં કહુ છુ કે ‘ અરે દુષ્ટો ! તમને સહસ્રવાર ધીરેથી કહ્યા છતાં પણ ન માનીને પુન પુનઃ આ વૃક્ષો તથા કયારાને બિગાડો છો. માટે હવે તમને ભારે શિક્ષા કરવી પડશે. યાદ રાખજો, જો ફરીથી આવી બિગાડ કર્યો તો તમારા માથા ફોડી નાખીશ, ને બાધીને ઉંધે માથે લટકાવીશ. ’ આવા આપેલા ભયને પણ ન ગણકારીને આવી આવી નુકશાન કરે છે ત્યારે જેમ ઉચ્છૃંખલ બાળકોને કે અધિક અજ્ઞાનતાવાળાને તાડનાદિ ઉપાયથી શિક્ષક સુધારે છે, તેમ હું તેમને માર મારુ છુ, તોપણ તેમને હજી પ્રાણાંત શિક્ષા કરતો નથી. જુઓ, આ કયારા ત્રોડી નાખ્યા છે, આ વૃક્ષની શાખાઓ ત્રોડી છે, આ વૃક્ષના મૂળ ખોદી નાખ્યા છે ! આ પ્રકારે મારે કયાં લગી સહન કરવુ ? વળી જુઓ, આ શ્વાનાદિ બેસવા ઉઠવા સરખાં સ્થાનોમાં વારવાર મળમૂત્ર કરે છે, તો એમના કેટલા દોષોની મારે ક્ષમા આપવી, એનો વિચાર કરો. ધર્માત્મા થતા ને ઠપકો આપતાં તો બેઠા બેઠા સઉને આવડે છે ! પણ કામ કરનારને સમજણ પડે છે ! નિત્ય એમના પડેલા મળને મારે સાફ કરવા પડે છે, બીજું કોણ કરવા આવે છે ?

દિવ્યમૂર્ત્તિ ગુરુ આ પ્રકારનાં વચનો સાંભળીને પ્રિય વચનો કહેતા કે હે શાણા ધૂમ્રલોચન ! એ પ્રાણિઓને આપણી મનુષ્યજાતિકરતા જ્ઞાન પામવાનાં ઓછા સાધનો છે, એ વાર્તા કાંઈ તને અજાણી નથી. પ્રથમ વિચાર કરવો ઘટે છે કે આપણામા પણ એ પ્રાણિઓકરતાં વધારે ત્રાસ આપનાર દોષો છે, અને આપણને બોધ પામવાનાં તથા વિચાર કરીને દોષોને ટાળવાનાં સાધનો પણ મળેલાં છે. રોજ બોધ પણ મળે છે તેમ છતા પણ તેવા ને તેવા જ દોષ આપણે કરીએ છીએ, અને શીખામણ માની સુધરતા નથી, તો એ પ્રાણિઓ ન સુધરે એમા શુ આશ્ચર્ય છે ? અને આપણને જેમ દોષબદલ કરેલી શિક્ષા પ્રિય લાગતી નથી, તેમ તે શિક્ષા આપણો સુધારો પણ કરતી નથી, તેમ એમને માટે પણ સમજવુ જોઈએ. તો આવડો ક્રોધ કરીને મારવાથી શુ ફળ છે તેનો વિચાર કર. આ વૃક્ષોને પીડા કરનાર તેઓ અજ્ઞાનસરખાં છતાં પણ પોતાનાં કર્મના ફળ ભોગવશે, અને આપણે પણ સર્વ કર્મનાં ફળ જરૂર ભોગવવા છે તો પછી વિચાર કેમ કરવો ન જોઈએ ? વળી સર્વને પોતાના જીવનનુ વિરોધી ફળ ગમતું નથી, તો તેમને પણ માર કેમ ગમે ? ન જ ગમે. વળી કોઈ પણ નાના મોટા જીવને હણવો, એ પાપ કેમ ન ગણાય ? જીવવાની તથા સુખની આશાનો ભંગ કરવો એ સમાન બીજુ કયુ પાપ આ જગત્મા છે ? માટે રડે પ્રકારે વિચાર કરીને ઝાડોનુ રક્ષણ થાય, અને આ જીવોને મારી પાપ ન બધાય, એવો માર્ગ શોધી કાઢ, અને તેમ કરીને આ નિરંતર થનાર ક્રોધના કારણને શમાવ. જીવમાત્રને ક્રોધ મોટો શત્રુ છે. ક્રોધ ઘણા માઠા પરિણામને ઉપજાવનાર છે. જેમ અગ્નિ પોતે બીજાને બાળીને પોતે પણ પોતાના પ્રકટ થવાના સ્થાનમા અળપાઈ જાય છે, તેમ આ ક્રોધ પોતાના ઉદયથી સમીપના સર્વને બાળે છે, અને જે શરીરમા પોતે પ્રકટ થાય છે, તેને પણ બાળે છે, અને માહે વળી ગુપ્ત થઈને રહે છે. અગ્નિકરતા ક્રોધમા વિશેષતા એટલી જ છે કે અગ્નિ સર્વને બાળી પોતે નિર્વાણ થઈ જાય છે, અને ક્રોધ તો સર્વને દગ્ધ કરતો કાયમ જ રહે છે. અને વારવાર દગ્ધ કરવા છતા પણ નવા નવા શરીરોમા પાછો પ્રકટ થઈ બાળ્યા જ કરે છે. માટે આ ક્રોધ પ્રસિદ્ધ અગ્નિકરતાં ઘણો ખોટો છે. એ ક્રોધને સદ્વિચારદ્વારા પ્રકટ થનાર જ્ઞાનાગ્નિ જ માત્ર બાળી શકે છે, માટે તું વિચાર કર. દરેક માણસે કોઈ પણ ક્રિયા કરતા તે ક્રિયાના ફળનો વિચાર અવશ્ય કરવો ઘટે છે. જે ક્રિયા સ્વરૂપે દોષરૂપ ન હોય, અને અંતમાં શુભ ફળને ઉપજાવી આપનાર હોય, તે જ ક્રિયા કરવા યોગ્ય ગણાય છે.

તું વિચાર કરવામાં કુશળ છતાં ગાફલ શા માટે થાય છે? ભાઈ! આ જગત્માં હિત કરનાર કડવાં વચનનોને કહેનાર વિરલ પુરુષો હોય છે. અને તે કડવાં વચનને પ્રીતિથી સાંભળનાર અને તેથી સુધરનાર પણ વિરલ હોય છે. તેથી હે ભાઈ' તું શાંત ચિત્તવાળો થા, અને આપણી દરેક ક્રિયાને તેના ફળના વિચારપૂર્વક કરવાનો અભ્યાસ રાખ.

પોતાના ગુરુના આ પ્રકારનાં વચનો સાંભળીને યોગ્યાયોગ્યનો વિચાર કરવામા અસમર્થ અને વાણીસ્થાનમાં આવેલાં વચનને જ બોલવામાં કુશળ તે ધૂમ્રલોચન આ પ્રકારનાં વચનો બોલતો.

**મનોહર**—જય જય **શ્રીસદ્ગુરુદેવ.** ( સર્વ બોલે છે. પછી નિયમપ્રમાણે પદ ગાય છે. )

**પદ. રાગ દેશ.**

(પ્રભુ આજ ગણો કા ન્યારો, છું હું આદિઅનાદિ તમારો, એ લય )
સદ્વસ્તુ સુજન સભારો, જેથી આવે આ દુઃખનો આરો. ટેક.
મમત્વ બાધી શુ મહીસ્થળમા, મિથ્યા સહો દુઃખમારો ?
કરિ કળ 'હું મમ' શિથિલ કરીને, ભયથી જીવને ઉગારો; સદ્વસ્તુ૦
વિષયતણી આશાઓ વધારી, કા રચો દુ:ખનો ક્યારો ?
તૃષ્ણા ધારી સદા તનુ પીલી, શુ ગુન્હો છો આ ગારો ? સદ્વસ્તુ૦
તૃષા નથી મનની ટળવાની, છે ભવસાગર ખારો,
માટે મધુર હરિરસ રળવા, ગણિ ભવ ઉરથી અકારો, સદ્વસ્તુ૦
આખા વિશ્વતણા વૈભવને, અહી ભોગવવા ધારો,
તે નવ થાય, થાય કદી તોપણ, થાય ન તૃપ્તિ વિચારો, સદ્વસ્તુ૦
ભોક્તાભોગ અચલ નથી જાણો, વળી છે અસખ્ય વિકારો,
અવિક્રિય ન લહી ભવવૈભવ, ઉર સતોષથી ઠારો, સદ્વસ્તુ૦
અતિદુર્લભ આ નરતનુ પામી, જન્મમરણ કા ન વારો ?
સત્કીર્તિ ને અચલ પદ વ્હોરી, નિજ કુળને કા ન તારો ? સદ્વસ્તુ૦
ધીરપણું અહી ભવરણમા ભ્રમી, રિપુના હૃદય વિદારો,
રિપુદળનો પણ નાશ કરીને, મુખ જય જય લલકારો, સદ્વસ્તુ૦
પછી નિષ્કટક રાજ્ય ગ્રહીને, ત્યજી અવર વ્યાપારો,
મનહર પ્રભુપદમા શમી રહેતા, અર્થ અવરના સારો, સદ્વસ્તુ૦

( વિઠ્ઠલજી જય જય બોલે છે, ને સર્વ તે પ્રમાણે બોલે છે. પછી નમન કરીને ઉઠે છે. અન્ય સર્વ પણ વારા ફરતી નમન કરી કરી જાય છે. ઇષ્ટસ્મરણ કરતા મનોહર તથા વિજયા પણ સુઈ જાય છે. )

# દિવસ ૨૧.

**વિજયા**—( પ્રભાત ગાય છે. )

**પદ. રાગ પ્રભાત.**



યાતણા સાગર રે, હરો દુઃખ દાસનાં રે,
આપો પ્રભુ દીનને અભયદાન,
નિશદિન ભક્તિ રે, આપો પ્રભુ આપની રે,
જેથી જીવ થઇ રહે આપસમાન, દયા૦
આ જગે જ્યા ત્યા ભાળુ રે, ભયદુઃખ જગપતિ રે,
જોતાં નથી જડતુ શાંતિસ્થાન,
હરીફરી આ વૃત્તિ રે, પ્રભુપદે આવતી રે,
ભાસે છે જ્યા ભયદુખકેરુ અભાન, દયા૦
વિષયો આ સઘળા રે, નિત્ય નથી ભાસતા રે,
આવી જાતા દઈ દઈ અતિશય દુઃખ,
તેથી હવે અંતર રે, વિષયોથી ત્રાસીને રે,
ગ્રહેવા ઇચ્છે નિત્ય પ્રભુપદસુખ, દયા૦
જાણ્યુ હવે જાતા રે, ચંચળતા ચિત્તની રે,
દુઃખ સઉ સત્વર દૂર પળાય,
થાતા સ્થિર બુદ્ધિ રે, જ્યા ત્યા ભાસો આપશ્રી રે,
મનહર સુખ તવ સઘ કળાય, દયા૦

**વિજયા**—(મનોહરને નીચે આવતા જોઈને પૂછે છે) વારુ આ કેટલાએક લોકો એમ કહે છે કે પરમેશ્વરને રૂપ, રંગ કે શરીર નથી, તે તો નિરંજન નિરાકાર છે, અને કોઈ તો કહે છે કે પરમેશ્વરને ચાર હાથ છે, શંખ, ચક્ર, ગદા, પદ્મવાળા છે, ઘણા સુંદર રૂપવાળા છે, અને ઘનશ્યામ વર્ણવાળા છે. કોઈ કહે છે કે બે હાથવાળા છે, કોઈ કહે છે કે હજાર હાથવાળા છે, અને કોઈ કોઈ તો કહે છે કે પરમેશ્વરને તો અસંખ્ય માથા છે, ને અસંખ્ય હાથપગ છે. આમ અનેક પ્રકારની લોકોમા વાર્તા ચાલે છે, ને જેને જેમ ફાવે છે, તેમ તે માને છે, ત્યારે એમા સાચુ શુ હશે, આ સંદેહ મારા મનમાં ઘણી વાર આવે છે.

**મનોહર**—હે સારા હૃદયવાળી ! આ જગતમાં ઘણા અજ્ઞાન જીવો પરમેશ્વરના સ્વરૂપવિષે વિવિધ કલ્પનાઓ કરીને ભારે વાદવિવાદ કરે છે, પણ તે સઘળું વ્યર્થ શ્રમજેવું થાય છે. કેટલાએક બુદ્ધિમાન્-

સરખા મનુષ્યો પરમેશ્વરને નિરંજનનિરાકાર માને છે, અને તેઓ પોતાને જ માત્ર સાચા માને છે, એટલું જ નહિ, પણ ઈશ્વરને આકારવાળા છે, એમ માનનાર લોકોની ઘણી નિંદા કરે છે, તથા ઈશ્વરના વાસ્તવ સ્વરૂપને ન જાણનાર તેઓ પોતાની અપૂર્ણતાથી ઈશ્વરનાં દિવ્ય વગેરે લીલાતનુઓની પણ નિંદા કરે છે. આમ કરવાથી તેઓ સઘળા નિરાકારરૂપે પરમેશ્વરની ભક્તિ કરતાં છતા પણ બીજી તરફથી પરમેશ્વરની નિંદા કરનાર થઇને પોતાનાં ભક્તિના ફળને ખોય છે. એ જ પ્રમાણે કેટલાએક પોતાને બુદ્ધિમાન્‌સરખા માનનાર મનુષ્યો પરમેશ્વરને આકારવાળા તથા એક સ્થાનમા રહેનારરૂપે માને છે, અને બીજા નિરાકારરૂપે માનનારની ઘણી નિંદા કરે છે. તેમ કરવામા પરમેશ્વરની નિંદા કરવાનો દોષ પણ માથે ધારી લે છે, અને પોતાની ભક્તિને પણ નિષ્ફળ કરી નાખે છે. એ જ પ્રમાણે બીજા ઓછી મતિવાળા અનેક જાતિના મનુષ્યો પોતે એક પ્રકારના ઈશ્વરને માની લે છે, અને પછી બીજાના માનેલા ઈશ્વરના સ્વરૂપની નિંદા કરે છે, તેમ જ તે ઉપાસકોની પણ નિંદા કરે છે. આમ કરવાથી આ લોકમા ઘણું કરીને સર્વ એવા મનુષ્યો ઈશ્વરના વિરોધીસરખા જ થઇને પાપનાં ફળ ભોગવતા નિકૃષ્ટ ગતિને પામે છે. મોટા બુદ્ધિમાન્ પુરુષો તથા સર્વજ્ઞસરખા મહાત્મા પુરુષો જેઓ પરમેશ્વરને યથાર્થ સ્વરૂપે અનુભવનાર છે, તેઓ તો પરમેશ્વરને માનનાર કોઈ પણ ઈશ્વરભક્તની નિંદા કરતા નથી, તેમ જ પરમેશ્વરના કોઈ પ્રકારના પણ સ્વરૂપનો નિષેધ કરતા નથી જેમ જન્મના આંધળા માણસો સઘળા અજ્ઞાત પદાર્થના સ્વરૂપમા ગમે એવી કલ્પનાઓ કરીને પરસ્પર વાદવિવાદ કરીને વઢે છે, તેમ આ પરમેશ્વરને યથાર્થ સ્વરૂપે જણાવનાર આંતર દિવ્યદૃષ્ટિના અભાવવાળા સઘળા આંધળા મનુષ્યો પરમેશ્વરના સ્વરૂપવિષે પણ વિવિધ કલ્પનાઓ કરીને વિવાદ કરતા પરસ્પર વઢે છે. આમ છે માટે હે સદ્વિવેકવાળી ! પરમેશ્વર તો અરૂપ પદ હોય, અને અનંત પ્રકારનાં રૂપવાળા પણ હોય, એમા આશ્ચર્ય પામવાસરખુ કાંઈ પણ નથી. પરમેશ્વરનુ સઘળે વ્યાપેલુ એવુ જે અવિક્રિય સ્વરૂપ છે, જે નિર્ગુણ નિરાકાર વગેરે શબ્દોથી ઓળખાય છે, તે તો સામાન્ય સ્વરૂપ છે, અને ભિન્નભિન્ન ઉપાસકોની ઇચ્છાનુસાર તેમની ઉપાસનાના અવધિએ જે ભિન્નભિન્ન ઉપાસકોને વિવિધાકાર પરિણામે પરમેશ્વરના સ્વરૂપની પ્રતીતિ થાય છે, તે તથા વિવિધ અન્ય પ્રકારે, દુર્નિવાર્ય એવા નિમિત્ત કારણોને લીધે જે દિવ્યાદિ લીલાતનુઓ પ્રકટે છે, તે વગેરે તો પરમેશ્વરનુ વિશેષ

સ્વરૂપ ગણાય છે. આ પ્રકારે સામાન્ય તથા વિશેષ સ્વરૂપે પરમેશ્વરને યથાવત્ અનુભવનાર પુરુષો નિ સંદેહ રહીને પરસ્પર વિવાદ કે વઢવાડ કરતા નથી, અને કોઈની પણ નિંદા કરીને પાપભાગી થતા નથી. માટે તારે તો સઘળા સંશયનો ત્યાગ કરીને પરમેશ્વરને વિધિવડે ઉભયસ્વરૂપે અંતઃકરણની યોગ્યતાપ્રમાણે ભજવા. આવિના પરમેશ્વરનો અનુગ્રહ મેળવીને ઉત્કૃષ્ટ ગતિને પામવાનો કોઈ યથાર્થ ઉપાય નથી. (આ પ્રમાણે કહીને મનોહર સ્નાન કરીને પોતાના નિત્યકર્મમાં બેસે છે, અને વિજયા પણ પતિના વચનને લક્ષમા લેઈને પોતાના કાર્યમાં પ્રવેશે છે.)

**ચંચળા**—( કાવેરીને ) કેમ કાવેરી બહેન ! નાહ્યાં કે શુ ? સેવાપૂજા થઇ કે હવે ?

**કાવેરી**—હા બા, નાહી તો ખરી. હજી સેવાપૂજાના વાસણો સેવાની ઓરડીમાથી હવે લઇને સાફ કરીશ ત્યાર પછી સેવા. અમારાથી નાહ્યાવિના સેવાની ઓરડીમાં જવાય નહિ. તેથી હવે સેવાની સામગ્રી તૈયાર કરીશ. કેમ તમે શુ કરો છો ?

**ચંચળા**—આ હુ તો નાહીને બે માળા બની તે ફેરવી, ને એમણે સેવા કરી એટલે આ તુળશીમા પાણી રેડવા આવી, વારુ કાવેરી બહેન ! તમે રોજ કેટલી વાર નહાતા હશો ?

**કાવેરી**—બહેન ! અમારે બ્રાહ્મણનો ધર્મ એટલે રસોઈ કરવાની, તેટલી વાર તો નહાવુ જ પડે, એટલે રોજ બે વાર તો ખરુ જ. પછી કાંઈ કારણ આવી પડે તો વધારે વાર પણ નહાવુ પડે. જુઓ બહેન ' બાળે તેનો ધર્મ છે. પવિત્રાઈ રાખ્યાવિના અંતર પણ શુદ્ધ થતુ નથી. તે દહાડે ભટજીએ કથામા નો'તુ કહ્યું કે અંતર તથા બહાર પવિત્રતા રાખવી. તેમાં અંતરથી તો રાગદ્વેષથી રહિત થવુ, ને બહારથી તો નાવુ ધોવુ.

**ચંચળા**—હા ખરી વાત. તે દા'ડે આવ્યુ'તુ ખરુ. ત્યારે આ લોકની શી વલે થતી હશે ? આ જીન ધરમવાળા ઘણા લોકો તો જાણ્યામા રોજ ના'તાએ નથી. એ ધરમ તે કોણ જાણે કેવો હશે, ને કોણે કાઢયો હશે ?

**કાવેરી**—જુઓ બહેન ' આપણે બરાબર જાણતાં હોઈએ, તો પણ કોઈનુ મન દુઃખાય, એવુ કોઈના ધર્મમાટે બોલવુ સારું કહ્યું નથી. તેમ જ કોઈની નિંદા કરવી એ પણ પાપ ઠરે છે, માટે બીજુ તો કાંઇ કહી શકાતુ નથી, પણ એ લોકમા ઘણું કરીને ઓછુ પાણી વાપરવાનુ તથા વખતે નહિ નાહાવાનુ પણ ચાલતું હશે ખરું. એમનામાં ઘણી મલિનતા હોય છે, એવી કોઈ કોઈ એમના ધર્મના જાણનારા વાતો

કરે છે ખરા, એક વાર મને એક બાઇએ વાત કરી હતી કે 'આ ઢુંઢીયા ધર્મના એક મોટા સાધુ આવ્યા છે.' ત્યારે મેં પૂછેલું કે મોટા તે ઉમરમાં મોટા, કે તપમાં મોટા, કે જ્ઞાનમાં મોટા, કે શી રીતના મોટા? ત્યારે તેણે કહેલું કે 'એમણે જે દા'ડાથી દીક્ષા લીધી છે, તે દા'ડાથી દાતણે કર્યું નથી, અને નાહ્યા પણ નથી. તે દીક્ષા લીધાને આજકાલ કરતાં પચાસ વર્ષ થયાં છે.' તો બહેન! પચાસ વર્ષસુધી દાતણ ના કરવું અને નહાવું નહિ એ કાઈ નાનીસૂની વાત નથી. એ ધર્મમાં આ ઉપરથી જણાય છે કે ઘણાં વર્ષ નાહે નહિ અને દાતણ ન કરે તો મોટો તપ કરનાર ગણાતો હશે. સાચી જૂઠી તો બાવા પરમેશ્વર જાણે, પણ આવી વાત સાંભળી એટલે કાન ગુનેગાર છે.

**ચંચળા**—ના ના, એ વાત તો સાચી જ હશે. આ આપણા મોહ્લામાં પેલી છે તે ના'તીએ નથી, ને રાંધીખાઈને અબોટ કરતી નથી. સાવરણીએ આપણો કચરો વાળીએ તેની પેઠે વાળી નાખે છે. ત્યારે શુ એમના ઘરમાં એઠવાડ નહિ થતો હોય? પણ એમના ઘરમમા એ વાતની આભડછેટ માનેલી નહિ એટલે લાચાર. સઉસઉના ધરમમાં જે ચાલતું હોય તેને આપણાથી કેમ કાળું ગોરૂ કહેવાય? પણ સાચું બોલજો કાવેરી બહેન! આપણે એક દા'ડો દાતણ કરતાં નથી તો એ આપણું મો સારું લાગતુ નથી, તે એ ઘણા દહાડા દાતણ નહિ કરતાં હશે તેમનાં મો ગંધાતાં નહિ હોય? ને તેમને અકળામણ નહિ થતી હોય?

**કાવેરી**—ના તે એમના પાસે જનારઆવનાર કોઇ તેવા ખરાંબોલા માણસો કહે છે તો ખરાં કે એમના મોંઢાંમાંથી નકારી વાસ મારે છે. પણ બાવા ધર્મની વાત રહી, એટલે જેને જે ખરુ સમજાત તે ખરું. એમા આપણા જેવાની અક્કલ કામની નહિ. હશે બહેન! ચાલો સવારના પહોરમાં આવી વાતો કરવાથી આપણને શું ફળ છે? ઉલટી ખોટ છે. (એમ બોલી ઘરમાં જાય છે, અને 'હા' કહીને ચંચળા પણ ઘરમા જાય છે.)

**ચંદન**—(પોતાના વર કૃષ્ણદાસને) કેમ વારુ, આ રામજીનુ નામ આવે એવી ગરબી ગાઉં તો એ તમને મગજમાં ચટકો વાગે ખરો કે?

**કૃષ્ણ૦**—હા, હા, એ પણ મને ગમતી વાત નહિ. એવાં રામજીભામજીનાં ભજન કે ગરબીઓ ગાઈ તેમાં સો ઉઘાડ થયો? રામ તો એક દસરથ રાજાનો છોકરો હતો. તે જ બચારો વનવન સીતાને સોધતો ફર્યો. ને વાંદરાંની સહાયતાથી રાવણને મારીને સીતાને પાછી લાવ્યો' તો!

**ચંદન**—એ વાર્તા વળી તમે ક્યાથી જાણી ? તમને કોઈએ કહી કે કહીં વાંચી'તી ?

**કૃષ્ણ**૦—એ તો રામાયણમાં મારા સાભળવામાં આવ્યુ છે.

**ચંદન**—એ રામાયણની બધી વાર્તા તમે સાચી માનો છો કે જૂઠી ?

**કૃષ્ણ**૦—એમાં સુ ? એ તો ઇતિહાસજેવુ છે, એટલે રામ સારો રાજા થઈ ગયો એ ખરો.

**ચંદન**—ત્યારે એ રામાયણમા રામને ભગવાન્ કહ્યા છે, ઈશ્વરનો અવતાર કહ્યા છે, ને એમનુ મોટું પરાક્રમ કહ્યું છે, માણસનુ શરીર ધરીને બધી લીલા કરી છે, એમ કહ્યુ છે, એ વાત સઘળી ખરી કે ખોટી ?

**કૃષ્ણ**૦—આ એમ ગણીએ તો આ બધાએ માણસ કહેસે કે અમે પરમેશ્વરનો અવતાર છીએ, ને આ બધી અમે તો લીલા કરીએ છીએ, પણ એમ કઈ મનાય છે ? તમારા જેવાં રાડીયાં વાજામાં એવી ગડબડ ચાલે ! તમ લોકને અક્કલ નહિ, એટલે જે બામણે કહ્યુ તે બધુ ખરુ, પણ અમારા જેવા આગળ એવી ગપ્પો ગોઠવવા જાય તે અમે કઇ માનીએ નહિ.

**ચંદન**—આ તમારાથી રામના જેવા કામ થાય ખરા કે ! આ વાદરાને બોલાવીને એક દહાડો લગાર એકઠા તો કરી જુઓ ! ને આ પેલા રીંછવાળા આવે છે તેના રીંછને લગાર હાથ તો ફેરવી જુઓ ! વાતોના સપાટા મારવા સહેલા છે, પણ તેમના જેવુ એક કામ તો કરો ! રામાયણમા લખેલી બીજી વાતો ખોટી માનો તો પછી એ રામ દસરથનો છોકરો અને સારો રાજા હતો એ પણ ખરુ સાથી મનાય ? પણ લગાર વિચાર કરો. આ અમે બધા રાડીયા અક્કલવગરના, ને મરદ બધા સાઢીયા અક્કલવાળા કેમ ? ખરી વાત કહેવા જઈએ ત્યારે દુઃખ લાગે ! પણ રડયો વિચાર તો રાખવો જોઇએ કે ભગવાન્નુ નામ ઘરમા દેવાય નહિ, ત્યારે એ મસાણજેવા ઘરમા રહેવાય ને ખવાય કેમ ? જે ઘરમા ભગવાનની કથાવાર્તા થતી ના હોય તે ઘરને તો મસાણજેવુ કહ્યુ છે. એ તમને ખબર છે કે નહિ ? ને ભગવાનના સમરણવિના સારા ફળ પણ ક્યાથી મળે ?

**કૃષ્ણ**૦—બેસ બેસ, તારું ડા'પણ નકામુ ડોળીસ નહિ, તુ સુ સમજીને બોલે છે ? સુ આ રામ ને કૃષ્ણનાં નામ જે ઘરમાં ના દેવાય તે ઘર મસાણજેવાં ? એ વાત મનાય કેમ ? એમ હોય ત્યારે તો આ બધા પારસી, મુસલમાન, અગ્રેજ લોકો ને એવા જ બીજા ઘણી જાતના લોકો છે તે બધાનાં ઘર તારા વિચારપ્રમાણે તો મસાણ જેવાં જ ઠરે કેની ? કોઇના આગળ આવી વાત બોલીસ નહિ, નહિ તો મૂરખમા ઠરીસ.

**ચંદન**—તમારા આગળ તો હું મૂરખમા ઠરી જ ચુકી છું કેની? ને બીજાનુ મારે કામે શુ છે? પણ હું તમને પૂછુ કે એ પારસી, મુસલમાન, અંગ્રેજ વગેરે બધા, કોઈ પણ તેમણે માનેલા ભગવાન્નું નામ દેતા હશે કેની?

**કૃષ્ણ૦**—હા હા, મુસલમાનોમા મોટા મોટા પેગંબરો થઈ ગયા છે. અગ્રેજમા પણ ઈસુ નામના કઈ થઈ ગયા છે, ને પારસીમાં ને બીજા લોકમા પણ તેવા થયા હોય, તેમના નામ લેતા હસે.

**ચંદન**—તે બધાના શરીર કઈ માણસ જેવા થયા હશે કે કઈ બીજા જેવા?

**કૃષ્ણ૦**—માણસ જેવા, પણ તેમના કામો માણસકરતા વધારે જબરા!

**ચંદન**—ત્યારે તમે તે કશામાએ નહિ કે? બધાથીએ તમે ગયા! તમારામા એવા કોઈ નામ દેવા જેવા થયા છે કે નહિ? તે લોકો તો પોતાના માનેલા ભગવાનના નામ લે, એટલે તેમના ઘર મસાણ જેવા નહિ, પણ તમે તો કશામાએ સમજતા નથી, ત્યારે તમારા ઘરની શી વલે, તેનો કઈ વિચાર કર્યો? આપણો ધરમ ના ગમે તો તેનો ધરમ પાળો.

**કૃષ્ણ૦**—તેમનો ધર્મ સુ જખ મારવા પાળીએ? આપણો ધર્મ સમજે તેને સઉથી સારો છે પણ તને હજી બરાબર સમજણ નથી, એટલે ભેસના આગળ ભાગવત જેવુ! તારી સાથે માથાકુટ નકામી કર્યા પછી સુ?

**ચંદન**—એમ કે? હુ ભેસ ત્યારે તમે કોણ ઠર્યા? તેનો વિચાર તમે પોતે જ કરી લો. તમે મને ભેસ કહો તો ભલે પણ મારાથી તો તમને પાડા કહેવાય નહિ? ત્યારે તમારા આગળ પણ શીદ મારે માથાકુટ કરવી પડે! જુઓ લગાર વિચારીને બોલો. આ તો કાલે તમે મને ગરબી ગાતા અટકાવ કર્યો, તેથી પૂછું છુ કે હવે મારે શુ ગાવુ ને કેમ કરવુ ત્યારે તો ગાય ને ભેસ કરવા બેઠા! છેક આવુ તે કઈ સારું?

**કૃષ્ણ૦**—જો પાછુ વધારે બોલવા માડયુ કે! તારા બોલનો તારે પાછળથી પસ્તાવો કરવો પડસે, અને અંતે પછી તેમ કરવાથી પણ કાંઈ ફાયદો નથી થવાનો હો!

**ચંદન**—મારે વધારે બોલીને મો દુખવવાની કંઈ જરૂર નથી. જેમાંથી અતે ફાયદો થાય એવુ જે તમે કહો તે હું મારી મેળે કરું. બોલો ત્યારે મારે શુ કરવુ?

**કૃષ્ણ૦**—કરવું તું સું ? વળી ખાઈ પીને મજા કરવી, બીજા મુરખ લોકની પેઠે પેટ બાળીને મરવાનો ખરાબ વિચાર મને પસન નથી.

**ચંદન**—ખાતાંપીતાં નથી ત્યારે શું ભૂખ્યાં રહીએ છીએ ? ને ગરબી ગાવાની તો તમે ના કહો છો, ત્યારે મઝા તે શેની મારા કરમની કરું ? રડયું બે ઘડી કંઈ ગાઈએ તો જીવને સારું લાગે. સુનમુન રહેવું તેમાં તે શી મજા ?

**કૃષ્ણ૦**—તે તને ગાવાની કોણ ના કહે છે ? મારે તો ફક્ત રામકૃષ્ણ એવા નામ જેમાં નહિ આવે તેવી ચીજો ગાવાની છૂટ છે.

**ચંદન**—લો ત્યારે આ માતાના ગરબા ગાઉ ? તેની તો તમને ચીઢ નથી કેની ? અંબાજી, બહેચરાજી, કાળકા, એવા મહીં દેવીનાં નામ આવે તે તો ગમશે કેની ?

**કૃષ્ણ૦**—ના ના, તે માતાફાતાના ગરબાની તો સાફ ના જ જાણવી. એવા ગરબાની તો મને ઘણી જ ચીઢ છે, દેવદેવીના નામો તો નહિ જ આવવાં જોઈએ. કદાચ ઈશ્વર કે પરમેશ્વર એવા સબ્દ આવે તો તેની ઝાઝી ફિકર નહિ સમજી કેની ?

**ચંદન**—તમે તે કેવા સ્વભાવના માણસ છો ? દેવ નહિ, દેવી નહિ ત્યારે ગાવાનુ તે બીજુ કયાથી લાવુ ? તમે મને કહો કે આ ગાવું, તો પછી મને સમજાય કે તમને કેવું ગમે છે.

**કૃષ્ણ૦**—જો લઢાઈમાં સૂર ચઢાવવાની કેટલીએક કવિતાઓ છે, તે હું તને આપીસ, તે પાઠ કરીને રોજ ગાજે. ખરુ પુછે તો મને તેવી વીરરસની કવિતા ઘણી ગમે છે.

**ચંદન**—જાઓ જાઓ, એવી કવિતા આપણે ગાઈને શું કરવુ છે ? તમે કે દહાડે ધાડ મારવા કે રણે ચઢવા નીકળો છો જે તેવી કવિતા ગાવી ? બૈરાથી તો જે ગવાતી હોય તે ગવાય. એવું ગમે તે ગાઈએ ને લોક સાભળે તો લાજી મરીએ. તમારું શુ જાય ?

**કૃષ્ણ૦**—મૂરખ છે ! સ્ત્રિયો તો ઘણીએ લઢાઇમા જઈને જય કરી આવી છે.

**ચંદન**—મારે તો લડાઇમાં જવુએ નથી, ને એવું ગાવુએ નથી. આ બારણે લોકો લઢે છે ને વખતે લાકડીઓ ઉછળે છે, ત્યારે તો બારીબારણાં દેઈને ઘરમા પેશી જાઓ છો ને ઠાલી ડકરાઈ શી ! આવ રે મારો વીરરસ ! તમારા વીરરસને મારે શું રડવો છે ! મારે તો ભગવાનનું નામ આવે તો કાયાનુ કલ્યાણ થાય.

**કૃષ્ણ૦**—બેસ બેસ છાનીમાની, લવારો કરતી. સાફ કહુ છુ કે જો એવુ કઈ આડુંઅવળું ગાયુ તો તમાચે તમાચે દાંત

બત્રીસે પાડી નાખીસ. પછી તે વખત હું સગા બાપની પણ સરમ રાખવાનો નથી. આ કાને સાંભળ કે પેલે કાને !

**ચંદન**—હું તો બંને કાને સાંભળું છું ને કહું છું કે મને ગમે એવું ગાવાનું આપો, નહિ તો મને ગમશે તે હું મારી મેળે ગાઇશ. આ ઢોલ વગાડીને કહું છું ! પછી આ કાને સાંભળો કે પેલે કાને !

**કૃષ્ણ૦**—ચાલ ચાલ બીજું નહિ ગાય તો જાનમમેં ગયું. હુ તને મારું લખેલુ આપુ છુ તે ગાજે એટલે બસ.

**ચંદન**—હા એમ કરો, એટલે મને પણ સમજાય તો ખરું, કે તમે કેવું ગવડાવવા માગો છો.

**કૃષ્ણ૦**—( પોતાના કાગળોમાંથી એક કાગળ કાઢીને ) જો ! મોટા મોટા વિદ્વાનોના વિચાર મારા સાંભળવામાં આવે છે, તેની હું કવિતામાં જ નોંધ કરી રાખુ છું. તેમાની આ એક ઠુમરી છે. (કાગળ તેના હાથમાં આપતાં) લે સારા ખુલ્લા અવાજથી મને ગાઇ સભળાવ જોઉં. (કાગળ આપ્યા પછી) લે લલકાર, જોઈએ.

**ચંદન**—(નીચે પ્રમાણે મનમાં વાચે છે.)

કેળવણી પામીને સારી, સારા પુસ્તક વાચો રે,
ઘરડાંની ઘરડી અક્કલ લઈ, મિથ્યા મન ના રાચો રે
ઉંટ ઉંટની પાછળ જાતા, વળિ ઘેટાં પણ જાતા રે,
તેમ સુજન ઘરડાની ચાલે, ચાલી દુઃખી શુ થાતા રે ?
ભૂતપ્રેતના વ્હેમ ધરીને, સ્રીસુતને કાં ધુણાવો રે ?
અક્કલ સારી આવે એવી, વિદ્યા સઉને ભણાવો રે.
વટલાવાને ધાકે મૂરખ, પરદેશે નથી વહેતા રે,
મરવુ પણ, નથી ધર્મ છોડવો, એવું મુખથી કહેતા રે.
દેશ દેશ જઈ કરી વેપારો, લક્ષ્મી લાવો ઝાઝી રે,
પછી હાથમા માળા લઈને, બેસો ધર્મને બાઝી રે.
ખરો ધર્મ તો એ છે સઉનો, દેશીને સુખી કરવા રે,
તેને ત્યજી, વ્હેમે ઘર બેઠા, મારી સઉને મરવા રે.
શૂરવીર થઈને દેશી મારા, જાઝે ચઢીને ચાલો રે,
દરિયો ડોળી દેશાવરથી, ધન લાવીને મ્હાલો રે.
નિર્ધન દુઃખી આ ધર્મ કરે શુ, ધનથી સઘળું જાણો રે,
કૃષ્ણદાસ હું કહુ બલિહારી, જો જુદા મત ના તાણોરે.

(વાંચીને કાગળ પાછો આપવા ધરીને) લો આને લમાર મધ મૂકીને ચાટી જાઓ. એ મારા કામમાં આવે એવું નથી.

**કૃષ્ણ૦**—એક લાત પડસે જો આઘુ પાછું બોલી તો ! હુ કહું છુ કે એ જ વાંચવુ પડસે.

**ચંદન**—તમે મને ના કહી છે માટે જીવ જાય તો પણ હું એ ગાનાર નથી, કહી રહ્યા !

**કૃષ્ણ૦**—આ વખતે તું મારી સાથે સીધી વાત કરજે હોં, નહિ તો તારું આવી બન્યું છે એમ જાણજે !

**ચંદન**—હુ તો સીધી જ વાત કરૂ છું. તમે લગાર થુકીને એકવાર ચાટો, એટલે પછી હું એ ગાઉ.

**કૃષ્ણ૦**—(એકદમ ગુસ્સાથી તેના ઉપર કાગળ ફેંકીને તમાચો ઉગામીને) કેમ આ ને આ ઘડીએ ગાય છે કે નહિ ?

**ચંદન**—(કાગળ લઈને લગાર ખસી જઈને પછી ઉભી થઈને 'કૃષ્ણદાસ' નામ જે છેડે આવેલુ, તેમનો 'કૃષ્ણ' શબ્દ દેખાડતા) લગાર આખો ઉઘાડીને જુઓ ! મહી આ શુ બબ્યુ છે? હમણા કહેતા'તા કે એવા નામ ન આવે તે જ ગાવાની છુટ છે, ને હવે આવા નિસ્મારખા કેમ થાઓ છો ?

**કૃષ્ણ૦**—અરે મૂરખ ! મે મારુ નામ તને બોલવાની કે દાડે ના કહી છે ?

**ચંદન**—તમે શુ ના કહેતા'તા તમારુ નામ નહિ બોલવાની તો મે જ તમને મૂળથી ના કહી છે, તે હું કેમ બોલીશ ? માટે છાનામાના બેશી રહો.

**ભૂધર**—(કૃષ્ણદાસનો પાડોસી, જે સઘળી વાર્તા સાભળતો હતો તેનાથી બોલ્યા વિના ન રહેવાયુ ત્યારે બારીએ આવીને મોટેથી) કેમ છે માસ્તર ! ઓ અગ્રેજી માસ્તર ! લગાર આમ બારીએ તો આવો ભાઈ ! છેક એમ શુ રાખો છો જૂદાઈ જેવુ !

**કૃષ્ણ૦**—(બારીએ આવીને) કેમ સુ કહો છો ? તમે મને બોલાવો છો ? બોલો કામ હોય તે કહો.

**ભૂધર**—કેમ વારુ ભાઈ ! આ તમારા ઘરમા રોજ શેની ટપાટપી થાય છે તે કઈ જણાય ?

**કૃષ્ણ૦**—તે જાણીને તમારે સુ કામ છે ? પારકા ઘરની પચાત તમારે સુ કરવા જોઈએ ?

**ભૂધર**—ના ના હુ તો એમ કહુ છું કે તમે નથી તો કોઈ દેવને માનતા, નથી દેવીને માનતા, તેમ જ ભગવાનને ને મહાદેવને પણ માનતા નથી; ત્યારે તમે તે હિદુ છો કે છો કોણ ? ને માનો છો કોને ? તમે તે પેલા ટોપીવાળાના ઈસુખરીસને માનો છો કે બીજા કોઈને તે કઈ જણાય ? ને જો તેમ હોય તો આ ચોટલી કપાવીને તેમના ઘરમમાં જાઓ. પણ આ રોજ ઉઠીને ટકટકારો શો !

લગાર વિચાર રાખો ભાઈ ! છેક તિનમિન તિનમિન કરો છો એમાં શોભા નથી.

**કૃષ્ણ**—સારું સારું, તમને પૂછસું મહેરબાન ! લગાર તમારા ભારમાં રહેજો. કોઈની ખાનગી વાતમાં વચ્ચે બોલવા આવસો તો મૂરખ ઠરસો.

**ભૂધર**—ભાઈ મૂરખ તો તમે છો જ, હવે વળી શુ ઠરવાના છો ? મૂરખને માથે તે કઈ શીંગડા ઉગે છે ! આવુ કરશો તો બાપનું નામ બોળશો, લગાર શાણુપણુ રાખો.

**કૃષ્ણ**—બેસો બેસો હવે. આજ પછી અમારા કામમાં બોલ્યા તો તમારી વાત તમે જાણી ! ( ઘરમા જાય છે. )

**ભૂધર**—જા જા હવે, જાણીને ન જાણીવાળી મોટી ! છેક જાતપર જાય છે કે ! ( એમ બોલતો ઘરમાં જાય છે. )

**માણેક**—( ભૂધરની સ્ત્રી ) તે તમારે શીદ પારકી પંચાત કરવી પડે છે, આપણો ભારબોજ ખોવાને ! આજના છોકરાં પોતાના માબાપને જ લાતો મારે એવા તીનાલીયા થઈ જાય છે નો તે પાડોશીને શેનાં માને ?

**ભૂધર**—ના માને તો પડે જઈને ભાડમા ! આપણે શુ ? કહેવાના એ અક્ષર કહી છૂટીએ ! બીજું આપણે શું કરીએ ? ( લગાર ધીરેથી ) આ બપોરની વખતે એ પાપ ઘરમા ન હોય ત્યારે તમે બધાં સાભળવા જાઓ છો તે એ ડોશીને અને વહુને રોજ તેડી જજો. કઈ કરતા આ પડોશમાથી કકાસ મટે. સાળુ જે ઘરમા ધણીધણીયાણીને રોજ ટંટો થાય ત્યાં જમના દૂતોનો વાસો કહ્યો છે. તો આપણો ને એના ઘરનો એક મોભ રહ્યો કેની, એટલે એના ઘરમાં જમદૂતનો વાસો, તે વખતે આપણને પણ નડે. સાળી મેંસ અડે ત્યા કઈ કાળુ થયા વિના રહે છે? માટે શુ કહુ છુ? આજ તમે કથા સાભળવા જાઓ ત્યારે જરૂર તેડતા જજો, ભૂલશો નહિ. હુ લગાર બહાર જાઉ છુ. (જાય છે. કૃષ્ણદાસ પણ પોતાની ચાકરીએ જાય છે.)

( સઉ પોતપોતાને ઘેરથી જમીપરવારીને વિજયાને ઘેર સમય થાય છે એટલે જાય છે. )

**માણેક**—( **સાંકળીને** ઓટલે બેઠાં જોઇને ) કેમ સાકળી મા ! એકલા બેશી રહ્યાં છો ?

**સાંકળી**—બીજું ક્યાંથી લાવીએ બાપા ! આ માળા ફેવરૂ છુ તેમાં મારે બીજાનું શું કામ છે ?

**માણેક**—ત્યારે ચાલોને બે ઘડી કથામા આવતા હો તો ? આ બે ડગલાંનું છેટું છે.

**સાંકળી**—મને કોણ તેડી જાય બાપ ! મારે કાંઈ ના છે ? કોને ઘેર કથા બેઠી છે જે ?

**માણેક**—એ તો આપણા આ મનોહર ભટજીના વહુ છે કેની તે રોજ બૈરાંને બોધ આવે એવી સારી કથા કહે છે. ચાલો આવવુ હોય તો વહુને તેડીને.

**સાંકળી**—( મોટેથી ) ચંદન વહુ ! ઓ ચંદન ? ક્યાં ગઈ ?

**ચંદન**—સાસુજી ! તમે મને બોલાવો છો ? શું કામ છે ? તમારે પાણીબાણી પીવું છે ?

**સાંકળી**—ના બેટા ! પાણી તો નથી પીવું. પણ તમે આવો તો આપણે આ કથા સાંભળવા જઈએ. ચાલો આ બારણે તાળું મારી લો. આ સઉ બોટી થાય છે.

**ચંદન**—( પોતાના મનમા ઘણા દિવસથી સઉને જતા જોઈને જવાને રાજી હતી તે ઉપરથી કહે છે ) ત્યારે તમે જાઓને. મને વળી તમારા દીકરા આવીને જાણશે તો ખીજશે, ને તમને પણ બે બોલ સંભળાવશે.

**સાંકળી**—મને એ શુ કરનાર હતો ? મારે કાંઈ એનુ ઓશિયાળુ છે ? ને હું મારી જોડે તમને તેડી જાઉ છુ કેની ? તમારે શી ફકર છે ? ચાલો. ( પછી ચંદન તૈયાર થઈને નીકળે છે. સર્વ વિજયાને ઘેર આવે છે. તેમને સઉને આવકાર દઈ બેસાડે છે. ચંદનને આવેલી જોઈને વીજળી કમળા વગેરે મનમા રાજી થાય છે. )

**ચંચળા**—ચાલો, વિજયાલક્ષ્મિ બહેન ! હવે ચાલતું કરો. બોલો સઉ જય જય **શ્રીસદ્‌ગુરુ દેવ.** ( સઉ બોલે છે. )

**વિજયા**—( નિયમપ્રમાણે ગાય છે. )

**પદ. રાગ કલ્યાણ.** ( લો જ્ઞાનનો સુજનો લ્હાવો, એ લય. )

સખિ ! સુખ સંસારે લેવુ, શીદ ક્લેશ સહીને રહેવુ. ટેક.
આ જગતુ સ્વરૂપ વિચારો, સઉ સદ્‌ગુણ ઉરમા ધારો રે,
પછી કોઈને ન પડે કહેવું, સખિ૦
નિજ સ્વરૂપ જ સુખરૂપ જાણો, શુદ્ધ બુદ્ધિ હૃદયમા આણો રે,
જેથી ભવમા પડે નવ વહેવુ, સખિ૦
કુળમર્યાદાને પાળો, આ મનના મળને ટાળો રે,
દુઃખસુખને સમ કરી સહેવું; સખિ૦
નવ મિથ્યા વાદે વઢવુ, કદી અભિમાને નવ ચઢવુ રે,
પતિવ્રત દઢ ગ્રહીને રહેવું; સખિ૦

મન કોનું દુઃખે તે ન કરવું, શુભ સઉનું કરવા ફરવું રે,—
નિજ સુખને સાધો જેવું; સખિ૦
શીખ સર્વતણી સાંભળીએ, થઈ આકળાં નવ કળકળીએ રે,
ઉરમાં બળ ધરવું એવું; સખિ૦
આપણને સર્વ વખાણે, એવી કૃતિ કરતાં જે ન જાણે રે,
તેને માન ન વિજયા દેવું, સખિ૦

**ભાગીરથી**—( જય જય બોલાવીને ) ગઈ કાલે તો પેલી સત્ત્વમતિએ પોતાના પ્રબુદ્ધ નામના પતિને સવારમાં સદ્‌ગુરુપાસે મોક્ષ આપનારી મંત્રદીક્ષા લેવા જવામાં જે જે ઉપયોગના પૂજા વગેરેના પદાર્થો એકઠા કરી રાખેલા હતા, તે બતાવ્યા, અને બાકીના પતિએ કહ્યા તે સર્વ તૈયાર રખાવીને પછી પુત્રની સભાળ લેતી તે પણ ઇષ્ટનું સ્મરણ કરતી સુઈ ગઈ, ત્યાંપર્યંત આવ્યુ હતું.

વિજયા ઇષ્ટનુ સ્મરણ કરીને કહે છે, પછી ઠરાવપ્રમાણે તે પ્રબુદ્ધ પુરુષનો કુળગોર જે શુક્લ હતો તે આવ્યો, અને તેણે પ્રબુદ્ધને તીર્થઉપર લેઈ જઈને પંચગવ્યાદિવડે સ્નાનવિધિ કરાવ્યો, અને જનોઈ બદલાવ્યુ. પછી તે પ્રબુદ્ધે સઘળા પૂજાનાં સાહિત્યને પોતાના કરાવેલા મુક્તિમંદિરમા સેવકોપાસે મગાવ્યા, અને જેમ સોળ ઉપચારોવડે દેવના પૂજન થાય છે, તેમ તેણે ઘણી પ્રીતિવડે, ઈશ્વરસમાન ગણીને **શ્રીસદ્‌**ગુરુનુ પૂજન કર્યું. સઘળી પૂજા વિધિપ્રમાણે બ્રાહ્મણે કરાવી. શાસ્ત્રમાં બ્રાહ્મણમાત્રના જમણા પગમા અસખ્ય તીર્થ કહ્યા છે, તો આ તો બ્રહ્મતત્ત્વને જાણનાર સર્વ બ્રાહ્મણોમા શ્રેષ્ઠ હતા, એટલે તેમા શી ન્યૂનતા હોય ? પછી પ્રબુદ્ધે પ્રથમ તે **શ્રીસદ્‌**ગુરુના ચરણકમળને પંચામૃતથી સ્નાન કરાવીને ધૂપ, દીપ, નૈવેદ્ય અર્પણ કર્યા, પછી આરતિ કરી. ત્યાં પર્યંત તો પેલા શુક્લ પૂજા કરાવવા બેઠેલા, પણ જ્યારે મત્રોચ્ચાર કરાવવાનો સમય થયો ત્યારે તે શુક્લને દક્ષિણા આપીને વિદાય કર્યા હતા કારણ કે ગુરુ તથા શિષ્ય બેવિના ત્રીજાને કાને તે મત્રનો ઉચ્ચાર સભળાવો ન જોઈએ, એ મુખ્ય નિયમ છે.

આ પ્રમાણે ઉપદેશ આપીને વૃત્તિનો કે અત:કરણનો જય કરવામાં ઉપયોગી એવો સઘળો વિધિ તે પ્રબુદ્ધને કહીને પછી **શ્રીસદ્‌**ગુરુએ પ્રસન્ન ચિત્તથી પોતાનો કલ્યાણ કરનાર હાથ તેના મસ્તક ઉપર મૂકયો, અને અભય આપ્યુ. પેલો પ્રબુદ્ધ પુરુષ પણ જાણે પોતાનો નવો જન્મ થયો હોય, અથવા ભાગ્યનો મોટો ઉદય થયો હોય, એમ માનતો પ્રસન્ન થતો પોતાને ઘેર ગયો. પછી સ્ત્રીને સઘળી હકીકત કહીને જણાવ્યું કે આજે આપણા માનેલા આ ઘરમાં **શ્રીસ**-

દ્‌ગુરુના સંપૂર્ણ દોષોને હણનાર ચરણ ફેરવવાની મેં યાચના કરી છે, અને તે પોતે સ્વીકારી છે. માટે મોટા ઉત્સવસરખો સમારંભ આજે આપણે દ્વારે, તથા ઘરમા સઘળે કરવો જોઈએ. પછી સેવકોને પણ બોલાવીને ઘટિત આજ્ઞાઓ તત્કાળ આપી દીધી. એક સુંદર ઉંચુ સિંહાસન **શ્રીસદ્‌ગુરુ**ને વિરાજવાને ઘણી શોભા આપે એવી રીતે શણગાર્યું. સ્થાને સ્થાને ઉત્તમ પ્રકારના પાથરણા પાથર્યા. ગાદી, તકીયા અને બીજા અનેક શોભિતા પદાર્થો પણ યોગ્ય સ્થળે મૂકયા. દ્વારસમીપ બહાર તથા ઘરમા સઘળે અનેક દીપકો પ્રકટાવવાની સઘળી તૈયારી કરી રાખી. ઉત્તરપૂજાનુ સઘળુ સાહિત્ય પણ તૈયાર કરી રાખ્યુ. પછી નિયમિત સમયે તે **પ્ર**બુદ્ધ પુરુષે દિવ્યસરખા નરવાહનમા **શ્રીસદ્‌ગુરુ**ને બેસાડીને સઘળા ચામરાદિ વૈભવોસહિત પોતાને ઘેર પધરાવ્યા. ત્યા **શ્રીસદ્‌ગુરુ**ના પોતાના ઘરમા પધારવાના સમયે જ્ઞાતિની, તથા સબંધીની, તથા સમીપ વસનારી, દેવાંગનાસરખી સુકુમાર, તથા નાના પ્રકારના વસ્ત્રાલંકારથી શોભતી રૂપવતી, તથા ગુણવતી સર્વ અબળાઓ મળીને આ પ્રકારના સુંદર સ્વરોથી ગીત ગાવા લાગી

## ગીત ૧. ધોળ.

આજ જગપતિએ કરુણા કરી, દર્શન દીધા પધારી દ્વાર, કે **પ્ર**ભુગુણ ગાઈએ.

પ્રકટ્યા પુણ્ય તો જન્મ અનેકના, પૂર્ણ પ્રજળ્યા છે પાપવિકાર, કે સુખમા શમાઈએ.

**પ્ર**ભુએ ભક્તને વર શુભ આપીને, ધારી નરતનુ ટાળ્યા શોક, કે પ્રભુ૦
જેનો મહિમા ન દેવાદિક કળે, તો શુ જાણે આ પામર લોક, કે સુખ૦
જીવને અધોગતિ જાતા ઉગારવા, કાઢયો **સદ્‌ગુરુ**કેરો વેષ, કે પ્રભુ૦
જીવને કલેશસાગરથી તારવા, દયા ધારી કરે ઉપદેશ, કે સુખ૦
**શ્રીબ્ર**હ્મા આ જીવને જન્માવતા, **શ્રીવિ**ષ્ણુ છે પાલક તાત, કે પ્રભુ૦
**શ્રીસ**દાશિવ જગને સંહારતા, **શ્રી**ગુરુ આપે મુક્તિ સાક્ષાત્, કે સુખ૦
જેથી **શ્રી**ગુરુ ત્રિગુણપતિ લહી, સેવો જાણી **મહે**શ્વરરૂપ, કે પ્રભુ૦
દુઃખ જન્મમરણના શમાવીને, જણવી તત્ત્વ કરે તદ્રૂપ, કે સુખ૦
**શ્રીસ**દ્‌ગુરુસમ કોઈ વિશ્વમા, નથી સેવવા યોગ્ય કે ધ્યેય, કે પ્રભુ૦
**શ્રીમ**હેશ્વરરૂપ **શ્રીસ**દ્‌ગુરુ, સઉ જીવના ધ્યેય ને જ્ઞેય, કે સુખમા૦
જાણી રૂપ બીજુ **પર**બ્રહ્મનુ, દેવુ જગપતિસમ સંમાન, કે પ્રભુ૦
પંચ કલેશ ને ષડ્રિપુ ટાળવા, થાવુ શરણ ત્યજી અભિમાન, કે સુખ૦
એ‌ષ્ટ **સદ્‌**ગુરુકેરી ઉપાસના,—સમજી કરવી સાચો ધરી ભાવ, કે પ્રભુ૦
**શ્રીન**રહરિ **પ્ર**ભુને પાયે પડો, નથી એસમ તારક નાવ, કે સુખ૦

## ગીત ૨. ધોળ.

સુજનો જગમાં, સદ્દગુરુશરણે થાજો રે,
મનમળ હરવા, એ મહા તીર્થમાં નહાજો રે.
તન મન ધનનું, મમત્વ ઉરથી ટાળી રે,
સદ્દગુરુપદમાં, વૃત્તિઓ દેજો ગાળી રે.
દુષ્કૃતકેરા, પુંજ પ્રજાળી દેજો રે,
નિર્ભય થઇને, નિર્ગુણ પદમા રહેજો રે.
જગમાં તો છે, જીવને વિવિધ દુઃખ રે,
ટાળી તે શ્રી–સદ્દગુરુ આપે છે સુખ રે.
માટે સઘળા, સશય સત્વર છાંડી રે,
ગુરુવચને, શ્રવણ દેજો માંડી રે.
જગે જોતાં, વિષયો અગણિત ભાળો રે,
ગુરુ ભજી, ભક્તિ વિષયની ખાળો રે.
ગુરુકરુણાથી, પ્રેમ પ્રકટશે સાચો રે,
જેથી અંતે, મહાસુખ પામીને રાચો રે.
નિજકુળકેરા, વર્ણાશ્રમધર્મ જાણો રે,
માટે સદા, ગુરુપદમા સુખ માણો રે
દુઃખ હણી, સુખ ભોગવવા વિચારો રે,
તો તો નર—હરિ પ્રભુપદ શિર ધારો રે.

## ગીત ૩. ધોળ.

શ્રીસદ્દગુરુને પધરાવી પ્રીતે, સાષ્ટાંગ કરી નમવું શુભ રીતે,
ધારવો હર્ષ અનુપમ ચિત્તે, કે જય જય મુખથી ઉચ્ચારતા રે.
ઉચ્ચાસન શુભ બેસવા સ્થાપી, બેસાડી વચન વદવુ મન માપી,
દ્યો સુખદાન મહાન્ પ્રતાપી, કે દોષો હૃદયના નિવારતા રે.
ચરણ પખાળી ચરણામૃત લેવુ, કરુણાદૃષ્ટિ ધરો એમ કહેવું,
બોધ દીએ તે હૃદય ધરી વહેવુ, કે દુઃખસુખ સર્વ વિસારતા રે.
સુંદર પુષ્પ કે તુલસીની માળા, અર્પવી ટાળવા તાપની જવાળા,
પ્રસાદ પ્રીતે ધરાવી રસાળા, કે સ્નેહે ચરણ શિર ધારતાં રે.
શક્તિપ્રમાણે ધનાદિ ધરવુ, નહિ તો દીનત્વે નમન કરી ફરવું,
પણ ન ધર્યાથી, ન મનમાં દદરવું, કે ગણી ગુરુ સર્વાર્થ સારતા રે.
ઋદ્ધિ સિદ્ધિ નિધિના દાતા, છે વિભુ ભવસાગરના ત્રાતા,
નરહરિ પ્રભુ સેવો ગણિ તાતમાતા, કે છે ગુરુ ભય સહારતા રે.

## ગીત ૪. ગરબો.

સુખદાતા ગુરુદેવ નમીને માગીએ.
દેજો નિશદિન સુમતિકેરું દાન જો;

આ ઉરથી આ દુઃખ સઘળાં રહે વેગળાં,
વળિ સત્વર શમી જાય દુઃખદ અભિમાન જો, સુખ૦
વિષયોની ઇચ્છાઓને ઉપજાવતો,
છે જે આશાતૃષ્ણાકેરો તાત જો,
ક્રોધતણો પણ સૃજનારો જે જાણીએ,
પ્રભુ તે કામ હણી દો સુખ સાક્ષાત્ જો, સુખ૦
(આ) મિથ્યા જ્ઞાનતણા કારણ સઉ ત્રોડીને,
પ્રકટાવો પ્રભુ અવિચળ સાચું જ્ઞાન જો,
જેથી આ ભવમાં ભયભ્રાંતિ ટાળીને,
અંતે સ્વસ્વરૂપ લહીએ સમાન જો, સુખ૦
ન જાણીએ અલ્પજ્ઞ અમે શું માગવું,
માટે અંતે નમીને કહીએ એહ જો,
સર્વોત્તમ હિતકર વસ્તુ વિભુ આપજો,
નરહરિ પ્રભુ નિત્ય અમપર ધારી સ્નેહ જો, સુખ૦

આ વગેરે ગીતને અબળાઓ ગાતી હતી, તથા એક બાજુએ વેદપાઠી વિદ્વાન્ બ્રાહ્મણો વેદઘોષ કરતા હતા વિધિથી પૂજન કરીને પછી બ્રાહ્મણોને દક્ષિણા આપીને ઘરના સઘળા ભાગમાં શ્રીસદ્‌ગુરુને ફેરવીને પાછા મોટા વિભવસહિત મુક્તિમંદિરમાં પધરાવવાસમયે સ્ત્રિયો આપ્રમાણે ગાવા લાગી

## ગીત ૫. ધોળ.

વળી પ્રભુ પ્રેમે પધારજો, દાસના દુઃખ તો દળવા રે, દાસના૦
આપસમા શ્રીસદ્‌ગુરુ દોહ્યલા, સંસારે મળવા રે, દોહ્યલા૦
આપતણી કરુણાવિણ જીવના ક્લેશો તો ન ટળતા રે, જીવના૦
ગુરુઅનુગ્રહવિણ દેખીએ ભવમાં જીવોને રઝળતા રે, ભવમાં૦
જપ તપ વ્રત ને નિયમ પણ સઘળા, કો કાળે જ ફળતા રે, સઘળા૦
પણ શરણાગત જીવ તો સત્વર, શુભ ફળને જ ગળતા રે, સત્વર૦
ઘડિ ઘડિ વિનવી ચરણમાં નમીને, ભક્તિ તો માગું રે, નમીને૦
ઇચ્છાએ દર્શન આપજો લળી લળી પાવલીએ લાગુ રે, લળી લળી૦
પાપવિનાશક ભક્તના તારક, સદ્‌બુદ્ધિ દેજો રે, તારક૦
નરહરિ પ્રભુ ભીડસમયે આવીને સન્મુખ રહેજો રે, આવીને૦

આપ્રમાણે ગીત ગાતી સ્ત્રિયો શ્રીસદ્‌ગુરુને વિદાય કરે છે, અને પ્રબુદ્ધ તો ગુરુને છેક મુક્તિમંદિરપર્યંત સાથે જઇને ત્યાં પધરાવ્યા પછી પાછો પોતાને મંદિરે આવે છે.

વિષ્ણુશર્મા ધ્વજપાળ શેઠને કહે છે, હે શેઠ ! આ પ્રમાણે તે હરદત્ત પોતાની સ્ત્રિ ગિરિજાને કહેતાં કહે છે કે તે પ્રબુદ્ધ પુરુષ

પછી નિરંતર **શ્રીસદ્ગુરુના** આપેલા વિધિપ્રમાણે ઘણા સ્નેહથી ઉપાસના કરવા લાગ્યો, અને પેલી **સત્ત્વમતિ** નામની તેની સ્ત્રી પણ પોતાના પતિની સેવા કરતી, પુત્રની સંભાળ લેતી, તથા પરમેશ્વરમાં ચિત્તને સ્થાપતી સમય ગાળતી હતી. એમ સુખમાં દિવસ જતાં વળી દાન આપવાના સંબંધમાં એક વેળા તે પોતાના પતિસાથે આ પ્રકારના વિચારને કરવા લાગી.

**સત્ત્વમતિ** કહે છે, હે ભગવન્! આ સંસારમા ધનવિનાના દરિદ્રી પ્રાણિઓને ઘણું દુઃખ થતું હશે. કારણ કે વ્યવહારમા જોઇતા સઘળા પદાર્થો ધનવડે જ મળે છે. બીજા સઘળા પદાર્થવિના ચાલે, પણ અન્નવસ્ત્રવિના કાંઈ ચાલે નહિ. માગનારને વાયદો કરાય છે, પણ કાંઈ પેટને વાયદો કરી શકાતો નથી. તેમા વળી નિર્ધન પ્રાણિઓને પ્રજા પણ વધારે હોય છે, ને તેમનો આહાર પણ વધારે હોય છે. તેમને ઘણા સારા સ્વાદવાળા પદાર્થો નથી મળતા તોપણ તે વધારે અન્ન ખાય છે. આ આપણા ઘરમા ચાકરો રાખીએ છીએ, તેથી એ વાર્તાનો સાચો અનુભવ આપણને થાય છે. એવા ગરીબ લોકોને અન્નવસ્ત્રનુ ઘણુ દુઃખ પડે છે. તેમા પણ જેમના શરીર સાજા હોય છે, અને મજુરી કરી શકે છે, તેમને તો અન્નવસ્ત્ર પણ મળવામા મોટી અડચણ જણાતી નથી. પરંતુ છેક વૃદ્ધ કે અપંગજેવા પ્રાણિઓને, અને જેમને ઘરમા બીજુ કોઈ કમાઈને લાવી આપનાર નથી હોતું તેવાને પેટ ભરવાની ભારે અડચણ પડતી હશે. આપણે રાંધેલુ અન્ન અપાવવાનો બંદોબસ્ત કર્યો છે, તેમા જો વધારો કરવો પડે તો ચિંતા નહિ, પણ બિચારા અપંગ અનાથ પ્રાણિઓ ભુખ્યાં ન મરે એનો પાકો બંદોબસ્ત કરજો. આ લોકમા સઘળાં દાનમાં અન્નદાન સઉથી મોટુ ગણાય છે. કેટલાક મધ્યમ સ્થિતિનાં માણસો તો બિચારા ધંધોરોજગારવિના અથડાયા કરે છે. તેમને રોજગાર મળતો નથી અને તેમનાથી ભીખ પણ મગાતી નથી. એવાને ઘણુ દુઃખ પડે છે તેમની વળી લોકમા જો મોટા શાખ પણ હોતી નથી તો તેમને કોઈ નાણા પણ ધીરતુ નથી. જ્યા તેવા લોકો પણ કષ્ટે દિવસો કાઢે છે. પણ તેવા સર્વને કાંઈ આપણાથી આશ્રય આપી શકાય નહિ. એવો મોટો ખર્ચ તો રાજાઓથી થઈ શકે. રાજાઓનો તો એ ધર્મ જ છે કે આપણી પ્રજામા કોણ શુ કરે છે, કોણ સુખી છે ને કોણ દુઃખી છે. કોણ ખાવેપીવે સુખી છે ને કોણ ભુખે મરે છે, એની તપાસ કરીને તેના ઘટતા ઉપાય કરવા. ખરુ જોતાં રાજાઓના ઘરમાં કાંઈ પૈસા પાકતા નથી. રૈયતના પૈસાથી જ રાજાઓ સુખ ભોગવે છે. તો રાજાઓએ વિચારથી પોતાનો ખર્ચ ચલાવવો

જોઈએ; તથા પ્રજાનુ રુડે પ્રકારે રક્ષણ કરવામાં પણ ઘટિત વિચારથી ખર્ચ કરવો જોઈએ, અને બાકીના સઘળાં ધનનો બચાવ કરીને તેમાથી પોતાની પ્રજાને આબાદ રાખવાના અનેક ઉપાયો રચવામાં તે સઘળા ધનનો ઉપયોગ કરવો જોઈએ. જો એમ કરે તો આ રાજાઓ પાપી પણ ગણાય નહિ. પરતુ હાલમા તો ઘણુ કરીને રાજાઓમાં આવો ખરો વિચાર કરનાર થોડા જ હોય છે. બાકી ઘણા તો મોજમઝામા ગર્કાવ થઈને પોતાની પ્રજાપાસે જુલમથી નાણા કઢાવીને તેનો ખોટો ઉપયોગ કરે છે. પ્રજા બિચારી દીકરી અને ગાયની પેઠે આપેલુ દુઃખ વેઠીને દિવસો કાઢે નહિ તો શું કરે ? અને ક્યા જાય ? પરિણામે જ્યારે ઈશ્વર તે દીન પ્રજાના નિશ્વાસથી કોપે છે, ત્યારે તે દુષ્ટ રાજાઓનો અનેક પ્રકારે નાશ કરીને વળી એ રાકડી પ્રજાને સુખ મળે એવુ કરી આપે છે. ઘણા કાળથી આપણે સાભળીએ છીએ કે પાપાચરણી રાજાઓ ઘણા, અને પ્રજાને પુત્રની પેઠે પાળનાર રાજાઓ થોડા હોય છે. તેનુ કારણ તો એ જ છે કે તે રાજાઓની બુદ્ધિ ઘણી પ્રૌઢ હોતી નથી, અને ઉત્તમ સલાહકાર પણ તેમને હોતા નથી. હોય છે તો બીકણ અને પેટભરા હોવાથી કહી શકતા નથી. અને કોઈ કહી શકે એવા હોય તો તેની સત્તા જામેલી હોતી નથી. આ પ્રમાણે હોવાથી તે અવિચારી રાજાઓ પોતાને હાથે પોતાનુ અહિત કરી લે છે. તેમને ઈશ્વરનું ભય કે ધર્મસબધી પૂર્ણજ્ઞાન પણ હોતું નથી. તેથી તે પુણ્યવાન્ મહાત્માના સગ કરવામા પણ આતુરતાવાળા હોતા નથી. આ વગેરે અનેક કારણોથી પ્રજાના પાલકો જગત્મા નકામાસરખા થયેલા હોવાથી બિચારી પ્રજા દુઃખમા અને ભુખમા મરે છે. શુ કરીએ ? આપણો એમા ઈલાજ નથી. એ તો જગત્પતિ ઈશ્વર તેનો કાળે કાળે ઘટતો ઉપાય કર્યા જ કરે છે.

આ પ્રકારના વચનોને શ્રવણ કરતો તેનો પતિ બોલે છે: હે સદ્ધર્મમા પ્રીતિવાળી ! સઘળા પ્રાણિઓના મોટા પુણ્યનો ઉદય ક્યાંથી થયો હોય કે તે સર્વને ઈશ્વરનુ ભય અને ધર્માનુકૂલ મતિ થાય ? મૂળે તેમના આ જન્મમા ફળ આપનાર કર્મ દુર્બળ હોય અને પોતાનો વર્તમાન પુરુષાર્થ કાચો હોય, એટલે તેમને દુર્બુદ્ધિ જ કાયમ રહેવાની. પણ એવિષે આપણે વિચાર કરવા જઈએ તો આપણે જે કરવાનું છે તે આપણે ભૂલી જઈએ અને વળી આપણુ મન બીજે રસ્તે ચઢીને આપણને આ ખરા માર્ગથી ભ્રષ્ટ કરે, માટે આપણે જે કરવાયોગ્ય હોય તે વિચાર કરીને કરતાં ચાલવું. બીજાંતરફ લક્ષ આપવાની હાલ ઘણી અગત્યથી નથી. આ સસારમા ઘણુ કરીને સર્વ પ્રાણિઓ પ્રકૃતિસ્વભાવથી

તથા પોતાના અભિમાનપૂર્વક રચેલાં કર્મથી સુખ દુઃખને ભોગવતાં વહ્યા કરે છે. કોઈ તો જન્મ ધરીને પોતાની સારી કમાણીનું ફળ જે સુખ તેને ભોગવે છે, અને નવાં ખોટાં કર્મો આગળ દુઃખ ભોગવવા-માટે રચે છે. કોઈ તો ખોટાં કર્મનું ફળ દુઃખ ભોગવે છે, અને આ-ગળ સુખ આપે એવાં સારાં કર્મને રચે છે. કોઇ મોટાં પુણ્યવાળાં પ્રાણિઓ તો સુખ ભોગવે છે, અને આગળ પણ સુખ જ મળે એવાં સારા કર્મ રચે છે. અને કેટલાક દુષ્ટ પ્રાણિઓ તો પોતાનાં પ્રબળ પાપથી આ જન્મમાં પણ દુઃખ ભોગવે છે, અને આગળ પણ દુઃખ જ મળે એવાં પાપ કર્મને રચે છે. આ પ્રકારે જેમાં કર્મની ગતિ ઘણી ઉંડી છે, એવો આ સંસાર એક પ્રકારના નિયમમાં કે માર્ગમા વહેતો જણાતો નથી. એમાં આપણો કાંઈ વધારે ઉપાય નથી, માટે હે સ્ત્રિ! હવે તારે જે કાંઈ કરવાનુ હોય તે દાનના સબંધમા કહે.

સત્વમતિ કહે છેઃ હે ભગવન્! મને એમ ભાસે છે કે કેટલાક કુટુંબ પ્રથમ ધનવાન્ હોય છે, અને પછી તેમનાં ધનનો નાશ થઈ ગયો હોય છે, અને તેઓ પોતાની આબરૂભેર દિવસો કાઢવાની ઇચ્છા-વાળા હોય છે. તેવાઓને ઘણું દુખ હશે. કારણ કે તેમનાથી દાન-ધર્મ લેવા તો જવાય નહિ. મજુરી કે હલકો ધંધો પણ તેમનાથી કરાતો નથી, અને તેવા ઘણા કુટુંબોમાં કેવળ વૃદ્ધ પુરુષો અથવા સ્ત્રિયો જ હોય છે, તેથી તે ધધો પણ કરવા જઈ શકતાં નથી. તેવાએ પોતાનો નિર્વાહ શાથી કરવો એ મને સૂજતુ નથી. કદાચ તેમને પુત્રપ્રજા હોય છે, ને તેઓ નિર્ધન વૃદ્ધ માતાપિતાને કાળજીથી પોપતા નથી, તો તેવાની શી વલે? માટે જો આપની ધ્યાનમા આવે, અને યોગ્ય જણાય તો એવા માણસોને કાંઈ ગુપ્તપણે અન્નાદિ પદાર્થ પહોચાડવાનો બન્દોબસ્ત કરવો. તેવા આશ્રય આપવાજોગ માણસોની ખાસ તપાસ કરાવીને તેમને વર્ષમા બે ત્રણ કટકે થોડુ થોડુ અન્ન ગાડામાં ભરાવીને તેમના નામની ચીઠ્ઠીઓ આપીને માણ-સોજોડે મોકલી દેવુ, અને કોણે મોકલ્યુ, એની ખબર પડવા દેવી નહિ. બીજા લોકો એમ જાણે કે એ તો એમણે જ આણ્યું છે. માત્ર તે લોકો જ પોતાના મનમા જાણે કે કોઈ પરમેશ્વરના ભક્તે મોકલ્યુ હશે. આમ થવાથી તેમને લજ્જા આવે નહિ, અને અંતરથી આશી-ર્વાદ આપે. એ આશીર્વાદ ઘણો કિમતી ગણાવો ઘટે છે

આ પ્રમાણે પ્રથમ ખાનદાનમા ગણાએલા પણ પાછળથી કેવળ દુર્દશામાં આવેલા, જેમને અન્નને ને દાંતને વેર પડવાનો સમય આ-વ્યો હોય એવાને આપણે શક્તિપ્રમાણે વર્ષમાં બે ત્રણ કટકે થોડું થોડુ અન્ન અપાવવુ, અને તેવા કુટુંબની ઘણી સંખ્યા હોય, અને

આપણું ગજુ ઓછુ હોય તો થોડાં થોડાં અન્નનો સર્વને આશ્રય આપવો.

જેમ અન્નનુ દાન મોટું છે, તેમ પ્રવાસીઓને કે તીર્થ કરનારાઓને વહેવાના જે ધોરી મોટા માર્ગ છે, તે માર્ગમા જ્યાં જળની તગી હોય એવા સ્થળોમા વાવ તથા કૂવા કરાવી સર્વને જળનુ સુખ કરી આપવુ એ પણ ઘણુ મોટુ પુણ્ય ગણાય છે. ઘણા લોકો ઉષ્ણકાળમાં એવાં સ્થળોએ પાણીની પરબ મંડાવે છે. માટે એવા સ્થળોની તપાસ કરાવીને જરૂર જણાય ત્યા થોડા કૂવા અથવા વાવ પણ બધાવવાની તજવીજ કરવી જોઈએ. વળી એવા મોટા માર્ગો કે જે માર્ગે ઘણા મનુષ્યો રાત્રિદિવસ પ્રવાસ કરે છે એવા માર્ગમા ઘણે સ્થળે પ્રવાસિઓને રાત્રિ ગાળવા સરખા કે નિવૃત્તિએ રસોઈ કરી જમવાસરખા સ્થાન પણ હોતાં નથી. તેથી સારા પ્રવાસિઓને તેમ જ પ્રસગે રોગથી પીડાએલા પ્રવાસિઓને મોટી અડચણ પડે છે. માટે આપણી શક્તિનો વિચાર કરીને જે જગાએ ખરી અડચણ હોય એવા સ્થળોએ થોડી ઘણી પાથશાળાઓ પણ બધાવવી જોઈએ. કલ્યાણ કરનાર કર્મોમા આ પણ મોટુ પુણ્યકર્મ ગણાય છે, માટે એ વિષે આપને યોગ્ય જણાય તેમ વ્યવસ્થા કરશો. વળી આપણા નગરથી આજુબાજુના ગામમા જવાના મોટા માર્ગો કે જ્યા થઈને બોજા માથે ઉપાડી આવનાર જનાર માણસો રાત્રિદિવસ વહ્યા કરે છે, એવા માર્ગમા થોડે થોડે અતરે વિસામો કરવા યોગ્ય નાના ચોરા બાધીને ઉપર છાપરૂ પણ કરાવવુ, જેથી વર્ષાદ કે તાપના દિવસોમા ભાર ઉતારીને બેસનારને તાપ કે વર્ષાદ નડે નહિ એ વિસામા આપણા નગરની સઘળી બાજુએ નગરથી ત્રણ ત્રણ ગાઉની મર્યાદાની અદર જ માત્ર રાજમાર્ગમા જ્યા ખોટ હોય ત્યા બને તો બધાવવા જોઈએ. વધારે આગળ જઈને બધાવવાની ઘણી અગત્ય નથી. આ વિસામા બધાવનાર પણ ઘણા ભારથી અકળાએલા રક મનુષ્યના આશીર્વાદને મેળવે છે માટે એ મોટુ પુણ્ય ગણાય છે. હાલ આટલા સબધમા બદોબસ્ત કરવો. વળી આગળ ધનનો બચાવ જણાય ત્યારે બીજા દાનધર્મના કાર્યનો આપણે વિચાર કરીશુ.

પ્રબુદ્ધ કહે છે, હે સ્ત્રિ ! આપણે ગ્રે પ્રકારે ઘરખર્ચને કાઢતા જે ધન પ્રતિવર્ષ વધારા ખાતે કમાઈએ છીએ, તે સર્વ હાલ તો ધર્માદાખર્ચમા નાખવાનો નિશ્ચય થયો છે, અને તેમ કરવાથી તારાં ધારેલા આ સઘળા ધર્મકાર્ય ધીરે ધીરે અવસ્ય થઈ જશે આ સસારમા ધનના દાન, ભોગ અને નાશ એ ત્રણ માર્ગ છે. ઘણા લોકો ધનનો સંચય કરે છે તથાપિ તે સચિત ધનનો પણ દાનમા, ભોગમા કે નાશમા સમાવેશ થવો સભવે છે. એક પક્ષથી જોતા ધનનો નાશ તો થવો સભવતો

નથી. કારણ કે જ્યા ત્યા પણ ધન પોતાના અસ્તિત્વમાંથી જતું નથી. માત્ર ધન તથા ધનીનો સંબંધ નાશ થવા સરખો છે. તે સબંધ કોઈ કાળે થાય છે, અને કાળે કરીને નાશ થાય છે, માટે ખરું જોતા દાન, ભોગ અને વિયોગ એ ત્રણ ધનના માર્ગ છે. તેમાં દાનમાં અપાયેલું ધન એક પક્ષથી ભોગમાં ગણવા યોગ્ય છે, અને બીજે પક્ષે જોતાં તે દાન આપેલુ ધન દાનકર્તાને કાળે કરીને જન્મજન્માંતરે પણ વધારાસહિત અવશ્ય પાછું મળે છે, માટે એ ધન સચિતરૂપ પણ ગણાય છે. અને તે સચય કરેલુ ધન ઉપર કહ્યાપ્રમાણે ભોગાદિમાં જ ગણાઈ જાય છે. જેથી ખરુ જોતા ભોગ અને વિયોગ એ માર્ગ ઠરે છે. ત્યા સન્માર્ગે તથા અસન્માર્ગે આપણે હાથે ખરચાચાયેલું સઘળુ ધન સુખદુઃખના કારણરૂપ હોવાથી ભોગમા ગણાય છે, અને આપણી સત્તાની મર્યાદાથી બહાર ગયેલું ધન વિયોગમા ગણવાયોગ્ય છે. ત્યા ધનનો વિયોગ તો કોઈ પણ શુભ ફળનો દાતા નથી, તેમ જ અસદ્વ્યય પણ શુભ ફળનો દાતા નથી. માત્ર ધનનો સદ્વ્યય જ શુભ ફળ આપનાર હોવાથી શ્રેષ્ઠ કહ્યો છે. માટે ધનવાને સારે માર્ગે ધન ખર્ચવુ એ જ માત્ર સસારમા કર્તવ્યરૂપ ઠરે છે આમ છે માટે હે કુળવતિ ! તારી ઇચ્છામા આવે તે તે ધર્મના કામ કરવાને તું મને સૂચના કરતી રહેજે.

હરદત્ત ગિરિજાને કહે છે, હે સ્ત્રિ ! આ પ્રમાણે રુડે પ્રકારે વિચારને કરનારા તે સ્ત્રિપુરુષ ધારણાપ્રમાણે દાન તથા ધર્મકાર્યને કરતા આનદમા દિવસો કાઢવા લાગ્યા. પેલો પ્રબુદ્ધ પુરુષ નિરતર નિયમિત સમયે શાસ્ત્રના તાત્પર્યને ધારણ કરવાની ઇચ્છાથી મુક્તિમદિરમા જતો અને શ્રીસદ્ગુરુના મુખથી સિદ્ધાન્તને સાભળતો, તથા તેમા જે કઈ સદેહ પડે તે પૂછીને તેનુ સમાધાન લેતો. આ પ્રકારે દિવસો કાઢતા પુત્રના સુખમા નિમગ્ન થયેલી તથા દાનધર્મસબધી વિચારને કરનારી તે સ્ત્રીને એક દિવસે તેનો પતિ, પોતે સાભળી નિશ્ચય કરેલા વિષયને આ પ્રકારે કહેવા લાગ્યો.

પ્રબુદ્ધ કહે છે, હે સદ્ભાગ્યવાળી ! આ મનુષ્યશરીર ધારણ કરીને પામવાયોગ્ય પદાર્થ તો માત્ર તત્ત્વસ્વરૂપનુ જ્ઞાન જ છે. જે જ્ઞાનવિના જીવોને આ જન્મમરણરૂપ સસારમા અનત કાળસુધી ભ્રમ્યા કરવુ પડે છે. સર્વ પાપરૂપ બધથી મુક્ત કરીને અખડ સુખસ્વરૂપ કરનાર તે તત્ત્વજ્ઞાનને મનુષ્યશરીરમા આવીને જે પામતા નથી, તેને કૃપણ અને આત્મહત્યારા કહ્યા છે. માટે હે સુખની આશાવાળી ! તું પણ તે તત્ત્વજ્ઞાન પામવાની આતુરતાવાળી થજે. શાસ્ત્રશ્રવણ કરવાથી જે સારરૂપ નિશ્ચય જણાયા છે તે હું તને ટુંકામા કહુ છુ, તેને લક્ષમાં રાખજે.

૧ જ્યા સુધી આ અંતઃકરણમાં પાપસંસ્કારરૂપ મળ છે, ત્યા સુધી તત્ત્વજ્ઞાન થતું નથી. તેમ જ આ પાપકર્મને કરાવનાર કારણ-રૂપ પાપવાસના જ્યાંપર્યંત છે ત્યાપર્યંત કેવળ પાપરહિત રહેવાતું નથી. માટે તત્ત્વજ્ઞાનની ઇચ્છાવાળાએ પાપકર્મ તથા પાપવાસનાનો પ્રથમ ક્ષય કરવો ઘટે છે. જ્યારે પાપકર્મ પોતાનાં કારણસહિત ક્ષય થાય છે, ત્યારે પાપકર્મજન્ય વિક્ષેપ મટે છે, અર્થાત્ પાપકર્મવડે જે ચિત્તની ચચળતા રહે છે, તે મટી જાય છે. જેમ પાપરૂપ મળ હોય છે, ત્યા સુધી જ્ઞાન થતું નથી, તેમ જ ચિત્તની ચંચળતારૂપ વિક્ષેપ હોય છે, ત્યા લગી પણ જ્ઞાન થતુ નથી. માટે જ્ઞાનની ઇચ્છાવાળાએ નિરતર પોતાના અતઃકરણતરફ લક્ષ રાખવો, અને અતઃકરણમાથી ઉઠતી પાપની મતિ તથા ચિત્તની ચંચળતા જ્યાસુધી જણાય ત્યાંસુધી જ્ઞાન થવાની યોગ્યતા આવી નથી એમ જાણીને તે એ દોષને ટાળવાના ઉપાયોને ધૈર્ય રાખીને કરવા.

૨ નિષ્કામ કર્મ એટલે ફળની ઇચ્છા રાખ્યાવિના કરેલા સઘળા સત્કર્મ, પાપરૂપ મળને ટાળીને અત કરણને શુદ્ધ કરનાર છે, અને ફળની ઇચ્છાવિના કરેલી શુદ્ધ સાત્વિક ઉપાસના ચિત્તની ચંચળતાને ટાળનાર છે, માટે તત્ત્વજ્ઞાન પામવાની ઇચ્છાવાળાએ નિષ્કામ કર્મ કરવા તથા નિષ્કામ બુદ્ધિથી ઈશ્વરની ઉપાસના કરવી.

૩ ફળની ઇચ્છાવગર જો કર્મઉપાસના કરવાની શક્તિ આપણી ન જણાય તો ફળની ઇચ્છા રાખીને પણ કર્મઉપાસના કરવા, કારણ કે તે સકામ ગણાતા કર્મઉપાસના પણ કાળે કરીને નિષ્કામપણુ કરનાર થાય છે

૪ આ કર્મ તથા ઉપાસનાને શક્તિપ્રમાણે નિયમથી કરવા છતા નિરતર અવકાશના સમયે, નિત્ય એટલે નાશને ન પામે એવી, અને અનિત્ય એટલે નાશ પામે એવી વસ્તુઓનો વિવેકવડે વિચાર કરવો કારણ કે વિવેકથી કરેલો વિચાર પણ અત કરણને શુદ્ધ કરીને નિષ્કા-મપણુ આણનાર થાય છે.

હાલ તો આ ચારના સબંધમા જ તને કહુ છું કે આપણે સકામ કર્મ એટલે આ જગત્મા આ કાળે આપણા યશકીર્ત્તિ ગવાય, અને આગળ પણ આપણી કીર્ત્તિ કાયમ રહે, અને લોકો આપણને વખાણે તથા સભારે એવી ઇચ્છાથી ઘણા કર્મ કર્યા છે. અને સ્વર્ગમાં અથવા આ લોકમા આપણને ઉંચા પ્રકારના સુખ ભવિષ્યમા અથવા હમણા મળે એવી આશાથી પણ આપણે ઘણા કર્મો કર્યા છે. તેમ જ મનુષ્યજાતિમા આપણા સ્વધર્મરૂપ ગણીને પણ ઘણા કાર્યો કર્યા છે. પરમેશ્વરની પ્રીતિ સપાદન કરવાને તથા પાપનો ક્ષય કરવાનિ-

મિત્તે પણ ઘણાં કર્મ કર્યા છે, અને હજી કરીએ છીએ. કાંઈ પણ ફળ આપણે મેળવવાની ઇચ્છાવિના પણ ઘણા ખરાં કર્મ આપણે કર્યા છે, અને હજી કરીએ છીએ. ( આ સ્થળે આ લોક તથા પરલોકના વિષયભોગની ઇચ્છાથી કરેલાં કર્મ તે સકામ જાણવાં, અને આ લોક તથા પરલોકના સુખભોગની ઇચ્છાના ત્યાગપૂર્વક જે કરેલાં કર્મ તે નિષ્કામ જાણવાં. ) ફળની ઇચ્છા રાખીને ઈશ્વરની ઉપાસના પણ પૂર્વથી આપણે કરીએ છીએ, અને હવે શ્રીસદ્ગુરુની આજ્ઞાપ્રમાણે ફળમાત્રની ઇચ્છાનો ત્યાગ કરીને પણ ઈશ્વરની ઉપાસના કરવાનો આરંભ કર્યો છે, એટલે હવે ધીરે ધીરે દુષ્ટ બુદ્ધિ તથા તેનું કારણ તથા ચિત્તની ચંચળતા પોતાની મેળે મટી જશે.

વિવેકવિચાર આપણે કોઈ કોઈ વાર સાધારણ રીતે કર્યો હશે. પણ હવે તે લગાર સ્પષ્ટ કરીને કરવો ઘટે છે. તેનો આ પ્રકાર તને સંક્ષેપમા કહું છુ તે પણ તું લક્ષમા રાખી લેજે.

આ આપણાં શરીર તથા બીજાના શરીર વગેરે જેટલા પદાર્થ જોવામાં આવે છે, તે સઘળા પદાર્થો નાશ પામનાર હોવાથી અનિત્ય છે. ( આ સ્થળે જે પદાર્થનુ એકની એક સ્થિતિમા કાયમ નહિ રહેતાં સ્થાન તથા રૂપથી વિલક્ષણ થવુ થાય છે તેને જ નાશ કહ્યો છે. બાકી ખરું જોતાં કોઈ પણ પદાર્થનો પોતાના મૂળ કારણરૂપથી કાંઈ સદા કાળમાટે નાશ થતો નથી. ) અને જે આ સઘળા દેખવામા આવનાર પદાર્થો જેના વડે દેખાય છે, તે **પરમેશ્વર** કદાચિત્ પણ વિકારને પામતા નથી, માટે તે નિત્ય કહેવાય છે. આ પ્રમાણે જોવાથી એક **પરમેશ્વર** જ અવિનાશ છે, અને આ દેખાતું સઘળુ જગત્ નાશને પામે છે. આમ છે માટે સઘળા નાશવાન્ પદાર્થોમાથી આપણી પ્રીતિને ધીરે ધીરે ઉઠાડીને ખરી પ્રીતિ માત્ર **પરમેશ્વર**ઉપર જ રાખવી ઘટે છે. કારણ કે આપણી પ્રીતિનો પદાર્થ નાશ પામે છે ત્યારે આપણને ઘણું દુઃખ થાય છે. તેથી અવિનાશી પદાર્થઉપર આપણે પ્રીતિ રાખીએ તો તેનો કોઈ કાળે પણ નાશ થતો ન હોવાથી આપણને દુ:ખ પણ થાય નહિ. હવે **પરમેશ્વર**ઉપર આપણી પ્રીતિ વધારવા માટે પ્રથમ આપણી પદાર્થઉપર બંધાએલી પ્રીતિને નબળી પાડવાના ઉપાયને કરવા જોઈએ, અને સઘળા પદાર્થથી પાછુ વળેલુ મન **પરમેશ્વર**તરફ વળે છે, માટે સઘળા નાશ પામનાર પદાર્થોમાં જે જે દોષ હોય તે તે દોષ જોવાનો અભ્યાસ રાખવો જોઈએ, કારણ કે પદાર્થમા દોષદર્શન કરવાથી જ તે ઉપરની પ્રીતિ ઘટવાનો સંભવ આવે છે. આપણે આ દેખાતા સઘળા પદાર્થોમાં પ્રીતિ રાખીએ છીએ તે કેવળ આપણા સુખ માટે રાખીએ છીએ.

તેથી જ્યારે આપણા શરીરની પ્રીતિ આપણે છોડી શકીએ ત્યારે જ આપણે શરીરના સંબંધી પદાર્થોની પ્રીતિ છોડી શકીશુ. માટે શરીરની પ્રીતિ છૂટવાના વિચાર કરવા જોઈએ. પરંતુ જ્યાંસુધી આપણું શરીર જ આપણને દુઃખ આપનાર છે એવુ જાણીએ નહિ ત્યાં લગી તે ઉપરથી પ્રતિ છૂટતી નથી. કારણ કે આપણને દુઃખ આપનાર શત્રુઉપર જ સર્વે પ્રાણિઓ પ્રીતિ કરતા જણાતા નથી. માટે શરીર જ સઘળા દુઃખનુ કારણ છે, એવું જાણવુ ઘટે છે. તથાપિ શરીરવડે નાના પ્રકારના દુઃખનો અનુભવ થયા વિના એ શરીર દુઃખનુ કારણ છે એવુ સિદ્ધ થતું નથી. અને તે સિદ્ધ થયા વિના પ્રીતિ ઘટતી નથી માટે શરીરને અનુભવથી દુઃખરૂપ જાણવુ જોઈએ. ઘણા મનુષ્યો મોઢેથી શરીરને ખોટુ કહે છે, દુઃખનુ કારણ કહે છે, તોપણ તેમા તેમની પ્રીતિ ઓછી થયેલી જણાતી નથી. ઘણા ત્યાગી થઈને ફરનારા પુરુષો પણ નિરંતર પોતાના શરીરની કાળજીવાળા જણાય છે માટે શરીરને શબ્દમાત્રથી કહેવુ કે એ ખોટુ છે, દુઃખદેનાર છે એ કાંઈ પ્રીતિ ઘટાડનાર નથી પણ જ્યારે તેનાથી દુઃખનો ખરો અનુભવ થાય છે, ત્યારે જ માણસો કહે છે કે 'હે ભગવન્ ! હવે મને આ શરીરથી છોડવો તો ઘણુ સારુ ' તેથી અનુભવ થવાની જરૂર છે. એમ છતા પણ સઘળાને કાંઈ તેવા દુઃખ આવવાનો સંભવ હોતો નથી, તેથી તેમણે યોગ્ય વિચારવડે જ પદાર્થમાત્રમા દુઃખરૂપતા નિશ્ચય કરીને તેમાથી પ્રીતિને ઉઠાવી લેવી ઘટે છે. આ જગત્મા જે જે પદાર્થો મારા કરીને માની લેઈએ છીએ તે તે સઘળા દુઃખસુખના આપનાર જણાય છે. તેમ જ આ શરીર પણ મારુ કરીને માની લીધુ છે, તે પણ સુખદુઃખ આપનાર થાય છે. ઘણા માણસો તો આ શરીર એ જ હુ છુ એમ માને છે, અને તેથી શરીરના સુખે સુખી અને સરીરના દુઃખે દુઃખી દેખાય છે. હે સ્ત્રિ ! આપણને અનુભવ છે કે આ શરીર સઘળા પ્રકારના સુખમાં પડેલુ હોય છે તેમ છતા કોઈ વેળા મનમા કાંઈ આગળ પાછળની વાર્તાનુ સ્મરણ થાય છે કે તરત માહેથી આપણે દુઃખમા ડુબતા દેખાઈએ છીએ. તેથી એ તો ખરુ જ છે કે આ બહારથી જણાય છે એ પાર્થિવ શરીર જ માત્ર આપણે છીએ એમ નથી. પણ આ શરીરના અંદર કોઈ જૂદા જ પદાર્થરૂપ આપણે છીએ તે આપણે આ શરીરરૂપ ઘરમા રહેનાર જીવરૂપ છીએ. પણ શરીરનો ને આપણો એવો ગાઢ સંબંધ થયો છે કે જાણે શરીરથી આપણે જૂદા નથી એમ આપણે જાણીએ છીએ. અને તે જૂદા નથી એવુ જે આપણું જાણવુ કે માનવુ છે તે જ આપણને બંધન તથા દુઃખ

આપનાર છે. પરતુ યોગ્ય વિચાર તથા નિયમથી જ તે સબંધ નરમ પાડી શકાય છે. માટે પ્રાણિએ સઉથી પહેલા પોતાના આ જગત્માંહેલા સઘળા પદાર્થોના સંબધનો વિચાર કરીને એકેક સંબધની મર્યાદા વટાવીને તે તે પદાર્થનો પ્રેમ છોડવો ઘટે છે. જેથી નિત્ય તથા અનિત્યનો વિવેક કરનારે સઘળા જગતને નાશવાન્ ગણીને પ્રથમથી ત્યાગીનો મિથ્યા વેષ લઈને ઘર છોડીને નીકળી જવુ એમ નથી. પણ વિવેકને વિચારીને મનમા રહેલી તે તે નાશવાન્ પદાર્થની દૃઢ ઇચ્છા હોય તેને પ્રથમ નરમ પાડતા પદાર્થમાત્ર મળે તોપણ ઠીક, અને ન મળે તોપણ ઠીક એવી અસ્પૃહા ઉપજાવીને દૃઢ કરી લેવી. કારણ કે વિવેકના ફળરૂપ બીજુ સાધન અસ્પૃહારૂપ વિરાગ જ શાસ્ત્રમા પણ કહ્યું છે. તે વિરાગનો અર્થ, વિષયની અસ્પૃહા જ સમજવો, પણ શિખા કે સૂત્રનો ત્યાગ અથવા ભગવા વસ્ત્ર કે તુંબડી વગેરેવાળો વેષ જ વિરાગ છે, એમ સમજવુ નહિ.

હે સદ્બુદ્ધિવાળી ! પ્રથમ તો આ જગત્મા આપણને આ મોક્ષ પામવાયોગ્ય શરીરને પ્રકટાવનાર નિમિત્તકારણરૂપ માબાપ છે. તેમને જ ઈશ્વર ગણીને સેવવા જોઈએ, અને તેમની આજ્ઞા પાળવી જોઈએ. તેમનુ મન પ્રસન્ન રહે, તથા ઉત્તરકાળમા તેમનુ તથા આપણુ કલ્યાણ થાય એવા સદાચરણે આપણે ચાલવુ જોઈએ. તે માબાપને ત્રાસ આપીને તેમના દુ ખનો ભાગ લીધાવિના અથવા તેમણે આપણને ઉછેરવામાં લીધેલા કષ્ટનો બદલો આપવા યત્ન કર્યાવિના જો તેમને છોડીને પરમેશ્વરને પ્રસન્ન કરવા જઈએ તો તે પરમેશ્વર પ્રસન્ન થતા નથી. કારણ કે કરેલા ઉપકારનો બદલો ન વાળતા ઉલટો તેમને સતાપ આપનાર કૃત્ય કરનાર કૃતઘ્ન ગણાય છે, અને કૃતઘ્નતા એ આ જગત્મા મોટું પાપ ગણાય છે, તેમા પણ માબાપજોડે કૃતઘ્ન થયેલો પુત્ર તો બીજા કોઈ પણ ઉપાયથી પાપમુક્ત થતો નથી. માટે સઉથી પ્રથમ તો પુત્રે માતાપિતાની ઉપાસના એટલે સેવા કરવા મચવુ, અને પુત્રીએ તો માતાપિતાએ જે પુરુષને વિધિપૂર્વક પોતાનુ દાન આપ્યુ હોય, તે પતિના કુળને સતોષ આપીને પતિની નિરતર સેવા કરીને માબાપના શ્રમનો બદલો વાળવાનો છે. તે પતિને જો સતાપ કે અસતોષ આપે તો તે માતાપિતાને ખોટો બદલો આપનાર છોકરી ગણાય છે. માટે પુત્રે માતાપિતાના કુળને સેવવુ, તથા સ્રીએ પોતાના પતિની સેવા કરતા તેના પ્રીતિના પાત્ર માતાપિતા આદિને પણ નીતિપ્રમાણે સતોષવા, એ જ ઈશ્વરની પ્રીતિ મેળવવાનો ઉપાય છે. આટલુ કહીને જણાવવાનુ એ છે કે આ શરીરઉપરની પ્રીતિ આપણે ઉઠાવવા પૂર્વે પુત્રે એટલે પુરુષે અને પુત્રીએ એટલે સ્રિયે શરીરની

સાર્થકતામાટે માતાપિતા તથા પતિની પ્રસન્નતા મેળવવી જોઈએ. આ નીતિનો ક્રમ છે. એથી જ શાસ્ત્રમાં પણ માતાપિતાની આજ્ઞાવિના અથવા તેમની સેવાવડે પ્રસન્નતા મેળવ્યા વિના બીજા અનેક પ્રકારના કલ્યાણને માટે કરેલા ઉપાય નિષ્ફળ જાય છે, એમ લખ્યુ છે. તે જ પ્રમાણે પુરુષોએ પણ પોતાની ધર્મપત્નીને સતોષ આપ્યા વિના તથા તેની સંમતિવિના બીજા કલ્યાણના કરેલા ઉપાય વ્યર્થ ગણાય છે. અને એ જ પ્રકારે સ્ત્રિયે પોતાના માતાપિતાની શુભ ઇચ્છાનુસાર વર્તીને તથા પતિની આજ્ઞા લઈને, અને પતિને અનુકૂળ વર્તીને જે જે શુભ ઉપાય કર્યા હોય છે, તે શુભ ફળદાતા કહ્યા છે. અને જે સ્ત્રિયે પતિને તથા પતિના વડિલ વર્ગને તેમ જ પોતાના માતાપિતાદિ વડિલને સતાપ આપીને કલ્યાણના ઉપાય કરવામાં યત્ન કર્યો હોય તો તેને નિષ્ફળ કહ્યો છે. આમ છે માટે દરેક વિચારવાન્ માણસે પ્રથમ આપણા શરીરના સબધીને સતોષતા પરમેશ્વરઉપર પ્રીતિ વધારવી, અને તેમના નાશ થયા પછી અથવા તેમણે પ્રસન્નપણે આપેલી સ્વતંત્રતાથી કેવળ પરમેશ્વરની પ્રીતિ મેળવવા જવું. આ પ્રમાણે શરીરના સબધીની મર્યાદા વટાવ્યાવિના જો શરીરની પ્રીતિ ઉઠાવીએ તો તે દોષવાળો વિરાગ અનર્થ કરે છે, જેથી એકેક મર્યાદાને ઓળગી સર્વ સબંધીનો અનુગ્રહ મેળવીને પરમેશ્વરપ્રતિ અગાધ પ્રીતિ કરવી.

આ સ્થળે એવી શકા થાય કે શ્રેષ્ઠ પુરુષોએ ન સેવવાયોગ્ય કહેલા પ્રકારે તથા શાસ્ત્રે નિષિદ્ધ કહેલા માર્ગ ચલાવવાથી પ્રસન્ન થનાર માતાપિતા તથા પતિને તે તે નેષ્ટાચરણ કરીને પણ પ્રસન્ન કરવા કે કેમ ? તો ત્યા આ સમાધાન લેવુ ઘટે છેઃ મનુષ્યમાત્રની યોગ્ય મતિ માન આપવાયોગ્ય ગણાય છે. તેથી જેને સર્વાનુમતે સાક્ષાત્ દોષ ગણ્યો છે, એવી વિરોધી રીતિએ ચાલવાની આજ્ઞા કરે તો તે માતાપિતા તથા પતિની આજ્ઞાનો ભગ થવામા દોષ નથી, પરતુ માતાપિતાનો તિરસ્કાર કરવો, અથવા તાડન કરવુ (મારવા) અથવા અન્નવસ્ત્ર ન આપવા, કે તેમની ભારે નિદા કરવી, એવુ અનુચિત વર્તન કરવુ નહિ. તેમની મદમતિને યોગે વા યથાર્થમતિમાં બગાડ થયો હોય અથવા વૃદ્ધાવસ્થા આવવાથી મતિ ફરી ગઈ હોય અને ગમે તેમ બોલતા કે ચાલતા ચલાવતા હોય તો તેમને આપણા તરફથી ઘટતી યોજનાએ પ્રસન્ન રાખવા વિચારવું. પણ તેમની અયોગ્ય આજ્ઞાનુ પાલન કરવાની ખરી અગત્ય નથી. એમ છતા પણ અનેક વિરોધી કારણોનો લાભ લઈ તેમના ઉપર દ્વેષ કરવો નહિ. એ જ પ્રમાણે ઉપરનાં કારણોથી થયેલી પતિની પણ સત્શાસ્ત્ર તથા શ્રેષ્ઠ પુરુષોએ બાધેલીની-

તિથી વિરોધી આજ્ઞાઓનો પ્રસંગે ભંગ થાય તો મોટો વિરોધ નથી. પરંતુ ગમે એમ છતાં પણ ધર્મથી બંધાયેલ પતિઉપર મારે દ્વેષ કદાચિત્ પણ કરવો નહિ, અને પતિબુદ્ધિનો પતિમાંથી ત્યાગ કરીને બીજે સ્થળે સ્થાપવી નહિ. એ પ્રકારે જ પતિએ પણ પોતાની ધર્મ-પત્નીનો ગમે તેવાં કારણોથી ત્યાગ કરવો નહિ, પરંતુ પોતામાથી પતિબુદ્ધિનો ત્યાગ કરીને ઇચ્છાપ્રમાણે અનીતિએ વર્તનાર સ્રીને તત્કાળ ત્યાગ કરવામાં કાંઈ પણ દોષ નથી. તેમ છતાં પણ અનેક પ્રકારના યત્નથી તેને આપણી મર્યાદામા રાખી તેનું પોષણ કરવું, અને નીતિ-માન્ થઈ શકે એમ જણાય તો તેને સુધારવા કષ્ટ પણ કરવુ ઉચિત છે. આમ છતાં પણ આ માતાપિતા તથા પતિપત્ની આદિ નિકટ સંબધમાં જેને જ્યારે જ્યારે પોતાની નિર્દોષ પ્રવૃત્તિ જાણી લેવી હોય ત્યારે તેમણે સર્વ ધર્મના જાણનાર પોતાના **શ્રીસદ્ગુરુ**ને સલાહ પૂછીને તેમની આજ્ઞાપ્રમાણે વ્યવહાર કરવો. કારણ કે જગત્માં **સદ્ગુરુ** રાજા અને યમ ત્રણ શિક્ષા કરનાર છે. ત્યા જે સદ્ધર્મના જાણુનારા અને **સદ્ગુરુ**ના સઘળા ઉત્તમ લક્ષણોથી યુક્ત હોય તેમને **સદ્ગુરુ** જાણવા. તેવા **સદ્ગુરુ**ને પોતાના સંસારવ્યવહારમાં આવી પડેલા ધર્મ-સંકટના સમયે નીતિધર્મના નિયમ પૂછી તેમની આજ્ઞાપ્રમાણે કરવું. કારણ કે અનેક પ્રકારના વિરોધી કારણો તથા તે તે સમયે વર્તવાની નીતિ, એ સઘળું અત્ર કહી શકાતું નથી. આથી એ પણ સિદ્ધ થયું કે જેમ માતાપિતા અને પતિ સેવવા યોગ્ય છે તેમ સંપૂર્ણ સ્રીપુરુ-ષોએ પોતાના જીવતાપર્યંત યોગ્યાયોગ્ય કર્મના સ્વરૂપને જાણવાને તથા સમયાનુસાર નીતિધર્મના સ્વરૂપને જાણવાને તથા અયોગ્ય કર્મ અના-યાસ થઈ જાય તો તેના નિવારણના ઉપાયને જાણવાને વગેરે કલ્યા-ણના સંપૂર્ણ ઉપાયને સાધવા અર્થે પોતાના **સદ્ગુરુ** સ્વીકારવા જો-ઈએ. નહિ તો જેમ મોટા સમુદ્રમા માર્ગના અનુભવી નાવિકવિના યોગ્ય સ્થળે જઈ પહોચાતું નથી, તેમ જ આ દુસ્તર ભવસાગરના પારને જાણનારા તથા સાગરરૂપ સંપૂર્ણ વ્યવહારના મર્મને જાણનાર **શ્રીસ-દ્ગુરુ**ના સાહાય્યવિના આ સંસારી મનુષ્ય પણ સુખરૂપ પારને કે ઇચ્છેલા સ્થાનને પામતા નથી એ નિશ્ચય છે.

ઉપરના વિચારપ્રમાણે જોતાં આપણે માતાપિતાની મર્યાદાથી તો છૂટયાં છીએ. હવે તો માત્ર તારી પ્રસન્નતા મારે કરીને છૂટવાનું છે, અને મારી પ્રસન્નતા મેળવીને તારે છૂટવાનું છે. તેમાં પણ આ પુત્ર થવાથી આપણે પિતરોના ઋણથી છૂટા થયાં છીએ. આ દાન, પુણ્ય તથા બીજાં યજ્ઞ વગેરેનાં કામો કરવાથી દેવતાઓનાં ઋણથી પણ છૂટયાં છીએ. તારી ઇચ્છાપ્રમાણે સઘળા પદાર્થો તને મેળવી

આપ્યા છે. દાનપુણ્ય કરવાને આ ધન પણ ઘણું છે. તો હવે મારે સંસારમાં સર્વ સંબંધીઓની મર્યાદાનો અંત આવી રહ્યો છે, એમ કહું તો ચાલે. માટે જો તારી ઇચ્છા હોય તો હું કેવળ નિવૃત્તિથી રાત્રિ-દિવસ એકાંતમાં રહીને પરમેશ્વરપરાયણ બુદ્ધિ કરું. તેં પણ દાનના અંતમાં ધ્યાન કરવાનું કહ્યું છે; અને તે ધ્યાન રુડે પ્રકારે સિદ્ધ કરવામાં આ વ્યવહારનો ઝાઝો સગ વિરોધી છે. માટે હું એક નિવૃત્તિના સ્થાનમા રહીને ધ્યાનનો દૃઢ અભ્યાસ કરું તો તારી તેમાં પ્રસન્નતા છે કે કેમ, તે તું મને સ્પષ્ટ કરીને કહે.

આ પ્રકારનાં પતિનાં વચનને શ્રવણ કરીને તે બુદ્ધિમાન્ સત્ત્વમતિ આ પ્રકારનાં પ્રિય તથા હિતકર વચનો પોતાના પતિને કહેવા લાગી.

**વિજયા**—જય જય શ્રીસદ્ગુરુદેવ. ( સર્વ બોલે છે. પછી નિયમપ્રમાણે પદ ગાય છે. )

**પદ. ગરબી.**

(આવોને મારે મંદિરીએ જગરાય, પ્રેમે પૂજું તમારા પાય, એ લય.)
આ જગતમાં નીતિધર્મે ચલાય, અંતે તે નવ દુઃખથી ઝલાય. ટેક.
માતપિતાને પ્રથમ સેવે, પછી ધારે ભક્તિ હૃદય દેવે,
ઈપ્સિત ફળ તેનાથી જ પમાય, અંતે તે નવ૦
સત્ય વચન વદતા રીતે, વહે જગે કુલીન કુળની રીતે,
ત્રિભુવને યશકીર્તિ જ છવાય; અંતે તે નવ૦
દુઃખ દેઈ પરને ન સુખી થાતા, દુઃખી ન મને સુખ સઉ વહી જાતાં,
સુગુણ ધારી સત્સંગતિ જ ધરાય; અંતે તે નવ૦
પાપે પરધન નવ ઇચ્છે, નિજસમ સુખ સઉને પ્રીછે,
કેવળ સ્વાર્થી કદી ન થવાય; અંતે તે નવ૦
પરનિંદા ન કરે વદને, કદી નવ ધારે વિવિધ મદને,
ત્યજી અભિમાન સદૈવ રહાય, અંતે તે નવ૦
કરી શુભ સઉનુ રહે રાજી, રાગદ્વેષે મિથ્યા ન કહે હા જી,
તેને સઉ મિત્રસમાન જણાય, અંતે તે નવ૦
હું મારુ કરીને ન દુઃખ પામે, રહે શાંત વહે ન ક્રોધે કામે,
મનહર પ્રભુપદમા પ્રેમે શમાય; અંતે તે નવ૦

**ભાગીરથી**—જય જય શ્રીસદ્ગુરુદેવ. ( સર્વ બોલે છે. પછી સમય થવાથી સઉ પોતપોતાને ઘેર જાય છે. )

**ચંદન**—( પોતાની સાસુને ) કેમ સાસુજી ! આ બધા વાતો કરતાં હતાં કે રાત્રે પણ પાછા ભટજી કથા કહે છે, તો તમારી શી મરજી છે ? રાત્રે તમારાથી જવાશે ?

**સાંકળી**—મારી એકલીથી તે શી રીતે જવાય? તમે મારી જોડે આવજો એટલે આપણે બંને જણાં જઈશું, ઘરમાં બેઠાં બેઠાં કાંઈ ગમે છે?

**ચંદન**—પણ મને તો તમારા દીકરા આવવા દેશે ત્યારે આવીશ કેની? બાકી સમજણુની વાત તો બધી બહુ આવે છે કથામાં. કેમ ખરું કેની?

**સાંકળી**—હાસ્તો. માંહે સમજણુની વાત ના આવે ત્યારે વળી કથા શેની? ને ભાઈને તો હમણાં આવશે એટલે હું કહી દઈશ, એટલે તમને મારી જોડે મોકલશે. એને એ આવવુ હશે તો આવશે. રડી કંઈ અક્કલ તો આવે!

**ચંદન**—હા એ તો ઠીક છે. પણ આપણે બપોરે ગયા'તાં એવું કહેવાની કંઈ જરૂર છે? એટલુ કહેજો કે આ બધાં બૈરાં કથામાં જાય છે, ને મારે જવું છે, તેથી મારી સાથે મને સભાળીને લઈ જવા લાવવા મોકલો, એટલે મોકલશે ખરા. હેં સાસુજી! વારુ આ કથા સાભળી, એમાં તમને કઈ સમજણુ પડી ખરી?

**સાંકળી**—સમજણુ કેમ ના પડે? સાંજને છેડે શેર ધાન ખાઇએ છીએ ને સમજ ના પડે, ત્યારે પછી આ ઢોર ને આપણે માણુસ બધાએ સરખા જ કેની?

**ચંદન**—કહો વારુ તમને શી વાતની સમજ પડી? મને લગાર સમજાવો.

**સાંકળી**—એમા શુ કહેવુ'તું? કથામા તો એ વાત આવી'તી કે દીકરાએ માબાપની મરજી સાચવવી ને સેવા કરવી, ને ડાહી વહુ હોય તેણે સાસુસસરાની ને પોતાના ધણીની મરજી બરાબર સાચવવી, ને માબાપને પણ રાજી રાખવા. એમ ચાલે તો તેનુ કલ્યાણુ થાય છે, ને પરમેસરે રાજી થાય છે. કેમ એમ જ આવ્યુ તુ કેની? હવે તમને શી સમજણુ પડી તે બોલો જોઈએ? તમે જુવાન રહ્યાં એટલે તમને વધારે ઇયાદ રહેતું હશે કેની?

**ચંદન**—મને તો સમજણુ પડી છે કે આપણાં સાસુસસરા કે ધણી ઓછી બુદ્ધિવાળા હોય કે મદવાડથી કે ઘડપણુથી તેમની બુદ્ધિ ઘટી ગઈ હોય કે ગાડાજેવા થયાં હોય કે ખોટી જીદ માડી બેસવાની ટેવવાળા હોય તો તેમની ગેરવાજબી મરજી જાણીને તે ઉઠાવવી નહિ. તેમનો જેટલો વાજબી હુકમ હોય તે ઉઠાવવો. જો તેમની ખોટી મરજી સાચવીને પાપ કરીએ તો બધાઉપર ભગવાન્ નારાજ થાય, ને અંતે નરકમાં નાંખે. કેમ ખરું કેની? (આમ વાત ચાલે છે એટલામાં પોતાના વર કૃષ્ણુદાસને આવતા જોઈને) સો

આ તમારા દીકરા આવ્યા. (એમ બોલીને ઉપર જાય છે. કૃષ્ણુદાસ પણ ઉપર જાય છે. પાછળથી ડોસી પણ દાદરે ચડે છે. )

**સાંકળી**—( દાદરે ચઢીને ) ભાઈ! આજ લગાર તમે વહેલુ વાળુ કરી લેશો ?

**કૃષ્ણુ૦**—કેમ વારુ આજે સું કામ છે ? કાંઈ ઘણી ઉતાવળ છે કે સું ?

**સાંકળી**—એ તો આ આપણા મનોર ભટજીને ઘેર રાતે બે ઘડી કથા થાય છે, તે કહ્યુ આજથી બબ્બે ઘડી જઈએ. રડી વહેલી ઉંઘ આવતી નથી, ને પાસા ઘસતાં પડી રહેવુ, તે કરતા ઘડી ભગવાનનુ નામ સાભળીએ તો સારુ કેની ?

**કૃષ્ણુ૦**—વળી એ પીડામા સુ કરવા પડો છો ? નકામુ રાતના વખતે લોકોને ઘેર અથડાવાનુ ' કથાબથાનુ તો બધુ ઠીક જ છે. એ તો સઉ પેટ ભરવાના ધધા છે. તમને ઘરડા ભોળા માણસને ભરમાવવાનુ છે ' સમજ્યા કેની ? માટે મારુ કહ્યુ માનો તો છાનામાના સુઈ રહેજો, ને ઉઘ ના આવે તો બેઠા બેઠા માળાના દોરડા તાણ્યા કરજો એટલે થયુ ' એમા સા પૈસા બેસે છે ?

**સાંકળી**—અરે ભાઈ' તમારી આવી છેક નઠારી બુદ્ધિ કેમ થઈ ગઈ છે ? તમને આપણા ધરમની વાત તો ગમતી જ નથી. પણ જુઓ. એમા આગળ સારુ થનાર નથી. તમારા બાપને રોજ ભજન કરવાનો ને કથા સાભળવાનો ચાલ હતો. તો આ તમે થયા, ને સઉ સારા વાના થયા ને તમારી બુદ્ધિ બગડી છે તે ભગવાન્ જાણે શુ એ થનાર છે ?

**કૃષ્ણુ૦**—તમારો ઘરડાપો મારા આગળ જવા દો મા ' જે થવાનુ હસે તે થવા દો. પણ મારાથી કઈ તમારા જેવુ ગાડરીયાપણું થાય નહિ. માટે મારી સલાહ માનો તો કથાબથા પડી મૂકો. તમને ખબર છે? જ્યાથી કથા બેઠી ત્યાથી સાભળવા જનારને માથે ખરચની દસા બેઠી જાણવી ' તો કથામા જઈને ફોકટનો રુપિયો નાખી આવો તે કરતા રુપિયાનું ઘી ખાઓને કે તમારા પગમા જોર આવે ' કથા સાભળે સો દા'ડો વળવાનો છે ?

**સાંકળી**—ભાઈ ' તમારી જૂઠી વાત જવા દો. મને ગમતી નથી. જુઓ પૂર્વે પુનદાન ના કર્યાં હોત તો આ તમને આવડા કરવા વારો ન આવત, ખબર છે ? આપ્યા વગર કોઈ પામતુ નથી. ચોર ચોરી જાય છે, રાજા દડે છે, બળી જાય છે, રેલમા તણાઈ જાય છે, રસ્તામા પડી જાય છે, ત્યારે જખ મારીને રહીએ છીએ કેની ? એ દાતાનો ને કરપીનો એક સરખો વરો થાય છે. મારુ

હમણાં કહ્યું માનતા નથી, પણ આગળ જતાં ખત્તા ખાશો ! ' એક કરે ને બીજું વારે તેને ઘાલે જમને દવારે' તેમ તમારી વલે થશે ! ભાઈ ! તમને ના મળે તો ના આલશો. મને તો મારે પરમેસરે આલ્યું છે, તે આપીશ ને કથા સાંભળવા જઇશ.

**કૃષ્ણ૦**—ના માનો તો મરજી તમારી, જજો; ને કોઈ દહાડો અંધારામાં પડસો તો સોએ વરસ પૂરાં થઈ જસે ને કથા ફળશે ' એમાં મારું સું જનાર છે ?

**સાંકળી**—પડીએ શેને ? આ મારી ચંદનનો હાથ ઝાલીને જઇશ ને આવીશ. મને સંભાળનારી બાર વરસની છે. તમે મારી ફકર ન રાખો તેણે શુ થયુ ?

**કૃષ્ણ૦**—ના ના તે એને તો મારે મોકલવી નથી ' એવી લાંબી-ટુકી પચાત કરવી હોય તો તમને પણ જવાની સાફ ના છે ' મને એવી ખોટી ટેવ ગમતી નથી.

**સાંકળી**—કેમ ભાઈ ' તમારો એના ઉપર હક છે, ને મારો નથી કે શુ ? મેં તો મારી સેવા કરવાં સારું એને માથાં ધસીને આણી છે, ખબર છે ? જો ' વળી બોલતી નથી ત્યાં લગી ? તમને ઉછેરીને મોટા કર્યા, પરણાવ્યા એટલે તેનો બદલો વાળો છો કે ? તમારેએ મારી સેવા કરવી નહિ, ને વહુને પણ કરવા દેવી નહિ ' ત્યારે મને રાડને મારી નાખોને એટલે તમારા ઘરમાથી પીડા ટળે ' ( એમ બડબડતી નીચે ઉતરે છે, ત્યારે )

**ચંદન**—( કૃષ્ણ૦ને ) જુઓ બચારા ડોસીને છેક આવુ સંભળાવો છો, તે સારુ નહિ ' એ બચારા હોસ કરીને તમને કહેવા આવ્યા, ત્યારે તેમને રડાવીને કાઢ્યા એ કંઈ સારા છોકરાના લક્ષણ નહિ. તમે નથી જાણતા, આજે કેટલાક દહાડાથી આ બધા મો'લ્લાના લોકો રાતે કથા સાભળવા જાય છે, એમા પૈસો લેવો નથી કે દેવો નથી. આ તો ઘર ઘરની કથા છે, એ તે કોઈએ મ ડાવી છે ? ને મ ડાવી હશે તો આપણે શુ ? જુઓને, આ સામેવાળી કમળી ને વીજળી કેવી વડકારી ને ફુવડજેવી હતીઓ, પણ કોણ જાણે ત્યા કેવીએ કથા થાય છે, તે પાધરી દોર જેવીઓ થઈ ગઈ છે. એમા શુ ? ડોસીને લઈને એક દહાડો જઇશ, તો એની બધી બાતમી તમને પણ લાવીને હુ કહીશ કેની ? આપણે પણ જાણીએ તો ખરા કે એ બધાં ટોળી વળીને શી કડાકુટ કરે છે તે ' એમ મારા ગયા વિના ખરો પત્તો શી રીતે લાગનાર છે ? આ તો એક પથ ને બે કાજ. ડોસીનું મન રાજી થશે, ને આપણને સઘળી ખબર મળશે. માટે કહો બોલાવીને, કે જજો, આવશે તમારી જોડે. પછી કાલની વાત

કાલ છે. તમે બોલો છો ખરા, પણ લગાર જુક્તિ રાખતા નથી ? જુઓ, મારી પાસે તો એવી કળ કે સામાનું મન દુઃખવવું નહિ, ને આપણું ધાર્યું કરવું. માટે ચાલો, વાળુ કરવા ઉતરો, ને ડોસીનું લગાર સમાધાન કરો.

**કૃષ્ણ૦**—હસે, તારી મરજી છે તો એમ કરું છું. પણ ત્યાંની બધી પાકી બાતમી લાવજે કે ત્યાં કોણ કોણ આવે છે, ને સું થાય છે. ( એમ બોલી નીચે જાય છે, ને પોતાની માને કહે છે. )મા ! તમારી મરજી એમ જ છે કે જવું, તો લાવો હું વાળું કરી લઉં છું. આજનો દહાડો એને તેડીને જઈ આવજો.

**સાંકળી**—વળી આજનો દહાડો કેમ ને કાલનો દહાડો કેમ ? હું તો મારે ઠીક લાગશે તો રોજ જઈશ. હજીએ મારે તમારુ ઓશીયાળું ક્યાં લગી વેઠવું ?

**ચંદન**—ના ના સાસુજી ! એમનું એમ કહેવું છે કે તમે આજનો દહાડો જાઓ, ને પછી જો ત્યાં સારી વાત હશે તો કાલે વળી તમને જવા દઈશ. તો એમાં તમને શી અડચણ છે ? આજે આપણે જઈ તો આવીએ. પછી કાલની વાત કાલ છે. લો ચાલો, થાળીઓ પીરસો.

**સાંકળી**—એ વાતની મારે કાં ના છે જે ? સારું સાંભળવાનું નહિ હોય તો નકામો ફેરો શીદ ખાઈશુ ? ( થાળીઓ પીરસે છે, ને સઉ વાળુ કરી લે છે, ને પરવારી પછી સમય થાય છે, એટલે સઉની સાથે એ પણ **મનોહર**ને ત્યાં જાય છે. )

**વિઠ્ઠલજી**—( મનોહરને ત્યા દાસને આવતા જોઈને) આવો પધારો દાસ ! હમણાંના તમે કાંઈ ઝાઝુ બોલતા નથી, એટલે અમને તો સૂનુ સૂનુ લાગે છે ! તમે બોલતા ત્યારે બડી ગમત પડતી'તી.

**દાસ**—જયા.. રે હુકમ...થાય...ત્યારે હાજર છુ. આ તો લગા...ર પેલી બાધા લી.. ધી છે તેથી સાફ બોલાય છે. પણ જાણી જોઈને ઓછુ બોલુ છુ લગા...ર જુબાન કાબુમા આવસે કે પછી પાછો સેવક હાજર છે. ને સાલુ કામ વગ...રનુ બહુ બોલવુ પણ હવે ગમતું નથી. ને થો...ડુ બોલવામા જ સા...ર છે. નહિ વારું ભટજી મા'રા જ !

**મનોહર**—હા દાસ ! શાસ્ત્રમા પણ મતલબ જેટલુ ઓછુ બોલવાનું જ કહ્યુ છે, માટે ઓછું બોલવાની ચિંતા નથી. ચાલો બોલો વિઠ્ઠલજી હવે, કાલે ક્યાંથી રહ્યું છે ?

**વિઠ્ઠલજી**—પેલા દિવ્યમૂર્તિ ગુરુએ પોતાના ધૂમ્રલોચન નામવાળા વિદ્યાર્થીને શીખામણ આપતાં છેવટે કહેલું કે હે ભાઈ ! આપણી દરેક ક્રિયાને તેના ફળનો વિચાર કરીને કરવાનો અભ્યાસ રાખ. તે વચન સાભળીને પછી યોગ્યાયોગ્ય વચનનો વિચાર કર્યાવિના વાણીનાં

સ્થાનમાં આવેલાં વચનને જ બોલવાની ટેળવાળો તે વિદ્યાર્થી આ- પ્રમાણે બોલ્યો, એટલેથી રહ્યું છે.

**મનોહર**—(ઇષ્ટસ્મરણ કરીને) પછી બીજે દિવસે તે લક્ષ્મી માતા પોતાની પુત્રીઓને તથા સરસ્વતિની સખી વગેરે છોકરીઓને બેસાડીને આપ્રમાણે કહેવા લાગ્યાં.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી સરસ્વતિ ! પછી પોતાના ગુરુના વચનથી સંતોષ પામી શાંત ન થતાં તે ધૂમ્રલોચન તેમના પ્રતિ આ પ્રકારનાં અપ્રિય વચન ઉંચા શબ્દથી બોલ્યો.

ધૂમ્રલોચન કહે છે, હે ગુરો ! તમે પણ વિચાર કર્યાવિના જ સામાને બોધ આપવા મંડી પડો છો ! આ સઘળા વિદ્યાર્થીઓ પોતાની ક્રિયા વિચારીને કરતા હશે, અને હું જ એક મૂર્ખ હઈશ કે વિચાર કર્યાવિના જ કાર્ય કરતો હઈશ ! સામાની મહેનતનો વિચાર કરવાની તો કોઈને ટેવ જ નથી ! ગમે એટલુ કામ કરો પણ અહિં તો તેનો બદલો ઠપકાથી જ વાળવાનો છે ! આ બધા વિદ્યાર્થીઓ અપરાધ ઘણાએ કરે છે, પણ જેને એક આખથી જ જોવાનું છે, તેને તે બીજાના અપરાધ કેમ જણાય ? આ શ્વાનોને જો એટલી શિક્ષા કરવામા નહિ આવે તો કાલે આવીને રસોડામા પણ ખરાબ કરી જશે ! વાજબી કામ કરતા પણ જ્યારે ઠપકો મળે ત્યારે પછી કેવુ કામ કરવુ કે ઠપકો ન મળે ? દરેક કામમા જાણી જોઈને કસુર જ કાઢવી હોય તો એવો કોણ કામનો કરનારો જગતમા છે કે તેના કામમા કોઈ દિવસ ઠપકો આવે એવુ થાય નાહ ? આ બધા વિદ્યા- ર્થીઓ મૂર્ખ છતા મોટા પંડિત, ડાહ્યા, અને ધર્માત્મા થઈને બેસે છે ! પણ આશ્રમનાં કામની કાળજી તો બિલકુલ રાખતા નથી. બીજો માણસ કસુરવિના આ મારુ કામ કરી દેખાડે તો હુ પણ તેને સા- બાશ કહુ ! બધાએ પોતાની જાત સભાળનાર અને મતલબી છે ! આ ગધેડાજેવો પિંગલનયન પોતાની મતલબવાસ્તે જોઈએ એટલી મહેનત કરે એવો છે, પણ કાઈ કામ સોપીએ તો સાફ કહે છે કે ના ભાઈ ! મારાથી આ કામ નહિ થાય ! એવા મતલબી અને બેશરમાને તો કોઈથી કહેવાતું નથી ! જમવાનુ હોય તો કહેશે કે મને પ્રથમથી પ્રતિષ્ઠાથી નિમંત્રણ દેજો, ને કામ હોય તો મને કહેશો નહિ ! મૂઢજેવો પોતાના દોષને તો જાણતો નથી, ને ગુરુના આ- ગળ બીજાના દોષ કાઢવા તૈયાર થાય છે કે આ ધૂમ્રલોચન મને સંતાપે છે ! એમ છતાં પણ તમે તેનું સાભળો છો, ને બીજાને ઠપકો આપો છો. પરંતુ તેને એટલુ આપનાથી કહેવાતું નથી કે અલ્યા લુચ્ચા ! તારો આ વાંક છે, ને કેમ બીજાનો વાંક કાઢે છે ?

આ બીજા પણ બધા મીઠા થઈને બીજાને ઠપકો આપવામાં તૈયાર થાય છે, ને પોતે ડાહ્યા થાય છે ! આ સ્વચ્છ જગામાં બેસવાનું સહુને મન થાય છે, પણ એને સ્વચ્છ રાખવાની કાળજી કોણ રાખે છે ? કોઈ નહિ. અને તમે કહો છો કે ક્રોધ તો ઘણો નઠારો, ને દુઃખ આપનારો છે, તે કાઢવો જોઈએ, પણ હું કહું છું કે ક્રોધ પણ છો રહ્યો ! 'સંઘર્યો સાપ પણ કામ આવે છે,' એવી ઘરડાંની કહેવત કાંઈ ખોટી નથી. એ ક્રોધ પણ એક ખુણે પડ્યો હશે, તો કોઈ દિવસ કામનો છે ! જેને ક્રોધ નડતો હોય તે ભલે પોતાનો ક્રોધ કાઢે ! મારે તો કાઢવો નથી. બધાને સારું બેસવાનુ, પાથરવાનું, ખાવાનુ, ને તડાકા મારવાનું ગમે છે, પણ કામ કરતાં તો તાવ ચઢે છે ! ખબર છે ? આ માતા (ગુરુપત્નીને માતા કહે છે) પણ નામનાં માતા છે ! આખો દહાડો કામ કરવાકરતાં તો બડબડાટ ભારી કરે છે ! જે કામ કરીએ તેમાં આગળથી પાધરો ઉત્તર નહિ આપવો, ને પાછળથી બીજાનો દોષ કાઢવો ! છેક કૃપણ સ્વભાવ રાખવો તે શા કામનો ? કોઈને કામમાં જશ આપવાનો સ્વભાવ તો છે જ નહિ ! પોતે કોઈને કામ કહે નહિ, કરવા દે નહિ, ને પોતે કરીને પછી સામાને મહેણા મારે તેની પેઠે કહી સભળાવવું ! કડવા ઝેરજેવાં વચનો બોલવાં ! જાણે મીઠું બોલવાની તો બાધા જ લીધી હોય એમ છે ! ક્રોધ પણ કેશના ઉતારજેવો છે ! આટલુ છતા પણ તેને તો બોધ આપીને ક્રોધ કઢાવવો નથી, ને બીજાનો ક્રોધ કઢાવવો છે, એ તે કેમ નીકળશે ? કામ કરાવવામા શૂરા, પણ તેના બદલામા કાંઈ આપવુ હોય ત્યારે તો જીવ ચાલતો નથી ! સહુને પેટ લાગ્યુ છે ! પેટ મૂકીને કોણ આપણે ત્યા કામ કરનાર છે ! ઘરમા પણ અમે કામ કરી મરીએ, તેનો બદલો ઠપકાથી વળે છે, ને બહાર કામ કરીએ છીએ તેનો બદલો પણ ઠપકો ! આ તે સાળુ કેમ નીભે ? હશે, અમારુ શુ બગડનાર છે ? છોને બધાએ વૃક્ષ તોડી નાખે, ને ઠેરઠેર બગાડી જાય ! મારે આવડી બળબળ શામાટે કરવી જોઈએ ? સઉ ધર્માત્મા થાય ત્યારે મારે પાપી શામાટે થવુ પડે ? આ વગેરે વચનોને બોલતો બાજુએ જતો, અને તે દિવ્યમૂર્ત્તિ મહાપુરુષ પણ પોતાને આસને બેશી વળી વિદ્યાર્થીઓને પાઠ આપતા, અને અતઃકરણમા સમાધાન રાખતા.

કોઈ વેળા વળી **વિશ્વવંદ્ય** નામનો વિદ્યાર્થી આ પ્રકારનાં વચનોથી ગુરુની સમાધાનવૃત્તિમા સહજ વિરોધને ઉપજાવતો. તે કહેતો કે હે ભગવન્! આપ તો અમને ઘણા શ્રમથી ઉત્તમ વિદ્યાઓ શીખવો છો, એ વાર્તાની હું કંઈના પાડતો નથી. પરતુ મારા સાંભળવા પ્રમાણે

તમસ્ ઋષિના આશ્રમમાં ભણનાર વિદ્યાર્થીઓને તે તમસ્ ઋષિ આપના કરતાં પણ રુડે પ્રકારે અને ઉત્તમ ઉત્તમ વિદ્યાઓને અધ્યયન કરાવે છે. અમારાથી પણ ઓછા કાળના ભણનાર વિદ્યાર્થીઓ અમારા કરતાં વધારે વિદ્યાને ભણ્યા કહેવાય છે. આપણા આશ્રમમાં ભણનારાને કોઈ વિદ્યામાં પણ ઉત્તમ પ્રકારનું જ્ઞાન થયું જણાતું નથી; અને તે આશ્રમના વિદ્યાર્થીઓ તો અનેક વિદ્યામાં નિપુણ થયા કહેવાય છે. કોઈ તો આકાશગમનાદિના સામર્થ્યને લાવનારી વિદ્યાને જાણનારા છે. કોઈ તો પારકા મનની વાર્તાને જાણનારા થયા છે. કોઈ તો ભૂત, ભવિષ્ય, ને વર્તમાન કાળના જાણનારા થયા છે. કોઈ તો અંતરિક્ષમા રહેલા લોકમા પ્રવેશ કરનાર થયા છે. કોઈ તો સિદ્ધોનાં દર્શન કરનારા થયા છે. કોઈ તો નિધિના જોનારા થયા છે. કોઈ તો સિદ્ધિઓને પામ્યા છે. આ વગેરે અનેક પ્રકારની લોકોને આશ્ચર્ય પમાડનાર વિદ્યાઓને તેઓ જાણે છે. અને એ વાર્તા ખોટી પણ નથી. તો આપણા આશ્રમમા ભણનારને આપ કૃપા કરીને એવી સામર્થ્યવાળી વિદ્યાઓને કેમ ભણાવતા નથી? હુ સમજુ છુ કે વખતે તેઓ સઘળા અમે જાણીએ છીએ તેવી વિદ્યાઓને નહિ જાણતા હોય. તોપણ બીજાને મોહ ઉત્પન્ન કરાવે એવું તેઓ જાણે છે ખરા. આ વગેરે વચનોથી બીજાની શ્રેષ્ઠતાને વર્ણન કરતો જોઈને તે દિવ્યમૂર્ત્તિ ગુરુ તેને પૂછતા કે ભાઈ! આ વાર્તા સાચી છે, એવો તને અનુભવ છે? મને તો એમ ભાસે છે કે તમસ્‌ના વિદ્યાર્થીઓ એવા કુશળ થયા હોવા ન જોઈએ. એ તમસ્ જાતે નાના છળને જાણનાર છે ખરો, પરંતુ તે છળમા કોઈ પણ દૈવી વિદ્યાનો અંશ જણાતો નથી. તેથી કદાચિત્ તેના વિદ્યાર્થીઓને તે શીખવતો હશે તોપણ તેમા કલ્યાણ નથી. માટે સંતોષથી તમે આ કલ્યાણ કરનારી વિદ્યાને ભણો, વિવિધ ફળવાળી વિદ્યાઓના ઉત્તમ, મધ્યમ, તથા મંદ કારણોને જાણો, અને પછી તેમા આસક્ત થવા વિચારો. કદાચિત્ આ વાર્તામાં કિંચિત્ સત્યતા હશે તોપણ ઘણે પ્રસંગે મિથ્યા મોહથી ખોટી વાર્તાને પણ ખરી માનવામા ભૂલ કરો છો, તે કરશો નહિ હે શાંત ચિત્તવાળા! તું મિથ્યા મોહને વશ થઈશ નહિ. આ જે વિદ્યાનુ તમે અધ્યયન કરો છો, તેનુ અનુપમ અને અવિનાશી ફળ જે હાલ પ્રત્યક્ષ નથી, તે તેના યોગ્ય કાળે અવશ્ય પ્રકટ થશે, એવા વિશ્વાસપૂર્વક તે વિદ્યાને તમે સિદ્ધ કરતા રહો, અને ઉપસ્થિત રાખો. જે કાંઈ જનોને આશ્ચર્ય પમાડનાર શુદ્ધ અને સબળ સામર્થ્ય છે, તેને તો આ તમે ભણો છો એ જ વિદ્યા પ્રકટ કરી આપનાર છે, માટે નિશંક થઈને પ્રસન્ન રહો. આ વગેરે વચનોને સાંભ-

ળીને તે બુદ્ધિમાન્ અને ગુરુભક્ત હોવાથી વિનયવડે બોલતો કે આપ જે કહો છો એ જ સત્ય હશે. હું તો માત્ર સાંભળેલી વાર્તા કહું છું. આ પ્રકારે બોલતો છતાં કોઈ કોઈ વેળા બીજા ઋષિના આશ્રમની સ્તુતિ સાંભળતો, ને ગુરુઆગળ કરતો; અને ગુરુ તેની વાર્તાને નિર્બળ ગણે તો લગાર પોતાના મનમાં સંકોચ માનતો, તથા ગુરુનાં તે વચનને લગાર ઓછી પ્રીતિથી સાંભળતો. તે સઘળી વાર્તાના જાણનાર પેલા દિવ્યમૂર્ત્તિ ગુરુ તો કોઈનો પણ દોષને લક્ષમાં ન લેતા ઉદાર ચિત્તવડે આપણા વિદ્યાર્થીઓને નિયમપ્રમાણે વિદ્યા આપ્યા કરતા હતા.

વળી કોઈ વેળા **તીક્ષ્ણબુદ્ધિ** નામવાળો વિદ્યાર્થી પોતાના તે દિવ્યમૂર્ત્તિ ગુરુને આ પ્રકારના અપ્રિયમાં ગણાવા જેવા વચનો સંભળાવતો હતો.

**તીક્ષ્ણબુદ્ધિ** કહેતો કે હે સર્વજ્ઞ ગુરો ! આપ સઘળું જાણનારા છતા અને સર્વશક્તિમાન્ છતા આપના ઐશ્વર્યને ઢાકીને બેશી રહો છો, એ વાર્તા અમારા અંતઃકરણને ભારે સતાપ કરનાર થઈ પડે છે. આ **વાચાટ** ઋષિના વિદ્યાર્થીઓ વારંવાર મારું હાસ્ય કરતાં કહે છે કે તારા ગુરુ તને શી વિદ્યા શીખવે છે ? અમને તો અમારા ગુરુ બહુ બહુ ઉપયોગી વિદ્યાઓ શીખવે છે ! તારા ગુરુ તો સર્વ વિદ્યાના જાણ અને સેવવા યોગ્ય નથી, છતા તમે મદમતિસરખા તેને સેવો છો. આ વગેરે બીજા કેટલાંક તેમના બોલેલા વચનો તો આપના આગળ મારાથી કહી પણ શકાતા નથી. પેલો દુર્મુખ બ્રાહ્મણ તો જ્યાં ત્યા આપની નિંદાને પ્રકટ કરવામા જ પ્રસન્ન રહે છે, તો પણ તેવા દુષ્ટને આપ કાંઈ શિક્ષા કરવાનો આદર કરતા નથી. કોઈ તો આપના વિષે ગુરુપણાની અયોગ્યતા કહે છે. કોઈ તો આપને મુખ્ય સદ્‌ગુણ તથા સિદ્ધાન્તના જ્ઞાનથી રહિત કહે છે. કોઈ તો આપને વિષે દુર્ગુણોનો આરોપ કરતા જણાય છે. હુ વગેરે આપના સઘળા વિદ્યાર્થીઓ આપના સ્વરૂપને સમજીએ છીએ કે આપ ઈશ્વરસમાન છો, તથાપિ જ્યારે કોઈ બ્રાહ્મણો કે બીજા આશ્રમના વિદ્યાર્થીઓ કે ઇતર પ્રાણિઓ આપના સ્વરૂપને નિંદવાયોગ્ય ગણે છે, ત્યારે તેમના વચનથી અમારા ચિત્તને ગ્લાનિ થાય છે, અને તેમના જેવા ક્રૂર વચનોથી તેમને ઉત્તર અપાતું નથી. તેમ જ તેમને શિક્ષા કરવાનુ પણ અમને સામર્થ્ય નથી, તેથી ઘણો પરિતાપ પામીએ છીએ. એવે સમયે અમને યાદ આવે છે કે પેલા **પરીક્ષિત** રાજાએ મદને કે બીજા વિરોધી કારણોને વશ થઈને બ્રાહ્મણના ગળામાં મરેલો સર્પ વીંટાળ્યો હતો, તે જોઈને તે ઋષિના પુત્ર ક્રોધવડે તે **પરીક્ષિત**ને 'સાતમે દિવસે સર્પ દશ

કરજો, અને તે સર્પદંશથી મૃત્યુ થજો' એવાં શાપવચન કહ્યાં હતાં, અને તેપ્રમાણે થયું હતું. જેથી તે કાળે એ વાર્તાના જાણનાર ઘણા દુષ્ટો એવાં નિંદ્ય કર્મ કરતાં ભય ધરીને અટક્યા હશે. તેપ્રમાણે આ દુષ્ટોને દંડ કરવાસરખું સામર્થ્ય હજી અમારામા કોઈને કેમ આવતું નથી ? જગત્મા એવા દુષ્ટોની નિંદા કે વિરોધી વચન બોલતાં જ જીભ બબહાર નીકળી પડે એવો કોઈ ઇષ્ટસંકલ્પ આપ પણ કેમ કરતા નથી ? અમારે ભિક્ષાનું અન્ન લેવાને ઘેરેઘેર જવું પડે છે, તેમાં ઘણા સજ્જનોના મુખથી આપની સ્તુતિ સાભળીને તો અમને મોટો હર્ષ થાય છે, પણ કોઈ કોઈ સ્થળે જ્યાં આપની નિંદા સાંભળવાનો સમય આવે છે, ત્યા તો અમને મરણકરતાં પણ અધિક દુઃખ થાય છે, માટે હે ભગવન્ ! કોઈ એવો ઉપાય આપ કરો અથવા અમને આપો કે જેથી અમે એવા દુષ્ટોની આ જગત્માથી જડ કાઢી નાંખીએ. આપ આ સમયે આપની શક્તિનો ઉપયોગ નહિ કરો તો પછી ક્યારે કરનાર છો ? માટે કોઈ પ્રકારથી પણ દુર્જનોનાં મુખ ભંગ થાય એવો ઉપાય આપ કરો, અથવા અમને શીખવો. આ વગેરે વચનોને શ્રવણ કરતા છતાં પણ અંતર તથા બહારના સમગ્ર શત્રુનો જય કરનાર તથા ભૂતપ્રાણિમાત્રમા નિર્વૈરભાવે વર્તનાર તે પરમદયાળુ દિવ્યમૂર્ત્તિ મહાપુરુષ પ્રસન્ન મુખથી તે શિષ્યને શાંત કરવાને આ પ્રકારનાં સત્ય, પ્રિય તથા હિતકર વચનને બોલતા.

દિવ્યમૂર્ત્તિ ગુરુ કહેતા કે હે શ્રદ્ધાવાન્ વિદ્યાર્થી ! તું તારી બુદ્ધિને યોગ્ય વિચારવાળી કર. અને પછી જો. આ સંસારનું અધિપતિપણું જેને છે એવા ઈશ્વર સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન્ છે. તોપણ તેમને ન માનનાર તથા તેમની નિંદા કરનાર પાપી પ્રાણિઓ ઘણાં હોય છે, તે દુરાત્માના વજ્રપાતસરખા વચનોને શ્રદ્ધાવાન્ ઈશ્વરભક્ત સાંભળીને તમારી પેઠે જ સંતાપને પામે છે, અને તેમનો નાશ કરવા કે તે દુષ્ટોને શાસન કરનાર ઈશ્વરને વિનવે છે, તથાપિ સર્વને પોતપોતાના કર્મના ફળ આપવામાં સ્વતંત્ર ઈશ્વર તેમના પ્રતિ મધ્યે જ પોતાના ક્રોધને વશ થઈ વિરોધી ભાવના પ્રકટાવતા નથી. તેમ જ તે ભક્તોને પણ તેવું સામર્થ્ય આપીને આ જગત્માંથી દુષ્ટોનો અભાવ કરતા નથી, તો આપણે તે ઈશ્વરની સત્તામાં સ્વાભિમાનથી એવી અનુચિત ઇચ્છાને શામાટે પ્રવર્તાવવી જોઈએ ? હે ભાઈ ! અંતઃકરણમાં શુદ્ધ તમસ્નો પરિણામ આણ્યાવિના કોઈને શાપરૂપ વચનનો ઘાવ કરાતો નથી; અને શુદ્ધ તમસ્નો એક વાર અંતરમાં આવિર્ભાવ થવાથી મેળવેલું સામર્થ્ય હણાઈ જાય છે, કે ન્યૂન

થઈ જાય છે. આ પ્રકારે છતાં જગતમાં આપણે સિદ્ધબળના પ્રભાવે કદાચિત્ દુર્જનોનો નાશ કરીએ, વળી તેમ તેમ બીજા અનેક થ-વાના, તે અનેકને દેહપર્યંત ક્રૂર સંકલ્પ કે વચનરૂપ શસ્ત્રથી હણ-વારૂપ ચાંડાલનું કર્મ કર્યા જ કરીએ, તો તેથી આપણો કયો અર્થ સિદ્ધ થાય એ મને સમજાતું નથી. વળી મોટા પુરુષો જેમને સામ-ર્થ્ય છે, તેમણે તો અપરાધીને બનતા સુધી ક્ષમા આપવામા મોટાઇ માનવી, શિક્ષા આપવામાં મોટાઈ માનવી નહિ, એવો નિયમ છે; અને તે જ નિયમે જગત્પતિ ઈશ્વર વર્તતા જણાય છે. તો આપણને તે ઈશ્વરના ભૂષણને કેમ ધારણ કરવું નહિ ? અને દુર્બળ હૃદયવાળા તથા અભિમાનવાળા દુર્જનો પોતાને મળેલા થોડા બળથી પણ પો-તાથી નબળાને હણે છે, એ તે દુર્જનોનુ દૂષણ છે. તો દુર્જનતાની ઇચ્છા ન રાખનાર આપણે તે દુર્જનના દૂષણને શામાટે સેવવું જો-ઈએ ? માટે હે ભાઈ ! તું શાત ચિત્તવાળો થા. પ્રિયઅપ્રિય શબ્દનો અ તરમા પ્રવેશ થતા ઉત્પન્ન થનાર હર્ષ તથા શોકનો જય કર. આપણા બળને વધારતો ઈશ્વરના ભૂષણનો અધિકારી થા, અને આપણી આખુ જગત્ સ્તુતિ કરે તો ઠીક, એવી દુરાશાનો ત્યાગ કર. એ આશા અનેક દોષરૂપ પાશને ઉપજાવી નીચી ગતિએ લઈ જનાર થાય છે. માટે હે સુજ્ઞ ! તું નિરંતર ઉચ્ચ પદનો લક્ષ કરતો ચાલ, અને નીચા પદનો તિરસ્કાર કરતો રહે. મોટા પુરુષે સદા એક-રસરૂપે રહેવુ, એવા યોગ્ય વચનોને સ્મરણમાં રાખ તે દૃષ્ટાંત આપ્યુ તે સ્થળે જ તું જો કે **પરીક્ષિતને** શાપ આપનાર પુત્રના એ કૃત્યથી તેનો પિતા પ્રસન્ન થયો છે કે અપ્રસન્ન ? તે સમર્થ પિતાએ પોતાના ઉચ્છૃંખલ મતિના પુત્રને ઘણા તિરસ્કારથી તેનાં કૃત્યનો પશ્ચાત્તાપ કરા-વ્યો છે. એવા જ મહાપુરુષોના સર્વસાથે નિર્વૈર રહેવાવિષેના અનેક ચરિત્રો સ્થળે સ્થળે વર્ણ્યા છે તેને લક્ષમા રાખ, અને આપણને પ્રતિકૂળ જણાય એવા દુર્જનોના અધિક સ ગથી બચતો રહેવા યત્ન રાખ. અને તેમ ન થતાં પર્યંત યોગ્ય વચનોવડે તે દુર્જનોના મુખ બ ધ કરવાને તારી ઇચ્છા હોય તો કુશળ થા. આ વગેરે અનેક વચનોથી રુડે પ્રકારે સમાધાન આપતાં છતાં પણ તે પોતાની વૃત્તિનો પ્રતિકૂળ ભાવ ન સહન કરી શકવાથી લગાર કચવાતાં તથા મુખમુદ્રા વિરૂપ કરતાં કહેતો કે હા, હા, આપ કહો છો તે ઠીક છે. એમ બોલીને તે શ્રદ્ધા-વાન્ તથા બુદ્ધિમાન્ શિષ્ય ધીરે ધીરે મનને વ્યવસ્થામાં લાવતો, તથા તે દિવ્યમૂર્તિ ગુરુ પણ વળી બીજા વ્યવહારમાં પ્રવેશ કરતા. ત્યાં તો વળી અવકાશ લેઈને પેલો પિંગલનયન આ પ્રકારનાં વચનો તે ગુરુને સંભળાવવા સાવધાન થતો.

[પિંગલનયન કહેતો કે હે ગુરો ! તમારો આ સ્વભાવ મને ગમતો નથી. સઉને મીઠાં મીઠાં વચનો કહીને તેમને શાંત કરવાની યુક્તિઓ આપની પાસે ઘણી છે, તે હું જાણું છું, એમાંથી અમારો કોઈનો અર્થ સરતો નથી. તમને મેં અનેક વાર હાથ જોડીને પ્રાર્થના કરી હતી કે આ દુષ્ટ વિદ્યાર્થીઓને વારો. પણ તે તમે બરાબર કરતા નથી. ખેર, તે નહિ કરો તો જેમ ઘટે તેમ કરો, પણ હવે મારે એક બીજું કહેવાનું છે કે આ મારા સરખાએ તમારા આશ્રમમાં ખાઈને ક્યાં સુધી પડી રહેવું, તે કહો. તમે આ આડીઅવળી વિદ્યા ભણવાની ભાંજગડમાં નાંખો છો, ને કોઈઉપર ખરી કૃપા કરતા નથી. આપની પાસે જે જોઈએ તે છે, તે છતાં દરિદ્ર સ્વભાવથી કોઈને આપી શકતા નથી. પણ અંતે એ આપના પણ કામમાં આવે એવી નથી. જ્યારે ત્યારે તમે કહો છો કે અમુક ગ્રંથ ભણો ને તમુક ગ્રંથ ભણો, ખુબ શ્રમ કરો; પણ આપ વિચાર કરો કે જ્યારે અમારે મહેનત જ કરીને ભણવું હોત તો આ ક્ષેત્રમાં બીજા ઘણાએ ઋષિના આશ્રમો છે, તેમને ત્યાં જાત, પણ ખાસ કરીને આપના આશ્રમમા આવવાનું જે કારણ છે તેને તો હજી તમે લક્ષમાં પણ લેતા નથી. જુઓ મહેનત કરીને ભણનારને તો સઉ ભણાવે, એમા કાઈ નવાઈ નથી, પણ મારા જેવાને ન ભણનારને કૃપાના બળથી ભણાવો ત્યારે ખરા ! તમારા જેવાના શરણમા અમે આવી પડ્યા, ને જ્યારે મહેનત રહી ત્યારે અમારા કર્મના ભોગ જ જાણવા ' ઘણા મોટા પુરુષોએ વિદ્યાર્થીઓની જીભઉપર એક બે કે ત્રણ અક્ષર લખીને તે વિદ્યાર્થીઓને સઘળી વિદ્યાના જાણનાર કર્યા છે, એ વાર્તા તમને કાંઈ અજાણી નથી. માટે ગમે તેમ કરીને હવે કૃપા કરો, અને હવે આ ભણવાની ભાંજગડ છોડાવીને એક પળમા બેસપતિજેવા કરી મૂકો, ત્યારે તમે ગુરુ ને અમે વિદ્યાર્થી થયા પરમાણ ' ગમે તેમ કરીને મારા જીભના ટેરવાઉપર સરસ્વતી બેસે ને વગર ભણ્યે ચૌદવિદ્યા ને ચોસઠકળા, અને એ વિના પણ જે કંઈ હોય તે સઘળું આવડે એવું કરો. અને વળી ખરું પૂછો તો સઘળી વિદ્યા ભણીને આ વ્યવહાર ચલાવવા માટે તો અર્થની જરૂર પડે છે, તો અમારી ભુખ ભાગે, અને જેટલા ધનની જરૂર પડે તેટલુ તુરત ઉપજાવી લેવાની પણ વિદ્યા કૃપા કરીને આપો. કારણ કે ભણ્યા ગણ્યા પછી પણ ઘેરે ઘેર ભીખ માગવાનું તો ઉભું રહે, ત્યારે તે વિદ્યા શેની ? એવી વિદ્યાને તો હું અવિદ્યા જ ગણું છું. માટે સઘળી વિદ્યા ભણ્યાવગર આવડે, ને જોઈએ એટલું ધન તત્કાળ ઉપજાવી લેવાય એવું કૃપાબળથી આપો. પ્રથમ તો મને એકને મનોરથ પૂરીને વિદાય

કરો, પછી આ બિચારા બધાને પણ ધ્યાન પહોંચે તો એમ કરીને છોડવો, એટલે તમને પણ આ અમે જે રોજ પજવીએ છીએ તે મટીશું; એટલે નિરાંત થશે. આ મારી વિનતિ ધ્યાનમાં લઈને હવે સત્વર એકએકને પાર ઉતારો, નહિ તો આ ભણતા તો કોઈ વિદ્યાનો પાર આવવાનો નથી, પણ અમારો પાર આવી જશે. તમે કહેશો કે હું કાંઈ સર્વજ્ઞ નથી, ને સર્વશક્તિમાન્ નથી, પણ હવે એ વાત હું માનવાનો નથી. આ તમારા વહાલા વિદ્યાર્થિ વિશ્વવદ્યે અને બીજાએ પણ મને ખાતરી કરીને કહ્યું છે કે તમારા મનોદયપ્રમાણે ધારે તો તત્કાળ કરી આપવાને આ આપણા ગુરુ સમર્થ છે. માટે હવે સઘળા નિમિત્તને છોડીને માગણીપ્રમાણે આપવા ઉદાર ચિત્તવાળા થાઓ. એમ થશે તો જ તમને સેવ્યા પણ જગત્મા પ્રમાણ ગણાશે. આ મારાં વચનો અયોગ્ય લાગે તો ક્ષમા કરજો પણ કાર્ય થાય એમ કરો. આ વગેરે વચનોને સભળાવતો ઉત્તરની આશાથી સમુખ બેશી રહેતો ત્યારે તે પરમદયાળુ મહાપુરુષ આ પ્રકારે હૃદયને શીતળ કરનાર વચનોને કહેતા.

દિવ્યમૂર્ત્તિ ગુરુ ઉત્તર આપતા કે હે ભાઈ પિંગલનયન ! તું પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવામા નાના પ્રકારની યુક્તિ રચતો જણાય છે, પણ વિદ્યા ભણવામા તેવી યુક્તિનો કે યત્નનો ઉપયોગ કરતો નથી. મારા યથાર્થ વચનો પણ તને મિથ્યા મિઠાશવાળા જણાય છે, એટલે નિરુપાય છુ. આ સઘળા વિદ્યાર્થીઓને તારા નિમિત્ત વારંવાર બોધ આપ્યા છતા પણ તેઓ સઘળા તારાં તથા તેમના પોતાના વિરોધી પ્રારબ્ધકર્મને વશ વર્તતા તારું મન દુ:ખવનાર થાય છે, એમા મારો દોષ તારી દૃષ્ટિમાં આવે છે તો એ પ્રારબ્ધનુ કે ઈશ્વરેચ્છાનું બળ છે, એમ જાણી મારે અલક્ષ કરવો યોગ્ય છે. હે ભાઈ પિંગલનયન ! તારા નામપ્રમાણે તું નેત્રમા ને હૃદયમા દોષને રાખી રહેલો જણાય છે, એમા તારા અસાવધપણાવિના બીજુ કશુ કારણ નથી. તું કહે છે કે 'તમારા આશ્રમે ક્યા સુધી પડી રહીએ ? અમને વગરભણ્યે જીભને ટેરવે સંપૂર્ણ વિદ્યા આવે એવુ કરો તો જ અમારુ આવવુ સાર્થક છે. અને જોઈતુ ધન ઉપજાવવાની સિદ્ધિ આપો, એટલે તમારી ને અમારી ખટપટ ટળે.' પણ આ તારા વચનો વધારે વિચારવિના મુખમાથી નીકળી આવ્યા હોય એમ જણાય છે હે ભાઈ ! તને કે આ વિદ્યાર્થીઓને જ માત્ર એવી કૃપા મારે કરવી, અને આ જગત્ના બીજા સઘળાં પ્રાણિઓઉપર કેમ ન કરવી તેનુ કારણ તું કહે. કદાચિત્ તુ એમ કહીશ કે 'અમે તો તમારા આશ્રમમા આવીને પડયા છીએ, માટે અમારા ઉપર કૃપા કરો, અને બીજા સર્વ કાંઈ

આવ્યા નથી ' પણ એ તારું બોલવું યોગ્ય જણાશે નહિ. કારણ કે તમે સર્વ તો આ આશ્રમમાં વિદ્યા ભણવાને આવ્યા છો, તે એવું સાંભળીને કે આ ગુરુ ઠીક વિદ્યા ભણાવે છે. તમે કાંઈ એવું સાંભળીને આવ્યા નથી કે આ ગુરુ તો જીભને ટેરવે વગરભણ્યે સઘળી વિદ્યા સ્થાપે છે, અને ધન ઉપજાવવાની સિદ્ધિ આપે છે. આ રીતે જે સાંભળીને તમે ભણવું ધારી આવ્યા છો, તે નિયમપ્રમાણે તો હું તમને વિદ્યા આપું છું, અને જે નથી આવ્યા તેમને આપતો નથી. પણ જ્યારે લોકમાં એવી વાર્તા સંભળાય કે આ ગુરુ તો વગરભણ્યે સઘળી વિદ્યા જિહ્વાગ્રે સ્થાપે છે, ને લક્ષ્મીની સિદ્ધિ પણ આપે છે, તો આખું જગત્ જે એ બે પદાર્થને ઇચ્છે છે, તે સર્વ આ આશ્રમમાં આવ્યાવિના કેમ રહે ? આવે જ. અને આવીને બેસે એટલે તમારા જેવો હક તે સર્વને થાય, અને તેઓ પણ તારી જ પેઠે માગે અને હું ન આપુ તો વિષમદર્શી ઠરું. આ માટે આપવુ જ પડે. આમ કરવાથી આ મારો ઉપાધિ વધે કે ઘટે, તે તું જ કહે. અને વળી ઈશ્વર આ જગતના પતિ છતા અને સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન્ છતા તેમણે આખા જગતને તેવી એકસરખી સ્થિતિમા મૂકયું નથી, તો બીજાથી તેમના સિદ્ધસંકેતને વ્યર્થ કરીને કેમ મૂકાય ? માટે પોતાના જ કાર્યમાં કુશળતાવાળા ' તું વિચાર કર, અને આ દુરાશાનો ત્યાગ કરીને વિદ્યા ભણવામા પ્રીતિવાળો થા. તેં દૃષ્ટાત આપ્યુ તે તો વિદ્યાર્થીના પ્રારબ્ધને તથા ઇષ્ટના સકેતને જાણનાર ગુરુએ શ્રદ્ધાભક્તિના બળવાળા કોઈ વિદ્યાર્થીને એ વિધિએ વિદ્યા આપી હશે. પરતુ તેમા પણ શ્રદ્ધા, ભક્તિ, પ્રારબ્ધ, ઇષ્ટસકેતવગેરે કારણો હોવા ઘટે છે. તારામાં પણ તે કારણો પ્રકટશે તો તને પણ કોઈ ગુરુ તેમ કરશે. માટે હાલ તો સાવધાન ચિત્તથી વિદ્યા ભણવામાં આ અવિદ્યાને વશ થઇશ મા. તારી ઇચ્છા હોય તો લક્ષ્મી તથા સરસ્વતીની ઉપાસના કરીને તેમને પ્રસન્ન કરીને તારી ઇચ્છાપ્રમાણે વર માગી લે. પરતુ તેમા પણ કષ્ટ કર્યાવિના જ તને ફળ મળે એવી આશા રાખીશ મા. હે ભાઈ ' આ જગતમા ક્ષુદ્ર વ્યવહારોમાં પણ અમુક પ્રકારના કાળ તથા યત્નની જરૂર છે તો આ મોટા અર્થની સિદ્ધિમાં તેની જરૂર હોય એમા શી નવાઈ છે ? માટે પ્રસન્ન ચિત્ત રાખ, અને ઘટતો ઉદ્યોગ કરવામાં પ્રીતિવાળો થઈ સુખી થા.

લક્ષ્મી માતા કહે છે હે દીકરી સરસ્વતિ ' આ પ્રકારનાં વચનો બોલતા તે ગુરુ વળી બીજા વ્યવહારમાં જોડાતા. ઘણાખરા વિદ્યાર્થીઓને આ પિંગલનયનના જેવી ઇચ્છા ખરી, પણ તે વિચારવાળા હોવાથી ઘટિત પ્રયત્ન કરતા હતા. એક સૌમ્યહૃદય નામનો

વિદ્યાર્થી પણ કેવળ ગુરુકૃપાથી પોતાના મનોરથ સિદ્ધ કરવાની ઇચ્છા રાખતો હતો ખરો, પણ તે કાંઈ છેક પિંગલનયનજેવી અયોગ્ય ઇચ્છાને અધીન થતો નહતો. તે ગુરુની કૃપા મેળવવાને ગુરુ પ્રસન્ન થાય એવા યત્ન પ્રીતિથી કરતો હતો, અને આ પિંગલનયન તો તે કામમાં રોબડ હતો.

સરસ્વતિ કહે છે, હે દયાળુ માતા ! તમે પ્રથમ દશ વિદ્યાર્થીઓનાં નામ કહીને તેમનાં અંતઃકરણનાં સાધારણ સ્વરૂપ કહ્યાં હતાં પણ આ પાછળથી નામ દીધેલા બે જેમાં એકનુ નામ **તીક્ષ્ણબુદ્ધિ**, અને બીજાનુ નામ **સૌમ્યહૃદય** કહ્યું, તેમનાં અંતઃકરણનાં સાધારણ સ્વરૂપ કહ્યાં નથી, માટે જો યોગ્ય જણાય તો કહો.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી ! ઘણા વિદ્યાર્થીઓ હતા, પણ સર્વેની વાર્તા કરતાં ઘણો વિસ્તાર થાય, ને આજે તો તને વિદાય કરવાની છે, માટે ટુંકામાં કહેવાશે તેટલી વાર્તાને તારા પ્રતિ આજે કહેવા ધારું છુ. એમ છતાં તારી ઇચ્છા છે તો આ બેના સાધારણ સ્વભાવ તને ટુંકામાં કહું છુ, તે સાંભળી લક્ષમા રાખજે. પેલો **તીક્ષ્ણબુદ્ધિ** તો ઘણો જ ભલો હતો. પોતાના ગુરુને સર્વજ્ઞ ઈશ્વરસમાન માનતો, તથા સાચી પ્રીતિથી અધિક સેવા કરતો. વિદ્યા ભણવામા પણ ઘણો કુશળ હતો, પરંતુ લગાર ભુલકણા સ્વભાવનો હતો. સઉની પ્રીતિ મેળવવાની ઇચ્છાવાળો હતો, પણ પ્રસંગે પોતાના વિસરભોળા સ્વભાવથી કોઈની અપ્રસન્નતા પણ મેળવી લેતો. સમયઉપર બોલવાનુ પણ પ્રસંગે વિસરતો તેથી તેને ઘણો સંકોચ થતો હતો. સામાનાં ક્રૂર વચન સાંભળી રહેવાના સ્વભાવવાળો હતો, પણ તત્કાળ યોગ્ય ઉત્તરથી દુર્જનને લજાવવામાં લગાર પાછળ પડતો. પોતાની ભલાઈથી સર્વને સંતોષવામાં પાછો પડતો નહોતો. ગુરુના આશ્રમમા સઘળા લાવવાયોગ્ય પદાર્થ લાવવામાં કાળજીવાળો હતો. ગુરુ તથા ગુરુપત્નીની પ્રસન્નતા મેળવવામા મોટા ઉત્સાહવાળો રહી સઘળાં કાર્યમાં આગળ પડતો ભાગ લેતો હતો. લગાર તાત્પર્યનિર્ણય કરવામાં સંશયવાળો હતો, પણ વિચારીને નિઃશંક થવામાં પ્રવીણ હતો. ગંભીરસરખો છતાં કાંઈક ટીખળી સ્વભાવનો હતો. શાંતિથી કાર્ય કરવામાં ચપળ પુરુષોને પણ શરમાવે એવો, વ્યવસ્થાથી કામ કરનારો હતો. ટુંકામાં કહીએ તો સઘળા પ્રકારે જ ઉત્તમ હતો, તોપણ પેલા પિંગલનયન જોડે એને બીયાબારૂ ચાલતું હતું. કોઈ વાર ધૂમ્રલોચનજોડે પણ ષડાષ્ટક જેવું જણાતું, પણ તે શાંત સ્વભાવથી મોટો વિરોધ વધારનાર થતો નહોતો.

પેલો **સૌમ્યહૃદય** પણ ઘણો નરમ સ્વભાવનો હતો. તે ગુરુના

કૃપાબળને જ માત્ર શ્રેષ્ઠ માનતો. ગુરુ તથા ગુરુપત્નીની પ્રસન્નતા જાળવવામાં ખંતીલો હતો. પણ વધારે આગ્રહવાળો હોવાથી પ્રસંગે પોતાના આગ્રહઆગળ ગુરુની અભિરુચિ છે કે નહિ તેનો લક્ષ કરવામાં અકુશળ જણાતો. વિદ્યા ભણવાની ઇચ્છાવાળો ઘણો, પણ શરીરની અધિક પ્રતિકૂળતાવાળો તે ભારે શ્રમથી અધ્યયન કરી શકતો નહોતો. શીખેલી વિદ્યાના સંબંધમાં પણ કોઈ કોઈ વેળા પોથી છોડીને વાંચતાં તાત્પર્ય કાઢવામાં ગુંચવાતો, ત્યારે અકળાઈને ગુરુપ્રીત્યર્થ સાષ્ટાંગ દંડવત્ ખેંચતો, ને વળી વાંચતો, ને વિચારતો શ્રદ્ધાભક્તિને સાધતો, પણ મન તેને ભમાવી નાંખતું, પોતાનું ધાર્યું કરવામાં પાછો પડતો ત્યારે વારંવાર નેત્રમાં જળ આણતો. ગુરુની કીર્તિને અખંડ સ્થાપવા તથા તેનો દિશાઓમાં વિસ્તાર કરવાની પ્રીતિવાળો છતાં શક્તિપ્રમાણે યત્ન કરવા ધારતો, પણ યોગ્ય યત્ન ન થવાથી મુખમુદ્રા વિરૂપ કરી વિચારતો, ને નિષ્ફળતા જણાયે ગુરુકૃપાઉપર વિશ્વાસ મૂકી બેસતો. ઘણી વાર તે બીચારો સર્વની પ્રસન્નતા મેળવવાનિમિત્તે નાના પ્રકારના ઉપાયને રચતો, પરંતુ દૈવયોગથી સર્વની અપ્રસન્નતા થાય એવા પ્રસંગ આવી પડતા. હે દીકરી ! ટુંકામાં કહું છું કે તે વિદ્યાર્થી પણ મંડળને શોભાવનાર, ઉત્તમ સંસ્કારવાળો, તથા ઉદાર ચિત્તનો હતો. પોતાનું સર્વ શ્રીગુરુને અર્પણ છે એવી બુદ્ધિથી વર્તતો, અને પોતે અભિમાનરહિત થઈ કૃતકૃત્ય થવાને ઇચ્છતો હતો.

આ વગેરે અનેક ગુણવાન્ તથા દોષવાન્ વિદ્યાર્થીઓના સહવાસમા કાળ વ્યતીત કરતા તે દિવ્યમૂર્ત્તિ ગુરુ રાત્રદિવસ ઉપાધિગ્રસ્ત સરખા જણાતા છતાં અંતરથી નિઃસંગસરખા ઉપાધિરહિત રહેતા હતા. કોઈ વેળા કોઈ વિદ્યાર્થી કહે કે હે ગુરો ! જુઓ, અમુક વિદ્યાર્થી બીજાના આગળ આપની તથા અમારી નિંદા કરે છે, માટે એને શિક્ષા કરવી જોઈએ. કોઈ કહે કે અમુક વિદ્યાર્થી બીજા ઋષિની પાઠશાળાઓમાં જઈને પાઠ શીખે છે, અને ત્યાં આપણા આશ્રમની થતી નિંદાને શ્રવણ કરે છે, અને અમે એને વારવા જઈએ છીએ, તો અમને તિરસ્કાર કરે છે, માટે એને વિમુખ ગણી ત્યજવો જોઈએ. કોઈ કહે કે અમુક વિદ્યાર્થીએ મારી પોથી ફાડી, ને મને વારંવાર ન સહન થાય એવા અપશબ્દો તે બોલે છે, અને એકલો જોઈને મને તાડન પણ કરે છે. આ પ્રકારે આખો દિવસ અનેક વિદ્યાર્થીઓ પરસ્પરના ક્લેશ તથા દ્વેષને ગુરુઆગળ પ્રકટ કરતા. કોઈ વેળા પેલો પિંગલનયન વિદ્યાર્થીઓજોડે વઢવાડ કરીને ગુરુને ન્યાય કરવા રોકતો. કોઈ વેળા પેલો ધૂમ્રલોચન ગુરુના સાંભળતાં વિદ્યાર્થીઓને

આ પ્રકારનાં વચનો સંભળાવતો. અહો મૂર્ખના શિરોમણિ વિદ્યાર્થીઓ ! તમે મોટા ધર્માત્માના દીકરા ને જ્ઞાનમાં પૂરાએલા થઇને બેશી રહો છો, ને આ વૃક્ષોની સંભાળ રાખતા નથી ? પેલો મૂઢ પિંગલનયન તો નજરે નુકસાન કરતાં જોતો છતો પણ ગો, વત્સ કે શ્વાનને હાંકતો નથી ! તમે સઘળા પણ તેવા જ મૂર્ખ શીદ થાઓ છો ? જુઓ આ શ્વાનોને તો હણી નાંખવાનો લગાર પણ દોષ નથી ! મારા વિચારપ્રમાણે તો આ શ્વાનને મારી નાંખવામાં પાપ છે એમ કહેનાર મનુષ્ય મહામૂર્ખ છે, એમાં લગાર પણ સદેહ નથી. માટે હવે પછી એને તાડન કરતા રહેજો.' વળી કોઈ વિદ્યાર્થી કહે કે આ ગુરુપત્ની અમને ખાવાના પદાર્થમાં ભાણાઅંતર કરે છે. કોઈ કહે કે અમુક વિદ્યાર્થી મારાં વસ્ત્ર પૂછ્યાવિના પહેરે છે. આ વગેરે અનેક પ્રકારના વિનાકારણના ક્લેશોને પણ ઉપજાવીને તે ગુરુને વારવાર ત્રાસ આપતા. પેલી સરિતા સ્ત્રી પણ પ્રસંગ જોઈ જોઈને પોતાના મનના અભિપ્રાય જણાવતી. આ પ્રકારના ગૃહસ્થાશ્રમમા રહેતા છતા પણ પોતાના અંતરમાં શાત રહેનાર તે દિવ્યમૂર્ત્તિ મહાપુરુષ વારવાર તે વિદ્યાર્થીઓને સલાહસપથી સુખપૂર્વક રહેવાને બોધ કરતા. તે બોધની અસર બે ત્રણ દિવસ બરાબર રહેતી. અને જે સ્વભાવે જ નઠારા વિદ્યાર્થીઓ હતા, તેમને તો પાછુ ધૂળપર લિપણજેવુ થઈને રહેતું. આ રીતની સ્થિતિને જોતાં જાણતાં છતાં તે દિવ્યમૂર્ત્તિ મહાપુરુષ જે પ્રકારના વિચારથી શાત અને સુખમય રહેતા હતા, તે વિચારનુ સક્ષેપમા તને સ્વરૂપ કહુ છુ તે શ્રવણ કર, અને હૃદયમા રાખી તેવે પ્રસગે સુખી રહેજે.'

દિવ્યમૂર્ત્તિ મહાત્મા પ્રસન્ન ચિત્તથી વિચાર કરતા કે અહોહો ! પરમાનદ છે. આ સપૂર્ણ જીવો નાના પ્રકારના ક્લેશમા પડેલા જણાય છે, છતાં તે ક્લેશથી તેઓ કંટાળતા હોય એમ જણાતું નથી. જો તેઓ કંટાળતા હોય તો આ વર્તમાન સૃષ્ટિને છ મન્વતર તો વહી ગયા, અને આ સાતમો વૈવસ્ત મનુ ચાલે છે, અને તેની પણ આ અઠ્ઠાવીશમી ચોકડી ચાલે છે, તો આટલા કાળમાં તો આ સઘળા ગૃહસ્થાશ્રમ ખાલી થઈને જગત્ પણ ઉજડજેવુ થઈ જાત. પરતુ તેમ થયુ જણાતું નથી. જેથી આ જીવોને આ ક્લેશ, ક્લેશરૂપે સદા સતાપતો હોય એમ જણાતું નથી. એ જીવોને એ ક્લેશવાળી અવસ્થામા પણ કોઈ મોટો આનંદ હોવો જોઈએ. તે વિના આ જીવો આ ક્લેશવાળા આશ્રમોને સેવતાં જીવતા રહેવા જોઈએ નહિ એક પક્ષે જેમ વિષનો જીવ વિષમા રહે છે, તેમ આ સઘળા ક્લેશમૂલક અવિદ્યાના જીવો અવિદ્યાદિ ક્લેશમા પડ્યા પડ્યા જીવે છે. જેમ પક્ષના

પત્રઉપર પાણીનો પાકો સ્પર્શ થતો નથી, તથા જેમ જ્ઞાનીઓનાં અંતઃકરણમાં અવિદ્યાદિ ક્લેશોના સ્પર્શનો સંભવ થતો નથી, તેમ જ આ જીવોને ક્લેશથી થતા ત્રાસનો નિરંતર સરખો સ્પર્શ રહેતો નથી, એમ માનવામાં લગાર પણ સંદેહ નથી.

આ જગત્ જે અવિદ્યાથી જ સિદ્ધ છે, તે આખા જગતને એકે કાળે અવિદ્યાદિ પંચક્લેશથી રહિત કરવાની આશા કોણ બુદ્ધિમાન્ પુરુષ કરે ? કોઈ જ નહિ. કેવળ રાગદ્વેષમાં જ રચીપચી રહેલા આ જીવો નિર્વૈર થઇને શાંતિથી કેમ જ રહે ? મોટા મોટા બુદ્ધિમાન્ પુરુષો પણ આ સંસારમાં ક્લેશને જીતીને નિરંતર સુખી થઈ રહ્યા નથી, તો આ મર્કટના સૈન્યજેવું વિદ્યાર્થીનું મંડળ નિરંતર શાંતિમાં અને સુખમાં કેમ જ રહે ? સંસારના સંપૂર્ણ સુખની લાલસા છોડીને છેલ્લા આશ્રમને સેવનાર આ દંડીમુંડીઓ તથા આ અતીતો વગેરે ત્યાગીઓ પણ, એક મઠમાં રહેનાર અથવા જૂદા રહેનાર પણ, જ્યારે પોતપોતાના મંડળોમાં મળે છે ત્યારે ક્ષુદ્ર કારણોથી દંડે દંડથી અથવા તુંબડા આદિથી પરસ્પર ઝગડતા ભારે યુદ્ધ કરે છે, અને નિર્વિકાર રહેતા નથી, તો સઘળા પ્રકારની આશાના ભરેલા પ્રથમાશ્રમીમાં ગણાતા પ્રથમાવાસ્થાવાળા આ વિદ્યાર્થીઓ પરસ્પર સાધારણ ક્લેશ કરે એમાં શું આશ્ચર્ય છે ? ઉલટા આ વિદ્યાર્થીઓ પેલા છેલ્લા આશ્રમવાળા મૂર્ખોકરતા ઓછા વઢે છે એટલા સારા જાણવા આ સંસાર જોતા જ ભેદવાળો જણાય છે, અને જ્યાં ભેદ હોય ત્યાં ભય શોક વગેરે ક્લેશના કારણો હોવા જ ઘટે છે. તો આ સમગ્ર જીવના ક્લેશને કારણસહિત એક કાળે ટાળવાની અનુચિત ઇચ્છા આ મારા મનાતા અંતઃકરણમાં કેમ જ સ્ફુરે ? આ જીવોને ખરું જોતા પોતાનું અંતઃકરણ જ નિરંતર અનેક પ્રકારના દુઃખનું આપનાર છે. તે અંતઃકરણનો જ્યારે અનેક ઉપાયથી જય થાય છે, ત્યારે જ તે ક્લેશને આપનાર થતું નથી, પણ કેવળ સુખનો જ અનુભવ કરાવનાર થાય છે. અંતઃકરણનો જય કરવાના ઘણા ઉપાયો છે, તોપણ મનુષ્યો પોતાની પ્રકૃતિનો જય કરવાના ખરા ઉપાયને જાણતા નથી, અને તે જણાવનાર પુરુષો પણ વિરલા છે. જણાવનાર અને જાણનાર હોય છે, તો તેઓ પોતાની મેળે ઉદ્યમ કરતા નથી, તેથી છતે ઉપાયે દુઃખનો અંત આવતો નથી. એક ઉદરમાં પાકી જન્મેલા, એક ઘરમાં ઉછરેલાં, અને નિરંતર સમીપમાં રહેલા એક કુટુંબનાં માણસો પણ જ્યારે એકબીજાઉપર દ્વેષ રાખી વઢી મરે છે, તો આ બિચારા જૂદાં જૂદાં સ્થળમાં ઉછરેલા વિદ્યાર્થીઓનો શો અપરાધ ગણવો ? આ પશુઓ તથા પક્ષિઓ જેમને માત્ર આહારની જ કાળજી છે,

અને તે જ્યાં ત્યાં મળે છે તથાપિ નિરંતર એકબીજાંજોડે વઢતાં જણાય છે, તો હજાર પ્રકારની કાળજીવાળા અને પશુપક્ષીકરતાં વિશેષ જ્ઞાનનાં સાધનવાળા પરસ્પર વઢે એમાં શી નવાઇ છે ? એક ગભાણમાં ઘાસ ખાનારા અને એક શકટે જોડાનાર બળદો નિરંતર પરાધીન રહી ભાર ખેંચે છે, તે પણ પરસ્પર દ્વેષ રાખી વઢતા જણાય છે, તો આ અજ્ઞાન મનુષ્યોની શી વાર્તા ! આહાર, નિદ્રા, ભય અને મારૂંતારું માનીને વિષયભોગ ભોગવતાં સંસારભાર વહેવો, એ સર્વ જીવોનો સામાન્ય સ્વભાવ છે. તેથી વધારે તો આ અંતઃકરણનો જય કરીને જે પોતાને અધીન અંતઃકરણસહિત ઇંદ્રિયોને ચલાવવી તે છે. તે સર્વે ઇંદ્રિયને વશ વર્તાવનાર જ આ જગત્માં મનુષ્ય અથવા પુરુષ ગણાય છે. અને જેને સ્વાભિમાનવડે સઘળા પ્રકારની ઇંદ્રિય તથા વૃત્તિની પ્રવૃત્તિ ઇચ્છાના અભાવે નિર્મૂળ થઈ ગઈ છે, તે જ આ જગત્મા પુરુષોત્તમ મનાય છે. આ પ્રકારના ઇંદ્રિયજિત્ પુરુષ જ જગત્માં ક્વચિત્ છે, તો પુરુષોત્તમ તો અત્યંત ક્વચિત્ હોય એમાં શુ આશ્ચર્ય છે ? અને એમ હોવાથી આ સઘળા સાધારણ જીવો જે ક્લેશના ભોગવનાર જ છે, તે તે ક્લેશથી એકે કાળે મુક્ત ક્યાંથી જ હોય ? અને તેમ ન હોય તેથી બુદ્ધિમાન્ પુરુષ તેના સબંધે ખેદ કેમ જ કરે ?

આ દેખવામા આવતા સઘળા પદાર્થો ક્રમે કરીને પોતાના નાશઉપર જાય છે, જેથી તે સર્વ વિકારી છે. અને વિકારી પદાર્થનો જાણનારો જો પોતાના શુદ્ધ સ્વરૂપને જાણે છે તો તે જ માત્ર નિર્વિકાર થઈ રહે છે. પરતુ તેવી નિર્વિકાર અવસ્થાને આ જીવો એકે કાળે પામી શકતા નથી, માટે જીવસમુદાય થોડા ઘણા પણ ક્લેશને ભોગવ્યાવિના રહેતો જ નથી. મારે આ જીવોના ક્લેશથી ક્લેશના ભોકતા થવાનો સભવ નથી, પરતુ જીવોના અધિક સહવાસવાળા પુરુષો અવશ્ય ક્લેશના ભોગવનાર થાય છે, જેથી સહવાસને સેવનાર પુરુષે આ પ્રકારે જ સાવધાન રહેવુ ઘટે છેઃ

૧ પોતાના અભિમાનને મરેલા જેવું નરમ કરી રાખવું જોઈએ. કારણ કે સઘળા દોષોનો રાજા અભિમાન છે.

૨. પોતાના માનેલા માણસ તથા પદાર્થોનુ ભલું થાય એવા ઉપાય હોય તેનો ઉપયોગ કરવો, અને તેમનું શુભ કરવું. પણ તેમના ઉપર મમત્વ રાખીને તેમને તથા આપણને દુઃખ થાય એવું કરવુ નહિ.

૩. આપણા મનમાં જે જે વાર્તાઓ આવે કે તરત યોગ્યાયોગ્ય વિચાર કર્યા વગર તેમને અમલમા આણવા ઉતાવળા થવું નહિ. બનતા સુધી તો કારણવગરના મનમાં આવતા વિચારોને તરત રોકવા,

અને ન રોકાય તો બીજા પદાર્થોનો વિચાર કરવા માંડવો અથવા ઇષ્ટમંત્રનો જપ કરતાં મનને તેમાં જોડવું.

૪. ખરા કારણવિના મુખમાંથી વચનો કાઢવાં નહિ. ખાસ બોલવાનો પ્રસંગ આવે તો સામાં માણસોના સ્વભાવનો વિચાર કરીને બોલાવાં. કોઇના સંબંધમાં સાંભળનારને દુઃખ થાય એવાં વચનો બોલવાનો અભ્યાસ બિલકુલ ત્યજવો. સઉને લાભ કરે એવાં થોડાં અને ખરાં વચનો પ્રિય લાગે એવા ભાવથી બોલવાં.

૫. આપણો સહવાસ કરનાર સઘળાં માણસોના સ્વભાવને ખરા યત્નથી ઓળખી લેવા, અને પછી તેમની રુચિ તથા લાભને વિચારી તેમનાથી વ્યવહાર કરવો. આપણને હાનિ ન પહોચે એવી સાવધાનતા રાખવી.

૬. ખોટી આશાઓ બાંધવી નહિ, અને કોઈને ખોટી આશા બધાવવી નહિ. પ્રથમથી જ સ્પષ્ટ વ્યવહાર કરવો.

૭. કોઈના મુખથી વાર્તા સાંભળતાં તેના મુખમાંથી નીકળતા કડવા શબ્દોને આવતાં તરત જ પી જવા, અર્થાત્ મનમાં મારી નાખવા. તેને પાછા તરત તેવા કડવા શબ્દો સંભળાવવા યત્ન કરવો નહિ, પણ ખરા દ્વેષથી મર્મમાં તેવાં વચનો બોલે તો સાંભળીને પછી ધૈર્યથી તેના મર્મનુ છેદન કરે એવી યુક્તિથી ઉત્તર આપવાં, જેનાથી આપણને કે તેને ક્લેશ થવા ન પામતા તેને શુભ ગુણ આવે અને કાળે કરીને તેનો દોષ ટળે. પરતુ અપ્રિય વચન સાંભળીને કદાચિત્ પણ તપી જઈને ક્રોધ કરવો નહિ. કારણ કે ક્રોધના પ્રકટ થવાથી આપણા અંતરનુ ધૈર્યબળ તથા શુદ્ધ સ્મૃતિ એ બે ઢકાઈ જાય છે. તેથી દુર્જનોનો આપણે જય કરી શકતા નથી, અને તેમને આપણે સુધારી શકતા પણ નથી. માટે સાવધ રહીને ક્રોધ ન ઉપજાવતા શબ્દપ્રતિ શબ્દ વાળવા.

૮. થયેલી વાર્તામા જે અનર્થરૂપ હોય અર્થાત્ ચિત્તમા ખેદ ઉપજાવનાર હોય તેને તત્કાલ વિસરી જવા યત્ન રાખવો. જેટલી વાત આપણને બોધરૂપ હોય તેને હૃદયમા સ્થાપી રાખવી.

૯. આપણા સાથે શત્રુવટ રાખનાર મનુષ્યજોડે સબંધ રાખવો નહિ, તેનાથી સાવધાન રહેવુ અને તેનું ભુડુ કરવાની ઇચ્છા કે યત્ન કરવો નહિ. એમ કરવાથી જેમ ભક્ષ ન મળવાથી અગ્નિ પ્રજળીને શાત થઈ જાય છે, તેમ શત્રુનો શત્રુવટ છૂટી શાંત થઈ જશે. અને નહિ શાંત થશે તો તે શત્રુભાવથી ઉપજતો અગ્નિ તેના જ અંતઃકરણને બાળીને તેને શાંત કરી નાંખશે. માટે બુદ્ધિમાને કોઇના ઉપર પણ શત્રુભાવ ઉપજાવી અંતરમાં રાખવો નહિ.

૧૦. જગતમાં દુર્જનો કોઈના યશને કે કીર્ત્તિને જાણી પ્રસન્ન થતા નથી, એ નિયમ છે. માટે દુર્જનોમાં પોતાના યશકીર્તિને ગવરાવવાનો યત્ન રાખી સંતાપને પામવું નહિ. તેમ જ દુર્જનોવડે કરાયેલી નિંદાનું ભય રાખવુ નહિ. સજ્જનોવડે ગવાતી યશકીર્તિથી ફુલાઈને અભિમાની થવુ નહિ. પરંતુ સ્તુતિ તથા નિંદા સાભળીએ તોપણ મનને સમભાવમાં સ્થાપી રાખવું. સજ્જનો નિંદે એવાં આચરણથી ડરવુ.

૧૧. એક ઘરમાં કે કુટુંબમા ઘણાં માણસો હોય તો તેમાં સઘળાએ પોતાને મોટાપણું ગણવુ નહિ. સઉએ મોટાપણું લેઈને માનમા બેશી રહેવું નહિ. સઉ સરખુ વજન રાખવા જાય તો ઘરનો વ્યવહાર ચાલે નહિ. માટે એક વડિલ હોય, તેની મર્યાદામાં રહેવું. તથા પોતપોતાના દરજ્જામા પોતાની ગણુના કરીને ઘટિત કામ કરવા સાવધાનપણું રાખવુ. પોતાના પ્રાપ્તવ્યવહારને કરવામા લાજવું નહિ.

૧૨. સેવકધર્મવાળા પુરુષોએ પોતાના વડિલની નિરંતર આજ્ઞા પાળવી, તથા તેમની ઇચ્છા વર્તીને ઝટ ઝટ કરવા યોગ્ય કામને કરી લેવાં. પણ આળસ રાખીને કામ કરવાના ભયથી છુપાવુ નહિ, તથા મને આજ્ઞા કરશે કે સોપશે તો પછી કરીશ એવી ખોટી આશા કરવી નહિ.

૧૩. વડિલોએ પોતાની મર્યાદાનુ પાલન થવા અર્થે વિવેકથી રહેવું. ઘરમાં રહેનાર ઉછાછળી મતિવાળાને વારવાર વધીને બોલવા સરખો પ્રસંગ આપવો નહિ. તેમની કસુરના પ્રસંગ લક્ષમા આવે તે જણાવવા તથા તેને સુધરવા બોધ આપવો, પરંતુ મૂર્ખતાથી તે બોધનો સ્વીકાર ન કરે અથવા ગમે તેવા ઉત્તર પાછા વાળે અથવા ઉંચે શબ્દે સંમુખ રહી બોલે, તો તેના કૃત્યપ્રતિ અરુચિનો ભાવ દેખાડી વડિલે આજુબાજુ મૌન ગ્રહી ખસવુ. પણ સામસામા ઉંચે શબ્દે બોલી વઢવાડસરખો પ્રસંગ આણુવો નહિ. તેમ જ તેની મૂર્ખતાનો વિચાર કરી અંતરમા ખેદરહિત રહેવા યત્ન રાખવો.

લક્ષ્મી માતા કહે છે, હે દીકરી સરસ્વતિ ! આ પ્રકારના ઘણા નિયમનો વિચાર તે દિવ્યમૂર્તિ મહાપુરુષે કર્યાં છે, તે તથા એમના સઘળા ઓછી મતિના વિદ્યાર્થીઓ તથા એમના સ્ત્રીનો કેવો સુધારો થયો છે વગેરે કથા હજી બે ત્રણ દિવસ કહેવા જેટલી છે, તે હું તને ત્યાં વાચવામા આવે એવી ગોઠવણ કરીશ, માટે તું ચિંતા કરીશ નહિ. આજે હવે તારે તૈયારી કરવાની છે. માટે આટલેથી જ બંધ રાખુ છુ એમ બોલીને તે છોકરીઓસહિત લક્ષ્મી માતા ઉઠયા. અને સરસ્વતીને વિદાય કરવાની સઘળી તજવીજ કરી રાખી

હતી તે પ્રમાણે તેને સજ્જ કરવા લાગ્યાં. સરસ્વતી પણ આણે આવેલાં મનુષ્ય જમી પરવારી તૈયાર થયાં એટલામા પોતાનાં નાનાં-મોટાં ભાઇબહેનવગેરે સાથે જમીને વસ્રાલંકાર પહેરીને પ્રસન્ન મુખથી તૈયાર થઈ રહી, એ સમયે આપઆપણા કુળાચારપ્રમાણે કાકી, મામી, માસી તથા તેવી જ વડિલ પાડોશણો વગેરે આપવા યોગ્ય પદાર્થો લેઇ લેઈને વિદાય કરવા આવ્યાં. ત્યા વારાફરતી તે વડિલ સ્રિયોએ આ પ્રકારના બોધ સરસ્વતીને આપ્યો. તેને સરસ્વતી પ્રીતિવડે સાંભળવા લાગી:

કાકી શિખામણ આપે છે કે હે સુલક્ષણી બહેન સરસ્વતિ ! તમારી માતાએ તમને આપવાયોગ્ય સઘળી શીખામણ આપી છે, તોપણ અમો વડિલનો ધર્મ છે, માટે કહુ છુ કે તમારી સાસુને ઘણા માનથી નમન કરજો, તથા તેમની આજ્ઞાપ્રમાણે વર્તીને તેમના મનને સતોષ આપજો મોટી નણુદ તથા જેઠાણીઓને વિવેકથી નમજો, તથા તેમની પણ પ્રીતિ મેળવજો. નાની નણુદ તથા દેરાણીને પ્રિય વચનથી સુખસમાચાર પૂછજો, અને તેમની જોડે પરસ્પર ઉંચે શબ્દે બોલવાનો કદાચિત્ પણ પ્રસગ આણશો નહિ. પુરુષવર્ગના સમીપમા ખાસ પ્રયોજનવિના ભારે સાદે બોલવાનો અભ્યાસ રાખશો નહિ. સુખદુ:ખને સહન કરી માબાપના વખાણ થાય એવુ કરજો. મારા તરફથી સઉને બોલાવજો, તથા તમારા સુખસમાચારના પત્ર લખતાં રહેજો.

માસી શીખામણ આપે છે કે હે સન્મતિવાળી બહેન સરસ્વતિ ! તું શાત સ્વભાવથી સાસરામા સર્વની પ્રીતિ મેળવીને શોભજે. આપણા સરખી આપણી નણુદ, જેઠાણી, દેરાણી વગેરે, જેવા જાડાપાતળા વસ્ર પહેરતા હોય તેવા આપણે પણ પહેરીએ, તેમના મનમા ઓછુ આવે એવા તેમનાથી ચઢીયાતા વસ્રો પહેરીએ નહિ. ખાવાપીવાના પદાર્થોમા પણ અમુક વસ્તુ મને ભાવે, અને ફલાણી વસ્તુ મને નહિ ભાવે એવો ભાવઅભાવ દેખાડીશ નહિ. જે કાઈ સર્વે ખાય અને આપણને મૂકે તે ઓછુ વધતુ રુચિના પ્રમાણમા જમવુ, પણ ઉંચુ મન દેખાડવુ નહિ. આનો સ્વાદ સારો છે, ને આનો સ્વાદ નઠારો છે વગેરે જમણના ગુણદોષ આગળ પડીને આપણે કહેવા નહિ. શયનગૃહ કે શય્યા ( સુવાનું ઘર કે પથારી ) વિષે આ મને રુચે છે, અને આ મને ગમતું નથી, એવો ભાવ જણાવવો નહિ. જેવુ હોય તેવુ પણ ઉત્તમ માનીને સેવવું. સમયે લુખુસુકુ ખાવાનુ તથા ભોય-પર સુવાનુ મળે તોપણ પ્રસન્ન ચિત્ત રાખવુ, કોઈ વાતે પણ આપણે ક્લેશ કરવો નહિ, સામાને દેખાડવો નહિ, અને કોઈને ક્લેશ થાય

એવું કાંઈ કરવું નહિ. સમય જોઈને તારાં સાસુજીને મારા તરફથી સુખસમાચાર પૂછજે, ને તારી કુશળતાના પત્ર હરેક સમયે લખતી રહેજે. તું શાણી છે એટલે તને ઘણી શીખામણ અમે શું આપીએ? ટુંકામાં એ જ કે અમને વખોડે એવું કાંઈ કરીશ નહિ.

મામી શીખામણ આપે છે કે હે બહેન સરસ્વતિ! તમે સાસરામાં રહીને સર્વની પ્રીતિ સંપાદન કરજો. સાસરાનાં સુખમાં ગરકાવ થઈને પીહેરનાં સગાને છેક વિસારી દેશો નહિ. તેમ જ સાસરાનાં દુઃખ દેખીને પીહેરનાં સુખને સંભારી મનને ઉદાસ કરશો નહિ. સુખદુઃખને આપણા મનમા શમાવીને રહેજો. આપણા ઘરની દુઃખની વાર્તા કોઇના આગળ પણ કરવી નહિ. પીહેરમાં આપણી કુશળતા વારંવાર લખવી, પણ સાસરામા પડતા દુઃખની વાર્તા લખવી નહિ. કારણકે માબાપ વગેરેને તમારુ દુઃખજાણીને સંતાપ થાય. તમને તો પરમેશ્વર એવુ કાંઈ પણ દુઃખ દેખાડશે નહિ. કેમકે સઘળા પ્રકારે શોભતું સાસરું તમારા મામાએ શોધી કાઢ્યુ છે. સાસરામા આપણા વડિલોને ન ગમે એવી પાડોશણોની સંગતિ રાખવી નહિ. આસપાસ વસનારના ઘરનો નિંધ ઘરાચાર સેવવો નહિ સર્વને વહાલુ લાગે એવુ મધુર વચન બોલવુ, અને બીજાનુ બોલેલુ કડવું તે મીઠુ કરી પીવુ. સઉથી વહેલા ઉઠવુ, અને સઉના સુવાના સમયે સુવુ. પુરુષના પગરવવાળી જગામા કદાચિત્ પણ સુવુ નહિ, એ વાર્તા લક્ષમા રાખજે.

પછી સમીપ વસનારી સ્ત્રિયો વિવિધ ફળ તથા યથાશક્તિ ધન સરસ્વતીના ખોળામા આપે છે, તથા સુખથી સાસરામાં રહીને સઉની પ્રીતિ મેળવીને ફરી મળવા આવવાને તથા સઉને સંભારવાને ભૂલે નહિ, એવા ભાવના પ્રિય વચન બોલતી કુંકુમના ચાદલા કપાળમા કરી વારા ફરતી મળીને બેસે છે. નિકટનાં તથા લગાર અંતરનાં સગા પણ વસ્ત્ર, ધન, ફળ વગેરે પદાર્થો તેના ખોળામા આપે છે, ને ચાદલા વગેરે કરે છે. સરસ્વતીની સખીઓ પોતાની પ્રિય સખીના વિયોગથી સજળ નેત્રથી આ પ્રકારના પ્રિય વચનોનું રચેલુ ગીત ગાય છેઃ

### ગીત. સીતાના મહિનાની લય.

ઓ બહેની! તું સુખથી આજ, પધારી સાસરે,
દે છે અમને વિરહનું દુઃખ, રહીએ કોને આશરે.
સખિ! દુઃખસુખકેરી વાત, તું આગળ બોલતાં,
મર્મે દીધેલ હ્રદયનાં દ્વાર, તુજ પાસે ખોલતાં.
શુણી અમ દુખકેરી વાત, તું ધૈર્ય જ આપતી,

ટાળી હૃદયતણો પરિતાપ, શાંતિ ઉર સ્થાપતી.
પ્રતિદિવસે અમે તુજ મુખ, જોઈ સુખ માણુતા,
જન્મલગીની તું સંગી હોય, એવું મન જાણુતાં.
પ્રિય ભગિનિ ! આ જગની માંહ્ય, પ્રીતિસમ સુખ ના,
તેમ પ્રિય જનકેરા વિયોગ,—સમુ કોઇ દુઃખ ના.
આજ અનુભવથી અમે બ્હેન ! લહી આ વાતને,
આ દુંખ નવ વર્ણ્યું જાય, જણાય જે જાતને.
તુજ માતાએ દીધો છે બોધ, આ જગ તો પ્રવાહ છે,
તેમા ધરતા ઝાઝો સ્નેહ, હૃદય રહે દાહ છે.
થાય જેનો જગે સયોગ, તેનો તો વિયોગ છે,
સદા ટકે ન ભોકતા ને ભોગ, તેથી જગરોગ છે.
આ વિધિ શુણિ જાણ્યુ સત્ય, તોપણ મન ન માનતું,
સ્મરી સયોગકેરુ સુખ, આ અતર દાઝતુ.
છે ધન આદિ મૂક્યાના સ્થાન, ઘણા આ લોકમા,
નથી વાત કર્યાના સ્થાન, સખિ ! હર્ષશોકમા.
કોણ તુવિણ હસીને હાથ,—ગ્રહી બેસાડશે ?
શુણી અમ દુખ તુંવિણ કોણ, નયન જળ પાડશે ?
દઈ શીખ શુભ માર્ગની માંહ્ય, તુ વિણ કોણ સ્થાપશે ?
પ્રિય ખાનપાનાદિ પદાર્થ, પ્રીતે કોણ આપશે ?
કડે કર ધરીને ઓ બ્હેન ! કોશુ ફરશુ વાડીમા ?
મહાયાત્રામા કોની સગ, જશુ બેશી ગાડીમા ?
આ ગીતતણા શુભ રાગ, ગાઈ કો શીખાડશે ?
શુભ વાદ્યતણો આ સ્વાદ, તુવિણ કો ચખાડશે ?
આવિણ દુઃખ અમને, અનેક સખિ ! છે વિયોગથી,
પણ નથી કો અવર ઉપાય, ઉગરવા આ રોગથી.
એક પક્ષે તો હર્ષ અપાર, દીસે ઉર અમતણે,
તને મળશે શ્વશુરગૃહ સુખ, જે જન ઉત્તમ ગણે.
છે અબળાનો પરવશ દેહ, અજાણ્યુ એ તો નથી,
આજ તુજને અવરને કાલ, જવુ નિજ ધર્મથી.
માટે મનમા ધારી વિવેક, વદું શુભ વેણને,
નવ કરીએ, કરીશ તું બ્હેન ! સજળ આ નેણને.
પ્રભુ રક્ષા કરશે સદૈવ, એ આશા રાખીએ,
ફરી સુખથી મળશુ કાલ, એવું મુખ ભાખીએ.
લખી પત્ર સુખદ તુજ સ્નેહ, સદા સભરાવજે,

રહી અમ ઉરમાં તું સદાય, સ્મરણ કરાવજે.
તુજ નવીન સખી જે થાય, તેથું કરી સ્નેહને,
ન વિસારીશ અમને બહેન! જાળવિ રહેજે દેહને.

સરસ્વતી ઉત્તરવચન કહે છે:

### રાગ ઉપરનો.

હે સખિ! નવ ધરશો દુઃખ, હૃદય ધૈર્ય ધારજો,
ક્ષમા કરીને મુજ અપરાધ, સદા સંભારજો.
આપણુ અબળાકેરા ધર્મ, જાણો છો વિવેકથી,
તે પાળી રહેવુ સુખ, વહેવું જગે નેકથી.
ધર્મશાળાના સરખો સંબંધ, લહો આ સંસારનો,
વળી વૃક્ષસ્થ પક્ષીનો યોગ, તેવો નરનારનો.
પ્રવાસી ને પક્ષીસમાન, આપણુ સર્વ જાણજો,
ક્ષણે સંયોગ ક્ષણે વિયોગ, અવસ્ય પ્રમાણજો.
આ અસ્થિર જગનુ સ્વરૂપ, વિચારી વિરામજો,
એમા આવ્યા ગયાનું દુઃખ, વામી સુખ પામજો.
પત્રદ્વારાએ સુખસમાચાર, જાણીને જણાવજો.
ઉર ધરી આલસ્ય પ્રમાદ, ન નયન તણાવજો
મુજ માતાસમીપ સદાય, આવી લેજો બોધને,
કુસમ કરી વેળાએ સેવ, ત્યજી અવરોધને.
શુ અધિક કહું પ્રિય બહેન! વિસરી ન વિસારજો.
હરિકરુણાથી આવ્યે યોગ, મળવા ઉર ધારજો.

આ પ્રકારે બોલી પોતાની સખીઓને ઘણા સ્નેહથી મળીને પછી સર્વ વડિલ વર્ગને નમન કરે છે. સર્વ આશીર્વાદ આપે છે. સર્વને નમીને સર્વસહિત ગ્રામથી બહાર આવે છે, અને ત્યાંથી વિદાય કરી સર્વ પાછાં વળવાના સમયે લક્ષ્મીમાતા આ પ્રકારનાં પ્રિય વચન બોલે છે:

### પદ. ગરબી.

સુખદ વચન આ કહુ છુ શુણજે દીકરી,
અંતરમાં આણીને અતિશય વહાલ જો,
સદ્ગુણ ને નીતિના નિયમો સેવજે,
(તેથી) વૈરીમાં પણ વસીને થાઇશ વ્હાલ જો; સુખદ૦
મહીયરની મોટમ તું ત્યા ના ભાખતી,
સાસરીયાંનો કાઢીશ ના કદી દોષ જો,

વેણુ કઠિન કો તુજને કે અમને કહે,
તે શુણી સહેજે પણુ નવ આણીશ રોષ જો; સુખદ૦
ઓછી મતિનાં નાનાં મોટા માનવી,
રાખે છે ઉર હાસ્ય કર્યાની ટેવ જો,
ચીડવવાને આડુંઅવળું ભાખતાં,
તે સઉ શુણિ વિસરી સ્મરીએ ગુરુદેવ જો, સુખદ૦
કામ કર્યામાં આળસ તું ના રાખજે,
ઓછુ ને પ્રિય વદી હળી મળી સઉસાથ જો,
સુખથી રહીને સુખસંદેશા મોકલી,
ઇષ્ટસ્મરણુ કરી થઈને રહેજે સનાથ જો, સુખદ૦
સઉને ઘટતે માને નમી બોલાવજે,
તુજ સાસૂને કહેજે મારા પ્રણુામ જો,
માતાસમ જાણી સાસૂને સેવજે,
'જી' કહી ઉત્તર દેતા કરજે કામ જો, સુખદ૦
શાણી તુજને શીખામણુ શી આપવી,
જાણે છે તું યોગ્યાયોગ્ય વિચાર જો;
જેવો સમય જુએ તેવુ ત્યા ચાલજે,
સો શબ્દોનો એક કહ્યો આ સાર જો, સુખદ૦

આ પ્રકારના વચનો બોલીને સ્નેહજળે ભરેલા નેત્રથી હૃદયે દાબીને મસ્તકે હાથ મૂકીને પછી રથઉપર બેસવા આજ્ઞા કરે છે. તે સમયે **સરસ્વતી** પ્રથમ માતાપિતાને પ્રણુામ કરીને પછી સર્વને યથાઘટિત નમીને પ્રસન્ન મુખ કરી રથઉપર બેસે છે, અને વેગથી રથ ચાલવા માંડે છે. **સરસ્વતી**ના માતાપિતા વગેરે સર્વ **સરસ્વતી**ના વખાણુ કરતા નગરમા પ્રવેશી પોતપોતાને ઘેર જાય છે.

**મનોહર**—જય જય **શ્રીસ**દ્‌ગુરુદેવ (સર્વ બોલે છે.)

**દાસ**—ધન છે. ભ..ટજી મા'રાજ ' આપની વાનીને ' એ છોકરીને ને એના મા. તાપિતાને પન સાબાસ ' નહિ વારુ **વિ**..ઠ્ઠલજી '

**વિઠ્ઠલજી**—ઓહો ! એમા શું પૂછવું ? એ **સરસ્વતી** ને એનાં માતાપિતા એ કાંઈ મનુષ્યમા ગણુાય નહિ. એ તો દેવજેવા જાણુવા. લો હવે, નિયમપ્રમાણે થવા દો, એટલે સર્વ ઉઠે. આજ ભટજી મહારાજને ઘણો શ્રમ થયો છે.

**દાસ**—બોલો **સીકું**જબિહારીલાલકી જે. હવે દયા થવા દો એક ભજનની, એટલે પૂરન.

**મનોહર**—( જય બોલીને. )

## પદ ગરબી.

યોગ્ય શીખામણુ સઉને દેવી, એ જ સુજનનો ધર્મજી,
એ જાણી આ હિતનાં વચનો કહું છું છોડી મર્મ; શુણુજો નરનારી.
આ સંસાર પ્રવાહસમો છે, પ્રતિક્ષણુ વહેતો ચાલે જી,
નવ જાણી તે મંદમતિ જન, મોહ ધરીને મ્હાલે; શુણુજો૦
મારું તારું કરી કરી નિશદિન, ક્લેશ હૃદયમાં આણે જી,
વિવિધ વિષય મેળવવા તલપે, પ્રાપ્તનુ સુખ નવ માણે; શુણુજો૦
સુકૃત ન કરી કૃપણુપણું ગ્રહી, ધનસંચય કરી મરતા જી,
લક્ષપતિને કોટિપતિનાં, મિથ્યા નામો ધરતા, શુણુજો૦
જે ધન ધર્મવિષે નવ ખરચ્યુ, ભોગવી સુખ ના લીધું જી,
તેનો નાશ જ ત્રીજો રસ્તો, દ્વાર સ્વર્ગનું દીધુ, શુણુજો૦
ઇચ્છાઓ ધારી અંતરમા, નિશદિન બળતું બાળે જી,
પણુ ના સદ્ગુરુશરણુ ગ્રહીને, કામતણું બળ ખાળે, શુણુજો૦
ક્રોધાગ્નિમાં પ્રજળી રહેતાં, રાગદ્વેષને ધારી જી,
એવાં મૂઢને ક્યાંથી આવે, પરમાનંદસુખવારી; શુણુજો૦
જ્યા ત્યાં છળ રમી સ્વાર્થ જ સાધે, અંતે અનર્થ જ લાધે જી,
જેમ જેમ ઇચ્છ્યુ મેળવે તેમ તેમ, આશાનું દળ વાધે, શુણુજો૦
આશાપાશ પડ્યા જન જગમા, કષ્ટે મુક્ત ન થાતાં જી,
આ લોકે દુઃખ પામી પાપ રળી, દુઃખદ યમાલય જાતાં; શુણુજો૦
માટે સઘળા દોષ દહીને, સુગુણુ ગ્રહી સુખ પામો જી,
મનહર પ્રભુપદ પ્રીત ધરીને, ભવદુઃખ સઘળા વામો; શુણુજો૦

**વિઠ્ઠલજી**—જય જય **શ્રીસદ્**ગુરુદેવ. (સર્વે બોલે છે. પછી નમન કરીને ઉઠે છે. બીજાં પણુ સર્વે વારા ફરતી નમન કરી ઉઠે છે, અને માર્ગે જતાં કથાના વખાણુની વાતો કરતા પોતપોતાને ઘેર જાય છે.)

**વિજ્યા**—(સર્વેના ગયા પછી શયનની સઘળી તૈયારી કરીને) અરેરે ! આ બિચારી સરસ્વતીને સાસરે વિદાય કરી છે. પણુ ત્યાં કોણુ જાણે કેવાં માણુસો મળ્યાં હશે તે ઈશ્વર જાણે. પરમેશ્વરની કૃપાથી એને સારાં માણુસો મળે, અને સુખી થાય તો ઘણુ સારું. મારી વૃત્તિ તો હવે એને સાસરે ગયા પછી શુ થયુ હશે, એ જાણુવાને ઘણી આતુર થઈ છે.

**મનોહર**—એટલી વાર્તા તો તું નિશ્ચય કરીને જાણુજે કે સદ્ગુણી મનુષ્યને જ્યા ત્યાં પણુ અંતે સુખવિના બીજુ કાંઈ મળનાર નથી. સરસ્વતીના સાસરાની કથામાં તારી વૃત્તિ હશે તો તે પણુ

સાંભળવામાં આવશે. હવે આ ક્ષણે સર્વ આશા તૃષ્ણાના પાશથી છૂટીને ઇષ્ટસ્મરણ કરતાં સુવું એ જ ઇષ્ટ છે. માટે કાંઇ સ્તુતિરૂપ પદ તું બોલ, અને હું સુઉં છું, તે મને પણ નિદ્રા આવે, અને ગાઇ રહીને તું પણ સુઈ જજે.

**વિજયા**—જેવી આપની આજ્ઞા (ગાય છે.)

**પદ. ગરબો.**

હે વિશ્વપતિ ગુરુદેવ ! દયા કરી ઝાંખો રે,
આ ભક્તપ્રતિ ધરી પ્રેમ, પ્રભા નિજ નાંખો રે. ટેક.
આ અજ્ઞાને ઘેરેલા જીવને, અવર નથી આધાર રે,
આપસ્મરણ દુઃખહર ગણી કરતા, તે શુણી આણો પાર; દયા૦
આ પાપી કુટિલ અધર્મી એવા, આપશરણ નવ સાધે રે,
એવા દુષ્ટથી દૂર રાખી પ્રભુ, દો મતિ સુકૃત વાધે; દયા૦
અકળ કળાના પતિ વિભુ પ્રીતે, કર જોડી વદું વેણ રે,
સદ્‌ગુણ આ ઉર સ્થાપી ટાળો, દુર્ગુણ સઉ દુઃખદેણ, દયા૦
મૂઢ ઘણા ના માની તમને, નિજ બળ વ્યર્થ વિખાણે રે,
પણ અલ્પજ્ઞ નરાધમ તે ના, પ્રભુપદ સુખકર જાણે, દયા૦
અભયવરદ વિભુ ! આ અવનિમાં, તે જનને ધિક્કાર રે,
જેણે જન્મ ધરી કરી ભક્તિ, ન ધર્યો પ્રભુપદ પ્યાર; દયા૦
જય જય જય જય જય જગરાયા, કાયા ધન મન જુઠું રે,
આપ કૃપાબળ પામ્યા વિણુ ના, જાગ્રત્ થઈ હુ ઉઠુ; દયા૦
ક્ષણ ક્ષણ વિનયવડે મનમધ્યે, પ્રીતે કરુ નમસ્કાર રે,
મનહર પ્રભુ હું રંકતણા તે, પ્રેમે કરજો સ્વીકાર; દયા૦

(વિજયા પતિને નમીને પછી મનમા ઉપાદષ્ટ નમસ્કારાત્મક મંત્રનો જપ કરતી પોતાના શયનમાં સુએ છે.)



### ગીતિ વૃત્ત.

શોભા ને સુખદાતા, આ ત્રીજો પણ પૂર્ણ થયો ગ્રંથ,
વાચી ધારી હૃદયે, લે સુખ સાચું સદા કામિની કંથ.
જો પ્રભુકરુણા થાશે, ગાશે યશ આતણા સુજન પ્રીતે,
તો વળી ચતુર્થ પ્રકટી, દુઃખ હરશે જનતણાં જ શુભ રીતે.

### દોહરો.

જય જય જય દેવેશ જય, જય જગના આધાર,
કરિ કરુણા દો એ સદા, જીવ કરે સુવિચાર.

### ગીતિ વૃત્ત.

આ **ભા**મિનિભૂષણને, ભવતારક શુભ નાવ સુજન જાણો,
પઠનારોહણ કરિને, ભવતરી અનુપમ અખંડ સુખ માણો.

## શ્રેયસ્સાધકઅધિકારીવર્ગદ્વારા પ્રકટ થએલા ગ્રંથો.

# છોટાલાલ જીવણલાલનાં રચેલાં પુસ્તકો.

### अध्य[illegible]—प्रथम अक्ष.

અધ્યાત્મબલ એ સર્વોપરિ બલ છે, એ સર્વ સ્વીકારે છે. તે બલ શી રીતે પ્રાપ્ત કરવું, તે આ ગ્રંથમાં વર્ણવવામાં આવ્યું છે. આ બલ પ્રાપ્ત કરવાની ક્રિયા એટલી સરળ છે કે સામાન્ય બુદ્ધિમાન્ વૃદ્ધ, યુવાન્ કે બાળક, સ્ત્રી અથવા પુરુષ સર્વ તે સાધી શકે છે. આ ગ્રંથ વાંચતા તમારી બુદ્ધિમાં તત્કાળ ઉંચો ફેરફાર થયાવિના રહેતો નથી.

ગ્રંથમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીની સુંદર છબી મૂકવામાં આવી છે. મૂલ્ય રૂ. ૧—૦—૦, પોસ્ટેજ રૂ. ૦—૧—૦.

---

### विद्यार्थीनो साचो मित्र.

ગુજરાતીમા આ પ્રકારનો ગ્રંથ આ એક જ છે. તે એકલા વિદ્યાર્થીઓને માટે છે એમ નથી પણ શરીરનુ આરોગ્ય સાચવવા ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યને તે અત્યંત ઉપયોગી છે. તેને વાચનાર સેંકડો મનુષ્યોએ તમાકુનુ વ્યસન છોડી દીધુ છે. તમારા કોઈ મિત્ર અથવા સંબંધીને આ વ્યસન હોય તો આ પુસ્તક તેને ભેટ આપવાથી તમે તેનુ નિરંતરનું કલ્યાણ સાધશો. મૂલ્ય ૦—૮—૦, પોસ્ટેજ ૦—૧—૬.

---

### बंधकोशनो उपाय.

મૂલ્ય ૦—૨—૦, પોસ્ટેજ ૦—૦—૬.

---

### सुधा[illegible]नी.

આ પુસ્તકમા જ્ઞાનના, વૈરાગ્યના, ભક્તિના, અને બોધના ઉત્તમ પદોનો સમાવેશ કર્યો છે. મૂલ્ય ૦—૫—૦; પોસ્ટેજ ૦—૦—૬.

---

### बालकोने केवी रीते केळववां ?

પ્રજાવાળાં તથા પ્રજાવિનાનાં સર્વ સ્ત્રીપુરુષોએ આ ગ્રંથને અવલોકન કરવાની અત્યંત અગત્ય છે. ઘણા ધારે છે કે આ ગ્રંથમા બાળકોને વિદ્યા કેમ ભણાવવી તે લખ્યુ હશે, પરંતુ તેનો મુખ્ય વિષય બાળકોને કેવી રીતે સદ્ગુણી કરવાં, તે છે. બાળકોના દોષોથી કંટાળી ગયેલાં માબાપોને તે ટાળવાના નવીન ઉપાયોનું આ પુસ્તક જ્ઞાન આપે છે. મૂલ્ય ૦—૫—૦; પોસ્ટેજ ૦—૬—૦.

## બ્રહ્મચર્ય.

આ લોકપ્રિય લઘુલેખમાલાનો પ્રથમ અંક છે. પ્રત્યેક વિદ્યાર્થીના હાથમાં આપવાયોગ્ય આના જેવું બીજું પુસ્તક તમને ભાગ્યે જ જડશે. મૂલ્ય ૦—૦—૬; પોસ્ટેજ ૦—૦—૬.

## રોગ ટાળવાના ઉપાયો.

લોકપ્રિય લઘુલેખમાલાનો આ બીજો અંક છે. ઔષધવિના આરોગ્યના નિયમો પાળવાથી તથા જલોપચારથી વ્યાધિઓ કેવી રીતે ઘેર બેઠે મટાડી શકાય છે તે આ અંકમાં ઉત્તમ પ્રકારે વર્ણવવામા આવ્યું છે. મૂલ્ય ૦—૧—૬; પોસ્ટેજ ૦—૦—૬.

## પ્લેગથી બચવાનો કોઇ ઉપાય નથી શું ?

લોકપ્રિય લઘુલેખમાલાનો આ ત્રીજો અંક છે. સર્વ પ્રકારના વ્યાધિઓ તથા દુઃખોથી બચવા માટે સદ્વિચારનો મહિમા આ અંકમા બહુ રસભરેલી રીતે વર્ણવવામા આવ્યો છે. મૂલ્ય ૦—૧—૬, પોસ્ટેજ ૦—૦—૬.

## ઈશ્વરની ભક્તિ મનુષ્યોએ શામાટે કરવી ?

આ લોકપ્રિય લઘુલેખમાલાનો ચોથો અંક છે. પ્રત્યેક મનુષ્યના હાથમા આપવાયોગ્ય આના જેવુ બીજુ પુસ્તક તમને ભાગ્યેજ જડશે. મૂલ્ય ૦—૦—૬, પોસ્ટેજ ૦—૦—૬.

## શ્રેયસ્સાધકઅધિકારિ વર્ગ, એ શું છે ?

લોકપ્રિય લઘુલેખમાલાનો આ પાચમો અંક છે. તેમા શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ એ શુ છે, તેના સિદ્ધાંતો કેવા છે, તેમા કોને દાખલ કરવામા આવે છે વગેરે વિષયોવિષે વિસ્તારથી વર્ણન કરવામા આવ્યુ છે. મૂલ્ય ૦—૧—૬, પોસ્ટેજ ૦—૦—૬.

## મૂર્તિપૂજાનું ખંડન કરનારા મૂર્તિપૂજાના ખરા રહસ્યથી કેટલા અજ્ઞાન છે ?

લોકપ્રિય લઘુલેખમાલાનો આ છઠ્ઠો અંક છે. એમા મૂર્તિપૂજા ખરી હોવાના કારણો, તથા તેથી કેવા લાભ થાય છે, તે સ્પષ્ટ રીતે દર્શાવવામા આવ્યુ છે. મૂલ્ય ૦—૦—૬, પોસ્ટેજ ૦—૦—૬.

## વિવિધ જ્ઞાનબોધક વિષયો.

મહાકાલના ૧૬ મા પુસ્તકના કાર્તિકથી શ્રાવણ માસના અંક સુધીમાં જે અત્યંત રસમય વિષયો આવ્યા છે, જેવા કે **શ્રીમન્નૃસિંહાચાર્યજીનું** જીવનચરિત્ર, યોગીનીની વાર્તા, વિચારરત્નરાશિ, વગેરે તે સર્વનો આમા સમાવેશ કર્યો છે. મૂલ્ય રૂ. ૧—૪—૦; પોસ્ટેજ ૦—૧—૬.

### સતી સુવર્ણા.

આ અત્યંત બોધદાયક અને રસવાળી વાર્તા છે. મૂલ્ય ૦—૫—૦ પોસ્ટેજ ૦—૧—૦.

---

### શ્રીનૃસિંહવાણીવિલાસ ( પ્રથમ પુસ્તક. )

શ્રીમન્નૃસિંહાચાર્યજીએ રચેલાં જ્ઞાનના, વૈરાગ્યના, ઉપદેશનાં વગેરે પદ્યોનો આ ગ્રથમા સંગ્રહ કરવામાં આવ્યો છે. મૂલ્ય ૦—૬—૦; પોસ્ટેજ ૦—૧—૦.

---

### શ્રીનૃસિંહવાણીવિલાસ ( દ્વિતીય પુસ્તક. )

આ ગ્રથમા પણ ઉપર પ્રમાણે બીજાં નવા પદ્યોનો સંગ્રહ કરવામા આવ્યો છે. મૂલ્ય રૂ. ૧—૦—૦, પોસ્ટેજ ૦—૨—૦.

---

### શ્રીનૃસિંહવાણીવિલાસ ( તૃતીય પુસ્તક. )

આમાં પણ ઉપર પ્રમાણે જ બીજાં નવા પદ્યોનો સંગ્રહ કરવામા આવ્યો છે. વળી તે સાથે ભામિનીભૂષણના પાચે અલકારોમા જે પદ્યો આવેલાં છે, તે સર્વનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. મૂલ્ય રૂ. ૧—૦—૦; પોસ્ટેજ ૦—૨—૦.

---

### શ્રીસુરેશચરિત્ર ( પૂર્વાર્ધ. )

નાટકના રૂપમા આ એક જ્ઞાનની પ્રક્રિયા છે. મૂલ્ય રૂ ૧—૦—૦; પોસ્ટેજ ૦—૨—૦.

---

### શ્રીસદ્બોધપારિજાતક.

શ્રીમન્નૃસિંહાચાર્યજીએ શ્રેયસ્સાધકોને તથા અન્ય સજ્જનોને પ્રસગોપાત્ત જે પત્રો લખ્યા હતા, તેમાંથી બોધક પત્રોનો આ ગ્રંથમા સગ્રહ કરવામા આવ્યો છે. મૂલ્ય ૦—૮—૦, પોસ્ટેજ ૦—૧—૦.

---

### સન્મિત્રનું મિત્રપ્રતિ પત્ર.

પત્રના રૂપમા આ ગ્રંથમાં મનુષ્યના કર્તવ્યનો ઉત્તમ પ્રકારે બોધ કરવામા આવ્યો છે. મૂલ્ય ૦—૮—૦, પોસ્ટેજ ૦—૧—૦.

---

### શ્રીપંચવરદવૃત્તાન્ત.

આ જ્ઞાનનો એક અદ્ભુત ગ્રંથ છે. પચવરદ નામના એક જીવન્મુક્ત નૃપતિએ બે મહાપુરુષોનો સમાગમ કરી તેમની પાસેથી જે ઉત્તમ બોધ શ્રવણ કર્યો છે, તેનુ તેમાં બહુ રસ ભરેલી રીતે વર્ણન કરવામા આવ્યુ છે. મૂલ્ય રૂ. ૦—૧૨—૦; પોસ્ટેજ ૦—૧—૬.

## મુમુક્ષુ સંપ્રદાય-પ્રથમ ઉપદેશ.
## ( શ્રીમન્નૃસિંહાચાર્યજી રચિત. )

મૂલ્ય ૦—૧—૦, પોષ્ટેજ ૦—૦—૬.

---

## સદુપદેશશ્રેણી.

શ્રેયસ્સાધકઅધિકારીવર્ગના ઉત્સવોમા જે વ્યાખ્યાનો થાય છે તે સર્વેનો આ પુસ્તકોમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આજ સુધીમાં તેના બત્રીસ ભાગ પ્રકટ થયા છે. તેમા જે જે વિષયો આવ્યા છે તે નીચે પ્રમાણેઃ—

### સદુપદેશશ્રેણી-પ્રથમ સદુપદેશ.

૧ કર્મ અને સન્યાસ—નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ.
૨ કર્તવ્યવિચાર—છોટાલાલ જીવનલાલ.
૩ કીર્તન.

મૂલ્ય ૦—૧—૦, પોસ્ટેજ ૦—૦—૬.

---

### સદુપદેશશ્રેણી-દ્વિતીય સદુપદેશ

૧ બ્રહ્મસ્વરૂપ—જેઠીસનદાસ જેઠાભાઇ કણીયા, બી. એ.
૨ વિદ્યા અને મોક્ષ—ન૦ દે૦ મહેતા, બી. એ.
૩ એકાંતવાસ અને બ્રહ્મવિચાર—કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.
૪ કર્તવ્યપ્રવર્તન—છો૦ જી૦
૫ કીર્તનો.

મૂલ્ય ૦—૨—૬; પોસ્ટેજ ૦—૦—૬.

---

### સદુપદેશશ્રેણી-તૃતીય સદુપદેશ.

૧ સ્મરણશક્તિ—નગીનદાસ ગોકળદાસ મહેતા, બી. એ.
૨ આનંદમીમાંસા—ન૦ દે૦ મહેતા.
૩ ભક્તિ—મણિશંકર હરગોવિંદ ભટ્ટ, બી. એ.
૪ વેદાન્તસાધન અને આશ્રમવ્યવસ્થા—કૌ૦ વિ૦
૫ શ્રેયસ્સાધકોની શંકાનાં સમાધાન—જે૦ જે૦ કણીયા.
૬ પ્રાપ્તવ્યની સત્વર સિદ્ધિ થવાના સાધનો સંબંધી વિચાર. } છો૦ જી૦
૭. કીર્તનો.

( સ્ત્રીસંસદનાં વ્યાખ્યાનો )

૮ સંતોષ—ઘા૦
૯ સ્ત્રીકર્તવ્ય—બા૦
૧૦ સ્વદોષદર્શન—વિ૦

મૂલ્ય ૦—૬—૦; પોસ્ટેજ ૦—૧—૦.

## સદુપદેશશ્રેણી–ચતુર્થ સદુપદેશ.

૧ પ્રપંચમિથ્યાત્વ અને નિષ્પ્રપંચત્વનું સંશોધન. — ન૦ દે૦ મહેતા.
૨ સાધનનિષ્ઠા—જેઠીસનદાસ ગંગાદાસ ભક્ત.
૩ શ્રેયસ્સાધકોની શંકાનાં સમાધાન—જે૦ જે૦ કણીયા.
૪ પુરુષપ્રયત્ન—ન૦ ગો૦ મહેતા.
૫ સાધનવિચાર—મ૦ હ૦ ભટ્ટ.
૬ સંયમસાધક હેતુઓ સંબંધી વિચાર-છો૦ જી૦
૭ આશ્વાસન—છો૦ જી૦
૮ કીર્તનો.

( શ્રીસંસદ્દનાં વ્યાખ્યાનો )

૯ મુમુક્ષુનાં લક્ષણો—ઘ૦
૧૦ શ્રીનચિકેતાનું આખ્યાન અને તે ઉપરથી લેવાયોગ્ય બોધ—વિ૦
૧૧ પતિવ્રતા ધર્મ—બા૦

મૂલ્ય ૦–૮–૦, પોસ્ટેજ ૦–૧–૦

---

## સદુપદેશશ્રેણી–પંચમ સદુપદેશ.

૧ તીર્થમીમાંસા—ન૦ દે૦ મહેતા.
૨ ઉપાધિવાળા સાધકોનો મોક્ષાનુકૂલ પ્રયત્ન—જે૦ ગ૦ ભક્ત.
૩ શ્રીગીતાસિદ્ધાન્ત કૌમુદી–મ૦ હ૦ ભટ્ટ.
૪ માયાસ્વરૂપ—જે૦ જે૦ કણીયા.
૫ દસ્યગુણાર્જન તથા બ્રહ્મદર્શન–કો૦ વિ૦ મહેતા.
૬ હૃદ્બલ—નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી.
૭ કીર્તનો.

( શ્રીસંસદ્દનાં વ્યાખ્યાનો. )

૮ શ્રી ઇષ્ટને સર્વસ્વાર્પણ–વિ૦
૯ આત્મજ્ઞાનનાં સાધનો—ઘ૦
૧૦ મુક્તિમંદિરના ચાર દ્વારપાળો—બા૦

મૂલ્ય ૦–૮–૦; પોસ્ટેજ ૦–૧–૦.

---

## સદુપદેશશ્રેણી—ષષ્ઠ સદુપદેશ.

૧ અર્વાચીન પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનો અદ્વૈતવાદ.—ન૦ દે૦ મહેતા.
૨ વિષયસંબંધ અને મુક્તાવસ્થા—જે૦ ગં૦ ભક્ત.
૩ શ્રેયસ્સાધકોની શંકાનાં સમાધાન—જે૦ જે૦ કણીયા.

૪ શ્રીગીતાસિદ્ધાન્તકૌમુદી—મ૦ હ૦ ભટ્ટ.
૫ દશ્યમાર્જન તથા બ્રહ્મદર્શન—કો૦ વિ૦ મહેતા.
૬ આત્મબલ—છો૦ જી૦

( શ્રીસંસદ્દનાં વ્યાખ્યાનો. )

૮ સત્સમાગમ—જા૦
૯ ચૂડાલાખ્યાન—બા૦

મૂલ્ય ૦—૧૦—૦; પોસ્ટેજ ૦—૧—૦.

## સદુપદેશશ્રેણી—સપ્તમ સદુપદેશ.

૧ સાધકની દિનચર્યા—જે૦ ગં૦ ભક્ત.
૨ હૃદ્બલ—સંઘવી.
૩ ચતુષ્કપર્વા માયા અને સેતુચતુષ્ક—ન૦ દે૦ મહેતા.
૪ દશ્યમાર્જન તથા બ્રહ્મદર્શન—કો૦ વિ૦ મહેતા.
૫ વિનયન—ચિમનરાય ખુશાલરાય.
૬ વૈરાગ્ય—જે૦ જે૦ કણીયા.
૭ શ્રેયસ્સાધક—છો૦ જી૦
૮ કીર્તનો.

( શ્રીસંસદ્દનાં વ્યાખ્યાનો )

૯ દશ્યનો મોહ દુઃખદ છે—પ્રા૦
૧૦ વ્યવહાર તથા પરમાર્થમાં સ્ત્રીઓએ ગ્રહણ કરવા યોગ્ય ગુણો—બા૦
૧૧ અષ્ટાવક્રાખ્યાન—ઘા૦
૧૨ કીર્તનો.

મૂલ્ય ૦—૧૨—૦, પોસ્ટેજ ૦—૨—૦.

## સદુપદેશશ્રેણી—અષ્ટમ સદુપદેશ.

૧ વિનયન—ચી૦ ખુ૦
૨ સાધનચતુષ્ટ્ય—જટાશંકર દયારામ વ્યાસ.
૩ સ્વરૂપસામ્રાજ્ય—ન૦ દે૦ મહેતા.
૪ હૃદ્બલ—સંઘવી.
૫ દાનવિચાર—જે૦ જે૦ કણીયા.
૬ વિચારવાણી—કો૦ વિ૦ મહેતા.
૭ શ્રેયસ્સાધક—છો૦ જી૦
૮ કીર્તનો.

( ભ્રીસંસદ્નાં વ્યાખ્યાનો )

૯ સંસારમા પડતાં દુઃખો અને તેથી થતા લાભ—**બા૦**
૧૦ સજ્જનદુર્જનની સંગતિના લાભાલાભ—**પ્ર૦**
૧૧ સ્ત્રીજન્મ—**हरिमंगला.**

મૂલ્ય ૦-૧૨-૦, પોસ્ટેજ ૦-૨-૦.

---

## सदुपदेशश्रेणी-नवम सदुपदेश.

૧ અંતરત્યાગી અને બહિઃસંગી અવસ્થા—ભક્ત
૨ વિચારવાજી—કો૦ વિ૦ મહેતા
૩ પદાર્થતત્ત્વનિર્ણય—ન૦ દે૦ મહેતા.
૪ વિનયન—ચી૦ ખુ૦
૫ કુતૂહલ—મંધવી.
૬ શ્રેયસ્સાધકોની પ્રકીર્ણ શંકાઓનાં સમાધાન-કણીયા.
૭ કીર્તનો.

( સ્ત્રીસસદ્ના વ્યાખ્યાનો )

૮ પ્રામવ્યવિચાર—**શાં૦**
૯ પડ્રિપુ—**વિ૦**
૧૦ શ્રેયસ્ના સાધનો વિષે વિચાર—**घनदागौरी.**

મૂલ્ય ૦-૧૨-૦, પોસ્ટેજ ૦-૨-૦

---

## सदुपदेशश्रेणी-दशम सदुपदेश.

૧ શ્રેયસ્સાધક—છો૦ જી૦
૨ ધ્યાન અને જ્ઞાન—ન૦ દે૦ મહેતા
૩ વ્યાધિનિરોધમહાવિદ્યા—સંધવી.
૪ સમાગમ સાર્થક ક્યારે ?—ભક્ત.
૫ અવતારસ્વરૂપ—કણીયા.
૬ સાધનચતુષ્ટય—જ૦ દ૦ વ્યાસ.
૭ કીર્તનો.

( સ્ત્રીસસદ્નાં વ્યાખ્યાનો )

૮ ભૂમિકાવિચાર—**બા૦**
૯ સધવા તથા વિધવા સ્ત્રીઓના ધર્મ—**પ્ર૦**
૧૦ આત્મજ્ઞાનનાં ઉપયોગી સાધનો—**વિ૦**

મૂલ્ય ૦-૧૨-૦, પોસ્ટેજ ૦-૨-૦.

---

### સદુપદેશશ્રેણી—એકાદશ સદુપદેશ.

૧ ઉત્સવ—**ભક્ત.**
૨ મહેશ્વરનું ધ્યાન—**ભક્ત.**
૩ વિજ્ઞાનસ્પંદન—ન૦ દે૦ મહેતા.
૪ વિચારવાજી—કૈ૦ વિ૦ મહેતા.
૫ શ્રેયસ્સાધક—છો૦ જી૦
૬ શ્રીસોમવિદ્યા—સંઘવી.
૭ જીવસ્વરૂપ—કણીયા.
૮ સાધનચતુષ્ટય—જ૦ દ૦ વ્યાસ.
૯ સંયમસ્વરૂપ, તેના હેતુ, ફલ તથા ઉપાય—**શ્રીઉ૦**
૧૦ કીર્તનો.

( શ્રીસંસદ્‌ના વ્યાખ્યાનો )

૧૧ તત્ત્વવિચાર—**ઘ૦**
૧૨ નવધા ભક્તિ—**શિ૦**
૧૩ સદ્‌વિચાર શામાટે સેવવા જોઇએ ?—**જ૦ દેવી.**
૧૪ કીર્તનો.

મૂલ્ય ૦–૧૨–૦, પોસ્ટેજ ૦–૨–૦.

---

### સદુપદેશશ્રેણી—દ્વાદશ સદુપદેશ.

૧ સદ્‌ગુણરૂપી ધન—ભક્ત.
૨ ક્રોધતત્ત્વસંશોધન—કણીયા.
૩ વિચારવાજી—કૈ૦ વિ૦ મહેતા.
૪ ક્રિયા તથા વિચારનું માધુર્ય—ન૦ દે૦ મહેતા.
૫ વ્યાધિનિરોધમહાવિદ્યા પ્રયોગ—સંઘવી.
૬ પ્રારબ્ધ અને પુરુષાર્થ—કૈ૦ વિ૦ મહેતા.
૭ સાધનચતુષ્ટય—જ૦ દ૦ વ્યાસ.
૮ સામર્થ્યને પ્રાપ્ત કરવાની કળા—છો૦ જી૦
૯ પ્રેમસ્વરૂપ—**શ્રીઉ૦**
૧૦ કીર્તનો.

( શ્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો )

૧૧ માતાનો ધર્મ—**બા૦**
૧૨ સદ્વિચાર—**દૃ૦**
૧૩ વિવેક અને વિરાગ—**પ્ર૦**
૧૪ કીર્તનો.

મૂલ્ય ૦–૧૪–૦; પોસ્ટેજ ૦–૨–૦.

## સદુપદેશશ્રેણી—ત્રયોદશ સદુપદેશ.

૧ ક્ષમા—ભક્ત.
૨ વિચારવાળુ—કૈ૦ વિ૦ મહેતા.
૩ સાંખ્યસિદ્ધાન્તનિરૂપણ—કણીયા.
૪ અંતઃકરણની સ્થિતિસાથે દ્રવ્યાદિની અનુકૂલતાનો સંબંધ—છો૦ જી૦
૫ શ્રીપ્રમેયતત્ત્વાદર્શ—શ્રીઉ૦
૬ વ્યાધિનિરોધમહાવિદ્યાપ્રયોગયુક્તિસંઘ—સંઘવી.
૭ અંતઃકરણની ઉચ્ચ કલા શી રીતે કરવી?—શ્રીઉ૦
૮ કીર્તનો.

( શ્રીસસદ્દના વ્યાખ્યાનો )

૯ કેટલીક સામાન્ય ભ્રાંતિઓ અને તેનું નિરાકરણ—ઘ૦
૧૦ સુખને ક્યાં શોધવું ?—પ્ર૦
૧૧ ગ્રાહ્ય તથા ત્યાજ્ય વિષયો—જ૦ દેવી.
૧૨ કીર્તનો.

મૂલ્ય ૦—૧૨—૦, પોસ્ટેજ ૦—૨—૦.

---

## સદુપદેશશ્રેણી—ચતુર્દશ સદુપદેશ.

૧ વર્ણવ્યવસ્થા—કણીયા.
૨ શ્રેયસ્સાધક—છોટાલાલ જીવનલાલ.
૩ ક્રિયા તથા વિચારવાનું માધુર્ય—ન૦ દે૦ મહેતા.
૪ ભેદાપલાપન—ચી૦ ખુ૦
૫ દીનત્વને ત્યજવાની અમોઘ કલા—શ્રીઉ૦
૬ કીર્તનો.

( શ્રીસસદ્દના વ્યાખ્યાનો. )

૭ નમ્રતા—બા૦
૮ સંસારઆદર્શ—શી૦
૯ સાધનસિદ્ધિ—ઘ૦
૧૦ સ્ત્રીઓએ પોતાના સામર્થ્યને શી રીતે વધારવું ?—જ૦ દેવી.

મૂલ્ય ૦—૧૨—૦, પોસ્ટેજ ૦—૨—૦.

---

## સદુપદેશશ્રેણી—પંચદશ સદુપદેશ.

૧ બ્રાહ્મીભાવનાનો અધિકાર—કણીયા.
૨ ક્રિયા અને બુદ્ધિ—કૈ૦ વિ૦ મહેતા,
૩ દિવ્ય વ્યવહાર—ભક્ત.

૪ વિચારવાજી—કૌ૦ વિ૦ મહેતા.
૫ સુખની સત્વર સિદ્ધિ અર્થે શું કરવું ?—છો૦ જી૦
૬ બ્રહ્મવિદ્યા અને તેની સાધકના જીવનપર થતી અસર—ન૦ દે૦ મહેતા.
૭ સાધનચતુષ્ટ્ય—જ૦ દ૦ વ્યાસ.
૮ શ્રીપ્રમેયતત્વાદર્શ—શ્રીઉ૦
૯ શ્રીપુરશ્ચરણુરહસ્ય—સંઘવી.
૧૦ કીર્તનો.

( શ્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો. )

૧૧ અભિમાનથી થતી હાનિ—ઘ૦
૧૨ શ્રદ્ધા—પ્ર૦
૧૩ સ્વસ્વરૂપનિષ્ઠા—શા૦
૧૪ મનુષ્યનું કર્તવ્ય—હ૦
૧૫ કીર્તનો.

મૂલ્ય ૦–૧૨–૦, પોસ્ટેજ ૦–૨–૦.



**સદુપદેશશ્રેણી–ષોડશ સદુપદેશ.**

૧ મૂર્તિપૂજા તથા પ્રતીકોપાસના—કણીયા
૨ વિચારવાજી—કૌ૦ વિ૦ મહેતા.
૩ પોતાનું સર્વોત્તમ હિત સાધવું એ મનુષ્યનું કર્તવ્ય છે–છો૦ જી૦
૪ શ્રેયસ્સાધક—છો૦ જી૦
૫ ધાર્મિક જીવન—ન૦ દે૦ મહેતા.
૬ વ્યાધિનિરોધમહાવિદ્યાયુક્તિસંઘ—સંઘવી.
૭ સાધનચતુષ્ટ્ય—જ૦ દ૦ વ્યાસ.
૮ સામર્થ્યપ્રાપ્તિની અલૌકિક કલા—શ્રીઉ૦
૯ કીર્તનો.

( શ્રીસંસદ્‌ના વ્યાખ્યાનો )

૧૦ કર્તવ્યવિચાર—ઘ૦
૧૧ અજ્ઞાનથી તથા અનર્થો—શિ૦
૧૨ યથાર્થ શ્રીત્વ—બા૦
૧૩ આપણી ઉન્નતિ—જ૦ દેવી.
૧૪ કીર્તનો.

મૂલ્ય ૦–૧૨–૦; પોસ્ટેજ ૦–૨–૦.



## सदुपदेशश्रेणी—सप्तदश सदुपदेश.

પુરુષવર્ગનાં વ્યાખ્યાનો.

૧ મૂર્તિપૂજા તથા પ્રતીકોપાસના—( પ્રો. જેઠીસનદાસ જે૦ કણીયા. )
૨ પાશુપતયોગરહસ્ય—( જટાશંકર દ. વ્યાસ. )
૩ ક્રિયા અને બુદ્ધિ—( કૌશિકરામ વિ. મહેતા, બી. એ. )
૪ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય—( છોટાલાલ જીવનલાલ. )
૫ વ્યાધિનિરોધમહાવિદ્યાયુક્તિસંઘ—( નગીનદાસ પુ. સંઘવી. )
૬ મનુષ્ય સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ છે ?—(श्रीउ०)
૭ કીર્તનો.

( સ્ત્રીસદ્મા સ્ત્રીઓએ આપેલા વ્યાખ્યાનો. )

૧ મનુષ્યજન્મની સફળતા ક્યારે ગણાય ?
૨ પરમાત્માના અનુગ્રહપાત્ર કેવી રીતે થવાય ?
૩ યોગબલને ઘટાડનાર કારણો
૪ આપણે કેવા પ્રકારની ક્રિયા કરવી ?
૫ કીર્તનો.

મૂલ્ય ૦—૧૨—૦, પોસ્ટેજ ૦—૧—૬.

---

## सदुपदेशश्रेणी—अष्टादश सदुपदेश.

પુરુષવર્ગના વ્યાખ્યાનો.

૧ મૂર્તિપૂજા તથા પ્રતીકોપાસના—( પ્રો૦ કણીયા. )
૨ વિચારવાણી—( કૌ૦ )
૩ વેદાન્તનિબન્ધમાલા—( નર્મદ૦ )
૪ શિક્ષા અને પરીક્ષા—( ચી૦ )
૫ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય—( છો૦ )

( સ્ત્રીવર્ગના વ્યાખ્યાનો. )

૧ અધિક દ્રવ્યવડે પ્રાપ્ત થતા સુખદુઃખની તુલના.
૨ સ્ત્રીઓના સ્વાભાવિક ગુણો.
૩ નિર્વિષયી સુખની પ્રાપ્તિનું સાધન.
૪ કીર્તનો.

મૂલ્ય ૦—૧૨—૦; પોસ્ટેજ ૦—૧—૦.

---

## सदुपदेशश्रेणी– कोनविंशतितम स- पदेश.

૧ આર્યલક્ષ્મ—કૌ૦
૨ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય—છો૦ જી૦
૩ શ્રેયસ્સાધકોની શંકાનાં સમાધાન—કણીઆ૦
૪ સામર્થ્યનો ગુપ્ત ભંડાર—**श्रीउ०**
૫ કીર્તનો.

( શ્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો. )

૧ સત્ય આનંદ શેમાં છે ?—**प्र०**
૨ ખરો સુખનો માર્ગ—**घ०**
૩ કીર્તનો.

મૂલ્ય રૂ. ૦–૧૨–૦, ટપાલ ખર્ચ ૦–૨–૦.

---

## सदुपदेशश्रेणी–विंशतितम सदुपदेश.

૧ નિદ્રાનિરૂપણ—કણીઆ.
૨ રાગ એટલે પ્રેમ, એ વિરાગનું રહસ્ય છે—કણીઆ
૩ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય—છો૦ જી૦
૪ વેદાંતનિબંધમાલા—ન૦ દે૦ મહેતા.
૫ અતીન્દ્રિયતત્ત્વસ્ફુરણ—કૌ૦ વિ૦ મહેતા.
૬ કીર્તનો.

( શ્રીસંસદ્‌ના વ્યાખ્યાનો. )

૧ માનવ ધર્મ—**घ०**
૨ યોગબલને વધારનાર કારણો—**वि०**
૩ કેવા વિચારો ઉન્નતિને અર્પનાર છે—**प्र०**
૪ પરમાત્માને કેવી રીતે પ્રસન્ન કરવા—**ज० देवी.**
૫ કીર્તનો.

મૂલ્ય રૂ. ૦–૧૨–૦, ટપાલ ખર્ચ ૦–૨–૦.

## सदुपदेशश्रेणी—एकविंशतितम सदुपदेश.

૧ નિદ્રાનિરૂપણ—**કણીયા.**
૨ તત્ત્વજ્ઞાન સર્વ સુખહેતુ છે—**કણીયા.**
૩ જ્ઞપ્તિ—**કૌશિક૦**
૪ પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ પ્રકટાવવાના સાધનો—**છો૦**
૫ કીર્તનો.

[ સ્રીસંસદ્‌માં સ્રીઓએ આપેલા વ્યાખ્યાનો. ]

૧ મનુષ્યોએ સાવધાનતા સેવવાની અગત્ય.
૨ તપશ્ચર્યા કોને કહેવી.
૩ પરમાત્માને કેવી રીતે પ્રસન્ન કરવા.
૪ કેવા વિચારો ઉન્નતિને અર્પનાર છે.
૫ કીર્તનો.

મૂલ્ય રૂ. ૦—૮—૦, ટપાલ ખર્ચ ૦—૧—૦.

---

## सदुपदेशश्रेणी—द्वाविंशतितम सदुपदेश.

૧ નિદ્રાનિરુપણ—**કણીયા.**
૨ જ્ઞપ્તિ—**કૌશિક૦**
૩ પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ પ્રકટાવવાનાં સાધનો—**છો૦**
૪ કીર્તનો.

[ સ્રીસસદ્‌નાં વ્યાખ્યાન. ]

૧ પ્રેમપ્રવાહ—**ધ૦**

મૂલ્ય રૂ. ૦—૮—૦, પોસ્ટેજ ૦—૧—૦.

---

## सदुपदेशश्रेणी—त्रयोविंशतितम सदुपदेश.

૧ આત્મદ્યોતન. **(છો૦)**
૨ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુને જય. **(છો૦)**
૩ વિચારવાજી. **(કૌશિક૦)**
૪ વિશિષ્ટાદ્વૈત. **(કણીયા.)**

૫ આંતર ભાન. ( ઓઝા )
૬ પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ પ્રકટાવવાના સાધનો. (છો૦)
૭ સ્વભાવને સુધારવાની કળા. ( શ્રીક૦ )
૮ કીર્તનો.

મૂલ્ય રૂ. ૦—૧૨—૦; પોસ્ટેજ ૦—૨—૦.

## सदुपदेशश्रेणी—चतुर्विंशतितम सदुपदेश.

૧ વિશિષ્ટાદ્વૈત ( કણીયા. )
૨ સમાજનું બંધારણ. ( કૌશિક૦ )
૩ પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ પ્રકટાવવાના સાધનો. (છો૦)
૪ આત્મદ્યોતન. ( છો૦ )
૫ આંતર ભાન. ( ઓઝા૦ )
૬ માબાપનું સામર્થ્ય ( છો૦ )
૭ કીર્તનો.

મૂલ્ય રૂ. ૦—૧૨—૦, પોસ્ટેજ ૦—૨—૦.

## सदुपदेशश्रेणी—पंचविंशतितम सदुपदेश.

૧ શ્રીશંકરાચાર્યનું ધર્મસમુદ્ધરણ ( નર્મદા૦ )
૨ આત્મદ્યોતન ( છો૦ )
૩ અર્વાચીન માનસશાસ્ત્ર ( ઓઝા. )
૪ પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ પ્રકટાવવાના સાધનો (છો૦)
૫ સમાજનું બંધારણ. ( કૌ૦ )
૬ વેદાન્તપરિભાષાવ્યાખ્યા ( કણીયા૦ )
૭ કીર્તનો.

મૂલ્ય રૂ ૦—૧૨—૦, પોસ્ટેજ ૦—૨—૦.

## सदुपदेशश्रेणी—षड्विंशतितम सदुपदेश.

૧ વેદાન્તપરિભાષાવ્યાખ્યા—કણીયા.
૨ સમાજનું બંધારણ—કૌ૦
૩ પ્રવૃત્તિનિવૃત્તિવિવેક—કણીયા.
૪ તૃપ્તિ—કૌ૦
૫ પ્રેમ અને નિયમ—ભોગીલાલ.
૬ શારદા અને શ્રીકૃષ્ણ—(શ્રીક૦)
૭ કીર્તનો.

( ત્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો. )

૧ સ્વધર્મ—**ધ૦**
૨ ત્રણ પ્રકારનાં જીવન અને તેની ઉન્નતિના માર્ગો—**પ્ર૦**
૩ સુવિચારસુમનમાલા—**જ૦ દેવી.**

મૂલ્ય રૂ. ૦—૧૨—૦, પોસ્ટેજ ૦—૨—૦.

---

## सदुपदेशश्रेणी—सप्तविंशतितम सदुपदेश.

૧ અભ્યાસ—**ભોગીલાલ.**
૨ શ્રાન્દા અને શ્રીકૃષ્ણ——**શ્રી૩૦**
૩ વેદાન્તપરિભાષાવ્યાખ્યા—**કણીયા.**
૪ પ્રકટ પરમેશ્વર—**કૌશિકરામ.**
૫ આત્મઘાતમ—**શ્રી૩૦**
૬ ઇશ્વરભાવના—**નર્મદા૦**
૭ કીર્તનો

( ત્રીસસદ્‌ના વ્યાખ્યાનો. )

૧ પ્રગતિને માટે કયુ સાધન સેવ્ય છે—**પ્ર૦**
૨ અધિકારીના લક્ષણ—**સુ૦**
૩ કીર્તનો

મૂલ્ય રૂ ૦—૧૨—૦; પોસ્ટેજ ૦—૨—૦.

---

## सदुपदेशश्रेणी—अष्टविंशतितम सदुपदेश.

૧ દીપોત્સવનુ આધ્યાત્મિક રહસ્ય—**ચી૦ ખુ૦**
૨ અનિર્વેદવાદ—**ભોગીલાલ.**
૩ વેદાન્તપરિભાષાવ્યાખ્યા—**કણીયા.**
૪ વાસ્તવ ઉદય ક્યારે થયો કહેવાય ?—**પ્રમીલાબહેન.**
૫ સદ્વિચારલહરિઓ—**શ્રી૩૦**
૬ ચિંતનાનુરૂપ સર્જન—**જગન્નાથ.**
૭ મનુષ્યને થતા ભયમાટે માબાપો જવાબદાર છે—**જ૦ ગં૦ મહેતા.**
૮ અર્વાચીન માનસ શાસ્ત્ર—**ઓઝા.**
૯ કીર્તનો.

મૂલ્ય રૂ. ૦—૧૦—૦, પોસ્ટેજ ૦—૧—૬.

## સદુપદેશશ્રેણી–એકોનત્રિંશત્તમ સદુપદેશ.

૧ તત્વવિદ્યામા શ્રદ્ધાદિ સામગ્રીની આવસ્યકતા—ન૦ દે૦ મહેતા.
૨ પ્રવાસનો અવધિ ક્યાં ?– ચી૦ ખુ૦ મહેતા.
૩ માનવજીવન અને જીવનરસ—અં૦ ખુ૦ જાની.
૪ આપણું જીવનતંતુયંત્ર અને તેની કેળવણી–કૌ૦ વિ૦ મહેતા.
૫ વેદાન્તપરિભાષાવ્યાખ્યા—કણીયા.
૬ આન્તર મનના ચમત્કારોના અન્વેષણ—ઇશ્વરલાલ.
૭ શિવતત્ત્વવિવેક—ન૦ દે૦ મહેતા.
૮ ઉત્તમ કળાકાર થવાને શુ કરવુ ?—હ૦ જે૦ કણીયા.
૯ નિષ્ફળતાના સમયે ?—શ્રીઉ૦

( સ્રીસંસદ્‌નાં વ્યાખ્યાનો. )

૧ ગૃહદેવી—પ્ર૦
૨ વિચારનુ પ્રાધાન્ય—સુ૦
૩ કીર્તનો.

મૂલ્ય રૂ. ૦–૧૦–૦, પોસ્ટેજ ૦–૨–૦.

---

## સદુપદેશશ્રેણી–ત્રિંશત્તમ સદુપદેશ.

૧ વેદાન્તપરિભાષાવ્યાખ્યા—કણીયા.
૨ બધુતા અને સેવાધર્મ—ભોગીલાલ.
૩ સદ્વિચારલહરિઓ—શ્રીઉ૦
૪ હાસ્યસ્વરૂપ—ચી૦ ખુ૦
૫ યજ્ઞભાવના અને બ્રહ્મભાવના—નર્મદ૦
૬ કીર્તન.

( સ્રીસસદ્‌ના વ્યાખ્યાનો. )

૧ ગુરુકૃપા—શાંતા૦
૨ પ્રતિઘોષ—પ્ર૦
૩ આનંદ—સુ૦

મૂલ્ય રૂ. ૦–૮–૦, પોસ્ટેજ ૦–૧–૬.

---

## સદુપદેશશ્રેણી–એકત્રિંશતિતમ સદુપદેશ.

૧ વેદાન્તપરિભાષાવ્યાખ્યા—કણીયા.
૨ આપણું જીવનતંતુયંત્ર અને તેની કેળવણી–કૌ૦ વિ૦ મહેતા.
૩ જનસેવા—મો૦ જ૦ ઓઝા.

૪ કર્મમીમાંસા—**અં૦ બુ૦ જાની.**
૫ મંત્ર, યંત્ર અને તંત્ર—**ન૦ દે૦ મહેતા.**
૬ કીર્તનો.

મૂલ્ય રૂ. ૦—૬—૦, પોષ્ટેજ ૦—૧—૦.

---

## सदुपदेशश्रेणी—द्वात्रिंशातितम सदुपदेश.

૧ વેદાન્તપરિભાષાવ્યાખ્યા—**કણીયા.**
૨ મંત્રવિધિ—**ન૦ દે૦ મહેતા.**
૩ અદ્વૈત સિદ્ધાન્તના સર્વગ્રહી તત્ત્વો—**અં૦ બુ૦ જાની.**
૪ અંતરમાં રહેલું જીવન—**ભો૦ જ૦ ઓઝા.**
૫ ધર્મના દશ લક્ષણો—**સુલોચનાબ્હેન.**
૬ માયા અને માયાપતિનો અનુગ્રહ—**બાજીગૌરીબ્હેન.**
૭ આપણું જીવનતંતુયંત્ર અને તેની કેળવણી—**કૈ૦ વિ૦ મહેતા.**
૮ કીર્તનો.

મૂલ્ય રૂ. ૦—૮—૦; પોસ્ટેજ ૦—૧—૬.

---

## सद्बोधस्रवन्ती.

આમાં શ્રીયુત કણીયા, શ્રીયુત નર્મદાશંકર, શ્રીયુત કૌશિકરામ તથા શ્રીયુત સંઘવી એમના નવીન નિબંધોનો સમાવેશ કર્યો છે.

મૂલ્ય રૂ ૦—૪—૦, પોસ્ટેજ ૦—૧—૦

---

## धनवान् थवानी अमोघ कळा.

બે અને બેનો સરવાળો જેમ ચાર થયા વિના રહેતો જ નથી, તેમ આ પુસ્તકમાં લખેલા નિયમે વર્તનાર મનુષ્ય ધનવાન્ થયા વિના રહેતો જ નથી. ભલે તમારી પાસે વ્યાપાર કરવાની પાંચ રૂપૈયાની પણ મુડી નહિ હોય તો પણ આ પુસ્તક તમને મુડી કેવી રીતે મેળવવી તે પણ શીખવશે, તથા તેનાવડે તમારી ઇચ્છામાં આવે તેટલું ધન પણ કેવી રીતે મેળવવું તે પણ શીખવશે. હવે તમે નિર્ધનતાની એક ક્ષણ પણ વધારે વાર ફરીયાદ કરશો તો તેમાં તમારો જ દોષ છે. ગંગા બતાવતાં છતાં તરસ ન છીપાવનારને કેવો કહેવો ! ન પાળી શકાય એવા કઠણ નિયમો આ પુસ્તકમાં હશે, એવું ધારશો નહિ. સામાન્ય બુદ્ધિવાળો ગમે તે મનુષ્ય તેમનું પાલન

કરી શકે એમ છે. ધનવાન્ થવાની આ એક જ કળા છે. તે વિના બીજી કળા છે નહિ અને હોવી સભવતી નથી. પાકુ પુઠ્ઠુ, સોનેરી અક્ષરો, મૂલ્ય રૂ. ૧–૦–૦, પોસ્ટેજ ૦–૧–૦.

## दुग्धोपचार अथवा दुधना सेवनवडे सघळा रोगो टाळवानो उपाय.

લોકપ્રિય લઘુલેખમાળનો આ સાતમો અંક છે. દુધના સેવનવડે સઘળા રોગો કેવી રીતે મટાડી શકાય છે, તેનુ તેમા બહુ ઉત્તમ પ્રકારે વર્ણન કરવામા આવ્યુ છે. મૂલ્ય રૂ. ૦–૦–૬, પોસ્ટેજ ૦–૦–૬.

## श्रीसुधास्रोतस्विनी–द्वितीयकल्लोल.

સદુપદેશશ્રેણીના પ્રથમથી ત્રેવીશ વિભાગોમા, સાધન સમારભના ઉત્સવોમા, ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવોમા તેમ જ મહાકાલ વગેરેમા મહાકાલના તત્રીના જે જે પદ્યો આવેલા છે, તે સર્વનો આ પુસ્તકમા સમાવેશ કરવામા આવ્યો છે. પાકા પુઠાથી, સોનેરી અક્ષરોથી તથા ગ્રંથકર્તાની સુદર છબીથી ગ્રથને શોભાવવામા આવ્યો છે. મૂલ્ય રૂ. ૧–૮–૦, પોસ્ટેજ ૦–૨–૦.

## श्रीउपेन्द्रगिरामृत–प्रथम परिवाह.

સદુપદેશશ્રેણીના પ્રથમથી ત્રેવીશ વિભાગોમા, સાધન સમારભના ઉત્સવોમા, ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવોમા તેમ જ મહાકાલ વગેરેમા **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્**ના જે જે પદ્યો આવેલા છે, તે સર્વનો આ પુસ્તકમા સમાવેશ કરવામા આવ્યો છે. આ ગ્રથને પણ પાકા પૂઠાથી તથા સોનેરી અક્ષરોથી શોભાવવામા આવ્યો છે.

મૂલ્ય રૂ. ૧–૮–૦, પોસ્ટેજ ૦–૨–૦.

## श्रीदिव्यमूर्ति.

( લેખક–**શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્.** )

શ્રી વિશ્વવધસ્મારક ફડને સહાય્ય અર્પવાના હેતુથી આ પુસ્તક પ્રકટ કરવામા આવ્યુ છે. અદ્ભુત રસમા લીન કરી વૃત્તિ સમીપ સર્વોત્તમ લક્ષ્યને સ્થાપનાર **નવલકથા** આ વિના બીજી તમને ભાગ્યે જ મળશે. મૂલ્ય રૂ. ૧–૦–૦; પોસ્ટેજ ૦–૧–૦.

## मंगलप्रेरित संदेशा
### अथवा
## दूरदर्शक तरुनुं अद्भुत प्रकाशन.

( રચનાર—છોટાલાલ જીવનલાલ. )

**મં**ગલ લોકની વિવિધ હકીકતને જણાવનારી આ એક અત્યંત રસવાળી આશ્ચર્યજનક વાર્તા છે. એનો આનંદ વાચવાથી જ સમજાય તેમ છે. એક વખત વાંચવાથી તેમાં કેવો રસ અને તેની જ સાથે ઉચા પ્રકારનુ જ્ઞાન મિશ્રિત થયુ છે તે સમજાશે

મૂલ્ય રૂ. ૧—૪—૦, પોસ્ટેજ ૦—૨—૦.

વ્યવસ્થાપક, **મહાકાલ**, વડોદરા.

---

## श्रीमहाकाल.

જ્યા સુધી શ્રી**મહાકાલ** તમારા વાચવામા નથી આવ્યુ ત્યા સુધી ગુજરાતી ભાષામા સર્વોત્તમ માસિક કેવુ હોય છે, તેનો તમને અનુભવ થયો નથી. આ માસિક મોટા ૪૦ પૃષ્ઠનુ છે, અને તે એકવિંશ વર્ષથી પ્રકટ થાય છે. તેમા મનુષ્યની શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ચઢતી થવાના ઉપાયો એટલા તો પ્રશસ્ય પ્રકારે વર્ણવવામાં આવે છે કે વિદ્વાન્ વર્ગમા શ્રી**મહાકાલ** આજે પ્રથમ પંક્તિનુ લેખાય છે પાશ્ચાત્ય પ્રજામા જે જે નવા વિચારો પ્રવર્તે છે, તે સર્વનુ તથા આપણા દેશની તત્ત્વવિદ્યાનુ રહસ્ય અનેક યુક્તિથી તેમા વર્ણવવામા આવે છે. પોસ્ટેજનો એક આનો મોકલવાથી નમુનાનો અંક મોકલવામા આવશે. તે વાચતાં તમારી ખાતરી થશે કે તેને વાંચ્યા વિના તમારે ચાલે તેમ નથી. એક વાર તેને વાંચ્યા પછી બીજું કોઈ માસિક વાંચવાનુ તમને ભાગ્યે જ મન થશે. વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે રૂ. ૨—૦—૦.

વ્યવસ્થાપક "**મહાકાલ**", વડોદરા.

---

# જીવન.

શ્રીશ્રેયસાધકઅધિકારિવર્ગતરફથી નીકળતું આ એક ઉત્તમ પ્રકારનું માસિક છે. મનુષ્યજીવનને કેવી રીતે ઉન્નત કરવું, મનુષ્યજીવનમાં શું શું મૂલ્યવાન્ રહ્યું છે તે દર્શાવવું, મનુષ્યજીવનમાં આવી પ્રાપ્ત થતા અને વિકટ અને પ્રતિકૂલ પ્રસંગોને કેવી રીતે ટાળવા, મનુષ્યજીવનમાં વ્યાવહારિક તથા પારમાર્થિક પ્રગતિ કેવી રીતે થાય, મનુષ્યજીવન સરલ અને શાંતપણે વહેવાની સાથે અત્યંત રસવાળું અને ગૌરવવાળું શી રીતે થાય, મનુષ્યમાં જે અનેક આશ્ચર્યકારક સામર્થ્યો રહ્યાં છે તેનું તેના જીવનમા સાક્ષાત્ પ્રકટીકરણ શી રીતે થાય, એ વગેરે મનુષ્યજીવનને લગતી અનેક વાર્તાને તે બહુ જ સાદી, સરલ અને રસભરી ભાષા તથા શૈલિમાં આ માસિક ચર્ચે છે

તમે આ માસિક ન વાંચ્યું હોય તો ગમે તે પ્રકારે પણ વાંચી જોજો, એમાં મુખ્યત્વે કરીને માનવ જીવનના પ્રશ્નને લગતી ચર્ચા થવા છતાં તેમાંના સર્વ વિષયો રસવાળા હોય છે.

વાર્ષિક લવાજમ, પોસ્ટેજસાથે માત્ર રૂ. ૧-૦-૦.

વ્યવસ્થાપક, જીવન.

વડોદરા.

# दंपतीमित्र.

જગતમા જો કોઇ પણ વધારે સુખ, આનદ અને ઉન્નતિ પામી શકે તેમ હોય તો તે પતિપત્ની—દપતિ—છે, એમ શાસ્ત્રો કહે છે. તે છતા આજકાલ તેમના જીવન દુખી અને દુર્બળ રહ્યા કરે છે એમ સર્વ મનુષ્યો કહે છે, અને તેથી જ આ માસિક કહાડવાની જરૂર પડી છે.

સ્ત્રીનુ જીવન કેમ સુખી થાય અને સ્ત્રીજાતિની કેવી રીતે ઉન્નતિ થાય, એ જણાવનારૂ બીજુ કોઈ પત્ર હશે, પુરુષનુ જીવન કેમ સુખી થાય, અને તેની ઉન્નતિ કેવી રીતે થાય એ જણાવનારૂ પણ બીજુ કોઈ પત્ર હશે, બાલકોને માટે પણ તેમ જ હશે, પણ દપતી (સ્ત્રી અને પુરુષ બન્ને) કેમ સુખી થાય, કેમ ઉન્નતિ પામે, પોતાના જીવનમા કેવી રીતે રસ પ્રકટાવે, અને પોતાનામા રહેલી અલૌકિક શક્તિઓને કેવી રીતે જાગ્રત કરે, તેને બહુ જ સહેલી અને રમણીય ભાષામા જણાવનારૂ ગુજરાતમા જો કોઈ પણ પત્ર હોય તો આ એક જ છે.

આ માસિક **બહુ જ સુંદર** છે તેના કાગળો રૂપાના ચળકતા પતરા જેવા છે તે ઘણીજ શોભીતી રીતે અને કોઇ પણ ગુજરાતી ભાષાનુ પત્ર ન છપાતુ હોય તેવી રીતે છપાય છે. સુદર ચિત્રો પણ હોય છે આ તે પત્રની જાહેર ખબર છે, અને તે ટુકામા લખવી જોઇએ, તેથી એટલુ જ કહીશુ કે તેના જેવુ મોહક અને આકર્ષક બીજુ એક પણ પત્ર નથી.

નમુનાનો અક ૦—૬—૦, વાર્ષિક લવાજમ રૂ. ૩—૦—૦.

લખોઃ—

વ્યવસ્થાપક, દંપતીમિત્ર.

વડોદરા.

# ગોગિની કુમારી.

( પ્રથમ વિભાગ. )

---

શ્રીમહાકાલમાં પ્રસિદ્ધ થયેલી 'ગોગિની' નામની અત્યંત રસવાળી વાર્તાને પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે. જ્યારથી મહાકાલમાં આ વાર્તા પ્રકટ થઇ ત્યારથી તેનાં હજારો ગ્રાહક વધ્યાં હતાં. અને એ અંકો અનેક મનુષ્યોમાં વંચાતા હતા. તમે તે વાંચી હોય તો પણ છૂટક છૂટક વાંચેલી હશે, પરંતુ આમ ગ્રંથ રૂપે પ્રસિદ્ધ થયેલી સાથે સાથે વાંચવાથી કોઇ જુદા જ પ્રકારનો રસ ઉપજશે. આ વાર્તા વાંચ્યા પછી જ ખરી વાર્તા કેવી હોવી જોઇએ તેનો તમને ખ્યાલ આવશે.

આ પુસ્તક તમારા ઘરમાં હશે તો નક્કી માનજો કે તમે અનેક પ્રકારનાં દુઃખ શોકથી મુક્ત જ છો.

મૂલ્ય રૂ. ૧-૪-૦; પોસ્ટેજ ૦-૨-૦.

સરનામું-વ્યવસ્થાપક, મહાકાલ.

વડોદરા.

---

# योगिनीकुमारी.

( પ્રથમ વિભાગ. )

---

શ્રીમહાકાલમાં પ્રસિદ્ધ થયેલી 'યોગિની' નામની અત્યંત રસવાળી વાર્તાને પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કરવામા આવી છે. જ્યારથી મહાકાલમાં આ વાર્તા પ્રકટ થઇ ત્યારથી તેનાં હજારો ગ્રાહક વધ્યા હતાં. અને એ અંકો અનેક મનુષ્યોમા વંચાતા હતા. તમે તે વાંચી હોય તો પણ છૂટક છૂટક વાંચેલી હશે, પરંતુ આમ ગ્રંથ રૂપે પ્રસિદ્ધ થયેલી સાથે સાથે વાંચવાથી કોઇ જુદા જ પ્રકારનો રસ ઉપજશે આ વાર્તા વાચ્યા પછી જ ખરી વાર્તા કેવી હોવી જોઇએ તેનો તમને ખ્યાલ આવશે

આ પુસ્તક તમારા ઘરમા હશે તો નક્કી માનજો કે તમે અનેક પ્રકારના દુઃખ શોકથી મુક્ત જ છો.

મૂલ્ય રૂ ૧ ૪—૦ પોસ્ટેજ ૦—૨—૦.

સરનામું-વ્યવસ્થાપક, મહાકાલ.

વડોદરા.

---